શ્રી આત્મ-કમલ-લબ્ધિસૂરીશ્વરજી જૈનગ્રંથમાળા

પુષ્પ ૩૯ મું

# આત્મતત્ત્વવિચાર

## [ બીજો-ભાગ ]

વ્યાખ્યાતા

દક્ષિણદીપક દક્ષિણદેશોદ્ધારક જૈનાચાર્ય

શ્રીમદ્ વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજ

*

સંપાદક

કવિકુલતિલક શતાવધાની પૂજ્ય પન્યાસજી

શ્રી કીર્તિવિજયજી ગણિ

સંપાદક

સાહિત્યવારિધિ શતાવધાની પંડિત

શ્રી ધીરજલાલ ટોકરશી શાહ

પ્રકાશક
જી. બી. મહેતા
શ્રી આત્મ-કમલ-લબ્ધિસૂરીશ્વરજી
જૈન જ્ઞાનમંદિર, ૬ એસ લેન,
દાદર (વેસ્ટર્ન), મુંબઈ નં ૨૮

બીજી આવૃત્તિ ૨૦૦૦
વિ. સ ૨૦૧૭ · ઈ સ ૧૯૬૧
મૂલ્ય રૂપિયા સાડા ત્રણ

મુદ્રક
મણિલાલ છગનલાલ શાહ,
નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ
ઘીકાંટા રોડ, અમદાવાદ

જૈનશાસનની અનેકવિધ પ્રભાવના કરનાર

સંયમમૂર્તિ વિદ્વત્શિરોમણિ

પૂજ્ય ગુરુદેવ

## શ્રી વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજને

## સવિનય સમર્પિત



# વિષયાનુક્રમ

## બીજો કર્મખંડ

(ચાલુ)


| વ્યાખ્યાન | વિષય | પાનું |
|---|---|---|
| ચોવીશમું | કર્મનો ઉદય | ૩ |
| | કર્મો બંધાતા જ રહે છે | ૩ |
| | કર્મ તરત ઉદયમાં ન આવે | ૩ |
| | આત્માને આઠે કર્મનો ઉદય હોય છે | ૪ |
| | અબાધાકાળ | ૬ |
| | સત્તામાં પડેલા કર્મમાં ફેરફારો થાય છે | ૭ |
| | ઉદયમાં આવતું કર્મ શી રીતે ભોગવાય છે? | ૭ |
| | દ્રવ્યાદિ પાંચ નિમિત્તો | ૧૦ |
| | કર્મને કોઈની રોક અ ની નથી | ૧૦ |
| | કર્મની અસર અનાદિ કાળથી છે | ૧૧ |
| | ઉદયકાળની અસરો | ૧૨ |
| | મૃગાપુત્ર | ૧૪ |
| | સનાતન નિયમ | ૧૫ |
| | પ્રબળ પુણ્યોદય પર શેઠની વાત | ૧૫ |
| | જો પુણ્ય પરવાર્યું હોય તો | ૧૯ |
| | પાપના ઉદય વખતે | ૧૮ |
| | હિતશિક્ષા | ૨૦ |
| પચીશમું | કર્મની શુભાશુભતા | ૨૩ |
| | આત્મા પર કર્મની અસર થાય છે | ૨૩ |

| વ્યાખ્યાન | વિષય | પાનું |
| --- | --- | --- |
| | કર્મપ્રકૃતિમાં શુભાશુભનો વ્યવહાર ... ... | ૨૪ |
| | શુભ કેટલી? અશુભ કેટલી? ... ... | ૨૪ |
| | ચાર ઘાતી કર્મની ૪૫ અશુભ પ્રકૃતિઓ ... | ૨૬ |
| | કુબેર શેઠની વાત ... ... ... | ૨૭ |
| | અઘાતી કર્મની ૪૨ શુભ અને ૩૭ અશુભ પ્રકૃતિઓ ... ... ... ... | ૩૨ |
| | સોનાની પાટે મચાવેલો ઉત્પાત .. ... | ૩૩ |
| છવીશમું | કર્મબંધ અને તેનાં કારણો અંગે વિશેષ વિચારણા (૧) ... ... ... | ૪૨ |
| | મીઠાના થોડા સ્વાદ ખાતર પ્રાણ ગુમાવનાર શ્રીમતપુત્ર .. .. ... ... | ૪૬ |
| | કર્મબંધનાં કારણો અનાદિ કાલના છે. ... | ૪૮ |
| | કારણોનો ક્રમ સહેતુક છે. ... ... | ૪૯ |
| | પહેલું કારણ મિથ્યાત્વ ... .. ... | ૫૦ |
| | અંગારમર્દકસૂરિનો પ્રબંધ . .. | ૫૧ |
| | મિથ્યાત્વ અને સમ્યક્ત્વ ... ... ... | ૫૪ |
| | સમ્યગ્દૃષ્ટિ અને મિથ્યાત્વની કરણીમાં ફેર શું?... | ૫૫ |
| | બે પ્રકારનું સમ્યક્ત્વ ... ... ... | ૫૬ |
| | બંધન અને મુક્તિનું કારણ મન છે ... | ૫૭ |
| | યુક્તિથી ચોરને પકડનાર શેઠની વાત ... | ૫૯ |
| | મિથ્યાત્વને દૂર કરો ... ... ... | ૬૦ |
| સત્તાવીશમું | કર્મબંધ અને તેનાં કારણો અંગે વિશેષ વિચારણા (૨) ... ... ... | ૬૨ |
| | વિરતિનો અર્થ ... ... ... | ૬૨ |
| | અવિરતિને છોડવાનું કારણ ... ... | ૬૩ |

| વ્યાખ્યાન | વિષય | પાનું |
|---|---|---|
| | પાપ કરવાની છૂટ એ પણ ગુનો | ૬૫ |
| | ત્રણ પ્રકારના પુરુષો | ૬૬ |
| | પાપથી દુઃખ અને પુણ્યથી સુખ | ૬૭ |
| | વિરતિના બે પ્રકારો | ૬૭ |
| | પાપવૃત્તિ પર ભીખારીનું દૃષ્ટાંત | ૭૧ |
| | અઢાર પાપસ્થાનકો | ૭૨ |
| | મઅધુની કથા | ૭૩ |
| | કષાય | ૭૫ |
| | યોગ | ૮૧ |
| અઠ્ઠાવીશમું | કર્મબંધ અને તેનાં કારણો અંગે વિશેષ વિચારણા (૩) | ૮૩ |
| | જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કર્મ બંધાવાનાં વિશેષ કારણો | ૮૫ |
| | મોહનીયકર્મ બંધાવાનાં વિશેષ કારણો | ૮૭ |
| | સાગરશેઠની કથા | ૯૦ |
| | અંતરાયકર્મ બંધાવાનાં વિશેષ કારણો | ૮૭ |
| | વેદનીયકર્મ બંધાવાનાં વિશેષ કારણો | ૯૭ |
| | આયુષ્યકર્મ બંધાવાનાં વિશેષ કારણો | ૧૦૦ |
| | નામકર્મ બંધાવાનાં વિશેષ કારણો | ૧૦૪ |
| | ગોત્રકર્મ બંધાવાનાં વિશેષ કારણો | ૧૦૪ |
| ઓગણત્રીશમું | આઠ કરણો | ૧૦૬ |
| | અઢાર નાતરાંનો પ્રબંધ | ૧૦૮ |
| ત્રીશમું | ગુણસ્થાન (૧) | ૧૨૨ |
| | ગુણસ્થાનનો અર્થ | ૧૨૪ |

| વ્યાખ્યાન | વિષય | પાનું |
|---|---|---|
| | ગુણસ્થાનોની સંખ્યા .. ... .. | ૧૨૪ |
| | ગુણસ્થાનના નામો ... ... ... | ૧૨૫ |
| | ગુણસ્થાનનો ક્રમ ... ... ... | ૧૨૬ |
| | (૧) મિથ્યાત્વગુણસ્થાન .. ... ... | ૧૨૬ |
| | (૨) સાસ્વાદનસમ્યગ્દૃષ્ટિગુણસ્થાન .. ... | ૧૨૯ |
| | (૩) સમ્યગ્મિથ્યાદૃષ્ટિગુણસ્થાન . ... | ૧૩૨ |
| | (૪) અવિરતસમ્યગ્દૃષ્ટિગુણસ્થાન . ... | ૧૩૪ |
| | શ્રેણિક રાજાને સમ્યક્ત્વની પ્રાપ્તિ ... | ૧૩૯ |
| એકત્રીશમું | ગુણસ્થાન (૨) ... ... ... | ૧૫૨ |
| | (૫) દેશવિરતિગુણસ્થાન .. ... ... | ૧૫૪ |
| | (૬) પ્રમત્તસંયતગુણસ્થાન ... ... | ૧૫૮ |
| | અમાત્ય તેતલીપુત્રની કથા ... ... | ૧૬૧ |
| | (૭) અપ્રમત્તસંયતગુણસ્થાન ... ... | ૧૬૮ |
| | (૮) નિવૃત્તિબાદરગુણસ્થાન .. ... | ૧૭૦ |
| | શુક્લધ્યાનના ચાર પ્રકારો ... ... | ૧૭૩ |
| બત્રીશમું | ગુણસ્થાન (૩) ... ... ... | ૧૭૭ |
| | (૯) અનિવૃત્તિબાદરગુણસ્થાન .. ... | ૧૭૮ |
| | (૧૦) સૂક્ષ્મસંપરાયગુણસ્થાન ... ... | ૧૭૯ |
| | મહર્ષિ કપિલની કથા . ... ... | ૧૮૦ |
| | (૧૦) સૂક્ષ્મસંપરાયગુણસ્થાન .. ... | ૧૮૭ |
| | (૧૧) ઉપશાંતમોહગુણસ્થાન ... ... | ૧૮૭ |
| | (૧૨) ક્ષીણમોહગુણસ્થાન ... ... | ૧૮૮ |
| | (૧૩) સયોગિકેવલિ ગુણસ્થાન ... ... | ૧૮૯ |
| | (૧૪) અયોગિકેવલિગુણસ્થાન ... ... | ૧૯૧ |

| વ્યાખ્યાન | વિષય | પાનુ |
|---|---|---|
| તેત્રીશમુ | કર્મની નિર્જરા | ૧૯૩ |
| | અદશ્ય રહેતો ચોર શી રીતે પકડાયો ? | ૧૯૪ |
| | કર્મને કાપવાનો ઉપાય | ૧૯૬ |
| | બાર પ્રકારનુ તપ | ૨૦૦ |
| | કેટલીક સૂચનાઓ | ૨૦૬ |

ખંડ ત્રીજો

ધર્મ

| | | |
|---|---|---|
| ચોત્રીશમુ | ધર્મની આવશ્યકતા | ૨૧૧ |
| | નંદિષેણ મુનિની કથા | ૨૧૯ |
| | માનવ-જીવન-ધર્મ = ૦ | ૨૨૮ |
| | દુષ્ટને આશ્રય આપવા અંગે જૂની વાત | ૨૩૨ |
| પાંત્રીશમુ | ધર્મની શક્તિ | ૨૩૭ |
| | બહુમતી અંગે વાનરોની વાત | ૨૪૦ |
| | અશરણોનુ શરણુ ધર્મ છે | ૨૪૪ |
| | ધર્મથી થતા અનેક પ્રકારના લાભો | ૨૪૬ |
| | ધન જોઈએ કે ધર્મ ? | ૨૪૯ |
| | ધર્મબુદ્ધિ અને પાપબુદ્ધિની વાત | ૨૫૧ |
| | ધર્મની શક્તિ અચિંત્ય છે | ૨૫૬ |
| છત્રીશમુ | ધર્મની ઓળખાણ શી ? | ૨૫૭ |
| | ધર્મનો અર્થ | ૨૬૩ |
| | ધર્મના લક્ષણો | ૨૬૪ |
| | સત દંડધારીની કથા | ૨૬૭ |
| | ધર્મની પરીક્ષા | ૨૭૪ |

| વ્યાખ્યાન | વિષય | પાનું |
|---|---|---|
| સાડત્રીશમું | ધર્મનું આરાધન (૧) ... ... | ૨૭૬ |
| | ગોમતી ડોશીનું દષ્ટાંત ... ... | ૨૮૬ |
| | ધર્માંરાધન માટે ચાર અયોગ્ય પુરુષો ... | ૨૮૮ |
| | દુષ્ટતા ઉપર લુબ્ધકનુ દષ્ટાંત ... ... | ૨૮૯ |
| | મૂઢતા ઉપર ભૂતમતિનું દષ્ટાંત ... ... | ૨૯૩ |
| આડત્રીશમું | ધર્મનું આરાધન (૨) ... ... | ૨૯૯ |
| | જીવનનું સરવૈયું ... ... ... | ૩૦૧ |
| | સંસાર ઘટાડનારી ચાર વસ્તુઓ ... ... | ૩૦૩ |
| | અંધપંગુન્યાય ... ... ... | ૩૦૭ |
| | પાંચ પ્રકારનાં અનુષ્ઠાનો ... ... | ૩૦૮ |
| | કદાગ્રહ ઉપર અંધ રાજકુમારનું દષ્ટાંત ... | ૩૧૨ |
| | પક્ષપાત ઉપર સુભટનું દષ્ટાંત . ... | ૩૧૫ |
| ઓગણચાલીસમું | ધર્મના પ્રકારો ... .. ... | ૩૨૩ |
| | કુંભારની ટાલ જોવાનો નિયમ! ... ... | ૩૩૮ |
| | ચાર વિચિત્ર નિયમો ... ... ... | ૩૪૨ |
| ચાલીસમું | પાપત્યાગ ... ... ... ... | ૩૫૦ |
| | લાલીનાં લક્ષણ જાય નહિ ... ... | ૩૫૯ |
| એકતાલીસમુ | સમ્યકત્વ (૧) ... ... ... | ૩૬૭ |
| | ચાર મિત્રોની વાત ... ... ... | ૩૭૦ |
| | ધન સાર્થવાહની કથા ... ... ... | ૩૮૦ |
| બેંતાલીસમું | સમ્યકત્વ (૨) ... ... ... | ૩૮૯ |
| | સમ્યક્ત્વનો અર્થ ... ... ... | ૩૯૦ |
| | સમ્યક્ત્વના પ્રકારો ... ... ... | ૩૯૦ |

| વ્યાખ્યાન | વિષય | પાનું |
|---|---|---|
| | સમ્યક્ત્વના સડસઠ બોલ | ૩૯૬ |
| | ચાર સદ્દહણા | ૩૮૬ |
| | ત્રણ લિંગો | ૪૦૧ |
| | દશ પ્રકારનો વિનય | ૪૦૪ |
| | જિનમંદિરમાં વર્તવાના નિયમો | ૪૦૫ |
| | ત્રણ પ્રકારની શુદ્ધિ | ૪૦૯ |
| | પાંચ પ્રકારના દૂષણો | ૪૧૧ |
| તેતાલીસમું સમ્યક્ત્વ (3) | | ૪૧૪ |
| | આઠ પ્રભાવકો | ૪૧૪ |
| | પાંચ ભૂષણો | ૪૨૦ |
| | પાંચ લક્ષણો | ૪૨૪ |
| | છ યતના | ૪૨૪ |
| | છ આગાર | ૪૨૬ |
| | છ ભાવના | ૪૨૮ |
| | છ સ્થાનો | ૪૩૦ |
| ચુમાલીસમું સમ્યગ્જ્ઞાન | | ૪૩૨ |
| | બે પ્રકારે | ૪૩૬ |
| પીસ્તાલીસમું સમ્યક્ચારિત્ર ( ) | | ૪૫૫ |
| | ચારિત્રનો મહિમા | ૪૫૫ |
| | જન્મમરણનો મહારોગ | ૪૫૬ |
| | મોહ તમારો મોટો શત્રુ છે | ૪૫૭ |
| | ચારિત્રના બે પ્રકારો | ૪૫૮ |
| | દેશવિરતિ ચારિત્ર કેવા ગૃહસ્થને હોય છે? | ૪૫૯ |

| વ્યાખ્યાન | વિષય | પાનું |
| --- | --- | --- |
| | માર્ગાનુસારીના પાંત્રીશ નિયમો ... ... | ૪૫૯ |
| | મધ્યમ અને ઉત્તમ કોટિના ગૃહસ્થો ... | ૪૬૩ |
| | સમ્યક્ત્વની ધારણા ... ... ... | ૪૬૪ |
| | બાર વ્રતોનાં નામ ... ... ... | ૪૬૪ |
| | વ્રતોના વિભાગો ... ... ... | ૪૬૫ |
| | પહેલું સ્થૂલ-પ્રાણાતિપાત-વિરમણ-વ્રત ... | ૪૬૬ |
| | બીજું સ્થૂલ-મૃષાવાદ-વિરમણ-વ્રત ... | ૪૬૮ |
| | ત્રીજું સ્થૂલ-અદત્તાદાન-વિરમણ-વ્રત .. | ૪૬૮ |
| | ચોથું સ્થૂલ-મૈથુન-વિરમણ-વ્રત ... | ૪૬૯ |
| | પાંચમું પરિગ્રહ-પરિમાણ-વ્રત .. | ૪૭૦ |
| | છઠ્ઠું દિક્-પરિમાણ-વ્રત ... ... | ૪૭૦ |
| | સાતમું ભોગોપભોગ-પરિમાણ-વ્રત ... | ૪૭૦ |
| | આઠમું અનર્થદંડ-વિરમણ-વ્રત ... | ૪૭૨ |
| | નવમું સામાયિક-વ્રત .. ... | ૪૭૩ |
| | દશમું દેશાવકાશિક-વ્રત ... ... | ૪૭૩ |
| | અગિયારમું પૌષધ-વ્રત ... ... | ૪૭૪ |
| | બારમું અતિથિસંવિભાગ-વ્રત ... ... | ૪૭૪ |
| | શ્રાવકની દિનચર્યા ... ... ... | ૪૭૪ |
| છેંતાલીસમું | સમ્યક્ ચારિત્ર (૨) ... ... | ૪૭૭ |
| | સર્વવિરતિ ચારિત્રનો અધિકારી ... . | ૪૭૭ |
| | પહેલું મહાવ્રત ... ... | ૪૭૯ |
| | બીજું મહાવ્રત .. .. | ૪૮૦ |
| | ત્રીજું મહાવ્રત . ... | ૪૮૧ |
| | ચોથું મહાવ્રત ... . | ૪૮૧ |
| | પાંચમું મહાવ્રત .. ... | ૪૮૩ |

| વ્યાખ્યાન | વિષય | પાનું |
|---|---|---|
| | છઠ્ઠું રાત્રિભોજન-વિરમણ-વ્રત | ૪૮૩ |
| | અષ્ટપ્રવચનમાતા | ૪૮૪ |
| | દશ પ્રકારનો યતિધર્મ | ૪૮૭ |
| | ષડાવશ્યક | ૪૮૮ |
| | મૃગાપુત્રની કથા | ૪૮૯ |
| | ઉપસંહાર | ૪૯૩-૪ |




# મંગલ પાથેય

## લેખક : વિદ્વદ્વર્ય શાંતમૂર્તિ
## પૂ. પંન્યાસજી શ્રીકનકવિજયજી ગણિવર

મુખર પ્રવચનકાર પૂજ્યપાદ આચાર્ય દેવ શ્રીમદ્ વિજયલક્ષ્મણ-સૂરીજી મહારાજશ્રીના આત્મા પરના પ્રવચનોના તાજેતરમા પ્રસિદ્ધ થએલાં પ્રકાશનો "આત્મતત્ત્વવિચાર" ભાગ–૧ તથા–૨ આત્માર્થી જીવોને જરૂર વાંચવા જેવા છે ક્રાઉન ૧૬ પેજી ૪૯૪ પેજનો પ્રથમ વિભાગ તથા ક્રાઉન ૧૬ પેજી ૪૯૪ પેજનો બીજો વિભાગ એવા દળદાર ગ્રંથને હાથમા લેતા જ બાહ્ય દૃષ્ટિએ અવશ્ય ગમી જાય તેમ છે ને અંદર-અભ્યંતર વિષયો તરફ દૃષ્ટિપાત કરતાં બન્ને ભાગોમા આલેખાએલ વિષય ખૂબજ મૌલિક, તાત્ત્વિક તથા રસપ્રચુર છે. આત્માને અંગે તો આમ ઘણુ ઘણુ લખાયુ છે, બોલાયું છે ભારતના આસ્તિક દર્શન-કારોએ આત્માને જ મધ્યગત રાખીને, કેન્દ્રસ્થ રાખીને અનેક તાત્ત્વિક ચર્ચાઓ કરી છે ખરી રીતે આત્મતત્ત્વ સિવાય કોઈ પણ તત્ત્વની વિચારણા સુસવાદી તથા સગીન બની શકતી નથી, માટે જ વેદ-પુરાણો–ઉપનિષદોનો એજ સૂર છે, કે આત્માને જોવો, સાભળવો, માનવો ને સમજવો "जे एग जाणइ से सव्व जाणइ" જે એકને જાણે છે–આત્માને જાણે છે, આત્માના યથાર્થ સ્વરૂપને જાણે છે, તેજ સર્વને જાણે છે આ જૈન દર્શનનો આદર્શ છે. આ આત્મ-તત્ત્વની યથાર્થ વિચારણા ઝીણવટભરી હોવા છતા હળવી શૈલીમા સરળભાષામા સર્વ કોઈને ગ્રાહ્ય થઈ શકે તેવી રીતે આ ગ્રથોમા ખૂબ જ હૃદયગમ પદ્ધતિથી દલીલો, દૃષ્ટાતો તેમ જ વિસ્તારથી સૂક્ષ્મેક્ષિકા પૂર્વક રજા થઈ છે.

બીજા ખડમા જૈન દર્શનના કર્મવાદનું વાસ્તવિક સ્વરૂપ સંકળાયું છે જેમ પ્રથમ ખડમા આત્મા જેવા ગહન પદાર્થને સરલ કરીને પ્રવચનકાર જાણે આપણી સામે તેઓ વાત કરતા હોય તેમ સમજાવ્યું છે, તેવી જ રીતે આત્માના સ્વરૂપને સમજવામાં જેનો મહત્ત્વનો હિસ્સો છે, તે કર્મવાદનું તત્ત્વજ્ઞાન આ બીજા ખડમાં ખૂબ વિશદ શૈલીમા નિરૂપિત કરવામા આવેલ છે કર્મનું સ્વરૂપ, કર્મની શક્તિ, કર્મબધનાં કારણો અને કર્મના પ્રકારો ઇત્યાદિ તાત્ત્વિક હકીકત અહી ઘણી રસમય ભાષામા હલવી શૈલીએ રજૂ થઈ છે. જૈન દર્શનનું કર્મ વિષેનું તત્ત્વજ્ઞાન આ રીતે પ્રવચનોમા મૂકવુ એ પણ પૂ૦ વ્યાખ્યાનકાર આચાર્ય મહારાજશ્રીની વકતૃત્વશક્તિની વિશિષ્ટતા તથા તેઓશ્રીની નિરૂપણપદ્ધતિનુ અપૂર્વ કૌશલ્ય દર્શાવે છે. ત્રીજા ખંડમા ધર્મતત્ત્વનું નિરૂપણ કરવામા આવ્યું છે, એ રીતે આત્મા, કર્મ તથા ધર્મતત્ત્વની વિચારણાના આ સર્વજનોપયોગી ગ્રથો સર્વ રીતે લોકોપકારક જૈન-જૈનેતર પ્રજાસમક્ષ જૈનદર્શનને વિશદ શૈલીએ સમજવા માટે અનુપમ અદ્વિતીય ગ્રંથરત્નો છે તેઓશ્રીની વિદ્વતા અગાધ હોવા છતા અહિં તેઓ દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ, ચરણ-કરણાનુયોગ તથા ધર્મકથાનુયોગ એમ જૈન શાસનના ચારેય અનુયોગોને જે રીતે સરલ, સ્વચ્છ, બાલ તથા લોકભોગ્ય શૈલીએ રજૂ કરે છે, તે તેઓશ્રીનાં હૃદયમા રહેલી સર્વજન હિતાવહની મગલ ભાવનાનુ મૂર્તિમંત પ્રતીક છે સમગ્ર રીતે જોતાં અહિ બે ભાગમા જે જે વિષયોનું નિરૂપણ થયું છે, તે તાત્વિક હોવા છતાં કેવું હળવુ, અને કેવું સરસ, સરલ અને મનનીય રીતે થયું છે, તે ખૂબીની વાત છે આ બન્ને ભાગો આ દૃષ્ટિએ સાહિત્યજગતમા રત્નસમા છે. જનશાસનને તેમ જ જગતને જાણવા માટે માર્ગદર્શક ભોમિયા છે ને ગાગરમા સાગરરૂપે સમસ્ત વિશ્વના તત્ત્વજ્ઞાનનો ખજાનો છે દૃષ્ટાંતોથી પુસ્તક સભર છે. પ્રાચીન તથા અર્વાચીન દૃષ્ટાંતો વાંચતા પ્રવચનકારશ્રી વર્તમાન દુનિયાના પ્રવાહથી-વિશ્વના વર્તમાન રાજકારણથી માંડી દરેક વિષયો વિષે તલસ્પર્શી જ્ઞાનમાહિતી ધરાવે છે, તે સમજી

રા ાય છે એકદરે આના સર્વસગ્રહ–આ ગ્ગ્ય આ ગ્રથરત્નોમા પ્રસિદ્ધ થયેના આ પ્રવચનો એટલે પૂ૦ પ્રવચનકારશ્રીનો અતુલ બુદ્ધિ વૈભવ, અગાધ જ્ઞાનગભીર્ય તથા અનન્ય જનહિતકારવૃત્તિ એ ત્રણેનો સુભગ છતા વિરલ સયોગ જ ટ્ટી શ ાય તે સયોગને આ રીતે સહજ બનાવી સદા જનકલ્યાણની ભાવના જેઓમા ઓતપ્રોત રહી છે તે સગ્રાહક શતાવધાની ટવિ_ત્તિલક પન્યાસજી મહારાજે ભારે પરિશ્રમ લઈને જે પોતાની શક્તિઓનો સ_પયોગ કર્યો છે, તે માટે સમાજ તેમનો ઉપકાર ટ્ટી ભૂલશે નહિ તે જ રીતે સપાદકે સપાદન ાર્યમા જે ચીવટ ધૈર્ય અને ખત રાખી કાર્યને સાગોપાગ પા પાડ્યુ છે, તે પણ અવશ્ય નોંધપાત્ર છે

અતમા આ પ્રસિદ્ધ થયેલ બે ભાગો જે સાહિત્ય દુનિયાના ઉત્તમ ગ્રથરત્નો ગણાય છે, તેને આત્માર્થી જીવો વાચે, વચાવે ને વિચારે અને મર્મ ગ્રહીને આત્મતત્ત્વવિચારમા રસ લેતા કરી આત્મ તત્ત્વના યથાર્થ જાણકાર બની, પ આત્મપદને પ્રાપ્ત કરે, એ જ મગળ ભાવના

વિ સ ૨૦૧૦
માગ ાર વ ૧૦ (પોષ દશમી)

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૨ | ૧૪ | અધાતીકમમાં | અધાતીકર્મમાં |
| ૬૮ | ૪ | ને નિરવરાધી | તે નિરપરાધી |
| ૬૯ | ૧૩ | નિ દોષ | નિર્દોષ |
| ૭૫ | ૯ | ઈચ્છપૂર્વક | ઈચ્છાપૂર્વક |
| ૮૭ | ૪ | કથી | નથી |
| ૮૮ | ૧૬ | મિથ્યાઃજ્ઞાન | મિથ્યાજ્ઞાન |
| ૧૦૭ | ૪ | થયો | ધર્યો |
| ૧૧૧ | ૨ | કુએરદેત્ત ના | કુબેરદત્તાના |
| ૧૨૫ | ૧૧ | જોગિઅજાગિ | જોગઅજોગિ |
| ૧૪૬ | ૬ | સ્નેહમ | સ્નેહમા |
| ૧૫૫ | ૨૧ | ગહસ્થને | ગૃહસ્થને |
| ૧૬૧ | ૨ | ધ્યયને | ધ્યેયને |
| ૧૭૦ | ૨૪ | શરૂઅત | શરૂઆત |
| ૧૭૨ | ૨ | શ્રણિએ | શ્રેણિએ |
| ૧૭૨ | ૯ | ક્ષપકશ્રણિનો | ક્ષપકશ્રેણિનો |
| ૧૮૭ | ૧૭ | અગિયરમા | અગિયારમાં |
| ૧૮૯ | ૨ | ક્ષપકશ્રણિ | ક્ષપકશ્રેણિ |
| ૨૦૧ | ૧૧ | પૂરા | પૂરી |
| ૨૦૨ | ૨૦ | વહેરાવે | વહોરાવે |
| ૨૦૫ | ૫ | ધમકથા | ધર્મકથા |
| ૨૧૫ | ૭ | શ્રેષ્ઠ | શ્રેષ્ઠ |
| ૨૨૩ | ૯ | તયાર | તૈયાર |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૨૯ | ૭ | ધમનુ | ધર્મનુ |
| ૨૩૯ | ૩ | પેટે | પેટ |
| ૨૪૧ | ૨ | રમોડોમાં | રસોડામાં |
| ૨૪૮ | ૧૧ | તેને | તેને |
| ૨૪૪ | ૧૩ | સત્તમાથી | સત્તામાથી |
| ૨૫૦ | ૨૨ | मण्डूक्त | मण्डुक्त |
| ૨૫૫ | ૧૭ | રાજ્યાધિરીઓ | રાજ્યાધિકારીઓ |
| ૨૫૬ | ૧૨ | રિથર | સ્થિર |
| ૨૫૭ | ૫ | સફ્લતા | સફળતા |
| ૨૫૮ | ૨ | માટ | માટે |
| ૨૫૮ | ૪ | બરા–છોકરાંની | બૈરાં–છોકરાંની |
| ૨૬૧ | ૪ | અને | એને |
| ૨૬૫ | ૮ | ઘણુ | ઘણ |
| ૨૬૬ | ૧૪ | ધમત્વ–ધર્મભાવ | ધર્મત્વ–ધર્મભાવ |
| ૨૬૯ | ૨ | કાયો | કાર્યો |
| ૨૭૨ | ૧૮ | નિગ્રથ | નિર્ગ્રંથ |
| ૨૯૪ | ૭ | પમાની | પૈસાની |
| ૩૦૧ | ૧૪ | ધમ | ધર્મ |
| ૩૦૪ | ૨૦ | અથ | અર્થ |
| ૩૧૦ | ૧૧ | શ્રેઠ | શ્રેષ્ઠ |
| ૩૧૨ | ૧ | અધરાજ કુમાર | અધિરાજકુમાર |
| ૩૧૨ | ૧૦ | શ્રેઠ | શ્રેષ્ઠ |
| ૩૧૫ | ૧૯ | કમિની | કામિની |
| ૩૪૮ | ૭ | શકને | શમને |
| ૩૭૮ | મથાળુ | ૭૮ | ૩૭૮ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૯૬ | ૨૩ | વચારણા | વિચારણા |
| ૪૦૨ | ૧ | ત્યરે | ત્યારે |
| ૪૧૪ | ૨૧ | સિદ્ધા | સિદ્ધો |
| ૪૨૪ | ૬ | આવસ્ય | અવશ્ય |
| ૪૨૫ | ૪ | ભવભ્રમણમં | ભવભ્રમણમાં |
| ૪૨૫ | ૯ | કારાગારમ | કારાગારમા |
| ૪૨૬ | ૫ | આસ્તિક્યિ | આસ્તિક્ય |
| ૪૪૫ | ૩ | વાચ્વવા | વાચવા |
| ૪૫૩ | ૪ | શ્વાનયાનિ | શ્વાનયોનિ |
| ૪૬૬ | ૧૨ | શકશો | શકશો. |
| ૪૭૨ | ૫ | પૃથ્વ | પૃથ્વી |
| ૪૮૩ | ૧૨ | નાહ, | નહિ, |
| ૪૮૫ | ૧૪ | અથ | અર્થ |

સૂચના : પ્રથમ આ દોષો સુધારીને પુસ્તક વાંચવું.



## વ્યાખ્યાન ચોવીશમુ
# કર્મનો ઉદય

મહાનુભાવો !

આત્મવિકાસ માટે જેમ આત્મજ્ઞાનની જરૂર છે, તેમ આત્મવિકાસ માટે કર્મજ્ઞાનની પણ જરૂર છે કર્મનુ વિશદ જ્ઞાન થયા વિના આત્મા કર્મબધનમાથી બચી શકે નહિ તથા વિકાસની વાટે ઝડપથી સચરી શકે નહિ તેથી જ આપણે કર્મનો વિષય ચર્ચીને તેના વિધવિધ અગોને સ્પર્શી રહ્યા છીએ

## કર્મો બધાતા જ રહે છે

આપણે આખ મીંચીને ખોલીએ એટલી વારમા અસખ્યાતા સમય વ્યતીત થઈ જાય છે તેમા એક પણ સમય એવો જતો નથી કે જ્યારે આત્મા કર્મ બાધતો ન હોય હાલતા, ચાલતા, ખાતા, પીતા, ઊંઘતા, અરે બેહોશ હોઈએ ત્યારે પણ પાપકર્મો બધાતા જ રહે છે અને તેમા પ્રકૃતિ, સ્થિતિ તથા રસનુ નિર્માણ થતુ જ રહે છે, કારણ કે તે વખતે પણ આત્માના યોગ અને અધ્યવસાય તો ચાલુ જ હોય છે

## કર્મ તરત ઉદયમા ન આવે

આત્માએ કર્મબધ વખતે જે સ્થિતિ બાધી, તે સ્થિતિ-

વાળું કર્મ તરત ઉદયમાં ન આવે, પણ તેનો અવસર આવે ત્યારે ઉદયમાં આવે અને તેનો વિપાક એટલે તેનું ફળ આપે. અવસર ન આવે ત્યાં સુધી તે કર્મ સત્તામાં પડ્યું રહે, એટલે કે આત્માને ચોંટીને રહે. જ્યારે તે કર્મ ભોગવાય ત્યારે જ તે આત્માથી છૂટું પડે.

## આત્માને આઠે કર્મનો ઉદય હોય છે.

એટલું યાદ રાખો કે આત્મા સમયે સમયે સાત કર્મ બાંધે છે, આઠ કર્મો સત્તામાં હોય છે અને આઠ કર્મનો ઉદય હોય છે. અહીં તમને પ્રશ્ન થશે કે એકી સાથે આઠ કર્મો ઉદયમાં આવી પોતાનું ફળ કેવી રીતે આપી શકે? એટલે તેનું સમાધાન કરીશું.

દરેક સમયે જ્ઞાનાવરણીય કર્મનો ઉદય ચાલુ છે, કારણ કે આપણને કેવળજ્ઞાન નથી. જો જ્ઞાનાવરણીય કર્મનો ઉદય ચાલુ ન હોય તો આપણને કેવળજ્ઞાન હોત, માટે દરેક સમયે જ્ઞાનાવરણીય કર્મનો ઉદય ચાલુ છે. જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમભાવ પણ ચાલુ હોય છે, તેથી મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, મતિઅજ્ઞાન તથા શ્રુતઅજ્ઞાન વગેરે સંભવે છે. જેમને અવધિજ્ઞાન તથા મનઃપર્યયજ્ઞાન હોય તે પણ જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમભાવને લીધે હોય છે.

દરેક સમયે દર્શનાવરણીય કર્મનો ઉદય પણ ચાલુ છે, કારણ કે આપણને કેવળદર્શન નથી. દર્શનાવરણીય કર્મમાં પણ ક્ષયોપશમભાવ ચાલુ હોય છે, તેથી ચક્ષુદર્શન, અચક્ષુદર્શન આદિ હોય છે. દરેક સમયે વેદનીય કર્મનો

ઉદય પણ ચાલુ હોય છે, કારણ કે આત્મા શાતા–અશાતાનો નિરંતર અનુભવ કરે છે

દરેક સમયે મોહનીય કર્મનો ઉદય પણ ચાલુ છે, કારણ કે આપણો આત્મા વીતરાગ દશાને પામેલો નથી મોહનીય કર્મમાં પણ ક્ષયોપશમભાવ હોય છે, કારણ કે કષાયો કયારેક વધે છે અને કયારેક ઘટે છે મોહનીય કર્મના ઉદયને લીધે આત્મા રાગી, દ્વેષી, ક્રોધી, માની, કપટી, લોભી વગેરે બને છે અને હાસ્ય, રતિ, અરતિ એ બધુ ચાલુ હોય છે

આયુષ્ય કર્મનો ઉદય પણ દરેક સમયે ચાલુ છે, કારણ કે દેવ, મનુષ્ય, તિર્યંચ કે નરકમાંથી એક આયુષ્ય અવસ્ય ઉદયમા હોય છે

નામકર્મનો ઉદય પણ દરેક સમયે ચાલુ છે, કારણ કે શરીર, જાતિ, વર્ણ, ગધ, રસ, સ્પર્શ, સ્વર, ઉપઘાત, પરાઘાત એ બધુ આપણને હોય છે

ગોત્રકર્મનો ઉદય પણ ચાલુ છે, કારણ કે આપણે ઉચ્ચ ગોત્ર કે નીચ ગોત્રમાથી એક ગોત્રમા તો અવશ્ય હોઈએ છીએ

અને અતરાયકર્મનો ઉદય પણ ચાલુ હોય છે, કારણકે આત્માના ગુણો અનત દાન, અનત લાભ, અનત વીર્ય આપણને હોતા નથી આપણને દાન–લાભ–ભોગ–ઉપભોગ–વીર્યનો જે અનુભવ થાય છે, તે અતરાયકર્મના ક્ષયોપશમભાવને લઈને છે

આ રીતે આઠે કર્મનો ઉદય ચાલુ હોય છે

## અબાધાકાળ

જ્યાં સુધી કર્મ ઉદયમાં આવી ફળ ન આપે ત્યાં સુધીનો સમય અબાધાકાળ કહેવાય છે. અબાધાકાળ એટલે કર્મની બાધા–પીડા ન ઉપજાવનારો કાળ. સાતમી નરકનું આયુષ્ય બાંધ્યું હોય તે અત્યારે તમને કશી હરકત ન કરી શકે. જ્યારે ઉદયમાં આવે ત્યારે જ કરી શકે.

અહીં પ્રશ્ન થશે કે અમુક મુદત પછી કર્મનો ઉદય કેમ ? વચ્ચે અબાધાકાળ શાથી ? નશાની વાત ધ્યાનમાં રાખશો તો આ વસ્તુ બરાબર સમજાશે. જેમ કોઈએ ભાંગ પીધી, તો એ ભાંગનો નશો તરત નહિ ચડે, અમુક મુદત પછી ચડશે. એવી જ રીતે ગાંજા, ચડસ અને દારૂ માટે પણ સમજવું. અફીણ પણ તરત અસર નથી કરતું. અફીણનો કકડો લાવી ખાધો હોય કે તેનો કસુંબો કાઢીને પીધો હોય પણ તેનો નશો તો અમુક મુદત પછી જ ચડે છે. આ જ રીતે જ્ઞાનાવરણીયાદિ કર્મનાં પુદ્ગલોની અસર પણ અમુક મુદત પછી જ થાય છે.

અબાધાકાળ એટલે મુદતિયા હુંડી. શુભ કે અશુભ કર્મ કાળ પાકે ત્યારે ઉદયમાં આવે. અબાધાકાળ ઉત્કૃષ્ટ જેમ ૭૦૦૦ વર્ષનો હોય,× તેમ જઘન્ય અંતર્મુહૂર્તનો હોય.

× સામાન્ય નિયમ એવો છે કે કોઈ પણ કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ જેટલા કોડાકોડી સાગરોપમ વર્ષની હોય, તેટલા સો વર્ષનો અબાધાકાળ હોય. દાખલા તરીકે મોહનીય કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ ૭૦ કોડાકોડી સાગરોપમ વર્ષની છે, તો તેનો અબાધાકાળ ૭૦૦૦ વર્ષનો હોય

અગિયારમા, બારમા, તેરમા ગુણસ્થાનકે એ પણ નહિ, કેમ કે ત્યા એક સાતાવેદનીય કર્મનો બધ છે અને કષાયો નથી, માટે કર્મની સ્થિતિ પણ નહિ પહેલા સમયે બધ, બીજા સમયે ઉદય ( ભોગ ) અને ત્રીજા સમયે ક્ષય

## સત્તામા પડેલા કર્મમા ફેરફારો થાય છે.

એટલુ યાદ રાખો કે જે કર્મ સત્તામા પડયુ હોય, તેની અદર ફેરફારો થાય છે અને તે પરિપકવ થયા પછી જ ઉદયમા આવે છે કર્મ એક વખત ફળ આપે, એટલે ખરી જાય ખરી ગયેલા કર્મ આત્માને લાગે નહિ કે હેરાન કરે નહિ આમ અબાધાકાળ દરમિયાન તેમા ફેરફાર થયા જ કરે, પણ જે કર્મ નિકાચિત બાધ્યુ હોય, તેમા કશો ફેરફાર ન થાય તે સિવાય બીજા પ્રકારોમા ફેરફાર થાય જે કર્મ બદ્ધ હોય તે સ્પૃષ્ટ કે નિધત્ત બને, નિધત્ત હોય તે નિકાચિત બને, અથવા સ્પૃષ્ટ કે બદ્ધ બને વગેરે આ પરથી એ સમજવાનુ કે કર્મ જે સ્થિતિમા બાધ્યુ હોય તેની તે સ્થિતિ ઉદય વખતે રહેતી નથી

## ઉદયમા આવતુ કર્મ શી રીતે ભોગવાય છે?

કર્મની ૧૦૦ વર્ષની સ્થિતિ બાધી હોય તો તેટલા વર્ષ કર્મનો ભોગ નક્કી થઈ જાય કર્મના જેટલાં દળિયા હોય તેટલા એ ૧૦૦ વર્ષ સુધી ભોગવવા પડે

પહેલી આવલિકાના દળિયા ઉદયમા આવ્યા પછી

અને જ્ઞાનાવરણીય કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ ૩૦ કોડાકોડી સાગરોપમ વર્ષની છે, તો તેનો અબાધાકાળ ૩૦૦૦ વર્ષનો હોય

બીજીના ઉદયમાં આવે, એમ પરંપરાથી એક પછી એક આવલિકાના દળિયા ઉદયમાં આવતા જાય અને ભોગવાઈને ખરતા જાય.

જ્યારે પહેલી આવલિકામાં ભોગવવા લાયક કર્મનો ઉદય હોય, ત્યારે બીજી બધી આવલિકામાં ભોગવવા લાયક દળિયા સત્તામાં હોય. જ્યારે એ દળિયા ભોગવાતા હોય ત્યારે આવલિકાપ્રમાણ કાલને ઉદયાવલિકા કહેવામાં આવે છે. ઉદયાવલિકાપ્રવિષ્ટ કર્મના દલિયાને કરણ (એક પ્રકારની વિશિષ્ટ ક્રિયા) લાગતું નથી. તે કરણમુક્ત હોય છે. પણ ત્યાર પછીની જે આવલિકાઓમાં કર્મના દલિયા ઉદયમાં આવવાના છે અને અત્યારે સત્તામાં છે, તેને કરણનો ઝપાટો લાગે છે.

પહેલી આવલિકામાં કર્મનાં પુદ્ગલોનો જેટલો જથ્થો ભોગવવાનો હોય, તે ફળ આપે ને ખરી જાય, તેને કર્મની નિર્જરા કહેવાય. સુખદુઃખ કર્મનાં કારણે છે અને તે ઉદયમાં આવીને ખત્મ થાય છે, તેથી સુજ્ઞ મનુષ્યે સુખમાં ઉન્મત્ત બનવું નહિ અને દુઃખમાં જરા પણ ગભરાવું નહિ.

આવલિકા એટલે શું? સિદ્ધાન્તની ભાષામાં વાત કરીએ તો અસંખ્યાત સમયની એક આવલિકા થાય, પણ વ્યવહારની અંદર અસંખ્યાત સમયની ગણતરી થઈ શકે નહિ, માટે શાસ્ત્રકારોએ માપ બતાવીને કહ્યું છે કે બે ઘડીમાં એટલે ૪૮ મીનીટની અંદર ૧,૬૭, ૭૭, ૨૧૬ આવલિકા થાય. આથી મીનીટની સેકન્ડ, સેકન્ડની પ્રતિ સેકન્ડ અને પ્રતિ સેકન્ડની પણ પ્રતિ પ્રતિ સેકન્ડ અને તેની પણ પ્રતિ પ્રતિ

પ્રતિ સેકન્ડ ગણાવો તો જેટલી આવલિકાઓ થાય, તે ઉપરથી આવલિકાનુ માપ કાઢી શકાય તેવી એક આવલિકામા જેટલો સમય થાય, એટલા સમયમા જેટલા કર્મ ( ઉદય-પ્રવિષ્ટ કર્મદલિયા ) ભોગવાય તેને કરણ ન લાગે

જો એક કર્મ ૧૦૦ વર્ષ ભોગવવાનુ હોય તો તેના આવલિકા જેટલા ભાગ પડી જાય તેમા પહેલી કઈ આવે અને બીજી કઈ આવે તે કોઈ બીજાએ નક્કી કરવાનુ હોતુ નથી તે આપમેળે એટલે આત્માના બળ વગેરેને લીધે નક્કી થાય છે

જે જે કર્મનો કાળ પાકશે હોય, એટલે કે જે જે કર્મનો અબાધાકાળ પૂરો થાય તે બધા એક સાથે ઉદયમા આવે, સાથે ભોગવાય અને તે પ્રમાણે ફળ આપી ખરી જાય

કર્મના ઉદયથી આ બધી દુનિયાની ધમાલ પ્રવર્તે છે માનવી પોતાના બુદ્ધિબળથી આ કર્મને ફેરવી નાખી શકે છે અને કર્મની નિર્જરા કરીને મોક્ષે જઈ શકે છે

કર્મ જ્યારે ઉદયાવલિકામા પ્રવેશ કરે છે, ત્યારે તેનુ જોશ ઘણુ હોય છે, તેથી પ્રથમ ઉદયાવલિકામા ઘણા કર્મ-પ્રદેશો આવી પડે છે, બીજી ઉદયાવલિકામા કર્મપ્રદેશોની સખ્યા તેથી કઈક ઓછી હોય છે, ત્રીજી ઉદયાવલિકામા તેથી પણ ઓછી હોય છે, એમ સ્થિતિબધના છેલ્લા સમય સુધી કર્મપ્રદેશોની સખ્યા ઓછી થતી રહે છે અનાજની કોઠીનુ છિદ્ર ખોલીએ તો પ્રથમ ઘણુ અનાજ બહાર આવી જાય છે અને પછી થોડુ થોડુ બહાર આવે છે,

છૂટેલી ગોળીનો વેગ પ્રથમ વધારે હોય છે અને પછી ક્રમશઃ ઘટતો જાય છે, તેમ અહીં પણ સમજવું.

## દ્રવ્યાદિ પાંચ નિમિત્તો

બાંધેલાં કર્મો દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ અને ભવ એ પાચ નિમિત્તથી ઉદયમાં આવે છે. એક ઉદાહરણથી આ વસ્તુ સ્પષ્ટ સમજાશે. એક આત્માએ અશાતાવેદનીયકર્મ બાંધ્યું છે અને તેને તાવ આવવાનો છે. હવે લાડુ વગેરે વસ્તુઓ વિશેષ ખાવાથી એ તાવ આવે તો લાડુ વગેરે દ્રવ્યનિમિત્ત; મુંબઈ, અમદાવાદ કે સુરતમાં તાવ આવે એ ક્ષેત્રનિમિત્ત; સવારે, બપોરે, સાંજે કે રાત્રે અમુક વખતે તાવ આવે એ કાલનિમિત્ત; ઠંડી હવા, ઉજાગરો, અકળામણ વગેરેથી તાવ આવે એ ભાવનિમિત્ત અને આ ભવમાં કે અમુક ભવમાં તાવ આવે એ ભવનિમિત્ત.

## કર્મને કોઈની શેહ અડતી નથી

જે કર્મો ઉદયમાં આવે એ પોતાનું ફળ અવશ્ય બતાવે છે અને તે આત્માને ભોગવવું પડે છે. એટલી વાત યાદ રાખજો કે કર્મને કોઈની લાગવગ, શરમ કે શેહ અડતી નથી. એ પોતાનું કામ પોતાના કાયદા મુજબ કર્યે જ જાય છે અને તેથી રંક હોય કે રાજા, ભીખારી હોય કે શ્રીમંત, મૂર્ખ હોય કે પંડિત, નાનો હોય કે મોટો, સ્ત્રી હોય કે પુરુષ, સહુને પોતાનાં કર્મો ભોગવવા પડે છે. બળદેવ, વાસુદેવ, ચક્રવર્તી અને તીર્થંકર જેવા મહાબલી આત્માઓને પણ કર્મે છોડ્યા નથી, તો એ બીજાને કેમ છોડે ?

જેવું કર્મ ઉદયમા આવ્યુ કે તેનો પ્રદેશોદય ચાલુ થાય તેને જો નિમિત્ત ન મળે તો તેને વિપાકોદય ન થાય, એટલે કે તેના સુખ-દુ ખનો અનુભવ ન થાય

પ્રશ્ન-એક સ્ત્રીએ પુરુષને બળદ બનાવ્યો, તે આયુષ્ય મનુષ્યનુ ભોગવે કે બળદનુ ?

ઉત્તર-આયુષ્ય મનુષ્યનુ ભોગવે બળદનો દેહ નામ-કર્મના વિપાકથી હોય

## કર્મની અસર અનાદિ કાળથી છે

આત્માને સમયે સમયે આઠે કર્મનો ઉદય છે, માટે આત્મા ઉપર બધા કર્મોની અસર છે તે કર્મોની અસર વાળા પરિણામ અને પ્રવૃત્તિથી આત્મા સમયે સમયે સાતે કર્મોને બાધે છે એ કર્મોની અસર આત્મા પર નવી થઈ છે, એમ નથી એ અસર પરપરાની છે, અનાદિની છે, કેમકે વર્તમાનકાળમા જે કર્મનો ઉદય છે, તે પ્રથમના બધને કારણે છે અને તે પ્રથમનો કર્મબધ પૂર્વે બાધેલા કર્મના ઉદયને કારણે છે આ રીતે આગળ સમજી લેવું

કોઈ પણ કર્મ વ્યક્તિગત આદિ-સાત છે, * પણ પર પરાએ અનાદિનુ છે જેમ બાળકની વ્યક્તિગત આદિ છે, પણ બાળકનો બાપ, તેનો બાપ અને તેનો બાપ વગેરેની પરપરા જોતા બાપપણુ અને તેની અપેક્ષાએ પુત્રપણુ અનાદિનુ છે, તેમ કર્મની પરપરા પણ અનાદિની છે

* જે આદિ-અતથી સહિત હોય તે સાદિ અ-સાંત

અનાદિની પરંપરા અટકી પણ શકે છે, જો એ પેઢીની પરંપરામાં છેલ્લી વ્યક્તિને પુત્ર ન થાય, અથવા તે બ્રહ્મચર્ય પાળે અને લગ્ન ન કરે તો. એવી રીતે આત્મા મનુષ્ય ભવ, આર્યદેશ, ઉત્તમ કુળ અને સદ્ગુરુનો સંસર્ગ પામી પરમાત્માનો ઉપદેશ સાંભળી એવું જીવન જીવે કે પાપ ઓછું બંધાય અને જૂનાં પાપ વધારે ખપે. તીજોરીમાં લાખ રૂપિયા પડ્યા હોય, તેમાં હજાર રૂપિયા મૂકવામાં આવે અને પાંચ હજાર કાઢવામાં આવે તો થોડા દિવસમાં જ એનું તળિયું દેખાય કે નહિ ?

આ આત્મા પરમાત્માના ઉપદેશને શ્રવણ કરી જીવનમાં ઉતારે અને શુદ્ધ સ્વરૂપવાળા સાધ્યની સાધના–આરાધના કરે તો ઉત્તરોત્તર ગુણમાં વિકાસ પામી છેવટે પાંચ હ્રસ્વ અ–ઇ–ઉ–ઋ–લૃ નાં ઉચ્ચારણ જેટલા કાળમાં શૈલેશીકરણે યોગનિરોધ કરીને અનંત કર્મની વર્ગણાનો જડમૂળથી નાશ કરીને તે કર્મોથી ચાલતી જન્મ–મરણની પેઢીનો અંત લાવી શકે.

## ઉદયકાળની અસરો

જેમ દારૂ વગેરે પીધા પછી તેનો નશો અમુક સમય બાદ ચડે ત્યારે માનવીનાં સાનભાનને ભૂલાવી દે છે, તેમ કર્મનાં પુદ્ગલોનો હલ્લો પણ આત્માને ઉદયકાળે તેવી અસર કરે છે. એ વખતે સારી અને નરસી બંને પ્રકારની ફેરફારી થઈ જાય છે અને ભીખારી લાખોનો માલીક બની જાય છે. જો અશુભ કર્મનો ઉદય હોય તો વેપારમાં સરખાઈ

આવતી નથી તેઓનો ધંધો કરે ત્યા મોટી મની આવે છે અને મદીમા દાખલ થાય ત્યા રોજ બજાર ચડવા લાગે છે શાણા શાણા માણુસો સલાહ આપે તો પણ એ ગળે ઉતરતી નથી, જે કઈ કરવામા આવે તે ઊંધુ પડે છે રાતે સૂતા હોય છે ખુશમિજાજમા, પણ ઉઠતાની સાથે કઈ નવું જ સાભળે છે એ સાભળીને તેઓ રડવા લાગે છે અને 'હાય! પાયમાલ થઈ ગયા!' 'અરે! સત્યાનાશ વળી ગયુ!' વગેરે ઉદ્ગારો કાઢે છે, પરતુ એ ઉદયમા આવેલા કર્મોની જોરદાર અસર છે

શુ રુષ્ટ થયેલુ દેવ–ભાગ્ય આવીને કોઈને તમાચો મારે છે ખરૂ? ના, એ તમાચો મારતું નથી, પણ એવી દુર્બુદ્ધિ આપે છે કે જેનાથી મનુષ્ય ભીખારીની જેમ ભટકતો થઈ જાય છે મુજ જેવા રાજાને ભીખારીની જેમ ચપણિયુ લઈ ભીખ માગવી પડી, સનત્ કુમાર જેવા ચક્રવર્તીને સેંકડો રોગો વેઠવા પડ્યા, વર્તમાનકાળે હિટલરની હાક જબરી પડી, પણ આખરે કેવી દશા? એકવાર ચર્ચિલને સાભળવા લાખો લોકો આતુર રહેતા, આજે એમાનુ કાઈ નથી આ બધી કર્મોના ઉદયની અસર છે

એક જ માતાના ઉદરે જન્મેલા ભાઈઓ મિલકત માટે લડે છે, ઝઘડે છે, ક્રોધાધ બનીને કોર્ટે ચડે છે અને એક બીજા પર દાવ લાવે છે કે હુમલા કરે છે આને તમે શુ કહેશો? નિયમિત ધધો કરનાર સટ્ટાના પાટિયે જાય છે, ત્યા પાયમાલ થાય છે અને આબરૂ બચાવવા ઝેર પીએ છે! એમા અશુભ કર્મના ઉદય સિવાય બીજુ કારણ નથી.

## મૃગાપુત્ર

મૃગાપુત્ર એ મૃગાવતી રાણીનો પુત્ર હતો, પણ એની કેવી દશા ! પૂર્વે એ જીવ અક્ષાદિ રાઠોડ નામનો રાજા હતો. તેણે મદાંધ બનીને તીવ્ર પાપો કર્યાં. અનેક પ્રકારે હિંસા કરી કરવેરા વધાર્યા, લોકોને ખોટી રીતે દંડયા અને અનાચારો સેવ્યા. વળી દેવગુરુની નિંદા કરી અને તેનો પ્રત્યનીક થયો. પરિણામે મરીને નરકે ગયો અને ત્યાંથી નીકળીને મૃગાપુત્ર થયો.

તેને હાથ નહિ, પગ નહિ, માત્ર ચિહ્નોજ ! આંખનાં માત્ર કાણાં, પણ આંખ નહિ ! કાનને ઠેકાણે માત્ર ચિહ્નો ! એટલે તે હાલીચાલી શકે નહિ, કોઈ પણ વસ્તુ જોઈ શકે નહિ, તેમજ કશું સાંભળી શકે નહિ. માટીનો મોટો પીંડો હોય તેવું શરીર ! આવાને ખવડાવાય પણ શી રીતે ? પરંતુ એની માતા દયાળુ હતી. તે રોજ એવા પ્રકારનો પ્રવાહી ખોરાક તૈયાર કરતી કે તે પીંડ પર રેડી શકાતો. પરંતુ એ ખોરાક એવી રીતે રેડવા છતાં તે અંદર જઈ પરૂ અને રસીરૂપે બહાર આવતો. મૃગાપુત્ર શરીરદ્વારા એ પરૂ અને રસીને ચૂસી લેતો !

તેનાં શરીરમાંથી એવી દુર્ગંધ છૂટે કે નાકે કપડું દીધા વિના તેની નજીક જવાય નહિ. આંખે જોયો હોય તો ચીતરી ચડે અને ભારે બેચેની થાય. એની વાત સાંભળતાં પણ સમ્યગ્દૃષ્ટિ આત્મા કંપી ઉઠે ! આ છે પાપકર્મના ઉદયનું પરિણામ !

## સનાતન નિયમ

જે શરીરાદિ માટે હિંસાદિ પાપકર્મો કરવામા આવે છે, તે શરીરાદિ અહી જ રહે છે અને પાપકર્મો જીવની સાથે જાય છે તે બીજા ભવમા, ત્રીજા ભવમા કે ગમે તે ભવમા ઉદય આવ્યા વિના રહેતા નથી આ જગતમા આપણે એવું જોઇએ છીએ કે પાપ કરનારા સુખી હોય અને પુણ્ય–ધર્મ કરનારા દુખી હોય તેઓ જે સુખ–દુખ ભોગવે છે, તે ગત જન્મોમા બાધેલા કર્મનો ઉદય છે જેમ ગત જન્મમા બાધેલા શુભ કર્મના ઉદયે આજે તેઓ સુખ ભોગવે છે, તેમ આ જન્મમા બાધેલા અશુભ કર્મના ઉદયે તેઓ દુખ ભોગવવાના અને જેઓ ગત જન્મમા બાધેલા અશુભ કર્મના ઉદયે આજે દુખ ભોગવે છે, તેઓ આ જન્મમા બાધેલા શુભ કર્મના ઉદયે સુખ ભોગવવાના સારાનુ ફળ સારુ અને ખરાબનુ ફળ ખરાબ એ નિયમ સનાતન છે તેમા કોઈ કાળે કઈ ફેરફાર થતો નથી

## પ્રબળ પુણ્યોદય પર શેઠની વાત

જો જોરદાર શુભ કર્મનો ઉદય હોય તો કોઈની તાકાત નથી કે એને હરકત કરી શકે એક શેઠ હતો તેને પોતાનુ ભવિષ્ય જાણવાનુ મન થયુ એ જોશી પાસે ગયો જોશીએ કુડળી જોઇને કહ્યુ 'શેઠજી ! તમારા ગ્રહો ઘણા સારા છે, અવળા નાખો તો પણ સવળા પડે તેમ છે ' ગ્રહો કંઈ કરતા નથી, પણ સૂચક છે કરનાર તો પૂર્વના કર્મો છે

શેઠ સમજી ગયો કે મારા ભાગ્યનો ઉદય છે, એટલે

પરીક્ષા કરવા રાજાની સભામાં ગયો. વધારેમાં વધારે જોખમ પીડા વહોરી લેવાનું સ્થાન તો રાજકચેરી જ ને ! એ રાજ-સભામાં પહોંચ્યો અને રાજા કે જે સિંહાસન પર બેઠો હતો, તેની નજીક જઈ તેને એક થપ્પડ લગાવી અને તેનો મુગટ પાડી નાખ્યો. બોલો, તમને તમારાં ભાગ્ય પર આવો ભરોસો છે ? અને જો હોય તો ધર્મનાં કાર્યોમાં કૃપણ બનો ખરા ? સુપાત્રમાં સોને બદલે હજાર કેમ ન ખર્ચો ? જેવા ખર્ચો તેવા તીજોરીમાં આવવાના છે, પણ વિશ્વાસ ક્યાં છે ?

પેલા શેઠે રાજાને થપ્પડ મારી અને મુગટ પાડી નાખ્યો, એટલે સિપાઈઓ દોડી આવ્યા અને તેમણે મ્યાનમાંથી તરવાર કાઢી, પરંતુ એ તરવાર શેઠની ગરદન પર પડે તે પહેલાં પુણ્યનાં જોરે બધો મામલો પલટાઈ ગયો. થપ્પડથી નીચે પડેલા મુગટ પર રાજાની દૃષ્ટિ પડી, તો તેમાં એક નાનો પણ ભયંકર ઝેરી નાગ જોવામાં આવ્યો. રાજાને થયું: ' અહો ! આ ઉપકારી ન આવ્યો હોત તો શું થાત ? ' રાજાએ સિપાઈઓને આગળ વધતાં રોકી દીધા અને સંત્રીઓને હુકમ કર્યો કે 'આ શેઠને ઈનામમાં પાંચ ગામ આપો.'

પુણ્ય પર ભરોસો હોય તો આવો લાભ થાય.

પ્રશ્ન–ભાગ્ય વધે કે પુરુષાર્થ ?

ઉત્તર–ભાગ્યને ઘડનાર પુરુષાર્થ છે. દુન્યવી પદાર્થ આદિમાં બાંધેલ કર્મનાં ફળ ભોગવવામાં ભાગ્યની પ્રાધાન્યતા, પણ કર્મને તોડવામાં, પુણ્યાનુબંધી પુણ્ય પ્રાપ્ત કરવામાં પુરુષાર્થનું પ્રાધાન્ય છે. ધર્મપ્રવૃત્તિમાં પુરુષાર્થને છોડવો

નહિ દરેક વિચાર કે પ્રવૃત્તિમા જોવાનુ માત્ર એટલુ કે તે તીર્થંકર ભગવતે કહ્યા મુજબ છે કે નહિ ?

પેલો શેઠ ભાગ્યની પરીક્ષા કરવા ગયો હતો તેના અવળા પ્રયત્નનુ પરિણામ સવળુ આવ્યુ તો તમે સવળો–સારો પ્રયત્ન ભાગ્યના ભરોસે કેમ ન કરો ?

કર્મની સત્તા તો ફળદ્વારા પ્રત્યક્ષ છે કોઈ એને પ્રારબ્ધ કહે, કોઈ નસ્કાર કહે, કોઈ અદૃષ્ટ કહે

થોડા વખત પછી પેલો શેઠ પાછો જોશી પાસે ગયો અને તેને પૂછવા લાગ્યો કે 'જોશી મહારાજ ! હવે મારા ગ્રહો કેવા છે ?' જોશી મહારાજે કુડળી મૂકીને કહ્યુ કે 'તમારા ગ્રહો બળવાન છે તમને કોઈ રીતે હરકત આવશે નહિ '

પેલો શેઠ ફરી પાછો રાજસભામા ગયો રાજાએ તેનુ સન્માન કર્યું, ત્યા તો તેણે રાજાના પગ પકડીને તેને જોરથી નીચે નાખ્યો સર્વ સભાજનો હાહાકાર કરવા લાગ્યા સુભટો મારવા દોડયા એવામા સિંહાસન પાછળની ભીંતનો કરો તૂટી પડયો આ જોઈ રાજા ખુશ થયો 'અહો ! આ ઉપકારી ન આવ્યો હોત તો આજ જરૂર દબાઈ જાત અને મારા પ્રાણ ચાલ્યા જાત ' તેણે શેઠને દશ હજાર રૂપિયા ઈનામમા અપાવ્યા

વસ્તુપાળ–તેજપાળ સોનાનો ચરૂ દાટવા જગલમા ગયા, ત્યા સામેથી સોનાનો બીજો ચરૂ નીકળ્યો આ બધુ પુણ્યનુ ફળ છે પુણ્ય હોય તો ધન મળે અને પાપના

ઉદયે અનેક પ્રકારે પીડા થાય, ભયંકર રોગો થાય. આજે યંત્રો, હથિયારો, અણુબોંબો કેવા કેવા નીકળે છે ? ક્ષણમાત્રમાં હજારો જીવોનો નાશ થાય ! જેવું ભાગ્ય હોય તેવાં નિમિત્તો તરફ મનુષ્યો ખેંચાય છે અને દુર્ભાગ્યયોગે બરબાદ થાય છે.

૭ માસ પછી પાછો એ શેઠ જોશીને ત્યાં ગયો અને પોતાના ગ્રહો કેવા છે તે પૂછવા લાગ્યો. જોશીએ કહ્યું: 'હજી તમારા ગ્રહો બળવાન છે. તમને કંઇ આંચ આવે તેમ નથી.'

હવે એ શેઠ ગામના દરવાજા બહારથી ગામમાં પેસવાની તૈયારીમાં હતો. ત્યાં રાજાને જોયા. સદા હાથી-ઘોડા પર ફરનારને પગે ચાલવાનું મન ન થાય, પણ આજે તે પગે ફરવા નીકળ્યો હતો. સાથે થોડા માણસો હતા. રાજા દરવાજામાં પેઠો કે તેણે શેઠને જોયા. તે ખુશ થઈને મળવા આગળ વધ્યો કે શેઠે એને જોરથી ધક્કો માર્યો, એટલે તે દૂર ફંગોળાઈ ગયો અને તેનાં દાંતમાંથી લોહી નીકળવા લાગ્યુ. સાથેના માણસો શેઠ તરફ ધસ્યા. ત્યાં તો નગરનો દરવાજો જે જીર્ણ હતો તે તૂટી પડ્યો, રાજા અને તેના માણસો બચી ગયા.

રાજાને થયું કે 'આ શેઠ કેટલો ઉપકારી ? એણે મને ત્રણ ત્રણ વખત બચાવ્યો. માટે આ વખતે તો તેને સારામાં સારું ઈનામ આપવું.' અને તેણે શેઠને પોતાનું અર્ધું રાજ્ય આપી દીધું. ઊંધાં કામ પણ સીધાં પડે, એ પ્રબળ પુણ્યની નીશાની છે.

## જો પુણ્ય પરવાર્યું હોય તો—

જો પુણ્ય પરવાર્યું હોય તો હોય એ પણ જાય એક શેઠ પાસે છાસઠ ક્રોડ સોનામહોરો હતી તેણે એ સોના મહોરોના ત્રણ સરખા ભાગો પાડ્યા હતા તેમાથી એક ભાગ જમીનમા દાટયો હતો, બીજો ભાગ વહાણવટાના ધધામા રોકયો હતો અને ત્રીજો ભાગ ધીરધારમા રોકયો હતો એક દિવસ ખબર આવી કે બધા વહાણ ડૂબી ગયા છે જમીન ખોદી તો તેમાથી ઠોલમા નીકળ્યા અને દુકાનમા તેજ વખતે આગ લાગી, એટલે ધીરધારના બધા ચોપડા બળી ગયા ! પાપના ઉદયમા બધુ પાયમાલ થાય છે

## પાપના ઉદય વખતે

પાપનો ઉદય થાય અને એક પછી એક દુ ખો, મુશ્કેલીઓ કે મુઝવણો આવી પડે ત્યારે તમે ગભરાઓ છો, હાયવોય કરો છો, રડવા લાગો છો અને આ સ્થિતિ માટે બીજાને દોષપાત્ર ગણી તેમને અનેક પ્રકારના ઓળભા આપો છો, પણ હાથના કર્યા હૈયે વાગ્યા છે, એ કેમ વિચારતા નથી ? તમે પૂર્વભવમા જે પાપો કર્યા, અશુભ કર્મ બાધ્યા, તે ઉદયમા આવ્યા છે અને તેના લીધે જ તમારી આ હાલત થઈ છે તેમા વ્યક્તિઓ તો નિમિત્ત-માત્ર છે તેમને દોષિત ઠરાવવાથી કે ઓળભા આપવાથી શો લાભ ? રસ્તે જતા થાભલા જોડે અથડાઈ પડો તો ‘અરે ! થાભલા ! તું મને કેમ વાગ્યો ?’ એમ કહીને તેની જોડે શું લડવા બેસો છો ? તમે દરકાર–સાવચેતી ન

રાખી એથી તમને વાગ્યો, તેમ તમે પૂર્વકાળે કર્મ બાંધતી વખતે દરકાર–સાવચેતી ન રાખી, એથી આજે વ્યક્તિઓની સાથે અથડામણ થઈ.

એક વાર અણસમજમાં પાપ કર્યું અને તે ઉદયમાં આવ્યુ તો તેને શાંતિથી–સમતાથી ભોગવી લ્યો. જો એ વખતે ગભરાયા, હાયવોય કરી, આર્ત્તધ્યાનના સપાટે ચડી ગયા, તો વળી થોકબંધ કર્મ બંધાશે અને ભવિષ્યની સલામતી પણ જોખમાશે. 'ભોગવાયુ તેટલું ઓછું' એ સૂત્રને યાદ રાખો અને નવીન કર્મબંધન ન થાય તેની સંભાળ રાખો. આપણા એક મહાત્માએ કહ્યું છે કે 'બંધ સમય ચિત્ત ચેતિયે, ઉદયે શો સંતાપ ?' જો કર્મ બાંધતી વખતે જ તમે ચેતીને ચાલો તો ઢીલા બંધાય અને શુભ પરિણામ આપનારાં પણ થઈ જાય. કદાચ તે શુભ પરિણામવાળાં ન થાય અને અશુભ ફળ આપે તો પણ ઢીલું આપે. તે માટે જાગૃત રહી, અભ્યાસ કરી, ધર્મધ્યાન, આરાધના, પરમાત્માની ભક્તિ અને રાગદ્વેષ કે કષાયોથી બને તેટલા દૂર રહી પ્રયત્ન કરો તો પછી કર્મના ઉદય વખતે તમારે સંતાપ કરવાની–ડરવાની જરૂર ન રહે.

એટલું યાદ રાખો કે અશુભને શુભ કરવાની અને શુભને અશુભ કરવાની તાકાત આત્મામાં છે, કાર્મણ વર્ગણામાં નથી.

જ્યોતિષશાસ્ત્રમાં સર્વ નિમિત્તોમાં શુકનને વિશેષ માનવામાં આવ્યું છે, તે સુખ–દુઃખ આપનારાં નહિ, પણ

સુખ-દુ ખ સૂચવનારા છે 'निमित्ताना सर्वेषा शकुनो दण्ड नायक -સર્વ નિમિત્તોમા શકુન નાયક છે, મુખ્ય છે ગમે તેવા શુભ ચોઘડિયામા તમે મગળ કામ કરવા તૈયાર થાવ, પરંતુ જો શુકન ખગળ થાય તો તમે અટકી જાઓ છો શાસ્ત્ર કારો કહે છે કે-પહેલા અપશુકન વખતે અટકીને આ૦ શ્વાસ ઠેરવુ વળી પાછુ ચાલવું જો બીજી વખત અપશુકન થાય તો થોભીને સોળ શ્વાસ ઠેરવુ અને પછી આગળ વધવુ પરંતુ જો ત્રીજી વાર પણ અપશુકન થાય તો ગમે તેવુ અગત્યનુ કામ હોય-લગ્ન કરવાનુ, લાખોનો સોદો કરવાનુ, મકાનનુ, મુહૂર્ત કરવાનુ વગેરે તો પણ તે દિવસ પૂરતુ તો આડી જ વાળવું

કેટલાક લોકો અપશુકન કરનાર વસ્તુ કે પ્રાણીનો તિરસ્કાર કરે છે બીલાડી આડી ઉતરે તો તેને લાકડી પણ મારી દે છે પરંતુ ખરુ જોતા તો તેનો તમારે ઉપકાર માનવો જોઈએ, કારણ કે એ તો તમને ભાવી બનાવની સૂચના આપે છે

આ નિમિત્તશુકન કરતા શ્વાસ વધારે બળવાન છે, કારણ કે તેની માત્રા ઘણી બારીક છે દાખલા તરીકે જમણી ગાય મળી એ નિમિત્તશુકન, પરંતુ જો એ વખતે તમારો શ્વાસ ડાબો ચાલે તો ફળ ન આપે અને જમણો ચાલે તો ઘણુ ફળ આપે ધારો કે બે વ્યક્તિને જમણી બાજુ સ્વર ચાલે છે અને શુકન થાય છે, તો પણ સરખુ ફળ ન મળે, કારણ કે તેમાના એકને શ્વાસ ખેંચતી વખતનો સ્વર હોય જે પૂરક કહેવાય અને બીજાને શ્વાસ

કાઢતી વખતનો સ્વર હોય જે રેચક કહેવાય. પૂરકવાળાને વધારે ફળ મળે, રેચકવાળાને ઓછું ફળ મળે.

અહીં એ પણ જાણવાની જરૂર છે કે બંનેને જમણો સ્વર હોય, પૂરક હોય છતાં (પૃથ્વી આદિ) તત્ત્વો જૂદાં હોય તો જૂદાં ફળ આપે. આ બધી બહુ બારીક વાતો છે, તેમાં સામાન્ય માણસને સમજ ન પડે, તેથી શાસ્ત્રકારોએ કહ્યું છે કે ચિત્તનો ઉત્સાહ બધા કરતાં ચઢી જાય છે. તે દિલની સાક્ષી પૂરે છે. શુભ–અશુભ કરનાર કર્મ છે અને કર્મને લઈને અહીં સારાં કે નરસાં નિમિત્તો મલે છે.

## હિતશિક્ષા

હવે મૂળ વિષય પર આવીએ. કર્મના ઉદય અને વિપાકથી આપણને સુખ કે દુઃખ છે. આપણે સુખમાં નથી રાજી થવાનું કે દુઃખમાં નથી ખેદ પામવાનું, કારણ કે તે બંને વસ્તુ કર્મજન્ય છે. જો સુખી પોતાનાથી વધારે સુખી તરફ નજર રાખે તો તેને ગર્વ થાય નહિ. અને દુઃખી પોતાનાથી વધારે દુઃખી તરફ નજર રાખે તો તેને દુઃખ લાગે નહિ. અહીં જ્ઞાનદશાની જરૂર છે.

હર્ષ અને શોક બંનેમાં આર્ત્તધ્યાન છે અને તે દુર્ગતિમાં લઈ જનાર છે. જ્યારે હર્ષ અને શોક બંનેમાં સમભાવ આવે, ત્યારે જ આત્મા પોતાના સ્વભાવમાં છે એમ સમજવું.

વિશેષ અવસરે કહેવાશે.



## વ્યાખ્યાન પચીશમુ
# કર્મની શુભાશુભતા

મહાનુભાવો !

આ લોક, વિશ્વ, જગત્ કે દુનિયા છ દ્રવ્યોનો સમૂહ છે તેમા એક દ્રવ્ય પલટાઈને બીજુ દ્રવ્ય થાય નહિ જો એક દ્રવ્ય પલટાઈને બીજુ દ્રવ્ય થતું હોય તો છના પાચ થાય, પાચના ચાર થાય, ચારના ત્રણ થાય, ત્રણના બે રહે અને બેમાથી એક બની જાય એ રીતે તો જીવ અને અજીવની કે ચૈતન અને જડની જુદાઈ પણ ન રહે, પરતુ એ દ્રવ્યો પલટાતા નથી, તેથી છના છ જ રહે છે

## આત્મા પર કર્મની અસર થાય છે.

આત્મા કોઈપણ સ્થિતિ–સયોગમા પુદ્ગલનુ રૂપ ધારણ કરતો નથી અને પુદ્ગલો કોઈ પણ સ્થિતિ–સયોગમા આત્માનુ રૂપ ધારણ કરતા નથી, પણ પુદ્ગલરૂપ કાર્મણવર્ગણાની–કર્મની અસર આત્માના સ્વભાવ પર થાય છે, તેથી જ આ લોકમા આત્માની ભિન્ન ભિન્ન સ્થિતિ–અવસ્થા–ભૂમિકાઓ સભવે છે

ઘોડો અને ગધેડો સાથે રહેતા હોય તો ઘોડો પલટાઈને ગધેડો થતો નથી કે ગધેડો પલટાઈને ઘોડો થતો નથી, પણ એક બીજાના સ્વભાવની અસર એક બીજા પર પડે છે ખેડૂતોમા એક કહેવત છે કે ' ધોળિયાની સાથે

કાળિયાને બાંધીએ તો વાન ન આવે, પણ સાન જરૂર આવે.' કહેવાની મતલબ એ છે કે જો ધોળા–સારા ગુણવાળા બળદની સાથે કાળા–નઠારા સ્વભાવવાળા બળદને રાખ્યો હોય તો એ બળદનો રંગ પલટાઈને કાળો ન થઈ જાય, પણ કાળા બળદની ખોટી ટેવો જરૂર આવે.

અહીં તમને પ્રશ્ન થશે કે 'કર્મોની અસર આત્મા પર થાય છે, તેમ આત્માની અસર કર્મ પર થાય છે કે નહિ?' એનો ઉત્તર એ છે કે આત્માની અસર કર્મ ઉપર પણ થાય છે જ. જ્યારે આત્મા કાર્મણવર્ગણાને ગ્રહણ કરી તેને કર્મરૂપે પરિણમાવે છે, ત્યારે તેના ભાગલા પડે છે અને તેમાં સ્વભાવનું નિર્માણ થાય છે, તે આત્માની અસરને લીધે જ થાય છે. આત્મા ધારે તો કર્મની સ્થિતિ અને રસમાં પણ મોટા ફેરફારો કરી શકે છે. આને તમે કર્મ ઉપર થતી આત્માની અસર નહિ તો બીજું શું કહેશો?

## કર્મપ્રકૃતિમાં શુભાશુભનો વ્યવહાર

નિશ્ચયથી જોઈએ તો બધાં કર્મો અશુભ છે, કારણ કે તે મોક્ષપ્રાપ્તિમાં અંતરાય ઊભો કરે છે, પણ વ્યવહારથી જે વસ્તુ ઘણાને ગમે, મોટા ભાગને ગમે તે શુભ ગણાય છે અને ઘણાને ન ગમે, મોટા ભાગને ન ગમે તે અશુભ ગણાય છે, એટલે કર્મની પ્રકૃતિમાં શુભ અને અશુભનો વ્યવહાર થાય છે.

## શુભ કેટલી? અશુભ કેટલી?

કર્મની ઉત્તરપ્રકૃતિ ૧૫૮, પણ બાંધવાની ૧૨૦,

સત્તામા ૧૫૮ અને ઉદયમા ૧૨૨ અહીં તર્ક થાય કે આમ કેમ ? જો ૧૨૦ નો બધ હોય તો ઉદયમા ૧૨૨ શી રીતે ? પણ ૧૨૦ ના બધમા દર્શનમોહનીય કર્મની એક મિથ્યાત્વ મોહનીય પ્રકૃતિ જ બધાય છે પછી તેના ત્રણ ભાગ પડી જાય છે સમ્યક્ત્વ મોહનીય, મિશ્ર મોહનીય અને મિથ્યાત્વ મોહનીય આમ ઉદયમા ૧૨૨ પ્રકૃતિ આવે છે

'બધમા ૧૨૦ પ્રકૃતિ શી રીતે ગણાય છે ?' તેનો ખુલાસો પણ કરી દઈએ જ્ઞાનાવરણીય કર્મની ઉત્તરપ્રકૃતિ પાચ છે, દર્શનાવરણીય કર્મની ઉત્તરપ્રકૃતિ નવ છે અને વેદનીય કર્મની ઉત્તરપ્રકૃતિ બે છે, તે બધી બધમા ગણાય છે, એટલે ૫ + ૯ + ૨ = ૧૬ પ્રકૃતિ એ થઈ મોહનીયની ૨૮ ઉત્તર પ્રકૃતિઓમા સમ્યક્ત્વ મોહનીય અને મિશ્ર મોહનીય ગણાતી નથી, એટલે ૨૬ પ્રકૃતિ એ થઈ ૧૬ + ૨૬ = ૪૨ આયુષ્ય-કર્મની ચારે ચાર ઉત્તરપ્રકૃતિની ગણના બધમા થાય છે, એટલે ૪૨ + ૪ = ૪૬ થઈ

નામકર્મની ઉત્તરપ્રકૃતિ ૧૦૩ છે તેમા બધના પ્રસ ગમા ૬૭ પ્રકૃતિની જ ગણના થાય છે વર્ણ, ગધ, રસ અને સ્પર્શની બધી મળીને ૨૦ પ્રકૃતિઓ છે, પણ અહીં તેની મૂળ પ્રકૃતિની એટલે વર્ણ, ગધ, રસ અને સ્પર્શની એક એક જ પ્રકૃતિ ગણવામા આવે છે, એટલે ૧૬ ઓછી થઈ ઉપરાત પદર બધન અને પાચ સઘાતની પ્રકૃતિ ગણવામા આવતી નથી, એટલે કુલ ૩૬ ઓછી થઈ ૧૦૩ – ૩૬ = ૬૭ હવે ૪૬ મા ૬૭ ઉમેરાય તો ૧૧૩ થાય તેમા ગોત્રની

૨ અને અંતરાયની ૫ ઉત્તરપ્રકૃતિઓ મળતાં કુલ સંખ્યા ૧૨૦ની થાય.

શુભાશુભની ગણનામાં ૧૨૪ પ્રકૃતિઓ લેવાય છે, તેનું કારણ એ છે કે ઉપર વર્ણ, ગંધ, રસ અને સ્પર્શની જે એક એક પ્રકૃતિ ગણવામાં આવી તેના શુભાશુભની દૃષ્ટિએ બે બે વિભાગો થાય છે, એટલે તેમાં ચાર પ્રકૃતિઓ ઉમેરાય છે. આ રીતે શુભાશુભની ગણનામાં ૧૨૪ પ્રકૃતિનો હિસાબ છે.

'૧૨૪ માં શુભ કેટલી અને અશુભ કેટલી ?' એનો ઉત્તર એ છે કે ૪૨ શુભ અને ૮૨ અશુભ. તે શી રીતે ? એ આજે તમને સમજાવવું છે.

### ચાર ઘાતી કર્મની ૪૫ અશુભ પ્રકૃતિઓ

આત્મા સ્વભાવે અનંત જ્ઞાની છે, પણ જ્ઞાનાવરણીય કર્મ તેનાં જ્ઞાનને દબાવે છે, એટલું બધું દબાવે છે કે તેનો અનંતમો ભાગ જ ખુલ્લો રહે છે. જો કર્મનું ચાલે તો આત્માને સાવ જડ બનાવી દે, પણ એટલી હદ સુધી તેનું ચાલતું નથી. અમે પ્રારંભમાં જ કહ્યુ છે કે એક દ્રવ્ય પલટાઈને બીજું થતું નથી, એટલે એમ બનવું શક્ય નથી. જ્ઞાનાવરણીય કર્મની પાંચે પ્રકૃતિઓ જ્ઞાનને દબાવે છે, એટલે તે અશુભ ગણાય છે.

આત્મામાં આખી દુનિયા એટલે લોક–અલોક, રૂપી અરૂપી બધું જોવાની તાકાત છે. તેને રોકનાર દર્શનાવરણીય કર્મ છે. તે પણ જ્ઞાનાવરણીય કર્મની જેમ દર્શનનો અનંતમો

ભાગ ખુલ્લો રહેવા દે છે આત્માના દર્શન સ્વભાવને રોક નારી હોવાથી દર્શનાવરણીય કર્મની નવે ઉત્તર પ્રકૃતિઓ અશુભ ગણાય છે

મોહનીય કર્મ આત્માના વીતરાગ સ્વભાવને રોકે છે તેની ઉત્તરપ્રકૃતિઓ અઠ્ઠાવીસ છે તેમા દર્શનમોહનીયની એક જ પ્રકૃતિ ગણતા છવીસ પ્રકૃતિઓ રહે છે આ છવીસે છવીસ પ્રકૃતિઓ અશુભ છે

અતરાય કર્મ આત્માની શક્તિને રોકનારુ છે, આત્માને કમજોર બનાવનારુ છે તેની પાચ પ્રકૃતિઓ અનુક્રમે દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્યને રોકે છે, તેથી અશુભ છે આ પાચે અતરાય કર્મમા લાભાતરાય વધારે નડે છે દરેક કર્મને તોડનારા જૂદા જૂદા સાધનો છે, એ રીતે લાભા તરાયને તોડનારુ દાન છે તમે દાન કરો એટલે લાભાતરાય તૂટે 'લક્ષ્મી પુણ્યને આધીન છે' એમ કહેવાય છે, તેનો અર્થ પણ એજ છે કે તમે દાન કરો, એટલે પુણ્ય વધે અને પુણ્ય વધે એટલે લક્ષ્મી અવશ્ય આવે કદાચ તે જતી હોય તો પણ રોકાઈ રહે તમે કુબેર શેઠની વાત સાભળો એટલે તમને આ વસ્તુની ખાતરી થશે

## કુબેર શેઠની વાત

એક નગરમા કુબેર નામનો શેઠ રહેતો હતો તેની પાસે સાત પેઢીથી અઢળક ધન ચાલ્યુ આવતુ હતુ તે રોજ સવારે નાહી ધોઈને સુદર તાજા રંગબેરગી પુષ્પો વડે કરેતો

કે 'હે માતા! તું છે તો બધું છે, તારા વિના અમારું કશું ન રહે. માટે અમારા પર કૃપા કરજે.'

હવે એક દિવસ રાત્રિના સમયે લક્ષ્મીદેવીએ કુબેરને ઉઠાડયો અને કહ્યું કે 'હે શેઠ! હું સાત પેઢીથી તમારી સાથે રહી છું, પણ હવે જવાની છું, માટે તમારી રજા લેવા આવી છું.'

આ શબ્દો સાંભળતાં જ કુબેર ગભરાયો. હવે મારું શું થશે? મારાં કુટુંબીઓનું શું થશે? આ મોજમજાહ અને એશઆરામ શી રીતે કરી શકાશે? તેની આંખમાં આંસુ આવ્યાં.

લક્ષ્મીએ કહ્યું 'શેઠ મને તમારે માટે લાગણી છે. પણ શું કરું? હું પુણ્યને આધીન છું, એ પૂરું થાય એટલે મારે જવું જ પડે.'

કુબેર સમજ્યો કે હવે લક્ષ્મી રોકી રોકાય તેમ નથી, માટે તે ચાલી જાય તે પહેલાં કંઈક કરવું જોઈએ. તેણે ખૂબ નમ્રતાપૂર્વક લક્ષ્મીને કહ્યું: 'તમે જાઓ તો ભલે જાઓ, પણ મારી એક માગણી પૂરી કરતા જાઓ.'

લક્ષ્મીએ કહ્યું: 'તમારી માગણી શું છે?'

કુબેરે કહ્યું: 'તમે માત્ર ત્રણ દિવસ વધારે થોભી જાઓ.'

લક્ષ્મીએ અવધિજ્ઞાનથી ઉપયોગ મૂકીને જોયું કે આ શેઠનું પુણ્ય હજી ત્રણ દિવસ ચાલે એટલું છે, એટલે તે તથાસ્તુ કહીને અંતર્ધાન થઈ ગઈ.

સવાર થતા કુબેરે આખા કુટુબને જે વાત બની હતી, તે કહી સભળાવી તે સાભળીને બધા ઢીલા થઈ ગયા અને કહેવા લાગ્યા 'હાય હાય! હવે આપણુ શું થશે? હવે તો બધુ ચાલ્યુ જશે, અમને તો કઈ સૂઝતુ નથી, તમે કહો તેમ કરીએ '

શેઠ વિચારમા પડયા 'લક્ષ્મીની આટઆટલી પૂજા કરી છતા તે જવાને તૈયાર થઈ! જો આટલી પૂજા ભગવાનની કરી હોત તથા દાન-પુણ્ય કર્યું હોત તો તે જાત ખરી? ના, ના, તે ન જ જાત ત્યારે હુ જોઉં છુ કે તે કેમ જાય છે?' અને તેણે બધાને ઉદ્દેશીને કહ્યુ 'તમારી પાસે જે કઈ દરદાગીના કે રોકડ હોય તેનો હમણા ને હમણા અહીં મારી સામે ઢગલો કરો '

'પણ આમ ધોળે દહાડે? કોઈ જોઇ જશે તો?' સામેથી પ્રશ્ન આવ્યો

શેઠે કહ્યુ 'તે જાય તેના કરતા આપણે કાઢીએ તે વધારે સારુ પોતે ત્યાગ કર્યો તેમ કહેવાશે અને વળી મર્દ ગણાઈશુ '

થોડી વારમા દરદાગીના તથા રોકડનો મોટો ઢગલો થયો, એટલે શેઠે ગામમાં ઢઢેરા પીટાવ્યો કે 'જેને જેટલુ જોઈએ તેટલુ ધન કુબેર શેઠને ત્યા આવીને લઈ જાઓ '

ઢઢેરા પીટાયો કે કુબેર શેઠને ત્યા જે કઈ હતું તે બધુ એક જ દિવસમા ખલાસ થઈ ગયું હવે તેની પાસે ભાગીતૂટી સૂવાની ખાટ અને એક દિવસ ચાલે તેટલી

ખોરાકની સામગ્રી રહી. તે ખૂબ નિરાંતથી સૂતો. હવે લક્ષ્મી આવીને શું લઈ જવાની હતી ?

ચોથી રાત્રિએ લક્ષ્મી આવી. તેણે કુબેરને ઉઠાડવા ખૂબ પ્રયત્ન કર્યો, ત્યારે તે માંડમાંડ જાગ્યો અને બોલી ઉઠ્યો કે ‘ કેમ દેવીજી ! જવાનું કહેવા આવ્યાં છો ને ? તમારે જવું હોય તો ખુશીથી જાઓ. ’ પરંતુ લક્ષ્મીએ કહ્યું: ‘ હે શેઠ ! હું જવા નથી આવી, પાછી રહેવા આવી છું. ’

કુબેરે કહ્યું: ‘ પણ દેવીજી ! હવે તો મારી પાસે કશું નથી. તમે અહીં કેવી રીતે રહેશો ? ’

લક્ષ્મીએ કહ્યું: ‘ તમે મને ફરીને બાંધી છે. આ ત્રણ દિવસમાં એટલું બધું પુણ્ય કર્યું છે કે હવે મારે તમારી પાસે રહેવુ જ પડશે. ’

ઉગ્ર પુણ્ય કે ઉગ્ર પાપનું ફળ તરત દેખાય છે. જો કુબેર શેઠ લક્ષ્મી જવાની છે એમ જાણી રડયો હોત, તો લક્ષ્મી રહેત ખરી ?

તેણે પ્રયત્ન કરીને પ્રબળ પુણ્ય મેળવ્યું તો ત્રણ જ દિવસમાં તે લક્ષ્મીને જતા રોકી શકયો.

શેઠે કહ્યું: ‘ પણ તમે અહીં રહેશો શી રીતે ?

ઉત્તરમાં લક્ષ્મીએ જણાવ્યું કે ‘ કાલે સવારે મારાં મંદિરમાં જજે. ત્યાં તને એક અવધૂત–જોગી મળશે. તેને ઘરે લાવજે અને સારી રીતે જમાડજે. પછી જ્યારે એ જવા લાગે ત્યારે લાકડી મારી પાડી નાખજે. તે સોનાનો પુરુષ થઈ જશે. તેને ઘરમાં રાખજે. જ્યારે જરૂર પડે ત્યારે

તેના હાથપગ કાપી લેજે અને એ નક્કર સોનાનો ઉપયોગ કરજે એ સોનાના પુરુષને હાથપગ પાછા આવી જશે ' આટલુ કહી દેવી અતર્ધાન થઈ

બીજા દિવસે શેઠે દેવીના કહ્યા પ્રમાણે કર્યું તો તેને સુવર્ણપુરુષની પ્રાપ્તિ થઈ અને તે એને ઉપાડીને અદરના ખડમા લઈ ગયો

શેઠને ત્યા એક હજામ રોજ હજામત કરવા આવતો હતો તેણે આ બધુ નજરે જોયુ, એટલે તેને થયુ કે ' હુ પણ આની માફક કરુ અને પૈસાદાર બની જાઉં ' બીજા દિવસે તેણે પોતાની પત્નીને સુદર રસોઇ બનાવવાનો હુકમ આપ્યો અને નાહીધોઇને લક્ષ્મીના મદિરે ગયો પણ ત્યા કોઇ અવધૂત–જોગી મળ્યો નહિ ત્રીજા દિવસે પણ તેણે એ જ પ્રમાણે કર્યું આમ કરતા ૨૯ દિવસ પસાર થઈ ગયા અને ત્રીશમો દિવસ આવ્યો, ત્યારે મદિરમા એક બાવાને બેઠેલો જોયો આથી ખૂબ ખુશ થઇને તેને જમવાનુ આમત્રણ આપ્યુ બાવાજીને તો બધે સરખુ, એટલે તેણે એ આમત્રણનો સ્વીકાર કર્યો પછી હજામે બાવાજીને ઘરે લાવી સારી રીતે જમાડ્યા અને તેમણે જવા માટે પગ ઉપાડ્યો કે લાકડી મારીને નીચે પાડ્યા

બાવાજીએ બૂમ પાડી, એટલે ત્યા ઘણા માણસો એકઠા થઇ ગયા અને સિપાઇઓ પણ આવી પહોચ્યા તેમણે હજામને પકડ્યો અને રાજા સમક્ષ રજૂ કર્યો

હજામે પોતે જોયેલી બધી વાત રાજાને કહી, એટલે

રાજાએ ખાતરી કરવા કુબેર શેઠને બોલાવ્યા. તેણે અથથી ઇતિ સુધી બધી વાત જેવી હતી તેવી કહી સંભળાવી. આથી સારાં રાજ્યમાં આવા પુણ્યશાલી માણસો વસે છે, એમ જાણીને રાજા ખુશ થયો અને તેણે કુબેર શેઠનો સારો સત્કાર કરી તેને વાજતેગાજતે ઘરે મોકલ્યો અને હજામને સજા કરીને પછી છોડી મૂક્યો.

આથી તમે બરાબર સમજી શકયા હશો કે **લક્ષ્મી પુણ્યને આધીન** છે અને એ પુણ્ય દાન વગેરે કરવાથી ઉપાર્જન થાય છે.

કર્મો આઠ : જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર અને અંતરાય. તેમાં જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાયની ગણના પહેલી કરી, કારણ કે તે ચાર ઘાતી કર્મો છે અને તેમની બધી પ્રકૃતિઓ ૫+૯+૨૬+૫=૪૫ અશુભ છે. અઘાતીકર્મમાં એવું નથી. તેમની કેટલીક પ્રકૃતિઓ શુભ છે અને કેટલીક પ્રકૃતિઓ અશુભ છે. ખરું પૂછો તો કર્મની પ્રકૃતિઓમાં શુભાશુભનો વ્યવહાર આ કર્મોને લીધે જ થાય છે.

## અઘાતી કર્મની ૪૨ શુભ અને ૩૭ અશુભ પ્રકૃતિઓ

વેદનીય કર્મની ઉત્તરપ્રકૃતિઓ બે છે : (૧) શાતાવેદનીય અને અશાતાવેદનીય. તેમાં શાતાવેદનીય શુભ છે, અશાતાવેદનીય અશુભ છે. શાતાવેદનીય કર્મના ઉદયથી શાતા જણાય છે, શાંતિનો અનુભવ થાય છે અને આનંદ આનંદ

લાગે છે, જ્યારે અશાતાવેદનીય કર્મના ઉદયમા સ્થિતિ તેથી વિપરીત હોય છે જીવ દુખીદુખી થઈ જાય છે અને એમ માને છે કે અમારી પાસે નોટોના બડલ આવી જાય કે સોનાની પાટો આવી જાય તો અમે સુખીસુખી થઈ જઈએ, પણ એ એક પ્રકારનો ભ્રમ છે એથી સુખ જ મળે એવું નથી સભવ છે કે એ નોટોના બડલ કે સોનાની પાટ ભારે ઉત્પાત મચાવે અને તમને હેરાનહેરાન કરી મૂકે સોનાની પાટે કેવો ઉત્પાત મચાવ્યો હતો, તે સાભળો

## સોનાની પાટે મચાવેલો ઉત્પાત

આ એક પૌરાણિક ઘટના છે લક્ષ્મી અને સરસ્વતી વચ્ચે વાદવિવાદ થયો તેમા લક્ષ્મીએ પોતાનુ પાણી બતાવવા એકસો આઠ વાર લાબી, ચોપન વાર પહોળી અને સત્તાવીશ વાર જાડી એક સોનાની પાટ જગલમા રસ્તાની એક બાજુએ મૂકી અને તેઓ અતરીક્ષમા રહીને હવે શુ બને છે તે જોવા લાગ્યા

થોડી વારે ત્યા બે રજપૂતો આવ્યા તેમાના એકે કહ્યુ 'આ સોનાની પાટ પહેલા મેં જોઈ, માટે મારી' બીજાએ કહ્યુ 'આપણે બને સાથે નીકળ્યા, માટે આપણો બનેનો અરધો અરધ ભાગ' તેમાથી રકઝક થઈ, ઉગ્ર બોલાચાલી થઈ અને તરવારો ખેંચાઈ બને ખૂબ લડીને ત્યાજ કપાઈ મૂઆ

આ પાટથી થોડે દૂર એક ઝુંપડી હતી તેમા બાવાજી રહેતા હતા સાજટાણે ગામમાથી ભિક્ષા માગી

તે પોતાની ઝુંપડી પર પાછા ફર્યા, ત્યારે આ પાટ તેમના જોવામાં આવી. એ તો આ પાટ જોતાં જ ખુશખુશાલ થઈ ગયા. ખાવાનું ખાવાનાં ઠેકાણે રહ્યું અને વિચાર કરવા લાગ્યા કે હવે શું કરવું? આ પાટ ઉપડી ઉપડે તેમ ન હતી કે તેને ઉપાડીને ઝુંપડીમાં મૂકી દે, એટલે તેના ટુકડા કરી ઝુંપડીમાં ભરી દેવાનો વિચાર કર્યો.

આમ વિચાર કરતાં રાત પડવા લાગી, અંધારું થવા લાગ્યું, ત્યાં છ ચોરો એ રસ્તે થઈને ચોરી કરવા નીકળ્યા. એ દરેકના હાથમાં કંઈ ને કંઈ હથિયાર હતું. સોનાની પાટનો ઝળહળાટ જોઈ તેઓ એ તરફ વળ્યા અને પાટની નજીક આવ્યા. ત્યાં બાવાજીને બેઠેલા જોયા. ચોરોએ પૂછ્યું: 'બાવાજી! અહીં કેમ બેઠા છો?' બાવાજીએ કહ્યું: 'આ મારી ઝુંપડી છે અને આ મારી શિલા છે, એટલે બેઠો છું.'

'તમારી પાસે સોનાની આ પાટ ક્યાંથી આવી?' એક ચોરે પૂછ્યું. 'ઘણી ભક્તિ કરવાથી ભગવાને મને ભેટ આપી.' બાવાજીએ જવાબ આપ્યો.

'અરે ઢોંગી! તું તો સાધુ છે. તારે સોનાની પાટ શું કરવી છે? એ તો અમેજ લઈ લઈશું.' બીજા ચોરે પડકારીને કહ્યું.

'તમે શેના લઈ જાઓ? એ તો મારી માલીકીની છે.' હજી આ શબ્દો બાવાજીનાં મુખમાંથી પૂરા નીકળ્યા પણ નહિ, ત્યાં એનાં મસ્તક પર તરવારો તોળાણી અને તેનાં શરીરના ટુકડે ટુકડા થઈ ગયા.

આ રીતે સોનાની પાટે ત્રણ માણસનો ભોગ લીધો અને તેમાનુ કોઈ આ પાટનો ટુકડો પણ પામી શક્યુ નહિ

પોતાના માગમાથી કાટો દૂર થયેલો જોઈ ચોરો રાજી થયા અને હવે જીદગીભર ચોરી કરવાની જરૂર નહિ રહે એ વિચારે ખુશખુશાલ થઇ ગયા પણ આ પાટને લઈ જવી શી રીતે ? એ પ્રશ્ન મોખરે આવ્યો અને બધા વિચારમા પડી ગયા આ પાટને ટુકડા કર્યા સિવાય તો લઈ જવાય તેમ ન હતુ, એટલે તેના ટુકડા કરવા નિશ્ચય કર્યો, પણ તેમની પાસે એવું કોઈ સાધન ન હતું કે જેનાથી તેઓ એ પાટના ટુકડા કરી શકે આ વખતે તેમને નજીકના ગામમા રહેનો એક સોની યાદ આવ્યો તે સોની આ ચોરોએ ચોરી આણેલી વસ્તુઓ સસ્તા ભાવે ખરીદી લેતો અને એ રીતે તેની સાથે સબધ થયેલો, દોસ્તી બધાયેલી

ચાર ચોરો સોનાની પાટ સાચવવા રહ્યા અને બે ચોરો સોનીને બોલાવવા ગયા તેમણે સોનીને ઊંઘમાથી ઉઠાડયો, એટલે સોની સમજ્યો કે તે ચોરીનો માલ લાવ્યા હશે પણ ચોરોએ કહ્યુ 'તમારી પાસે છીણી, હથોડો વગેરે જે સાધન હોય તે લઈને ચાલો સોનાની પાટના ટુકડા કરવા છે ' પછી તેમણે સોનાની પાટનુ વર્ણન કર્યું સોનાની આવડી મોટી પાટ હોય એ વાત સોનીના મગજમા બેઠી નહિ, પણ ચોરોએ તેને પાકી ખાતરી આપી, ત્યારે એ વાત તેણે સ્વીકારી લીધી

'આમા મને શું મળશે ?' સોનીએ જિજ્ઞાસાથી પ્રશ્ન

કર્યો. ચોરોએ કહ્યું: '૭ જણ અમે છીએ અને સાતમો તું. બધા સરખા ભાગે એ પાટને વહેંચી લઈશું.'

આ સાંભળી સોનીને વિચાર થયો કે 'આ પરદેશી ચોરો શા માટે એક પણ ભાગ લઈ જાય?' તેનાં મનમાં કપટ જાગ્યું અને તેમને એક પણ ટુકડો ન આપવાનું મનથી નક્કી કરીને કહ્યું: 'તમારી વાત સાચી, પણ મને અત્યારે ભૂખ લાગી છે, એટલે પેટ ભર્યા વિના આવું મહેનતનું કામ થઈ શકશે નહિ. માટે હું સાથે થોડું ભાથું લઈ લઉં. તમે ખાજો અને હું પણ ખાઈશ.' એમ કહી સોનીએ સાથે લઈ જવા માટે સાત લાડવા તૈયાર કર્યા. તેમાં એક લાડવો કંઈક નાનો રાખ્યો. એ નાના લાડવા સિવાય બાકીના છમાં તેણે ઝેર ભેળવી દીધું.

સોની બે ચોરો સાથે જંગલમાં આવ્યો અને પેલી પાટ જોઈ ખૂબ ખુશ થયો. પછી તેણે કહ્યું: 'કામ બહુ મોટું છે અને તમે ભૂખ્યા થયા હશો. માટે પ્રથમ આપણે થોડું ખાઈ લઈએ. પછી કામ શરૂ કરીશું.' ચોરો તેમાં સંમત થયા.

સોનીએ પોતાની પાસેનો ભાથાનો દાબડો ઉઘાડ્યો અને તેમાંથી સાત લાડુ કાઢ્યા. બધાને મોટા લાડુ પીરસ્યા અને પોતે નાનો લીધો. આ વખતે ચોરોને શંકા આવી, એટલે તેમણે પૂછ્યુ: 'બધાને મોટા અને તમારે નાનો કેમ?' સોનીએ કહ્યું: 'મને સંગ્રહણીનો રોગ છે, એટલે થોડું જ ખાઉં છું.' આથી ચોરોનાં મનની શંકા ટળી અને તેમણે એ લાડવા પ્રેમથી ખાધા.

સોનીએ વિચાર્યું કે ઝેર ચડતાં થોડી વાર લાગશે,

એટલે તેટલો સમય દૂર રહેવુ સારુ આથી સહુની રજા લઈ તે હાજતે ગયો અને થોડે દૂર ઝાડીમા લપાઈ બેઠો

આ બાજુ પાટને તોડવાના સર્વ સાધનો મોજૂદ જોઈ ચોરોની દાનત બગડી, એટલે સોનીને સાતમો ભાગ ન આપવાના નિર્ણય પર આવી ગયા અને તે માટે તેનુ કાસળ કાઢી નાખવાનો વિચાર કર્યો

બીજી બાજુ પેલો સોની છ ચોરોને મરવાની રાહ જોઈને સતાઈને બેઠો છે આમ એકબીજા એકબીજાનુ બૂરુ ઈચ્છે છે તેમને એમ કરાવનારી પેલી સોનાની પાટ છે

જ્યારે સોનીએ જોયુ કે એ ચોરોને બેહોશી આવવા લાગી છે, ત્યારે તે ઝાડીમાથી નીકળી નજીક આવી ગયો ચોરોએ કહ્યુ 'આટલી બધી વાર કેમ લગાડી ? ચાલ, હવે અમને પાણી પા પછી આપણે ઝટ ઝટ કામે લાગીએ' સોની મનમા ખુશ થયો તેના મનને એમ કે આ લોકો પાણી પીએ કે તરત જ ઢળી પડશે

સોની પોતાની પાસે દોરી-લોટો લાવ્યો હતો તે લઈને કૂવા પર ગયો અને વાંકો વળીને પાણી કાઢવા લાગ્યો ત્યા ચોરોએ તેને ધક્કો મારીને કૂવામા ફેંકી દીધો અને સોનીના રામ રમી ગયા પછી ચોરો પાટ પાસે આવ્યા, ત્યા ઝેરની પૂરી અસર થવાથી બધા ધરણી પર ઢળી પડ્યા

આમ સોનાની પાટે બે રજપૂત, એક બાવાજી, એક સોની અને છ ચોરોનો પ્રાણ લીધો, છતા એ તો ત્યાની ત્યા પડી રહી અને કોઈ તેનો ટુકડો પણ લઈ શક્યુ ન હતું

લક્ષ્મીએ કહ્યું: જોયું સરસ્વતી? લોકો મારી પાછળ કેટલા પાગલ થાય છે? હું તેમની દરકાર ન કરું તેમને હડધૂત કરું છતાં તેઓ મારી પાછળ પડે છે અને ખુવાર થાય છે.'

સરસ્વતીએ કહ્યુ: 'એનો અર્થ એ કે જે અજ્ઞાની છે, મૂર્ખ છે તે તારી પાછળ ભમે છે અને દુઃખી થાય છે. અને જે જ્ઞાની છે, સમજુ છે, તે મારી આરાધના–ઉપાસનામાં મસ્ત બની આનંદ કરે છે. હવે તારી આ લીલા સંહરી લે, નહિ તો બીજા પણ અનેક લોભિયા માર્યા જશે.'

પછી લક્ષ્મીએ એ પાટ ત્યાંથી અદૃશ્ય કરી દીધી.

આયુષ્યકર્મની ચાર પ્રકૃતિ: દેવનું આયુષ્ય, મનુષ્યનું આયુષ્ય, તિર્યંચનું આયુષ્ય અને નરકનું આયુષ્ય. તેમાં પહેલી ત્રણ પ્રકૃતિ શુભ અને ચોથી અશુભ. દેવ, મનુષ્ય તથા તિર્યંચને પોતાનું જીવન પ્રિય હોય છે, જ્યારે નારકીનાં જીવોને પોતાનું જીવન પ્રિય હોતું નથી. તેઓ એમાંથી વહેલી તકે છૂટવા ઇચ્છે છે.

શુભાશુભની ગણનામાં નામકર્મની ૭૧ પ્રકૃતિઓ લેવાય છે, એ ખુલાસો હમણાં જ કરી ગયા છીએ. તેમાં ૩૭ શુભ છે અને ૩૪ અશુભ છે. તે આ પ્રમાણે:

ગતિ ચાર છે: દેવ, મનુષ્ય, તિર્યંચ અને નરક. તેમાં પહેલી બે શુભ છે અને પછીની બે અશુભ છે. તિર્યંચની ગતિમાં અનેક પ્રકારનાં દુઃખો સહન કરવા પડે છે અને નરક ગતિમાં વેદનાનો પાર હોતો નથી. તમે નારકીનાં ચિત્રો

જોયા હશે તેમા પરમાધામીઓ નારકીના જીવોને કેટકેટલા પ્રકારે પીડા ઉપજાવે છે, તેનો ખ્યાલ આપવામા આવ્યો છે એ પીડાઓ આગળ તમારી વર્તમાન જીવનની પીડાઓ કંઈ જ હિસાબમા નથી!

જાતિ પાચ એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય અને પચેન્દ્રિય, તેમા પહેલી ચાર અશુભ છે અને છેલ્લી શુભ છે સારી વસ્તુઓની ગણુનામા પચેન્દ્રિયની પૂર્ણતાનો ઉલ્લેખ થાય છે, તે તમારા લક્ષમા હશે જ

શરીર પાચ અને અગોપાગ ત્રણુ એ બધાની ગણુના શુભ પ્રકૃતિમા થાય છે સહનન એટલે સઘયણુ છ પ્રકારના છે, તેમા પ્રથમ વજ્રઋષભનારાચસઘયણુ શુભ ગણાય છે અને બાકીના પાચ અશુભ ગણાય છે સસ્થાનમા પણુ તેવુ જ છે તેમા પ્રથમ સમચતુરસ્ર સસ્થાન શુભ ગણાય છે અને બાકીના પાચ અશુભ ગણાય છે

વર્ણ, રસ, ગધ, સ્પર્શ શુભ પણુ હોય છે અને અશુભ પણુ હોય છે દાખલા તરીકે વર્ણ પાચ પ્રકારના છે, તેમા શુક્લ, પીત અને રક્ત શુભ છે અને નીલ તથા કૃષ્ણુ અશુભ છે રસ પાચ પ્રકારના છે તેમા મધુર, અમ્લ (ખટમીઠો) અને કષાય (તૂરો) શુભ છે અને તીખો તથા કડવો અશુભ છે ગધ બે પ્રકારના છે તેમા સુગધ શુભ છે અને દુર્ગંધ અશુભ છે સુગધથી સહુ કોઈ આકર્ષાય છે અરે! દેવોનુ પણુ તે આકર્ષણુ કરે છે, તેથી જ તેમની સાધના–આરાધના કરતાં ઉત્તમ પ્રકારના પુષ્પો, અત્તર તથા ધૂપનો ઉપયોગ

થાય છે. દુર્ગંધ કોઈને ગમતી નથી. જરા દુર્ગંધ આવી કે નાકે કપડું દેવાનું મન થાય છે. સ્પર્શ આઠ પ્રકારના છે, તેમાં લઘુ, મૃદુ, સ્નિગ્ધ અને ઉષ્ણ શુભ છે અને ગુરુ, કઠિન, લૂખો તથા શીત અશુભ છે.

આનુપૂર્વી ચાર પ્રકારની છે, તેમાં દેવાનુપૂર્વી અને મનુષ્યાનુપૂર્વી શુભ છે અને તિર્યંચાનુપૂર્વી તથા નારકાનુપૂર્વી અશુભ છે.

વિહાયોગતિના તો શુભ અને અશુભ એવા બે પ્રકારો સ્પષ્ટ માનવામાં આવ્યા છે.

ત્રશદશક શુભ ગણાય છે અને સ્થાવરદશક અશુભ ગણાય છે.

આઠ પ્રત્યેક પ્રકૃતિમાં ઉપઘાત સિવાયની સાતે પ્રકૃતિ શુભ છે. *

---

* નામ કર્મની શુભાશુભ પ્રકૃતિની તાલિકા નીચે મુજબ થાય:

| શુભ | અશુભ |
| --- | --- |
| ૨ ગતિ ( દેવ–મનુષ્ય ) | ૨ ગતિ ( તિર્યંચ–નરક ) |
| ૧ જાતિ ( પંચેન્દ્રિય ) | ૪ જાતિ ( એકેન્દ્રિયથી ચઉરિંદ્રિય ) |
| ૫ શરીર ( ઔદારિકાદિ ) | |
| ૩ અંગોપાંગ ( ઔદારિકાદિ ) | |
| ૧ સંહનન ( વજ્રઋષભનારાચ ) | ૫ સંઘયણ ( ઋષભનારાચ, નારાચ, અર્ધનારાચ, કિલિકા અને સેવાર્ત ) |
| ૧ સંસ્થાન ( સમચતુરસ્ર ) | ૫ સંસ્થાન ( ન્યગ્રોધપરિમંડળ, સાદિ, વામન, કુબ્જ અને હુંડક ) |
| ૪ વર્ણ, રસ, ગંધ અને સ્પર્શ | ૪ વર્ણ, રસ, ગંધ અને સ્પર્શ |

આ પરથી તમે કર્મની શુભ પ્રકૃતિ કોને કહેવાય અને અશુભ પ્રકૃતિ કોને કહેવાય તે બરાબર સમજી શક્યા હશો. જેઓ પુણ્ય કરે છે તેને શુભ પ્રકૃતિ બધાય છે અને જેઓ પાપ કરે છે, તેને અશુભ પ્રકૃતિ બધાય છે. આથી જે મનુષ્યો જીવનમા સુખ, શાતિ અને આબાદીની ઇચ્છા રાખતા હોય તેમણે પાપનો પરિહાર કરવો. આ વિષયમા ઘણું વક્તવ્ય છે, તે અવસરે કહેવાશે.

---

| | |
|---|---|
| ૨ આનુપૂર્વી (દેવાનુપૂર્વી તથા મનુષ્યાનુપૂર્વી) | ૨ આનુપૂર્વી (તિર્યંચાનુપૂર્વી તથા નારકાનુપૂર્વી) |
| ૧ વિહાયોગતિ | ૧ વિહાયોગતિ |
| ૧૦ ત્રસદશક | ૧૦ સ્થાવરદશક |
| ૭ પ્રત્યેક પ્રકૃતિ (અગુરુલઘુ પરાઘાત, આતપ, ઉદ્યોત, શ્વાસોચ્છ્વાસ, નિર્માણ અને તીર્થંકર) | ૧ પ્રત્યેક પ્રકૃતિ (ઉપઘાત) |
| ૩૭ | ૩૪ |



વ્યાખ્યાન છવીશમું

# કર્મબંધ અને તેનાં કારણો અંગે વિશેષ વિચારણા

[ ૧ ]

મહાનુભાવો !

ગઈ કાલે વ્યાખ્યાન બાદ એક મહાશય અમને મળવા આવ્યા અને તેમણે પ્રશ્ન કર્યો કે 'કર્મો આત્માને જ શા માટે ચોંટે ? શરીરને કેમ નહિ ?' અમે કહ્યું : 'તમારો પ્રશ્ન ઠીક છે. પણ લોકો દેવ-ગુરુને જ શા માટે પંચાંગ પ્રણિપાત કરે છે અને તમને કરતા નથી ? એનો વિચાર કરો તો તમારા પ્રશ્નનો જવાબ તમને મળી જશે.'

થોડી વાર વિચાર કરીને એ મહાશયે કહ્યું કે 'મારી તે પ્રકારની યોગ્યતા નથી, એટલે લોકો મને પંચાગપ્રણિ-પાત કરતા નથી.' અમે કહ્યું : 'એ જ ન્યાય અહીં લાગુ કરો. શરીરની તે પ્રકારની યોગ્યતા નથી, માટે કર્મો તેને ચોંટતા નથી' વિશેષમાં અમે કહ્યું કે 'લોહચુંબક તો તમે જોયું હશે. તેને ટેબલ પર ધરો કે લોખંડની ટાંકણીઓ તેને બરોબર ચોંટી જાય છે, પણ કુટપટી કે રબર ધરો તો એ ટાંકણીઓમાં કંઈ ક્રિયા થતી નથી, એ પોતાને સ્થાને હતી તેમને તેમ જ પડી રહે છે. આ પરથી એમ સમજવું જોઈએ કે જેવો સ્વભાવ હોય તેવી ક્રિયા થાય છે.'

એ મહાશયે કહ્યું : 'જો ચોંટવું એ કર્મનો સ્વભાવ

છે, તો એ આત્માને પણ ચોટે અને શરીરને પણ ચોટે આત્માને ચોટાય અને શરીરને ન ચોટાય એનો વિવેક તો એ કરી શકે નહિ, કારણ કે પોતે જડ છે'

અમે પૂછ્યું 'કર્મ શું છે, એ તો તમે જાણો છો ને?' તેમણે કહ્યું 'હા કર્મ એ જડ છે, પુદ્ગલ છે એ હું આની રીતે જાણું છું'

અમે કહ્યું 'બધા પુદ્ગલો કર્મ કહેવાય?'

તેમણે કહ્યું 'બધા પુદ્ગલો કર્મ ન કહેવાય, પણ તેમાંથી જેટલાની કાર્મણવર્ગણા બનેલી હોય તેને કર્મ કહેવાય'

અમે કહ્યું 'તમારી આ સમજણ ઠીક છે આપણી ઉપર, નીચે અને ચારે બાજુ સમસ્ત લોકમાં કાર્મણવર્ગણાઓ ઠાંસીઠાંસીને ભરેલી છે, પણ તે બધી કર્મ કહેવાતી નથી આત્મા જેટલી કાર્મણવર્ગણાને ગ્રહણ કરે અને પોતાના પ્રદેશો સાથે મેળવી દે તેને જ કર્મ કહેવાય છે એ વાત તો તમે પણ કબૂલ કરશો કે એક તાસમાં ઘણો આટો પડ્યો હોય, તેમાંથી જેટલાની કણક બંધાય અને રોટલી તૈયાર થાય, તેને રોટલી કહેવાય અને બાકીનો આટો તે આટો જ કહેવાય'

આ વાત તેમણે કબૂલ કરી, એટલે અમે જણાવ્યું કે 'આત્મા જેટલી કાર્મણવર્ગણાને ગ્રહણ કરે અને પોતાના પ્રદેશો સાથે [illegible] છે, [illegible] કરે પોતાના [illegible] નથી પણ [illegible] પોતાના [illegible] છે

અને તેનાં પુદ્ગલો પોતાના પ્રદેશમાં મેળવી દે છે. આને આપણે વ્યાવહારિક ભાષામાં 'કર્મ આત્માને ચોંટયા' એમ કહીએ છીએ. તમે રેલ્વેમાં મુસાફરી કરતા હો ત્યારે 'અમુક સ્ટેશન આવ્યું' એમ કહો છો, પરંતુ વાસ્તવિક રીતે એ ચાલીને તમારી સામે આવ્યું નથી. તમે પોતે ગાડીમાં બેસીને એની સામે ગયા છો. અહીં પણ તેમ જ સમજવાનું છે.'

અહીં એ મહાશયે પ્રશ્ન કર્યો કે 'કર્મ તો આત્માના કટ્ટર શત્રુ છે, તેને એ જાણીબુઝીને પોતાની ક્રિયા વડે શા માટે ગ્રહણ કરે? 'પડ પાણા પગ ઉપર' એવું તો કોઈ અજ્ઞાની કે મૂરખ જ કરે.'

અમે કહ્યું: 'કર્મ આત્માના કટ્ટર શત્રુ છે એ વાત સાચી, પણ અજ્ઞાનાદિ દોષોમાં સબડી રહેલો આત્મા એ વાત સમજતો નથી, એટલે તે પોતાની ક્રિયા વડે કર્મને ગ્રહણ કર્યા કરે છે અને તેનું ફળ ભોગવીને દુઃખી થાય છે.'

આ સાંભળી એ મહાશયે કહ્યું કે 'જ્ઞાન લક્ષણવાળો આત્મા એટલું પણ ન સમજી શકે કે કર્મ મારા કટ્ટર શત્રુ છે, માટે મારાથી તેને ગ્રહણ થાય નહિ?'

પ્રારંભનો પ્રશ્ન સામાન્ય હતો, પણ તેમાંથી ઠીક ઠીક ચર્ચા જામી. આવી રીતે ચર્ચા જામતી રહે અને પ્રશ્નો પૂછાતા જાય, ત્યારે જ અનેકવિધ ભ્રમોનું નિવારણ થાય અને સત્યનો પ્રકાશ સાંપડે. પરંતુ ગુરુ પાસે આવતા રહો અને તેમનાં પડખાં સેવતા રહો તો જ આ પ્રકારનો લાભ

મળે લોકલાજે ગુરુના દર્શને આવો અને જલ્દી જલ્દી વદન કરીને ચાલતા થાઓ, એમા આવો લાભ શી રીતે મળે? આગળના શ્રાવકો તત્ત્વની વાતમા ખૂબ રસ લેતા અને ગુરુને ઝીણવટભર્યા પ્રશ્નો પૂછતા ગુરુને એ પ્રશ્નોનો ઉત્તર આપતા આનદ થતો શ્રાવકો જ્ઞાનપીપાસુ હોય, તત્ત્વના રસિયા હોય તો ગુરુને આનદ કેમ ન થાય?

અમે પેલા મહાશયને કહ્યુ 'આત્મા જ્ઞાનલક્ષણુ વાળો છે અને તેથી વસ્તુને જાણી શકે છે, એ વાત સાચી, પણ પ્રારભમા તે નિગોદમા હોય છે, ત્યારે ઘોર અજ્ઞાનથી છવાયેલો હોય છે તેને અક્ષરના અનતમા ભાગ જેટલુ જ જ્ઞાન ખુ'લુ હોય છે, તેથી તે કોઈ પણ પ્રકારનો વિચાર કરી શકે એવી સ્થિતિમા હોતો નથી પછી અકામનિર્જરાના યોગે કર્મનો ભાર જેમ જેમ હળવો થતો જાય છે, તેમ તેમ તેના જ્ઞાનની માત્રા વધતી જાય છે અને જ્યારે તે મનુષ્યભવને પામે છે, ત્યારે તેને મપ્રધારણુ સજ્ઞા પ્રાપ્ત થયેલી હોવાથી સારા-ખોટાનો વિવેક કરી શકે છે પ'તુ મહાનુભાવ! તમે જુઓ છો કે આવી સુદર સજ્ઞા પ્રાપ્ત થયેલી હોવા છતા ઘણા મનુષ્યો પોતાનુ હિતાહિત સમજતા નથી અને યદચ્છા પ્રવૃત્તિ કર્યા કરે છે જો મનુષ્યો એટલુ સમજી જાય કે કર્મ અમારી પોતાની મિલ્કત કે મૂડી નથી, પણ અમારા કટ્ટર શત્રુની ફોજ છે અને તે અમને હાલ-હવાલ કરી નાખશે, તો તેઓ કર્મ બાધવાથી દૂર રહે અને છેવટે દૂર ન રહે તો પણ જે કર્મ બાધે તે ખૂબ ઢીલા

બાંધે, જેથી તેમને આગળ પર અનેક પ્રકારની યાતનાઓ ભોગવવી ન પડે.

એક વસ્તુ નિતાન્ત અહિતકારી છે, એમ જાણવા છતાં મનુષ્યો તેનો સર્વથા ત્યાગ કરી શકતા નથી, એ કેટલી શોચનીય સ્થિતિ છે?

## મીઠાના થોડા સ્વાદ ખાતર પ્રાણ ગુમાવનાર શ્રીમંતપુત્ર

એક શ્રીમંત ગૃહસ્થનો પુત્ર એકાએક બીમાર પડ્યો અને હવે બચી શકશે નહિ, એમ લાગ્યું. સગાંવહાલાં કાળો કલ્પાંત કરવા લાગ્યાં. એવામાં કોઈકે કહ્યુ કે 'અહીંથી થોડે દૂર એક સંન્યાસી રહે છે અને તે બહુ જાણકાર છે, માટે તેમને બોલાવો. જો ટેકી લાગવી હશે તો લાગી જશે.'

માણસો દોડીને સંન્યાસી પાસે ગયા અને ખૂબ વિનંતિ કરીને તેને ઘરે લઇ આવ્યા. તેણે આ છોકરાની તબિયત તપાસીને કહ્યું કે 'એક વાત તમારે કબૂલ હોય તો આ છોકરાને દવા આપું.' માતપિતાએ પૂછ્યું કે 'એ વાત શું છે?' સંન્યાસીએ કહ્યું 'હું જે દવા આપીશ તેનાથી તમારો છોકરો જીવી જશે ખરો, પણ એને લવણનો—મીઠાનો સદાને માટે ત્યાગ કરવો પડશે.'

'છોકરો જીવતો હોય તો ભલે જીંદગીભર મોળું ખાય' એવો વિચાર કરી તેમણે એ શરત કબૂલ કરી, સંન્યાસીએ દવા આપી અને એ છોકરો બચી ગયો.

હવે એ છોકરો મીઠા વિનાની રસોઈ જમે છે અને

કોઈ પણ વસ્તુમાં મીઠું વાપરતો નથી તેની તબિયત દરેક રીતે સારી છે એવામાં એક દિવસ માતાપિતા વગેરે વ્યાવહારિક કામપ્રસંગે બહાર ગયા અને પોતે તથા નોકર એમ બે જણ ઘરમાં રહ્યા એ વખતે ખારી બદામ અને પીસ્તા જોઈ છોકરાનું મન લલચાયું તેના મનને એમ કે બદામ અને પીસ્તામાં મીઠું આવીને કેટલું આવે? એ કંઈ હરકત કરે નહિ તેણે નોકરને કાચની બરણીમાંથી થોડા બદામ-પીસ્તા આપવાનું કહ્યું એ તો નોકર, એટલે તેને હુકમ માન્યા વિના છૂટકો નહિ

છોકરાએ એ બદામ-પીસ્તા હોંશથી ખાધા, પણ થોડી વાર થઈ ત્યાં બેચેની જણાવા લાગી અને તે ધીમે ધીમે વધતી ગઈ જ્યારે માતાપિતા ઘરમાં પાછા ફર્યા ત્યારે તેની હાલત ઘણી બગડી ચૂકી હતી તેમણે નોકરને પૂછ્યું કે 'અમે ગયા ત્યારે આને નખમાં યે રોગ ન હતો અને એકાએક આ શું થયું? શું તેણે કોઈ વસ્તુ ખાધી છે?' નોકરે જેવી હતી, તેવી વાત કહી નબળાની આથી તેઓ સમજી ગયા કે આ તો મહા અનર્થ થયો હવે શું કરવું?

તેઓ દોડીને પેલા સન્યાસી પાસે ગયા અને પોતાના ઘરે બોલાવી લાવ્યા સન્યાસીએ આ છોકરાની હાલત જોતાં જ કહ્યું કે 'આના પેટમાં મીઠું ગયું છે હું લાચાર છું કે હવે તેને માટે કોઈ ઉપાય થઈ શકે એમ નથી મેં સિદ્ધ રસાયણ ખવડાવીને એનો જીવ બચાવ્યો હતો એ રસાયણની પહેલી શરત એ હતી કે તેમાં મીઠું ન અપાય, તેથી મેં તમારી સાથે એ પ્રકારની શરત કરી હતી પણ

આજે કોઈને કોઇ કારણે એ શરતનો ભંગ થયો છે, એટલે હાલત આ પ્રકારની બની ગઈ છે. હવે તમારે એને રામ-નામ સંભળાવવું હોય તો સંભળાવી દો, કારણ કે તે માત્ર અર્ધા કલાકનો જ આ દુનિયાનો મહેમાન છે.'

આ શબ્દો સાંભળતાં જ ઘરમાં ભયંકર રોકકળ થઈ રહી અને અર્ધા કલાકમાં તે છોકરો મરણ પામ્યો.

આ થોડા વર્ષ પહેલાં બનેલી સાચી હકીકત છે. તેના પરથી તમને મનુષ્યનો સ્વભાવ કેવો છે, તેનો ખ્યાલ આવી શકશે. જ્યારે અશાતાવેદનીયનો ઉદય હોય ત્યારે મનુષ્ય ફરી કર્મ ન બાંધવાનો નિર્ણય કરે છે, પણ જ્યાં શાતા-વેદનીયનો ઉદય થયો, ત્યાં નિર્ણય નિર્ણયનાં ઠેકાણે રહે છે અને તે પોતાની પુરાણી ચાલે ચાલ્યા કરે છે. આ વખતે કેટલો કર્મબંધ થાય છે અને તેનું શું પરિણામ આવશે, તેનો વિચાર કરતા નથી.

એ મહાશયને અમારા આ ખુલાસાથી સંતોષ થયો અને તેઓ કર્મસંબંધી વિશેષ જાણવા માટે આજનાં વ્યાખ્યા-નમાં હાજર છે.

## કર્મબંધનાં કારણો અનાદિ કાલનાં છે.

આત્મા અનાદિ કાલનો, તેમ કર્મ પણ અનાદિ કાલનાં. કર્મ અનાદિ કાલનાં, તેમ કર્મબંધ પણ અનાદિ કાલનો. કર્મબંધ અનાદિ કાલનો, તેમ કર્મબંધનાં કારણો પણ અનાદિ કાલનાં. કારણ વિના કાર્ય હોય નહિ.

કર્મબંધના સામાન્ય કારણો ચાર છે મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ કેટલાક મિથ્યાત્વ અને અવિરતિ પછી પ્રમાદને× મૂકે છે અને એ રીતે કર્મબંધના સામાન્ય કારણો પાચ જણાવે છે, પરતુ તે અવિરતિ અને યોગમા આવી જાય છે તેથી જ ષડશીતિ નામના ચોથા કર્મગ્રથમા કહ્યુ છે કે 'चउरस मिच्छ अविरइ, कसाय जोगत्ति चउ हेउ ॥ ५० ॥' કર્મબંધના મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ એ ચાર હેતુ છે

## કારણોનો ક્રમ સહેતુક છે

મિથ્યાત્વ પહેલુ કેમ? અવિરતિને બીજુ સ્થાન શા માટે? કષાયને ત્યાર પછી મૂકવાનુ કારણ શું? યોગ છેવટે શાથી? આ પ્રશ્નો તમારા મનમા ઉઠશે, એટલે તેનુ સમાધાન જરૂરી છે

જ્યા સુધી મિથ્યાત્વ હોય ત્યા સુધી અવિરતિ જતી નથી, જ્યા સુધી અવિરતિ હોય ત્યા સુધી કષાયો જતા નથી અને જ્યા સુધી કષાયો જતા નથી ત્યા સુધી યોગનિરોધ થતો નથી, એટલે પ્રથમ મિથ્યાત્વ, પછી અવિરતિ, પછી કષાય અને છેવટે યોગને મૂકવામા આવેલ છે તમે ગુણઠાણા–ગુણસ્થાનકોનો ક્રમ જોશો, એટલે આ વસ્તુનો વધારે

× પ્રમાદ અંગે નીચેની ગાથા જૈન શ્રુતમાં પ્રચલિત છે –

मज्ज विसय-कसाया, निद्दा विकहा य पंचमी भणिया ।
ए ए पचपमाया, जीव पाडन्ति ससारे ॥

મદ્ય (દારૂ વગેરે માદક પદાર્થો) વિષય (શબ્દાદિ), કષાય, નિદ્રા, અને વિકથા એ પાંચ પ્રમાદો જીવને સસારમાં પાડે છે

સ્પષ્ટ ખ્યાલ આવશે. ચોથા ગુણઠાણે મિથ્યાત્વનો નાશ થાય, છઠ્ઠા ગુણઠાણે અવિરતિનો નાશ થાય, બારમા ગુણ-ઠાણે કષાયનો નાશ થાય અને ચૌદમા ગુણઠાણે યોગનિરોધ થાય. તાત્પર્ય કે આત્માએ વિકાસના જે ક્રમને અનુસરવાનો છે, તેને અનુલક્ષીને જ અહીં બંધનાં કારણો બતાવ્યાં છે, એટલે તે સહેતુક છે.

## પહેલું કારણ મિથ્યાત્વ

મિથ્યાત્વને મહાશત્રુની, મહારોગની, મહાવિષની અને મહા અંધકારની ઉપમા આપવામાં આવી છે, કારણ કે તે બધાં કર્મોની જડ છે અને તેની વિદ્યમાનતામાં સમ્યકત્વની પ્રાપ્તિ થતી નથી. જ્યાં સમ્યકત્વ ન હોય ત્યાં સમ્યગ્જ્ઞાન ક્યાંથી હોય? અને સમ્યગ્જ્ઞાન ન હોય ત્યાં સમ્યક્ચારિત્ર ક્યાંથી હોય ? સમ્યક્ ચારિત્ર વિના મુક્તિ મળે નહિ, એ જ્ઞાનીઓએ પોકારીને કહેલું છે; આથી આત્માને સંસારમાં રખડાવવાનો મુખ્ય દોષ મિથ્યાત્વ પર આવે છે. શાસ્ત્રકાર ભગવંતોએ 'मिच्छत्तं भववुड्डिकारणं' એ શબ્દો વડે આ વાત પ્રકટ કરી છે.

જો મિથ્યાત્વ જાય તો કર્મને ટી. બી. (રાજ્યક્ષ્મા) નો રોગ લાગુ પડે, એટલે તેને ગયા વિના છૂટકો જ નહિ. અર્ધપુદ્ગલપરાવર્તન જેટલા સમયમાં તે અવશ્ય નાશ પામે અને આત્મા મુક્તિનાં શાશ્વત સુખનો અધિકારી થાય.

અભવ્ય આત્માઓ તો અનંતકાલ સુધી સંસારમાં રખડતા જ રહે છે, કારણ કે તેમનું મિથ્યાત્વ કદી દૂર

થતું નથી, તેઓ બધો વખત મિથ્યાત્વમા જ રાચતા હોય છે

પ્રશ્ન–અભવ્ય આત્માઓને જ્ઞાન હોય કે નહિ ?

ઉત્તર જ્ઞાન એ આત્માનો સ્વભાવ છે, એટલે બધા આત્માઓની જેમ અભવ્ય આત્માઓને પણ જ્ઞાન હોય છે, પરતુ અહીં જ્ઞાન શબ્દથી સમ્યગ્જ્ઞાન પૂછવામા આવતું હોય તો તેવું જ્ઞાન અભવ્ય આત્માઓને હોતું નથી સમ્યક્ત્વ સહિત જે જ્ઞાન તે સમ્યગ્જ્ઞાન અને અભવ્ય આત્માઓને સમ્યક્ત્વ હોતું નથી

પ્રશ્ન–અભવ્ય આત્માઓને શાસ્ત્ર-સિદ્ધાતનુ જ્ઞાન હોય કે નહિ ?

ઉત્તર–હોઈ શકે, પણ સમ્યગ્જ્ઞાન હોય નહિ

પ્રશ્ન–શાસ્ત્ર-સિદ્ધાતનુ જ્ઞાન એ સમ્યગ્જ્ઞાન નથી ?

ઉત્તર–શાસ્ત્રસિદ્ધાતનુ જ્ઞાન જો સમ્યક્ત્વ પૂર્વક હોય તો જ એ સમ્યગ જ્ઞાન, અન્યથા મિથ્યા જ્ઞાન જેમ સાપને પાયેલુ દૂધ વિષરૂપે પરિણમે છે, તેમ મિથ્યાત્વીએ કરેલુ શાસ્ત્ર-સિદ્ધાંતનુ જ્ઞાન પણ તેને મિથ્યાત્વરૂપે પરિણમે છે એક આત્માએ ચારિત્ર લીધુ હોય, શાસ્ત્ર-સિદ્ધાતનો અભ્યાસ કર્યો હોય અને આચાર્યપદની પ્રાપ્તિ કરી હોય, છતા અભવ્ય હોઈ શકે છે અગારમર્દકસૂરિનો પ્રબધ આ વસ્તુ પર વધારે અજવાળુ પાડશે

## અગારમર્દકસૂરિનો પ્રબધ

શ્રી વિજયસેનસૂરિ પોતાના વિશાળ શિષ્યસમુદાય

સાથે ક્ષિતિપ્રતિષ્ઠિત નગરમાં વિરાજતા હતા. તે વખતે એક રાત્રે એક શિષ્યને સ્વપ્ન આવ્યું કે ‘ પાંચસો સુંદર હાથી ચાલ્યા આવે છે અને તેમનો નાયક ભૂંડ છે.’

કેટલાંક સ્વપ્નો ભાવી બનાવનાં સૂચક હોય છે, અને તેમાંથી ચોક્કસ અર્થ નીકળે છે. આવાં સ્વપ્નો દેવ કે ગુરુની સન્મુખ અથવા ગાયના કાનમાં કહેવા જોઈએ.

સવાર થયું, એટલે શિષ્યે વિનયપૂર્વક એ સ્વપ્ન ગુરુને જણાવ્યું અને તેનો અર્થ પૂછયો. ગુરુ જ્ઞાની હતા અને અષ્ટાંગનિમિત્તના સારા જાણકાર હતા. તેમણે બધા શિષ્યો સાંભળે એ રીતે કહ્યું કે ‘ આજે અહીં પાંચસો સુવિહિત સાધુઓ સાથે એક અભવ્ય આચાર્ય આવશે.’

ગુરુ જ્ઞાની હતા, એટલે તેમનાં વચનમાં શંકા કરવા જેવું ન હતું, પણ તે જ દિવસે પાંચસો શિષ્યોથી પરિવરેલા રુદ્રાચાર્ય એ નગરમાં આવ્યા અને તેમની જ્ઞાનગર્ભિત મધુર દેશના સાંભળવા હજારો નગરજનો ઉમટી પડયા. ત્યારે આ શિષ્યોને વિચાર આવ્યો કે ‘ આ સાધુઓ સુવિહિત છે અને આચાર્ય અભવ્ય છે, એમ શાથી જાણવું ?’ તેમણે એ પ્રશ્ન ગુરુ આગળ રજૂ કર્યો, એટલે ગુરુએ કહ્યું કે ‘ હું તમારી શંકાનું નિવારણ કરીશ.’ પછી રુદ્રાચાર્ય અને તેમના શિષ્યોને રાત્રિના સમયે લઘુશંકા ( પેશાબ ) કરવાનું જે સ્થાન હતું, ત્યાં નાના નાના કોયલા ( અંગારા ) પથરાવી દીધા અને હવે શું બને છે, તે પર દેખરેખ રાખવાનું કહ્યું.

રાત્રિના બે પ્રહર વ્યતીત થઈ ગયા અને ત્રીજો પ્રહર શરૂ થયો, ત્યારે રુદ્રાચાર્યના કેટલાક શિષ્યો લઘુનીતિ કરવા ઉઠ્યા તે વખતે પગ નીચે કોયલા દબાવાથી ચૂ ચૂ અવાજ થવા લાગ્યો તેઓ સમજ્યા કે 'નક્કી અમારા પગ નીચે કોઈ ત્રસજીવો ચપાયા હા ! હા ! ધિક્કાર હો અમારા આ દુષ્કૃત્યને ' અને તેઓ એનુ પ્રતિક્રમણ કરવા તૈયાર થયા આ જોઈ સૂરિજીના શિષ્યોને ખાતરી થઈ કે આ સાધુઓ ભવભીરુ અને સુવિહિત છે

થોડી વાર પછી રુદ્રાચાર્ય પોતે લઘુનીતિ કરવા ઉઠ્યા, ત્યારે તેમના પગ નીચે કોયલા દબાયા અને ચૂ ચૂ અવાજ થવા લાગ્યો આથી તેઓ સમજ્યા કે કોઈ ત્રસજીવો મારા પગ નીચે ચપાય છે, પરંતુ એ દુષ્કૃત્યનો પશ્ચાત્તાપ કરવાને બદલે તેઓ વધારે જોરથી પગ મૂકીને બોલ્યા કે, 'આ કોઈ અરિહતના જીવો પોકારતા લાગે છે '

સૂરિજીના શિષ્યોએ આ શબ્દો કાનોકાન સાભળ્યા, એટલે તેમને ખાતરી થઈ કે આ આચાર્ય અભવ્ય છે, નહિ તો તેમનુ વર્તન આવુ નિષ્ઠુર હોય નહિ ' જે આત્માઓને અરિહત દેવમા શ્રદ્ધા નથી, તેમના પ્રવચનમા શ્રદ્ધા નથી અને તેમા પ્રરૂપાયેલાં અહિંસા, સયમ અને તપની મગલ મયતામા પણ શ્રદ્ધા નથી, તેનામા સમ્યક્ત્વ શી રીતે હોઈ શકે ?

સવારે શ્રી વિજયસેનસૂરિએ રુદ્રાચાર્યના શિષ્યોને કહ્યુ કે 'હે શ્રમણો ! તમારે આ ગુરુ સેવવા યોગ્ય નથી, કારણ કે તે કુગુરુ છે આ વસ્તુ મારે તમને એટલા માટે

કહેવી પડે છે કે 'આચારથી ભ્રષ્ટ થયેલો આચાર્ય, ભ્રષ્ટ આચારવાળાને ન રોકનારો આચાર્ય અને ઉન્માર્ગની પ્રરૂપણા કરનારો આચાર્ય, એ ત્રણે ધર્મનો નાશ કરે છે '

આ હિતશિક્ષા સાંભળી સાપ કાંચળીનો ત્યાગ કરે તેમ આ શિષ્યોએ પોતાના ગુરુનો ત્યાગ કર્યો અને શુદ્ધ ચારિત્રનું પાલન કરી અનુક્રમે મોક્ષની પ્રાપ્તિ કરી. અંગારમર્દક રુદ્રાચાર્ય સમ્યક્ત્વના અભાવે–અંતરની ઊંડાણમાં ભરાઈ રહેલા મિથ્યાત્વના યોગે અપાર સંસારસાગરમાં રખડતા જ રહ્યા અને જૂદી જૂદી યોનિઓમાં જન્મ ધારણ કરીને દુઃખ પામતા જ રહ્યા.

## મિથ્યાત્વ અને સમ્યક્ત્વ

મિથ્યાત્વ એટલે જૂઠી માન્યતા અને સમકિત એટલે સાચી માન્યતા. વસ્તુ હોય એક પ્રકારની અને માને બીજા પ્રકારની ત્યાં મિથ્યાત્વ જાણવું. એક મનુષ્ય પરમાત્માને માને છે, પણ તેને અવતાર લેનારો માને છે, તો ત્યાં મિથ્યાત્વ જાણવું, કેમકે પરમાત્માએ તો સર્વ કર્મનો ક્ષય કરેલો છે, એટલે તે ફરીને સંસારમાં પડતા નથી. એજ રીતે એક મનુષ્ય આત્માને માને પણ તેને ક્ષણભંગુર માને કે પરમાત્મામાં તેનો લય થઈ જાય છે એમ માને, તો ત્યાં પણ મિથ્યાત્વ જાણવું, કેમકે આત્મા નાશવંત નથી, અમર છે.

દુનિયાની વસ્તુને યથાર્થરૂપે સમજનાર સર્વજ્ઞ છે. આપણે છદ્મસ્થ હોઈ તેને યથાર્થરૂપે સમજી શકતા નથી. માટે સર્વજ્ઞ પરમાત્માએ જે કહ્યું છે તે સાચું માનવું, તેમાંજ સમ્યક્ત્વ

છે મિથ્યાદષ્ટિની માન્યતા આથી વિપરીત હોય છે, એટલે તે પોતાની ઈચ્છામા આવે એ રીતે વસ્તુને માને છે, પરતુ તેમા લાભ નથી, નિતાન્ત નુકશાન જ છે

## સમ્યગ્દષ્ટિ અને મિથ્યાત્વની કરણીમા ફેર શુ ?

એક જીવને મારવાની જરૂર પડે તો સમ્યગ્દષ્ટિ પણ મારે અને મિથ્યાદષ્ટિ પણ મારે,-પરતુ એ બનેના માર વામા ફરક છે સમ્યગ્દષ્ટિ જીવને મારનો પડે તો તે ક્રિયા રસવિના, ફરજને કારણે, માથે આવી પડેલી ક્રિયા ગણીને, તે પાપ છે તેમ સમજીને કરે, તેથી કર્મનો જે બધ બધાય તે ઢીલો બધાય ત્યારે મિથ્યાદષ્ટિ જીવને મારવો પડે તો તે ક્રિયા જાણીબુઝીને, રસપૂર્વક, તેને પાપ સમજ્યા વિના કરે, એથી તેને કર્મનો બધ મજબૂત પડે

મિથ્યાદષ્ટિને કર્મની નિર્જરા ઓછી અને સમ્યગ્દષ્ટિ-ને કર્મની નિર્જરા વધારે મિથ્યાદષ્ટિને કર્મની નિર્જરા અકામ એટલે સમજણ વિનાની અને સમ્યગ્દષ્ટિને કર્મની નિર્જરા સકામ એટલે સમજણપૂર્વકની મિથ્યાદષ્ટિ કોઈ પણ પાપનો ઉદય આવ્યો તો ગભરાય, આ દુ ખ કયાથી આવ્યુ ? એમ બૂમ મારે અને હાયવોય કરીને ભોગવે, ત્યારે સમ્યગ્દષ્ટિ પાપનો ઉદય આવતા ગભરાય નહિ, તે એને શાતિથી ભોગવે, તે એમ સમજીને કે ' મેં પૂર્વભવમા નોતરૂ દીધુ છે, માટે તે આવેલ છે, તેથી તેને શાતિથી ભોગવી લેવુ '

સમ્યગ્દષ્ટિને આર્તધ્યાન ઓછુ હોય છે, ચિત્તને

શાંતિ હોય છે અને કંઈક સમભાવ હોય છે, તેથી ઉદયમાં આવેલાં અને સત્તામાં રહેલાં કર્મોની નિર્જરા થાય છે. ત્યારે મિથ્યાદૃષ્ટિને આર્તધ્યાન ઘણું હોય છે, ચિત્તને શાંતિ હોતી નથી અને રાગ–દ્વેષની પ્રબલતા હોય છે, તેથી નવાં કર્મો વધારે ચીકણાં બંધાય છે.

સમ્યગ્દૃષ્ટિ થોડાં દુઃખમાં વધારે કર્મ કાપે છે, ત્યારે મિથ્યાદૃષ્ટિ વધારે દુઃખમાં થોડાં કર્મ કાપે છે.

## બે પ્રકારનું સમ્યક્ત્વ

સમ્યક્ત્વ બે પ્રકારનું છે: એક સ્થિર અને બીજું અસ્થિર. ક્ષાયિક સમ્યક્ત્વ સ્થિર છે, આવ્યા પછી કદી પણ જતું નથી અને બીજાં સમ્યક્ત્વો અસ્થિર છે. ઔપશમિક અને ક્ષાયોપશમિક સમ્યક્ત્વ આવે અને જાય. ક્યારેક વિચારો મલિન આવે અને દેવ–ગુરુ–ધર્મમાંથી શ્રદ્ધા ઉઠી જાય, ત્યારે સમ્યક્ત્વ ગયું કહેવાય અને મિથ્યાત્વ આવ્યું કહેવાય.

મનુષ્ય સમ્યક્ત્વની ભાવનામાં આયુષ્ય બાંધે તો દેવનું જ બાંધે અને તેમાંયે મહર્દ્ધિક સૌમ્ય પ્રકૃતિવાળા દેવનું બાંધે. જ્યારે દેવ સમ્યક્ત્વમાં આયુષ્ય બાંધે તો મનુષ્યગતિનું બાંધે, તે પણ ઘણાં ઊંચાં કુળમાં, સંસ્કારી કુટુંબમાં, ધાર્મિક વાતાવરણમાં સારા મનુષ્યનું બાંધે. આમ સમ્યક્ત્વથી આગળ વધતાં વધતાં આત્મા મોક્ષે જાય.

શાસ્ત્રકારો કહે છે કે 'સમ્યગ્દૃષ્ટિ જીવો નારક કે તિર્યંચ થતા નથી, પણ સમ્યક્ત્વ કાયમ રહે તો. જો તે સમકિતી મટીને મિથ્યાદૃષ્ટિ થઈ જાય તો તેનું પરિણામ

ભોગવવું પડે મિથ્યાદષ્ટિ તો ચાર ગતિમાંથી ગમે તે ગતિમાં ઉત્પન્ન થાય અને નીચે નરકનું પણ આયુષ્ય બાંધે '

સમકિત ટકે તો આત્મા સાત–આઠ ભવમાં મોક્ષે જાય કદી સમકિત સ્થિર ન હોય આવીને ચાલ્યું જાય તો તેને વધારે ભવો કરવા પડે તેજ રીતે સમકિતની વિરાધના કરે તો પણ સંસાર વધી જાય, પણ તે વધી વધીને અર્ધ પુદ્ગલપરાવર્તનથી તો ન જ વધે

## બંધન અને મુક્તિનું કારણ મન છે.

'સંસારના બંધનનું અને મુક્તિનું કારણ મન છે' એક જ મન આ રીતે બે વિરુદ્ધ પરિણામ લાવનારું શી રીતે બને? એ તમારે બરાબર સમજવાનું છે મન જો પાપક્રિયામાં પરોવાય તો એ કર્મબંધનનું કારણ બને અને ધર્મની શુદ્ધ આરાધનામાં જોડાય તો મુક્તિનું કારણ બને શુદ્ધ આરાધના કોને કહેવાય? તે પણ તમને જણાવી દઈએ જે આરાધના શ્રદ્ધાપૂર્વક થાય, સમ્યકત્વપૂર્વક થાય, જિનેશ્વર ભગવતના વચન મુજબ થાય, સિદ્ધાંત મુજબ થાય તેને શુદ્ધ આરાધના સમજવી

કેટલાક કહે છે કે જ્ઞાનપૂર્વક ક્રિયા થાય તે જ શુદ્ધ આરાધના સમજવી અહીં પ્રશ્ન થાય છે કે 'કેટલું જ્ઞાન મેળવ્યા પછી ક્રિયા કરવી? જો કેવળજ્ઞાન પ્રાપ્ત થાય ત્યાં સુધી રાહ જોવાની હોય તો ત્યાં સુધી ક્રિયા કરવી જ નહિ? અને કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યા પછી ક્રિયાની જરૂર શી? આ રીતે તો ક્રિયાનો સંપૂર્ણ ઉચ્છેદ જ થાય, તેથી આત્મા

જેમ જેમ સમજતો થાય તેમ તેમ ક્રિયા કરતો જાય એ બરાબર છે. જે ક્રિયા સમ્યક્ત્વપૂર્વકની હોય, શુદ્ધ બુદ્ધિએ કરેલી હોય તેને જ શુદ્ધ સમજવી. શ્રદ્ધાપૂર્વકની ક્રિયા એ સમજપૂર્વકની ક્રિયા છે.

ભાવના પ્રમાણે કર્મના બંધમાં ફરક પડે છે. આજ વસ્તુ શાસ્ત્રમાં બતાવી છે. તમે ષડાવશ્યક રૂપ પ્રતિક્રમણની ક્રિયા વખતે વંદિત્તુ સૂત્ર બોલો છો, તેમાં નીચેની ગાથા આવે છે :

समदिट्ठी जीवो, जइवि हु पावं समायरइ किंचि ।
अप्पो सि होइ बंधो, जेण न निद्धंघसं कुणइ ॥३६॥

'સમ્યગ્દૃષ્ટિ જીવ પૂર્વકૃત પાપોનું પ્રતિક્રમણ કર્યા પછી પણ સંયોગવશાત્ અમુક પાપ કરે છે, પણ તેને કર્મનો બંધ અલ્પ થાય છે, કારણ કે એ પાપ તે નિર્દય-તાના તીવ્ર અધ્યવસાયથી કરતો નથી.'

ક્યારેક મિથ્યાદૃષ્ટિ આત્મા પાપને માની ક્રિયા કરે છે, ત્યારે તેને કર્મનો બંધ જરૂર ઢીલો પડે છે, પણ તે સમ્યગ્દૃષ્ટિ જેટલો ઢીલો નહિ. પૂરેપૂરા મિથ્યાદૃષ્ટિવાળા કરતાં ઢીલો પડે છે.

હિંસા, અસત્ય, ચોરી, મૈથુન અને પરિગ્રહ એ પાંચે અનુક્રમે પાપસ્થાનકો છે, છતાં આપણે તેનું સેવન કરીને રાજી થઈએ છીએ, કારણ કે એ પાપ છે એવો દૃઢ વિચાર કર્યો નથી.

## યુક્તિથી ચોરને પકડાવનાર શેઠની વાત

એક વેપારી ખૂબ ધનવાન હતો, તેણે પોતાની મિલકતનું રક્ષણ કરવા બે મીયાણા નોકર રાખ્યા હતા તેમાં એકનું નામ મુલ્લા હતું અને બીજાનું નામ કાજી હતું બંને ખૂબ જોરાવર હતા શેઠ ઘર બંધ કરીને અંદર સૂતા હતા અને આ મીયાણા ઘરની બહાર સૂતા હતા

એક રાત્રિએ બે ચોર આવ્યા અને ઘરની પાછલી દિવાલમાં ખાતર પાડવા લાગ્યા શેઠ–શેઠાણી જાગી ગયા, પણ બોલે તો ચોર મારી નાખે આમ છતાં શેઠને ધન બચાવવું હતું, એટલે તેણે યુક્તિ કરી અને મોટેથી સ્ત્રીને પૂછ્યું 'કેમ જાગે છે ને?' સ્ત્રીએ જવાબ આપ્યો કે 'હા, જાગું છું'

શેઠે કહ્યું 'હમણા મને સ્વપ્નું આવ્યું આમ તો આપણને એકે છોકરો નથી, તે તું જાણે છે, પણ સ્વપ્નમાં છોકરો થયો અને તેનું નામ આપણે મુલ્લા રાખ્યું વળી સમય જતા બીજો છોકરો થયો, તેનું નામ કાજી રાખ્યું અને છેવટે ત્રીજો છોકરો થયો, તેનું નામ ચોર રાખ્યું આ ત્રણે છોકરા તોફાની છે, ઘરમાં રહેતા નથી અને વારંવાર તેઓને બોલાવવા માટે બૂમો મારવી પડે છે કે 'મુલ્લા, કાજી, ચોર' 'મુલ્લા, કાજી, ચોર' આમ ઘણી બૂમો મારીએ ત્યારે છોકરાઓ માંડ ઘરમાં આવે છે

શેઠે વાત કરતા અનેક વાર જોરથી 'મુલ્લા, કાજી, ચોર' એ પ્રમાણે બૂમો મારી ચોરો એમ સમજતા હતા

કે શેઠ સ્વપ્નાની વાત કરે છે, પણ શેઠે પોતાની ચતુરાઈ પૂરેપૂરી વાપરી હતી અને મુલ્લાં તથા કાજી જાગી ઉઠયા હતા. તેમણે આવીને આ ચોરોને પકડી લીધા અને ખૂબ માર મારીને નસાડી મૂકયા.

આપણે આત્મામાં ઘુસેલા ચોરોને આ રીતે પકડી લઈ નસાડી મૂકીએ તો જ આપણો આત્મા સર્વ દુઃખોમાંથી મુક્ત થાય અને અનંત અક્ષય સુખ ભોગવી શકે.

## મિથ્યાત્વને દૂર કરો

મિથ્યાત્વને દૂર કરવા માટે આપણા મહાપુરુષો શું કહે છે? તે બરાબર સાંભળો :

કષ્ટ કરો પરે પરે દમો અપ્પા,
ધર્મ અર્થે ધન ખરચોજી;
પણ મિથ્યાત્વ છતે તે જૂઠું,
તિણે તેહથી તુમ વિરમોજી.

'ધર્મ કરવાનાં નિમિત્તે તમે ગમે તેટલું કષ્ટ ઉઠાવો, ગમે તેટલું આત્મદમન કરો અને ગમે તેટલું ધન ખરચો, પણ મિથ્યાત્વ હશે તો એ બધું નિરર્થક છે, માટે હે મુમુક્ષુઓ! તમે મિથ્યાત્વથી અટકો, મિથ્યાત્વને દૂર કરો.'

કિરિયા કરતો ત્યજતો પરિજન,
દુઃખ સહતો મન રીઝેજી;
અંધ ન જીપે પરની સેના,
તિમ મિથ્યાદૃષ્ટિ ન સીઝેજી.

મિથ્યાદૃષ્ટિ મનુષ્ય વિવિધ પ્રકારની ક્રિયાઓ કરીને, સ્વજન-સબંધીઓનો ત્યાગ કરીને તથા નાના પ્રકારના કષ્ટો સહન કરીને ધર્મ કર્યાનો સંતોષ અનુભવે છે મનમા રાજી થાય છે, પણ આંધળો નાયક જેમ પારકી સેનાને જિતી શકતો નથી, તેમ મિથ્યાત્વથી અંધ થયેલો મનુષ્ય સંસાર સાગરનો પાર પામી શકતો નથી

માટે મહાનુભાવો ! તમે મિથ્યાત્વને દૂર કરો અને કર્મબંધનના એક કારણથી બચો જો એમાથી બચશો તો ક્રમે ક્રમે બધાથી બચી શકશો અને આ દુસ્તર સંસારનો પાર પામી શકશો

વિશેષ અવસરે કહેવાશે



વ્યાખ્યાન સત્તાવીશમું

# કર્મબંધ અને તેનાં કારણો અંગે વિશેષ વિચારણા

[ ૨ ]

મહાનુભાવો !

કર્મનો પલંગ ચાર પાયાનો છે. એક પાયો મિથ્યાત્વ, બીજો પાયો અવિરતિ, ત્રીજો પાયો કષાય અને ચોથો પાયો યોગ. તેમાંથી મિથ્યાત્વરૂપી પહેલો પાયો જાય, એટલે એ પલંગ લંગડો થઈ જાય. મિથ્યાત્વ જવાથી અને સમકિત આવવાથી સાચી માન્યતા મજબૂત બને, તેથી અવિરતિને જતાં વાર લાગે નહિ. પેટમાંનો મલ દૂર થાય એટલે તાવ એની મેળે હઠે. તેથી જ જૂના વૈદ્યો વિષમ જ્વરોને ઉતારવા માટે લાંઘણો કરાવતા.

## વિરતિનો અર્થ

વિરતિ એટલે પાપનો ત્યાગ, પાપનાં પચ્ચક્ખાણ અવિરતિ એટલે પાપનો અત્યાગ, પાપની છૂટ. વિરતિને વ્રત, નિયમ કે ચારિત્ર પણ કહેવાય છે.*

* શ્રી યશોદેવસૂરિએ પ્રત્યાખ્યાનસ્વરૂપમાં કહ્યું છે કે—

पच्चक्खाणं नियमो, अभिग्गहो विरमणं वयं विरई ।
आसवदारनिरोहो, निवित्ति एगट्ठिया सद्दा ॥

'પ્રત્યાખ્યાન, નિયમ, અભિગ્રહ, વિરમણ, વ્રત, વિરતિ, આશ્રવ-નિરોધ અને નિવૃત્તિ એ એક અર્થને બતાવનારા શબ્દો છે.'

ચારિત્ર વિના કોઈ આત્મા મોક્ષમાં ગયો નથી, જતો નથી અને જશે પણ નહિ ચારિત્ર એ મોક્ષમંદિરમાં પહોંચવાનું મહત્ત્વનું પગથિયું છે તમે પ્રભુ પાસે માગણી કરો છો કે 'ત્રણ રતન મુજ આપો તાતજી!' એ ત્રણ રતનો કયા? સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર કે બીજા કોઈ?

શ્રદ્ધા હોય, જ્ઞાન હોય, પણ ચારિત્ર ન હોય તો ભવસાગરનું ભ્રમણ અટકે નહિ શ્રદ્ધાવાળું જ્ઞાન એ ગ્રાહ્ય જ્ઞાન છે અને તેની સાથે ચારિત્ર અવશ્ય જોઈએ જેમણે એકલું જ્ઞાન પકડયું અને ચારિત્રને જતું કર્યું તે સંસારમાં રખડી ગયા! એવા રખડી ગયા કે તેનો પત્તો જ નહિ!

જ્ઞાન એ ચક્ષુ છે, તો ચારિત્ર એ હાથપગ છે મનુષ્યને માત્ર ચક્ષુ હોય અને હાથ-પગ ન હોય તો જીવન ચાલે ખરૂં?

આત્માનો ઉદ્ધાર કરવા માટે ચારિત્ર એ જરૂરની વસ્તુ છે અને તે અવિરતિનો ત્યાગ કરવાથી જ પ્રકટે છે

## અવિરતિને છોડવાનું કારણ

તમે રાત્રે સૂઈ જાઓ છો, ત્યારે ઘરનો દરવાજો ખુલ્લો રાખો છો કે બંધ? ચંદ્રગુપ્તના સમયમાં રાત્રે ઘરનાં બારણાં ખુલ્લાં રહેતાં હતાં, કારણ કે તે વખતે ચોરીનું

---

શ્રી હરિભદ્રસૂરિએ પાંચમા પ્રત્યાખ્યાન-પંચાશકમાં કહ્યું છે કે-
पच्चक्खाणं नियमो, चरित्तधम्मो य होंति एगट्ठा ।
પ્રત્યાખ્યાન, નિયમ અને ચારિત્રધર્મ આ ત્રણે શબ્દો એકાર્થી છે

નામ ન હતું. અને આજે? આજે તો સૂતાં પહેલાં બારણાંને છ, સાત, કે આઠ લીવરનાં મજબૂત લોખંડી તાળાં લગાવો છો. જો એ તાળાં ન લગાડો તો સવારે ઓરડીનાં ચારે ખૂણા સરખા થઈ જાય. તેમાં કોઈ પણ પેટી, ટ્રંક કે બીસ્રો નજરે પડે નહિ. પૈસાટકા, ઘરેણુંગાંઠું બધું ઉપડી જાય. અવિરતિ એટલે ઉઘાડાં બારણે સૂવું. તેમાં પાપરૂપી ગમે તે ચોરો દાખલ થઈ જાય અને તમારી સદ્ગુણરૂપી બધી સંપત્તિ લૂંટી જાય.

જે ખેતરોને ફરતી વાડ હોતી નથી અને તદ્દન ખુલ્લાં પડ્યાં હોય છે, તેમાં રસ્તે જતાઆવતાં બધાં ઢોર દાખલ થાય છે અને ઉગેલો પાક ખાઈ જાય છે. પરિણામે માલીકને કપાળ ફૂટવું પડે છે અને તેની પરેશાનીનો પાર રહેતો નથી, તેથી વિરુદ્ધ જે ખેતરોને કાંટાળી મજબૂત વાડ હોય છે, તેમાં કોઈ ઢોર દાખલ થઈ શકતું નથી, એટલે ઉગેલો પાક સલામત રહે છે અને તેના માલીકને ઘણો લાભ થાય છે. અવિરતિ એટલે વાડ વિનાનું ઉઘાડું ખેતર. તેમાં પાપરૂપી ગમે તે ઢોર દાખલ થઈ જાય અને જીવનની બરબાદી કરે.

કેટલાંક ઘરોમાં એવાં પાટિયાં માર્યાં હોય છે કે 'રજા સિવાય દાખલ થવું નહિ.' એથી ગમે તે માણસ એ ઘરમાં દાખલ થઈ શકતો નથી. દાખલ થનારને રીતસર રજા લેવી પડે છે અને રજા મળે તો જ તે આવી શકે છે. વિરતિને તમે આ જાતનું પાટિયું સમજો. એ લાગ્યું કે તમારાં જીવનમાં પાપનો પ્રવેશ થઈ શકે નહિ.

## પાપ કરવાની છૂટ એ પણ ગુનો

પાપકર્મ કરવુ એ પણ ગુન્હો અને પાપકર્મ કરવાની છૂટ રાખી આત્મા પ્રત્યેની પોતાની ફરજ ન બજાવવી એ પણ ગુન્હો કાયદો તોડનારને શિક્ષા થાય છે, તેમ પોતાની ફરજ ન બજાવનારને પણ શિક્ષા થાય છે રાજ્ય તરફથી હુકમ બહાર પડયો હોય કે ઉમરલાયક માણસે અમુક કામમા આઠ કલાક સેવા આપવી અને એ સેવા ન આપવામા આવે તો એના પર કાયદેસર કામ ચલાવી શિક્ષા થાય છે કે નહિ ?

કેટલાક કહે છે કે પાપની છૂટમા ગુનો ન કહેવાય તો પછી તેમને પૂછો કે પાપ કરવામા ગુનો શી રીતે કહેવાય ? જો હિંસા કરવાની છૂટ એ ગુનો ન કહેવાય, તો હિંસા કરવી એ પણ ગુનો ન જ કહેવાય આ પરથી એમ સમજવાનુ કે પાપ કરનારને કર્મબંધ થાય અને પાપની છૂટવાળાને પણ કર્મબંધ થાય, માત્ર જેણે પાપના પચ્ચક્ખાણ કર્યા છે, તેને કર્મબંધ ન થાય

પાપની છૂટ હોય અને પાપકર્મ કરે તેને બેવડુ પાપ લાગે છે એક તો પાપની છૂટનુ અને બીજુ પાપ કર્યાનુ પાપની છૂટ હોય પણ પાપકર્મ કરે નહિ, તો તેને માત્ર પાપની છૂટનુ જ પાપ લાગે પણ એ પાપની છૂટવાળો પાપના પચ્ચકખાણ કરે કે 'આજથી પાપનો ત્યાગ કરુ છુ ' તો ત્યારથી તેને પાપ લાગતું બધ થઈ જાય અને તેની આધ્યાત્મિક પ્રગતિના દ્વાર ખુલી જાય

## ત્રણ પ્રકારના પુરુષો

પાપને કેટલાક પોતાના અનુભવથી કે બીજાના અનુભવથી છોડે છે અને કેટલાક ગુરુજનો આદિના ઉપદેશથી છોડે છે; જ્યારે કેટલાક તો તેને બિલકુલ છોડતા જ નથી. અહીં અમને પેલો પ્રસિદ્ધ શ્લોક યાદ આવે છે :

पापं समाचरति वीतघृणो जघन्यः
प्राप्यापदं सघृण एव विमध्यबुद्धिः ।
प्राणात्ययेऽपि न हि साधुजनः स्ववृत्तं,
वेलां समुद्र इव लङ्घयितुं समर्थः ॥

'જે મનુષ્યો જઘન્ય એટલે કનિષ્ટ કે અધમ કોટિના છે, તેઓ પાપનું આચરણ કાંઈ પણ સૂગ વિના બેધડક કરે છે. જે મનુષ્યો મધ્યમ કોટિના છે, તેઓ કાંઈ આફત આવી પડે અને બીજો ઉપાય હોય તો જ પાપનું આચરણ કરે છે અને જે પુરુષો સાધુજન એટલે ઉત્તમ કોટિના છે, તેઓ પ્રાણત્યાગનો પ્રસંગ આવે તો પણ પોતાનું ઉત્તમપણું છોડતા નથી કે જેમ સાગર પોતાની ભરતી અંગેની મર્યાદા છોડતો નથી.'

નીતિકારોએ ઉત્તમ, મધ્યમ અને અધમ પુરુષની વ્યાખ્યા બીજી રીતે પણ કરી છે, તે અહીં વિચારવા યોગ્ય છે. તેઓ કહે છે:

उत्तमो सुखिनो बोध्याः, दुखिनो मध्यमाः पुनः ।
सुखिनो दुःखिनो वाऽपि, बोधमर्हन्ति नाधमाः ॥

'ઉત્તમ પુરુષો સુખી થવાથી બોધ પામે છે, મધ્યમ

પુરુષો દુખી થવાથી બોધ પામે છે અને અધમ પુરુષો તો સુખી થવાથી પણ બોધ પામતા નથી કે દુખી થવાથી પણ બોધ પામતા નથી તાત્પર્ય કે તેમને બોધ થવો અતિ દુર્લભ છે '

## પાપથી દુખ અને પુણ્યથી સુખ

પાપથી દુખ અને પુણ્યથી સુખ સર્વ મહાપુરુષોએ સ્વીકારેલો સિદ્ધાત છે તેમા કોઈ કાળે કઈ ફેર પડતો નથી, એટલે જે મનુષ્યો પાપ કરીને સુખી થવા ચાહે છે, તે પોતાના ગળામા પત્થરની શિલા બાધીને તરવાનો પ્રયત્ન કરે છે ' હુ જે પાપ કરુ છુ, તેનુ ફળ મારે અવશ્ય ભોગવવું પડશે ' એટલો ખ્યાલ મનુષ્યના મનમા જાગતો રહે, તો તેને પાપ કરવાનુ મન થાય નહિ એમ છતા કદાચ તે પાપ કરી બેસે તો પણ દુભાતા દિલે કરે, ન છુટકે કરે, તેથી તેને કર્મબધ ઘણો અલ્પ પડે

## વિરતિના બે પ્રકારો

વિરતિ બે પ્રકારની છે સર્વવિરતિ અને દેશવિરતિ જેમા પાપનુ પ્રત્યાખ્યાન સર્વથી એટલે સર્વ પ્રકારે થાય તે સર્વવિરતિ અને જેમા પાપનું પ્રત્યાખ્યાન દેશથી એટલે અમુક અશે થાય તે દેશવિરતિ સર્વવિરતિમા પાચ મહાવ્રતો આવે અને દેશવિરતિમા શ્રાવકના બાર વ્રતો આવે

દેશવિરતિના એક ભાગમા પાપનો ત્યાગ હોય અને બીજા ભાગમા પાપની છૂટ હોય છૂટ એટલા માટે કે તે સિવાય તેનો નિર્વાહ થઈ શકે નહિ પરતુ આ છૂટ ઉપર

તેણે અંકુશ રાખવાનો હોય છે, જેને જયણા કહેવામાં આવે છે.

એક ગૃહસ્થ દેશવિરતિ છે અને તેણે શ્રાવકનું સ્થૂલ-પ્રાણાતિપાતવિરમણ નામે પ્રથમ વ્રત ઉચ્ચર્યું છે, તો તેને કોઈપણ નિરપરાધી ત્રસ જીવની સંકલ્પપૂર્વક નિરપેક્ષ હિંસા ન કરવી એવી પ્રતિજ્ઞા હોય. આ પ્રતિજ્ઞામાં અમુક અંશે ત્યાગ છે અને અમુક અંશે છૂટ છે. જ્યાં છૂટ છે ત્યાં તેણે જયણા કરવાની છે. હવે આપણે આ પ્રતિજ્ઞાનો અર્થ બરાબર સમજીએ, જેથી બધી વસ્તુ સ્પષ્ટ થઈ જશે.

આ જગતમાં ત્રસ અને સ્થાવર એમ બે પ્રકારના જીવો છે, તેમાં ત્રસજીવની હિંસા ન કરવાની પ્રતિજ્ઞા છે, એટલે સ્થાવરની છૂટ રહે છે. જો ગૃહસ્થ સ્થાવરની છૂટ ન રાખે તો તેનો જીવનવ્યવહાર ચાલે નહિ, પણ એ છૂટનો તે કચવાતા મને સ્વીકાર કરે અને તેનો લાભ જેમ બને તેમ ઓછો લે. તાત્પર્ય કે તે સ્થાવરની જયણા કરે.

ત્રસ જીવોની હિંસા બે પ્રકારે થાય છેઃ એક સંકલ્પથી અને બીજી આરંભથી. તેમાં સંકલ્પપૂર્વક હિંસા ન કરવાની પ્રતિજ્ઞા છે, એટલે આરંભથી જે હિંસા થાય તે કરવાની છૂટ રહે છે. કોઈ પ્રાણીને ઈરાદાપૂર્વક મારતાં જે હિંસા થાય એ સંકલ્પહિંસા કહેવાય અને આજીવિકાનિમિત્તે ખેતી વગેરે કરતાં જે હિંસા થાય તે આરંભહિંસા કહેવાય. આરંભહિંસાની વ્રતધારી જયણા કરે.

સંકલ્પહિંસા બે પ્રકારની છે : સાપરાધીની અને નિર-

પરાધીની તેમા નિરપરાધીની હિંસાનો ત્યાગ છે, એટલે સાપરાધીની હિંસાની છૂટ રહે છે જેણે કઈ પણ અપરાધ કર્યો હોય તે સાપરાધી અને જેણે કઈ પણ અપરાધ ન કર્યો હોય તે નિરપરાધી આક્રમણખોર સામે લડવું પડે અને તેની હિંસા કરવી પડે તો તે સાપરાધીને દડ દીધો કહેવાય, પરતુ વ્રતધારી તેની જયણા કરે

ગૃહસ્થને આજીવિકાની ખાતર હાથી, ઘોડા, ઊંટ, ગાય, બળદ, ભેંસ, બકરા, ઘેટા વગેરે જનાવરો પાળવા પડે છે અને તેને બાધવા કે મારવા પડે છે વળી પુત્ર-પુત્રી પરિવારને પણ સુશિક્ષા માટે તાડન-તર્જન કરવું પડે છે આ નિરપરાધી ત્રસજીવોની સાપેક્ષ હિંસા છે અને તેની ગૃહસ્થને છૂટ હોય છે, જ્યારે નિર્દય માર મારીને કે બીજી કોઈ પણ રીતે નિર્દોષ પ્રાણીને પીડવું તે નિરપેક્ષહિંસા છે અને તેનો આ પ્રતિજ્ઞાવડે ત્યાગ થાય છે

સાધુની અહિંસાને વીશ વસા ગણીએ તો આ અહિંસા સવા વસા જેટલી છે, છતા તેનાથી પણ ઘણો લાભ થાય છે આમા હિંસાની છૂટ ફક્ત ગુનેગારને મારવા જેટલી છે આ છૂટનો ઉપયોગ કરતા વ્રતભગ નથી, પણ પાપ તો લાગે જ, એટલે છૂટનો ઉપયોગ કરવો જ એમ નહિ પણ બને ત્યા સુધી છૂટના પાપથી પણ બચવુ જોઈએ હવે આ પ્રતિજ્ઞાથી શો લાભ થાય તે બતાવવામા આવે છે નિરપરાધીની હિંસાનો ત્યાગ એટલે જે બીનગુનેગાર છે તે બધાને અભયદાન મળે છે હવે વિચાર કરો કે આ જગતમા

તમારા ગુનેગાર પ્રાણીઓ કેટલાં? અને બીનગુનેગાર કેટલાં? જે તમારા પ્રસંગમાં આવે અને તમને હેરાન કરે તે તમારા ગુનેગાર, પણ તેઓની જ જાતિનાં બીજાં અસંખ્યાત જીવો જે તમારા પ્રસંગમાં આવ્યાં નથી અને આવતાં નથી, તે બીનગુનેગાર, એટલે ગુનેગાર કરતાં બીનગુનેગાર અસંખ્યાત ગણા છે. આ વ્રત લેવાથી તમે એ બધાની હિંસામાંથી બચી જાઓ છો.

ચોથું વ્રત પરસ્ત્રીનો ત્યાગ. એ વ્રત જેણે લીધું તેને પોતાની સ્ત્રીના સમાગમ પૂરતી છૂટ. ધારો કે એક માણસ પોતાના સમગ્ર જીવનમાં ચાર કે પાંચ પત્ની કરે તો તેટલા પૂરતી તેને છૂટ અને બાકીની બધી પરસ્ત્રીઓનો ત્યાગ. જો તે આવું વ્રત ન લે તો બધી સ્ત્રીઓની છૂટનું પાપ લાગે અને તેથી ઘણુ નુકશાન થાય. જો તમે નાના સરખા નુકશાનમાંથી બચવાનો પ્રયત્ન કરો છો, તો આવાં મોટાં નુકશાનથી બચવાનો પ્રયત્ન શા માટે ન કરો?

વ્રત લેવાથી માણસ મેરુ પર્વત જેટલાં પાપથી બચે અને વ્રત ન લેવાથી મેરુ પર્વત જેટલાં પાપ બાંધે. ભલે તમે એક વ્રત લીધું હોય તો પણ તેનાથી કર્મ તોડવાની શરૂઆત થઈ જાય.

જેને એકવાર દેશવિરતિ આવે તેને સર્વવિરતિ આવતા વાર લાગતી નથી અને આત્મા સર્વ વિરતિમાં આવ્યો કે ઝટ મોક્ષમાં ચડે છે.

મૂળ વાત એ છે કે પાપની વૃત્તિ છોડવી. પાપની

વૃત્તિ છૂટે તો પાપ છૂટે અને પાપ છૂટે તો કર્મ છૂટે જેના કર્મ છૂટે તેને અનંત સુખનો ઉપભોગ હોય

## પાપવૃત્તિ પર ભીખારીનું દૃષ્ટાંત

અઢી હજાર વર્ષ પહેલાની વાત છે તે વખતે મગધ દેશમા રાજગૃહી નામે નગરી હતી અને તેની બાજુમા વૈભારગિરિ નામનો પહાડ હતો ×

એક ભીખારી આ નગરીમા આખો દિવસ રખડયો, પણ તેને કઈ ખાવાનુ મળ્યુ નહિ આથી તે ખૂબ રોષે ભરાયો અને આ નગરીનો કોઈ પણ પ્રકારે નાશ કરી નાખુ, એવા વિચાર પર આવી ગયો આ વિચાર પાર પાડવા માટે તે વૈભારગિરિ પર ચડયો ત્યા એક મોટી શિલા તોળાઈને રહી હતી જો એ શિલા તૂટી પડે તો હજારો માણસો માર્યા જાય અને તેમના ઘરબાર નાશ પામે, એમ વે એ ભીખારીએ કોઈ પણ પ્રકારે એક મોટુ દોરડુ મેળવ્યુ અને તેનો ગાળિયો નાખી શિલાને ખેચવા લાગ્યો

હજારો વર્ષોથી એજ હાલતમા રહેલી શિલા એમ થોડી જ પડે ? અને તે પણ એક દુબળા-પાતળા ભીખારીથી ? પણ ક્રોધના આવેશમા મનુષ્ય આગળપાછળનો લાભો વિચાર કરતો નથી

એ ભીખારીએ ખૂબ જોર અજમાવ્યુ પણ શિલા ચસકી નહિ, એટલે તે વધારે ગુસ્સામા આવી દોરડુ ખેંચવા

× આજે રાજગૃહી નગરીના ખંડેરો વિદ્યમાન છે અને તેની બાજુમા વૈભારગિરિ ઉભેલો છે

લાગ્યો. એમ કરતાં તેનો પગ લપસ્યો, એટલે નીચે ગબડી પડયો અને તેની ખોપરી ફાટી જતાં મરણ પામી સાતમી નરકે ઉત્પન્ન થયો.

આ ભીખારીએ ખરેખર કોઈને માર્યો ન હતો, પરંતુ તેની ભાવના-વૃત્તિ બધાને મારી નાખવાની હતી, એટલે તેણે ઘોર કર્મબંધન કર્યું અને સાતમી નરક જેવી નિકૃષ્ટ ગતિને પ્રાપ્ત થયો. તેથી જ પાપવૃત્તિ છોડવાનો ઉપદેશ છે.

## અઢાર પાપ સ્થાનકો

પાપવૃત્તિમાંથી પાપક્રિયા ઉદ્‌ભવે છે અને તે અસંખ્ય પ્રકારની હોય છે, પણ વ્યવહારની સરલતા ખાતર શાસ્ત્રકારોએ તેના અઢાર પ્રકારો પાડયા છે. એટલે અઢાર પાપસ્થાનકોમાં તેનો સમાવેશ થાય છે, તે આ પ્રમાણે :–

(૧) પ્રાણાતિપાત—હિંસા કરવી તે.

(૨) મૃષાવાદ—જૂઠું બોલવું તે.

(૩) અદત્તાદાન—ચોરી કરવી તે.

(૪) મૈથુન—અબ્રહ્મ સેવવું તે.

(૫) પરિગ્રહ–મમત્વ બુદ્ધિથી વસ્તુનો સંગ્રહ કરવો તે.

(૬) ક્રોધ—ગુસ્સો કરવો તે.

(૭) માન—અભિમાન કરવું તે.

(૮) માયા—કપટ કરવું તે.

(૯) લોભ—તૃષ્ણા રાખવી તે.

(૧૦) રાગ—પ્રીતિ કરવી તે
(૧૧) દ્વેષ—અપ્રીતિ કરવી તે
(૧૨) કલહ—કંકાસ કરવો તે
(૧૩) અભ્યાખ્યાન—આળ ચઢાવવું તે
(૧૪) પૈશુન્ય—ચાડી ખાવી તે
(૧૫) રતિ-અરતિ—હર્ષ અને શોક કરવો તે
(૧૬) પરપરિવાદ—અન્યનો અવર્ણવાદ બોલવો તે
(૧૭) માયામૃષાવાદ—પ્રપંચ કરવો તે
(૧૮) મિથ્યાત્વશલ્ય—વિપરીત શ્રદ્ધા કરવી તે

અપેક્ષાવિશેષથી કાર્યકારણભાવનો વિચાર કરતા આ અઢારે પાપસ્થાનકનો સમાવેશ પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહ એ પાંચ પાપસ્થાનકોમાં થઈ જાય છે પાપનો મુખ્ય પ્રવાહ આ પાંચ પાપસ્થાનકો-માંથી વહે છે

વિરતિનો અર્થ પાપનો ત્યાગ છે અહીં ત્યાગથી શું સમજવું ? તે પણ સ્પષ્ટ કરી દઈએ હેય વસ્તુને પોતાની ઇચ્છાથી છોડી દેવી એ ત્યાગ કહેવાય જે વસ્તુ પોતાની ઇચ્છા વિના છોડવી પડે એને ત્યાગ ન કહેવાય સુબંધુની કથા તમને આ વસ્તુની ખાતરી કરાવશે

## સુબંધુની કથા

ભારતના ઇતિહાસની આ એક સત્ય ઘટના છે સમ્રાટ્ ચંદ્રગુપ્તના મરણ પછી તેની ગાદીએ બિંદુસાર આવ્યો તે

વખતે નંદ રાજાનો સંબંધી સુબંધુ તેનો પ્રધાન થયો. આ સુબંધુને ચાણાક્ય ઉપર દ્વેષ હતો, એટલે તેણે અનેક પ્રકારની યુક્તિઓ કરી, અને તેથી બિંદુસારનું મન ચાણાક્ય પરથી ઉઠી ગયું. ચાણાક્ય બધી વસ્તુસ્થિતિ સમજી ગયો અને પોતાનો આખર સમય ન બગડે તે માટે પોતાની મિલકતની બધી વ્યવસ્થા કરીને અણસણનો રસ્તો લીધો. પરંતુ એ રીતે જીવનનો અંત આણતાં પહેલાં તેણે એક ડબ્બી તૈયાર કરી અને તેને પોતાના પટારામાં રાખી મૂકી.

ચાણાક્ય મરણ પામ્યો, એટલે સુબંધુએ તેનું ઘર રહેવા માટે રાજા પાસેથી માગી લીધું. રાજાના તેના પર ચારે હાથ હતા, એટલે તેની માગણી મંજૂર થઈ અને તે ચાણાક્યનાં ઘરમાં રહેવા લાગ્યો. ત્યાં તેની બધી વસ્તુઓ એક પછી એક તપાસવા માંડી. તે વેળા પેલો પટારો પણ તપાસ્યો, તો તેમાંથી બંધ પેટી નીકળી. સુબંધુએ એ પેટી ઉઘાડી નાખી, તો તેમાંથી બીજી એક પેટી નીકળી. એમ પેટીની અંદર પેટી નીકળતાં છેવટે પેલી ડબ્બી નીકળી અને ઉઘાડતાં તેમાંથી એક પ્રકારની ખૂબ સુગંધ આવવા લાગી. તેણે એ બરાબર સુંઘી લીધી. હવે એ ડબ્બીમાં એક કાગળ લખેલો હતો, તે સુબંધુનાં વાંચવામાં આવ્યો. તેમાં લખ્યું હતું કે ‘ જે મનુષ્ય આ ડબ્બીને સૂંઘે તેણે ત્યારથી માંડીને જીવન-પર્યંત સ્ત્રી, પલંગ, આભૂષણ અને સ્વાદિષ્ટ ભોજનનો ત્યાગ કરવો તથા કઠોર જીવન ગાળવું, અન્યથા તેનો નાશ થશે.’

સુબંધુએ આ વાતની ખાતરી કરવા એક બીજા પુરુષને

એ કબ્બી સુધારી અને પછી તેને સ્વાદિષ્ટ ભોજન કરાવીને તથા સુંદર વસ્ત્રાભૂષણ પહેરાવીને પલંગ પર સુવાડયો કે તરત મૃત્યુ પામ્યો આથી તેને ખાતરી થઈ કે ચાણક્યે કાગળમા જે લખ્યુ હતું, તે સાચુ હતું હવે જીવન ટકાવવા માટે તેણે તે જ વખતથી સ્ત્રી, પલંગ, વસ્ત્રાભૂષણ અને સ્વાદિષ્ટ ભોજનનો ત્યાગ કર્યો, અને મનમા સમજી ગયો કે ચાણક્યે ઠીક બદલો લીધો

આવો અનિચ્છાએ કરેલો ત્યાગ એ વાસ્તવિક ત્યાગ નથી જે ત્યાગ સમજણપૂર્વક ઇચ્છાપૂર્વક કર્યો હોય તે જ સાચો ત્યાગ છે

કષાય *

ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયો છે આ કષાયયુક્ત આત્મપરિણતિને આપણે કષાયયુક્ત પરિણતિ તરીકે ઓળખીએ છીએ કષાયનો અર્થ શો? કષ એટલે સસાર, તેનો જેનાથી આય એટલે લાભ થાય તે કષાય તાત્પર્ય કે જેને લીધે સસાર વધી જાય, ભવભ્રમણ વધી જાય તેનુ નામ કષાય પરતુ કષાયનો બીજો અર્થ પણ થાય છે કે જે જીવને કલુષિત કરે તે કષાય એટલે કષાયો તમારા આત્માને કલકિત કરનારા છે, મલિન કરનારા છે

* શ્રી પ્રજ્ઞાપનાસૂત્રના તેરમા પદે કહ્યુ છે કે—

सुहदुहबहुसहियं कम्मखेत कसति ज च जम्हा ।
कलुसति ज च जीवं, तेण कसाइत्ति वुच्चंति ॥

'જે ઘણાં સુખ-દુ ખથી સહિત એવા કર્મરૂપી ખેતરને ખેડે છે અને જે જીવને કલુષિત કરે છે, તેથી તે કષાય કહેવાય છે'

તમે સ્વચ્છ સુંદર કપડાં પહેરીને કોઈ ઉત્સવમાં ભાગ લેવાને બહાર નીકળ્યા હો અને કોઇ તેના પર કાદવ કે એઠવાડ નાખે તો તમને કેવું થાય છે? તમે એની સાથે લડો છો, ઝઘડો છો અને તમારું ચાલતું હોય તો એને બે-ચાર થપ્પડ પણ ચોડી દો છો. પચીશ-પચાશ કે સો-બસોનાં વસ્ત્રો માટે તમે આટલી બધી કાળજી બતાવો છો, ત્યારે આત્મા માટે કેટલી કાળજી બતાવવી જોઈએ?

તમને આત્મા માટે ખરેખર કાળજી હોય, લાગણી હોય તો તમારે ક્રોધને કહી દેવું જોઈએ કે તારું મોઢું કાળું કર. તું શું સમજીને મારી પાસે આવી રહ્યો છે? જો મારી નજીક આવ્યો તો ક્ષમા રૂપી તલવાર વડે તને પૂરો કરી નાખીશ. તમારે માનને પણ કહી દેવું જોઈએ કે તારી રીતભાતથી હું વાકેફ છું, એટલે તારો પડછાયો લેવા ઇચ્છતો નથી. તું મારાથી દૂર રહે એમાં જ તારું શ્રેય છે. નહિ તો મૃદુતા રૂપી મોગરી વડે તારું શિર ફોડી નાખીશ. તમારે માયાને પણ સાફ શબ્દોમાં સંભળાવી દેવું જોઈએ કે ઓ ધૂતારી! તેં અનેક વાર મને છેતર્યો છે, પણ હવે હું તારાથી છેતરાઉ એમ નથી. હું પૂરેપૂરો સાવધ છું. જો તું મારી હદમાં આવી તો આ સરલતા રૂપી છરી વડે તારું નાક કાપી નાખીશ. અને લોભને સ્પષ્ટ શબ્દોમાં સુણાવી દેવું જોઈએ કે તારા જેવો અધમ મેં કોઈને જોયો નહિ. જો તેં મારા આંગણામાં પગ મૂકયો તો સંતોષરૂપી લાકડીનો છૂટો ઘા કરીશ અને તારો પગ ભાંગી નાખીશ.'

જ્યાં લડવાનું છે, ત્યાં તમે લડતા નથી અને જ્યાં લડવાનું નથી, ત્યાં તમે લડો છો, એ તમારી મોટી ભૂલ છે જો લડવું હોય તો કપાયો સાથે લડો અને તેનો નાશ કરવો એમાં જ સાચી બહાદુરી છે

અહીં કોઈ એમ કહે કે 'અમારે લડવું નથી, અમારે તો શાંતિ જોઈએ છે ' આ મહાશયને અમારે શું કહેવું ? તમે બધા કાન સરવા કરીને સાભળો કે જૈન ધર્મ એ ક્ષત્રિયનો ધર્મ છે અને તે તમને લડવાનો આદેશ કરે છે આ લડાઈ તમારે જમીનનો ટુકડો લઈ જનાર, ધન સંપત્તિ લઈ જનાર કે ગાળગલોચ કરનાર સાથે કરવાની નથી, કારણ કે તેઓ દયાપાત્ર છે તમારે જે લડાઈ કરવાની છે, તે આંતરશત્રુઓ સાથે કરવાની છે અને તે બરાબર કરવાની છે આંતરશત્રુઓનું આક્રમણ ગમે તેવું આકરુ હોય તો પણ તમારે પીછેહઠ કરવાની નથી સામી છાતીએ ઘા ઝીલવાના છે અને તેમાં અવશ્ય જય મેળવવાનો છે જે આંતરશત્રુઓ સાથે લડીને જય મેળવવાની ભાવના રાખતો નથી, તે સાચા અર્થમાં જૈન નથી

શાંતિ શાંતિ શું કરો છો ? તે કંઈ ઉપરથી ટપકી પડવાની નથી યુદ્ધનું ઘમસાણ મચી ગયા પછી જ શાંતિ હોય છે તમે કપાયરૂપી શત્રુઓને જિતો એટલે તમને સતાવનારું કોઈ નહિ રહે પછી શાંતિ જ શાંતિ હશે તમે એમ સમજતા હો કે સુંદર મકાનમાં રહેવાથી, અપ ટુ-ડેઈટ ફર્નીચર વાપરવાથી, સુંદર વસ્ત્રાભૂષણો ધારણ કરવાથી અને

ખૂબ ધન કમાવાથી શાંતિ રહેશે, તો ભીંત ભૂલો છો. એ કોઈ વસ્તુમાં શાંતિ આપવાની તાકાત નથી. જો એ વસ્તુમાં શાંતિ આપવાની તાકાત હોત તો ધનિકો અશાંતિની બૂમ શા માટે મારત? આજે તો ધનિકોને સહુથી વધારે અશાંતિ છે. સુંદર ઓરડામાં, છપ્પર પલંગમાં, રેશમની તળાઈઓમાં સૂવા છતાં તેઓને ઊંઘ આવતી નથી. બ્લડપ્રેશર, ડાયાબીટીસ, હૃદયની બિમારી તેમને સહુથી વધારે પ્રમાણમાં સતાવી રહી છે. છે તે કેમ સાચવવું અને વધુ કેમ મેળવવું? એ બંનેની તેમને ચિંતા છે.

થોડા વખત પહેલાં એક અમેરિકન શ્રીમંત આ દેશમાં આવ્યો હતો. તે કહેતો હતો કે અમારે ત્યાં ધનની ખોટ નથી, આવક બહુ સારી છે અને દર ત્રણ માણસ દીઠ મોટર છે, પણ અમારાં ચિત્તને શાંતિનો અનુભવ થતો નથી. હવે અમે એ શોધીએ છીએ કે શાંતિ શી રીતે મળે?

આપણા મહાપુરુષોએ કહ્યું છે કે 'શાંતિની શોધમાં બહાર જવાની જરૂર નથી; તે તમારા આત્મામાં છૂપાયેલી છે અને ત્યાંથી જ તમારે મેળવી લેવાની છે. જો તમારા કષાયો દૂર કરશો તો તરત એનો અનુભવ થશે.'

કષાયોને દૂર કરવાનું કામ કઠિન છે, પણ અસંભવિત નથી. પ્રયત્ન કરો તો કઠિન કામ પણ સરળ બની જાય છે. તમે છેક નાના હતા, ત્યારે ચાલવાનું કામ કેટલું કઠિન લાગતું? પણ તમે ધીમે ધીમે પગલાં માંડવા લાગ્યા અને તેનો અભ્યાસ વધારતા રહ્યા તો ચાલતા શીખી ગયા અને આજે તો ઝડપથી દોડવું હોય તો પણ દોડી શકો છો.

કષાયોને દૂર કરવાના એક બે કીમિયા તમને બતાવી દઈએ ત્રિદોષનુ જોર બહુ વધે એટલે માણસને સનિપાત થાય છે અને તે ગમે તેવુ તોફાન કરવા લાગી જાય છે, પણ આપણે એ સનિપાતવાળાને મારતા નથી, તેની દવા કરીએ છીએ તેજ પ્રમાણે જેઓ ગાળાગલોચ, મારામારી, છળકપટ વગેરે કરે છે, તેમને કર્મનો સનિપાત થયેલો સમજવો અને તેવી તેમને મારવાને બદલે તેમની દવા કરવી જોઈએ એ દવા નમ્ર અને મધુર શબ્દો છે જો તમે જરા પણ ગુસ્સામા આવ્યા વિના મહેજ હસતા મુખડે તેમને શાત પાડો તો તેની ચમત્કારિક અસર થાય અને તેઓ જરૂર શાત પડી જાય આથી તમે અને એ ઉભય કર્મબધનમાથી બચી જાઓ તેના બદલે તમે ક્રોધના સામો ક્રોધ કરો અને માનની સામે વધારે અક્કડાઈ બતાવો તો તમને પણ કર્મનો સનિપાત થયો ગણાય સનિપાતનુ પરિણામ તો તમે જાણો જ છો

હવે બીજો કિમિયો દુનિયાના બધા પ્રાણીઓ કર્મને આધીન છે તેઓથી અપરાધ થઈ જાય જેમ મારા અપરાધને હુ નભાવું છુ, તેમ તેમના અપરાધને પણ મારે નભાવી લેવો જોઈએ, કારણ કે તે મારા ભાઈઓ છે વિશ્વના તમામ પ્રાણીઓને પોતાના ભાઈ માનવા, બધુ માનવા, એ વિશ્વબધુત્વની ભાવના કહેવાય અને મૈત્રી ભાવની સાધના માટે તે બહુ ઉપયોગી છે મારા ભાઈઓને દુશ્મન જાણી તેમનો સામનો ... તે ... ઉ છુ, એ મારી

મોટી ભૂલ છે. ખરાં દુશ્મન તો કર્મો છે, સામનો તો તેમનો કરવો જોઈએ.

એક ત્રીજો કીમિયો પણ છે. તેમાં એમ માનવું કે કોઈ કોઈનું બગાડી શકતું નથી, જો આપણું બગડતું હોય તો તેનું કારણ આપણે પોતે જ છીએ. બીજા બધા તો તેનાં નિમિત્તમાત્ર છે, માટે તેમના પર કોઈ જાતનો રોષ શા માટે કરવો ? તેઓ ખોટું કરતા હશે તો તેનુ ફળ તેઓ ભોગવશે, પણ મારે તેમને દંડ દઈને વિશેષ કર્મબંધન કરવું નહિ. આવા આવા શુદ્ધ વિચારોથી આત્માને કેળવો તો ગમે તેવા ભયંકર અને જોરદાર કષાયો પણ સહેલાઈથી જીતી શકાશે.

કષાયની ભયંકરતા તો જુઓ. અણુબોંબ અને અણુ-શસ્ત્રો કરતાં પણ તે વધારે નુકશાન કરે છે.

> जं अज्जिअं चरित्तं, देसूणाए अ पुव्वकोडीए ।
> तं पि कषाइयचित्तो, हारेई नरो मुहुत्तेणं ॥

'કંઈક ન્યૂન એવા કોડ પૂર્વ સુધી ચારિત્રનું પાલન કરીને જે કમાણી કરી હોય તે કષાયનો ઉદય થવાથી મનુષ્ય માત્ર બે ઘડીમાં જ હારી જાય છે.'

કષાયવાળા અધ્યવસાયોને લીધે સ્થિતિ અને રસનો બંધ પડે છે અને યોગને લઈને પ્રદેશ અને પ્રકૃતિબંધ પડે છે. કષાય નીકળી જાય તો સ્થિતિ અને રસનો બંધ નીકળી જાય. જો કે શુદ્ધ અધ્યવસાય હોય તો શુદ્ધ રસ પડે છે, પરંતુ સ્થિતિ તો કષાય વિના પડતી જ નથી.

કષાયની અસર વિચારો પર પડે છે અને તેને લીધે આત્મા ધમાધમ કરે છે કષાયની અસર જેટલી ઓછી, તેટલી આત્માની મલિનતા ઓછી

યોગને રોકી શકો તો કર્મનો બંધ થાય જ નહિ, પણ એ શક્ય નથી કષાયને બંધ કર્યા વિના યોગનિરોધ થઈ શકતો નથી

શાતાવેદનીયનો બંધ સુંદર છે, કારણ કે તે ખૂબ આનંદ આપે છે તેનો બંધ તો કેવળજ્ઞાની પણ સમયે સમયે બાંધે છે અને તેનું ફળ ભોગવે છે યોગ ભલે ચાલુ રહે, પણ તમારા કષાયો ઓછા થઈ જાય તો અશુભ પ્રવૃત્તિ ઓછી થાય અને શુભ પ્રવૃત્તિમા વધારો થાય એટલું યાદ રાખો કે ગમે તેવી શુભ વૃત્તિ હોય પણ કષાયને કારણે અશુભનો બંધ પડે છે, માટે કષાયો જેટલા ઓછા કરશો તેટલો અશુભનો બંધ ઓછો પડશે

જેટલા પ્રમાણમા કષાય જાય, તેટલા પ્રમાણમા ચારિત્ર શુદ્ધ થાય જ્યારે તે સંપૂર્ણ જાય ત્યારે આત્મા વીતરાગ બને

## યોગ

યોગ એટલે ફરકવું-કંપવું, (આત્માની એક જાતની પ્રવૃત્તિ) તે આત્માને હંમેશા ચાલુ છે તે તમને દેખાતું નથી, પણ ચાલ્યા કરે છે જ્યા સુધી આત્મા કંપે છે, ત્યા સુધી તેને કર્મનો બંધ છે જ્યારે એ કંપનો બંધ થાય, ત્યારે કર્મ બંધાતા બંધ થાય, તેથી કર્મને લીધે દુખ, પીડા કે અશાંતિનો જે અનુભવ થાય છે, તે થવા પામે નહિ

અહીં એટલી સ્પષ્ટતા કરવી જોઈએ કે તેરમા ગુણ-

સ્થાને કંપવાનું ચાલુ હોવા છતાં ત્યાં શાંતિ હોય છે, કારણ કે અશાંતિનું મૂળ કષાય છે અને તેનો ત્યાં અભાવ હોય છે. તેરમા ગુણસ્થાનનું નામ સયોગીકેવલી, એટલે ત્યાં વીતરાગ દશા હોય, કેવલજ્ઞાન હોય પણ ત્યાં યોગની પ્રવૃત્તિ બંધ ન હોય. એ તો ચૌદમા ગુણસ્થાને જ બંધ પડે અને ત્યાર પછી કદી સજીવન થાય નહિ. ચૌદમું ગુણ-સ્થાન એ આત્મવિકાસની ચરમ સીમા છે અને તેને પ્રાપ્ત થયેલ જીવો ઊર્ધ્વગતિ વડે સિદ્ધશિલામાં પહોંચી સદાકાળ ત્યાં જ વિરાજે છે.

વિશેષ અવસરે કહેવાશે.



વ્યાખ્યાન અઠ્ઠાવીશમું

# કર્મબંધ અને તેના કારણો અંગે વિશેષ વિચારણા

[ ૩ ]

મહાનુભાવો !

કર્મબંધ અને તેના કારણો અંગે વિશેષ વિચારણા ચાલી રહી છે કર્મબંધ અંગે કેટલીક વિચારણા પૂર્વ થઈ હતી, તે કરતા આ વિચારણા જૂદા પ્રકારની છે, એટલે તેને અંગે વિશેષ કહેવાનુ યોગ્ય છે પ્રથમ સામાન્ય અને પછી વિશેષ એ શિક્ષણનો સુવિહિત ક્રમ છે અને આપણે તેને બરાબર અનુસરી રહ્યા છીએ

આ વિચારણા પ્રમાણમા કંઈક લાંબી બની છે, પણ એ લાંબી બનવાની જરૂર હતી, અન્યથા તમને કર્મબંધનાં કારણો વિષે આટલી સ્પષ્ટ સમજૂતી આપી શકાઈ ન જ હોત આપણે કર્મનો વિષય હાથ ધર્યો, તેનો મુખ્ય ઉદ્દેશ એ હતો કે તમે કર્મનુ સ્વરૂપ સમજો, તેનાં બંધનું [illegible] સમજો અને તેના કારણો જાણી તેનાથી દૂર રહો [illegible] ઓછા [illegible] તો અનેક [illegible] કર્ [illegible] લીધે કે [illegible] વસ્તુને [illegible] હોય તો જ [illegible]

શકાય અને ઉપાદેય અંશને આચરી શકાય. 'पढमं नाणं तओ दया' એ પ્રસિદ્ધ સૂત્રનું રહસ્ય આ જ છે.

કર્મબંધનાં સામાન્ય કારણો ચાર છે: મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ. તેના વિષે આપણે કેટલીક હકીકતો જાણી ગયા. હવે તેનાં જે વિશેષ કારણો છે, તે અંગે પણ કેટલીક હકીકત જાણી લઈએ.

એકંદર આઠે કર્મ આત્માના શત્રુ, પણ તેમાં ચાર કર્મોની દુશ્મનાવટ પાકી. તે આત્માના સ્વભાવ પર સીધી અસર કરે અને તેથી આત્મામાં અજ્ઞાન, મોહ (રાગદ્વેષ–કષાય), વીર્યની ઉણપ વગેરે દોષો દેખાય. આ કર્મોનું જેવું કામ છે, તેવું નામ છે. એમને કહેવામાં આવે છે ઘાતી. ઘાતી એટલે ઘાતકી, ઘાત કરનારા. વ્યવહારમાં આપણે કોઈને ઘાતકી કહીએ તો એ મોટી ગાળ ગણાય છે. પ્રાણીનો સંહાર કરનારા–કરાવનારા પણ પોતાને ઘાતકી તરીકે ઓળખાવા રાજી નથી. એક વાર એક મીલમાલિકે ઝેરી લાડવા ખવડાવી કેટલાંક કૂતરાઓને મારી નંખાવ્યા. તે સંબંધમાં એક પત્રે ટીકા કરતાં લખ્યું કે આ કરપીણ કૃત્ય છે. કરપીણ એટલે ઘાતકી. મીલમાલીકને આથી ખૂબ ખોટું લાગ્યું અને તેણે પોતાની બદનક્ષી થયાનો કોર્ટમાં કેસ કર્યો. કોર્ટે ફેંસલો આપ્યો કે લાડવામાં ઝેર ભેળવીને કૂતરાને મારી નાખવા એ કરપીણ કૃત્ય નથી, કારણ કે તેથી કૂતરા જલ્દી મરી જાય છે. જો તેને રીબાવી રીબાવીને માર્યા હોત તો એ કરપીણ કૃત્ય કહેવાત, માટે પત્રકારે વાપરેલો કરપીણ શબ્દ

બદનક્ષી કરનારો છે અને તે માટે તેને અમુક દંડ કરવામા આવે છે કહેવાની મતલબ એ છે કે સેંકડો કૂતરાને મારી નખાવનાર પણ પોતાને ઘાતકી કહેવડાવવા રાજી હોતા નથી

ચાર કર્મોને આપણે ઘાતકી કહીએ છીએ, એટલે તે આપણી સામે બદનક્ષીનો કેસ માંડશે એમ માની લેવાની જરૂર નથી કદાચ આ કર્મો પોતાને ઘાતી કહેવા બદલ ધર્મરાજાની કોર્ટમા બદનક્ષીનો દાવો કરે તો આપણે પુરવાર કરી શકીએ તેમ છીએ કે તેમનુ કાર્ય ખરેખર ઘાતકી છે, કારણ કે તે નિરંતર આપણા ગુણોનો ઘાત કરે છે અને થોડી વાર પણ આપણા આત્માને છૂટો મૂકતા નથી

જો આપણો આત્મા આ ચાર કર્મોના પંજામાથી ક્ષણ વાર જ છૂટો થાય તો એમના પંજામા ફરી આવે ખરો? ન જ આવે ઔરંગજેબે બિછાવેલી જાળમાથી છત્રપતિ શિવાજી છૂટી ગયા પછી હાથમા આવ્યા ખરા? એટલે લાબે ન જવુ હોય તો સુભાષ બાબુનો જ કિસ્સો જુઓ તે અંગ્રેજોને હાથતાળી આપીને છટકી ગયા પછી ફરી હાથમા આવ્યા નહિ

ચાર ઘાતીકર્મ તે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય તેનો બંધ થવાના વિશેષ કારણો તપાસીએ

## જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કર્મ બંધાવાના વિશેષ કારણો

પાપકાર્યોમાથી નિવૃત્તિ, કુશલપક્ષમા પ્રવૃત્તિ અને

વિનયની પ્રાપ્તિ, આ ત્રણ કાર્યો જ્ઞાનથી જ થાય છે, એટલે આપણે તેને એક પવિત્ર વસ્તુ માનીએ છીએ. બીજાઓ પણ 'न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते' વગેરે શબ્દોથી જ્ઞાનની પવિત્રતા કબૂલ રાખે છે. હવે કોઈ માણસ એમ કહે કે 'જ્ઞાનથી શો લાભ ? એનાથી આપણું કંઈ ભલું થતું નથી. જ્ઞાની પણ મરે છે અને અજ્ઞાની પણ મરે છે, માટે આપણે જ્ઞાન મેળવવાની માથાકૂટમાં ઉતરવું નહિ. તો એણે જ્ઞાનની આશાતના કરી કહેવાય અને તેથી જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કર્મ બંધાય.

એક માણસ ખરેખર જ્ઞાની-સમ્યગ્જ્ઞાની હોય, છતાં કહેવામાં આવે કે 'એનામાં કંઈ જ્ઞાન નથી, એ શું સમજે ? આવા તો ઘણાને જોયા વગેરે, તો જ્ઞાનીની આશાતના થઈ કહેવાય. તે જ રીતે જ્ઞાની પુરુષનો યોગ્ય વિનય કરવામાં ન આવે તો પણ તેની આશાતના કરી કહેવાય. તેનાથી પણ જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કર્મ બંધાય.

જે આત્મા ગુરુ, સૂત્ર અને અર્થ કે બન્નેનાં નિહ્નવપણામાં પડે તે જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કર્મ વિશેષ પ્રમાણમાં બાંધે. જે જ્ઞાની કે ગુરુની ઇર્ષ્યા કરે, નિંદા કરે, તેમનું અપમાન કરે અને તેમના વિરોધી તરીકેનું વર્તન રાખે તે પણ જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કર્મ વિશેષ પ્રમાણમાં બાંધે.

કોઈ જ્ઞાન ઉપાર્જન કરતું હોય, સ્વાધ્યાય કરતું હોય તેને અંતરાય કરવામાં આવે તો પણ જ્ઞાનાવરણીય અને

દર્શનાવરણીય કર્મ ઘણુ બાંધે આજે તો બાજુમા પાઠશાળા ચાલતી હોય કે કોઈ સામાયિક લઈને બેઠુ હોય તો પણ મોટેથી વાત કરતા કે હા-હા હી-હી કરતા લોકો જરાયે અચકાતા નથી આ ઘણા ખોટા સસ્કાર છે અને તે કર્મનુ બધન કરાવનાર છે

પુસ્તક, પાટી, ઠવણી વગેરે જ્ઞાનના સાધનોને પછાડવા, ઠોકરે મારવા, ગમે ત્યા રખડતા મૂકવા, તેમને થુક લગાડવુ, ગમે તે અશુચિમય પદાર્થ લગાડવો એ બધી જ્ઞાનના સાધનોની આશાતના છે, અને તે તમારે વર્જવી જોઈએ, અન્યથા જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કર્મ ઉપાર્જન કરશો અને પરભવમા મૂઢતા, જડતા, મૂકત્વ વગેરેનો ભારે દડ ભોગવશો આવી રીતે જ્ઞાન તથા જ્ઞાનીનો ઉપઘાત -દ્વેષ કરવાથી અને જ્ઞાન ભણનારને અતરાય કરવાથી જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કર્મો બધાય છે અને તેનુ ફળ આત્માને કઠોર રીતિએ ભોગવવુ પડે છે

## મોહનીય કર્મ બધાવાના વિશેષ કારણો

કર્મગ્રથમા જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કર્મના વિશેષ કારણોની એક ગાથા છે, ત્યારે દર્શનમોહનીય અને ચારિત્રમોહનીયના વિશેષ કારણોની બે ગાથા છે, કારણ કે આ કર્મ સહુથી વધારે ભયકર છે અને રાગદ્વેષ, લડાઈ, ઝઘડા, વિરોધ, દુશ્મનાવટ વગેરે જે નરક ગતિમા લઈ જનારા તત્ત્વો છે, તેના જનક છે

દર્શનમોહનીય અને ચારિત્રમોહનીય એ બેમા દર્શન

મોહનીય વધારે ભયંકર છે, કારણ કે તેનાથી મિથ્યાત્વ આવે છે અને સમકિતનો રોધ થાય છે. જ્યાં સુધી મિથ્યાત્વ હોય છે, ત્યાં સુધી આત્માનું ઠેકાણું પડતું નથી. તે સંસારમાં રખડયા જ કરે છે અને વિવિધ દુઃખોનો ભાગી થાય છે. જ્યારે સમકિત આવે ત્યારે તેનું ભવભ્રમણ મર્યાદિત બને છે અને તે અર્ધપુદ્ગલપરાવર્તનમાં જરૂર મોક્ષે જાય છે.

જે ઉન્માર્ગની દેશના આપે તે વિશેષ પ્રકારે દર્શન-મોહનીય કર્મ બાંધે. ઉન્માર્ગ એટલે શું? માર્ગ સમજવાથી ઉન્માર્ગ આપોઆપ સમજાશે. સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર એ સન્માર્ગ છે, મોક્ષ માટેનો માર્ગ છે. તેની વિરુદ્ધનો માર્ગ તે ખોટો માર્ગ છે, ઉન્માર્ગ છે. આ વસ્તુને વધારે સ્પષ્ટ સમજી લઈએ.

જેનાથી મિથ્યાત્વનું પોષણ થતું હોય તે ઉન્માર્ગ કહેવાય. તે જ રીતે જે કેળવણીમાં પુણ્યપાપનો, કર્મનો, આત્મભાવનો, પરમાત્માનાં જ્ઞાનનો વિચાર આપવામાં આવતો નથી, તે કેળવણી મિથ્થાજ્ઞાન છે અને તેનું ફળ રાગદ્વેષ, મારામારી, અહંકારાદિ દુર્ગુણો વધારવામાં જ આવે છે. આવી મિથ્યા કેળવણીને પોષવાથી દર્શનાવરણીય કર્મ બંધાય છે અને સંસાર વધે છે.

કોઈ કહેશે કે મિથ્યાજ્ઞાન વિના દુનિયાનો વ્યવહાર ચાલતો નથી, પણ તેથી કંઈ એ ધર્મ ન કહેવાય. માણસને પત્ની વિના ન ચાલે એટલે પરણે, પૈસા વગર ન ચાલે એટલે કમાય, પણ તેથી તેણે ધર્મ કર્યો ન કહેવાય.

વ્યવહારનું પોષણ એ સંસારનું કારણ છે એક માણસ દુઃખી છે, તેને દયાભાવથી તમે ધંધો કરાવો, દયાની ભાવ નાવી તેને મદદગાર બનો, તો એ વ્યવહારનું કારણ હોવાથી તમારો સંસાર વધારનાર બને કે નહિ? એ પ્રશ્ન તમારા મનમાં ઉઠશે તેનો ઉત્તર એ છે કે 'એ સંસાર વધારનારુ કારણ બની શકે નહિ, કારણ કે તેમાં તમારી અનુકંપાની દૃષ્ટિ છે અનુકંપા કરવી એ ભગવાનની આજ્ઞા છે, તેમજ શાસનની પ્રભાવના છે, તેથી આત્માની ઉન્નતિનું કારણ બને છે વેપારમાં જોડવાથી વ્યવહાર વધાર્યો એમ નથી, પણ તે માણસને ધર્માભિમુખ કર્યો, અને તે એના મોટા લાભની વાત છે એ માણસે ધંધો કર્યો કે નહિ તે મદદ કરનારે જોવું જોઈએ વળી તેમાં મુખ્યત્વે વર્તમાનકાળને લક્ષમાં રાખવાનો છે તમે જે મદદ કરો તે કારણ પાપપ્રવૃત્તિનું ન હોય (તમે એક સ્ત્રીને વેશ્યા બનવા માટે નાણા ન આપી શકો) હિંસાનું ન હોય (એક માણસને ખાટકીના ધંધા માટે મદદ ન કરી શકો) તો તે ધર્મનું કારણ બને આમાં ભવિષ્યકાળને જોવાનો નથી અત્યારે તે સારા કામને માટે પૈસા લે છે, પણ ભવિષ્યમાં પૈસા કમાયા પછી ખરાબ સોબતે ચડી પાપકર્મ કરે તેને માટે તમે જવાબદાર નથી, કારણ તમે જ્યારે પૈસા આપ્યા, ત્યારે સારી ભાવનાથી સારા કામ માટે આપ્યા હતા જો ભવિષ્યનો વિચાર કરો તો કોઈને કોઈ પણ કારણે મદદ કરવાનું રહેશે જ નહિ એ રીતે તો 'બળતા વાડામાંથી ગાયને બહાર કાઢીએ અને તે છૂટે તો કાચું પાણી પીએ તથા ઘાસ ખાય એનો દોષ આપણને આવે' એવી

માન્યતા સુધી પહોંચવું પડશે અને દયાધર્મનો જ લોપ થઈ જશે.

સન્માર્ગનો નાશ કરવાથી દર્શન મોહનીય કર્મ બંધાય. સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રનો નાશ કરવાની દેશના એ સન્માર્ગનો નાશ કહેવાય. તેમ કરનારો દર્શન-મોહનીય કર્મ બાંધે. આથી ધર્મવિરુદ્ધ કોઈ પ્રવૃત્તિમાં ભાગ ન લેવો, એટલો નિશ્ચય તમારે કરવો જોઈએ.

દેવદ્રવ્યનું હરણ કરનારો પણ દર્શનમોહનીય કર્મ બાંધે. દેવ એટલે અરિહંતદેવ, વીતરાગ પરમાત્મા. તેમની ભક્તિ-નિમિત્તે જે કંઈ દ્રવ્ય અર્પણ કરવામાં આવે તે દેવદ્રવ્ય. દેવદ્રવ્ય ન લેવાય; કારણ કે તે ચોરીનો ગુનો કહેવાય અને તેથી આ જીવનમાં તથા પછીનાં જન્મોમાં પાયમાલી થાય. સાગરશેઠની કથા સાંભળો, એટલે તમને આ વસ્તુ સારી રીતે સમજાશે.

## સાગરશેઠની કથા

સાકેતપુર નામનું નગર હતું. તેમાં સાગર નામે એક શ્રાવક હતો. તે અરિહંત પરમાત્માની સારી રીતે ભક્તિ કરતો હતો. તેને સુશ્રાવક જાણી નગરના બીજા શ્રાવકોએ કેટલુંક દેવદ્રવ્ય સોંપ્યું અને કહ્યું કે ‘ મદિરનું કામ કરનાર સુતાર વગેરેને આ દ્રવ્ય આપતા રહેજો. ’

હાથમાં દ્રવ્ય આવ્યું, એટલે સાગરશેઠને લોભ થયો. તેણે એ દ્રવ્યમાંથી ધાન્ય, ગોળ, ઘી, તેલ, કપડાં આદિ

ઘણી ચીજો વેચાતી લીધી અને સુથાર વગેરેને રોકડ નાણું ન આપતા આ વસ્તુઓ મોઘા ભાવે આપી તેમા જે લાભ થયો તે પોતે રાખ્યો આ રીતે તેણે એક હજાર કાકણીનો લાભ મેળવ્યો ( કાકણી એટલે રૂપિયાના એંશીમા ભાગનો સિક્કો ) અને ઘોર કર્મ બાંધ્યુ તેની આલોચના કર્યા વિના તે મરણ પામ્યો, એટલે સમુદ્રની અદર જળમનુષ્ય થયો ત્યા દરિયામાથી રત્ન કાઢનારાઓએ તેને પકડયો અને તેની અડગોલિકા મેળવવા માટે તેને લોખડની ચક્કીમા પીસ્યો આ ગોલિકા પાસે રાખી હોય તો જળચરો ઉપદ્રવ કરતા નથી, એટલે રત્ન કાઢનારાઓ તેને મેળવવા મચે છે

તે મહાવ્યથાથી મરણ પામી ત્રીજી નરકે ગયો અને નરકનુ આયુષ્ય ભોગવ્યા પછી પાચસે ધનુષ્ય લાબો મત્સ્ય થયો એ વખતે કેટલાક માછીમારીઓએ તેના અગો છેદી મહાકદર્થના કરી ત્યાથી તે ચોથી નરકે ગયો આમ વચ્ચે એક કે બે ભવ કરીને તે સાતે નરકમા બબ્બે વાર ઉત્પન્ન થયો ત્યાર પછી શ્વાન, ભુંડ, ગધેડા વગેરેના તથા એકેન્દ્રિયાદિના હજારો ભવ કર્યા અને ઘણુ દુખ ભોગવ્યુ જ્યારે તેનુ ઘણુ ખરૂ પાપ ક્ષીણ થયુ, ત્યારે વસતપુર નગરમા વસુદત્ત શેઠની પત્ની વસુમતિની કૂખે ઉત્પન્ન થયો વસુદત્ત શેઠ ક્રોડપતિ હતા, પણ આ પુત્ર ગર્ભમા આવતા તેનુ બધુ ધન નાશ પામ્યુ અને તેનો જન્મ થયો, ત્યારે પોતે મરણ પામ્યા તે પાચ વર્ષનો થયો ત્યારે માતા પણ ગુજરી ગઇ આથી લોકોએ તેનુ નામ નિષ્પુણ્યક પાડયુ તે ખૂબ દુખ જોઈને મોટો થયો

એક દિવસ તેનો મામો તેને સ્નેહથી પોતાનાં ઘરે લઈ ગયો, તો તે જ રાત્રિએ ચોરોએ તેનું ઘર લૂટ્યું. આ રીતે જ્યાં જ્યાં તે ગયો, ત્યાં ત્યાં બધે કંઈ ને કંઈ ઉપદ્રવ થયો. આખરે તે સમુદ્રકિનારે ગયો અને ત્યાં ધનાવહ શેઠની નોકરી સ્વીકારી તેમની સાથે વહાણમાં ચડયો. એ વહાણ સહીસલામત એક દ્વીપમાં પહોંચ્યું, એટલે નિષ્પુણ્યકને લાગ્યું કે 'મારું દુર્દૈવ આ વખતે પોતાનું કામ ભૂલી ગયું લાગે છે.' પણ પાછાં ફરતાં એ વહાણ ભાંગ્યું અને તેનું એક પાટિયું હાથમાં આવી જતાં નિષ્પુણ્યક તરીને સમુદ્ર-કાંઠે પહોંચ્યો. ત્યાં નોકરીએ રહ્યો, તો ઠાકોરની દુર્દશા થઈ, એટલે તેણે એને હાંકી કાઢયો. ત્યાંથી રખડતાં રખડતાં જંગલમાં સેલક યક્ષનાં મંદિર પહોંચ્યો અને તેને પોતાનું સર્વ દુઃખ કહી તેની એક ચિત્ત આરાધના કરવા લાગ્યો.

એકવીસ ઉપવાસે યક્ષ પ્રસન્ન થયો. તેણે કહ્યું: 'હે ભદ્ર! અહીં એક મોર આવીને રોજ નૃત્ય કરશે, તેની સુવર્ણમય ચંદ્રકળામાં એક હજાર પીંછા હશે, તે તું લઈ લેજે.' બીજા દિવસથી મોર આવવા લાગ્યો અને નિષ્પુણ્યક તેનાં પડી ગયેલાં પીંછાં લેવા લાગ્યો. એમ કરતાં જ્યારે નવસો પીંછાં એકઠાં થયાં, ત્યારે તેને વિચાર આવ્યો કે 'રોજ થોડાં થોડાં પીંછા ખરે છે, તેથી ઘણો વખત જાય છે. હવે સો પીંછાં બાકી રહ્યાં છે, તેને ખરતાં કોણ જાણે કેટલો વખત લાગશે? માટે હવે તો એ નૃત્ય કરવા આવે ત્યારે મૂઠી ભરીને બધાં પીંછાં ઉખાડી લેવાં! બુદ્ધિને

કર્માનુસારિણી કહી છે, તે ખોટું નથી કર્મવશાત્ આગળ જેવું ફળ મળવાનું હોય તે પ્રમાણે જ બુદ્ધિ થાય છે

મોર નૃત્ય કરવા આવ્યો અને તેના પીંછા ઉખાડી લેવા નિષ્પુણ્યકે મૂઠી ભરી કે એ મોર અદૃશ્ય થઈ ગયો અને તેણે જે નવસો પીંછા એકઠા કર્યા હતા, તે પણ અદૃશ્ય થઈ ગયા ! તેના પસ્તાવાનો પાર રહ્યો નહિ, પણ હવે શું બને ? એ જ મુશ્કેલિમ હાલતમા તે અહીંતહીં રખડવા લાગ્યો

એવામા એક જ્ઞાની મુનિરાજને જોયા, એટલે નિષ્પુણ્યક તેમની પાસે ગયો અને વિધિપૂર્વક વંદન કરીને તેમની સામે બેઠો પછી પોતાના દુર્ભાગ્યનુ વર્ણન કર્યું અને તેનુ કારણ પૂછ્યુ મુનિરાજે તેના પાછલા ભવોની બધી હકીકત કહી અને છેવટે જણાવ્યુ કે 'તારે દુર્ભાગ્યને દૂર કરવું હોય તો લીધેલા દ્રવ્ય કરતા વિશેષ દ્રવ્ય પાછુ આપવાનો સંકલ્પ કર' તેજ વખતે નિષ્પુણ્યકે મુનિરાજ સમક્ષ પ્રતિજ્ઞા લીધી કે મેં પૂર્વભવમા જેટલું દેવદ્રવ્ય લીધુ છે, તે કરતા એક હજારગણું દ્રવ્ય દેવદ્રવ્યમા જમા કરાવીશ અને જ્યા સુધી આ રીતે રકમ પૂરી ન કરુ ત્યા સુધી મારે અન્નવસ્ત્ર ઉપરાત કઈ પણ દ્રવ્યનો સંગ્રહ કરવો નહિ' આ નિયમ સાથે તેણે શ્રાવકના વ્રતોનો પણ સ્વીકાર કર્યો

તે દિવસથી તેનો દિનમાન સુધર્યો જે જે કામ હાથ ધર્યા તે પાર પડવા લાગ્યા અને તેમા લાભ થવા લાગ્યો તેમાથી તેણે દેવદ્રવ્ય ભરપાઈ કરવા માંડ્યુ અને એ રીતે

એક હજાર કાંકણીના બદલામાં દશ લાખ કાંકણી આપી. પછી ઘણું દ્રવ્ય કમાઈને તે ઘેર આવ્યો અને શ્રીમતોમાં અગ્રણી થયો. રાજા-પ્રજા ઉભયે તેનું બહુમાન કર્યું.

પછી તેણે જિનમંદિરો બંધાવ્યાં, તેની તથા બીજાએ કરાવેલાં મંદિરોની તે સાર સંભાળ કરવા લાગ્યો અને દેવ-દ્રવ્યની વૃદ્ધિ કેમ થાય? તેના ઉપાયો કરવા લાગ્યો. આવી રીતે લાંબા સમય સુધી સત્કાર્ય કરતાં તેણે જિનનામકર્મ બાંધ્યુ. પછી અવસરે ગીતાર્થ ગુરુ પાસે દીક્ષા લીધી અને જિનભક્તિરૂપ પ્રથમ સ્થાનકની આરાધના કરીને એ કર્મને નિકાચિત કર્યું.

અનુક્રમે કાલધર્મ પામી તે સર્વાર્થસિદ્ધ વિમાનમાં દેવ-પણે ઉત્પન્ન થયો. ત્યાંથી ચ્યવીને તે મહાવિદેહ ક્ષેત્રમાં ઉત્પન્ન થઈ અરિહંતની ઋદ્ધિ ભોગવી મોક્ષમાં જશે.

દેવદ્રવ્યનું ભક્ષણ કરનારની હાલત કેવી થાય છે? તેનો આ પરથી ખ્યાલ કરજો. અહીં દેવદ્રવ્ય સાથે ઉપ-લક્ષણથી જ્ઞાનદ્રવ્ય, ગુરુદ્રવ્ય વગેરે પાપ સમજી લેવાં.

જિન, મુનિ, ચૈત્ય અને સંઘાદિની પ્રત્યનીકતા-આશા-તના કરતાં પણ દર્શનમોહનીય કર્મ બંધાય છે, માટે તેનાથી બચજો.

જે આત્મા ક્રોધ, માન, માયા અને લોભને વશ પડે તથા હાસ્યાદિક નવ નોકષાયોમાં લીન બને તે ચારિત્રમોહ-નીય કર્મ બાંધે. કષાયની દુષ્ટતાનુ વર્ણન તો હમણાં જ કરી ગયા. નોકષાયો કષાયને ઉત્તેજન આપનારા છે, એટલે

તે પણ એટલા જ દુષ્ટ છે ચોરીને ઉત્તેજન આપનાર ચોર કહેવાય તેમ દુષ્ટને ઉત્તેજન આપનાર દુષ્ટ કહેવાય

કામમાંથી ક્રોધ જાગે છે, તેનાથી આત્મા ભાન ભૂલે છે અને ન કરવાના કામો કરી બેસે છે હાસ્યાદિનુ પરિણામ પણ એવું જ ભયંકર આવે છે પાંડવોએ કાચનો મહેલ બનાવ્યો, કૌરવો જોવા આવ્યા, તેમણે પાણી સમજી કપડા ઊંચા લીધા અને દ્રૌપદી હસી પડી તે હસતા હસતા બોલી કે 'આંધળાના તો આંધળા જ હોય ' કૌરવના પિતા ધૃતરાષ્ટ્ર આંધળા હતા આથી કૌરવને હડહડતું અપમાન લાગ્યુ અને તેનો બદલો લેવા માટે તેમણે અનેક પ્રકારના દાવ અજમાવ્યા છેવટે મહાભારત મંડાણુ અને તેમા લાખો માણસોનો સંહાર થયો

પૌદ્ગલિક પદાર્થો પર રતિ–પ્રીતિ થાય તેનુ પરિણામ કેવું ભયંકર આવે છે, તે અમે આગળ રૂપસેનની કથામા જણાવી ગયા છીએ ન ગમતા પદાર્થો પર અપ્રીતિ કરનાર, દ્વેષ કરનારની હાલત પણ એવી જ બૂરી થાય છે

ભયથી મનના પરિણામો ચંચળ થઈ જાય છે અને તેથી કરેલી પ્રતિજ્ઞાનો નિર્વાહ થઈ શકતો નથી આજના મનોવિજ્ઞાને તો મનુષ્યની બધી નબળાઈઓનુ મૂળ ભયમા રહેલુ જાહેર કર્યું છે ભયને જિત્યા વિના અભિભવ કાયો ત્સર્ગ થઈ શકતો નથી, તેમજ ચારિત્રનુ વિશુદ્ધ પાલન કરી શકાતું નથી જે બધા ભયો જિતે તે જ જિન થઈ શકે

ઇષ્ટનો વિયોગ અને અનિષ્ટનો સંયોગ થતા મનુષ્યો

શોક કરવા લાગે છે અને એ રીતે ઊંડાં આર્ત્તધ્યાનમાં ઉતરી જાય છે. આ વખતે તેમણે પૌદ્‌ગલિક પદાર્થોની નિઃસારતા ચિંતવવી જોઈએ અને મારું કંઈ ગયું નથી એમ માનવું જોઈએ. મિથિલા જેવી મહાનગરી સળગી ઉઠી, તેના ભડકા આકાશમાં ઊંચે ને ઊંચે જવા લાગ્યા, એ બતાવીને એક વૃદ્ધ વિપ્ર કહે છે કે 'હે નમિરાજ! આ મિથિલા નગરી બળી રહી છે, તેને બુઝાવીને પછી તમે સંયમના માર્ગે સંચરો.' નમિરાજ સંસારને અસાર જાણી સંયમ ગ્રહણ કરવા તત્પર થયેલા છે. તેઓ શું કહે છે? 'હે વિપ્ર! મિથિલા બળતાં મારું કંઈ બળતું નથી, હું તો મારા આત્મામાં જે આગ ઉઠી છે, તેને જ બુઝવવા માગું છું! કેવી સુંદર સમજણ! કેવું ધૈર્ય!

ગમે તેટલો શોક કરો-ઝુરો તો પણ મૃત્યુ પામેલા સ્વજનો જીવતા થતા નથી, તો પછી શોક કરી વ્યર્થ કર્મ-બંધન શા માટે કરવું? સમજુએ તો એ વખતે શાંતિ ધારણ કરવી અને મનને ધર્મધ્યાનમાં લગાડવું. મૃત્યુ અંગેના રીત-રિવાજોમાં પહેલાં કરતાં સુધારો થયો છે, પણ હજી વિશેષ સુધારો થવાની જરૂર છે અને આર્ત્તધ્યાનનાં પરિણામો કેમ ઓછા થાય? તે પર વધારે લક્ષ આપવાની આવશ્યકતા છે.

દુગંછા એ અપ્રીતિ કે તિરસ્કારમાંથી જ જન્મે છે, એટલે તેનો પણ ત્યાગ કરવો જોઈએ. જેઓ કોઈને લૂલાં, લંગડા, કાણા, કૂબડા, ગંધાતા જોઈને તેમની દુગંછા કરે છે, તેઓ આવી રીતે કષાય અને નોકષાયનું સેવન કરનારા ચારિત્ર

મોહનીય કર્મ બાંધે છે સાધુ-સાધ્વીના મલિન વસ્ત્ર-ગાત્ર દેખીને દુગછા કરનારા વિશેષ પ્રકારે ચારિત્રમોહનીય કર્મ બાંધે છે

## અંતરાયકર્મ બંધાવાના વિશેષ કારણો

કોઈના સુખમા અંતરાય નાખીએ તો અંતરાયકર્મ બંધાય કોઈને ભૂખ્યા રાખીએ તો આપણે ભૂખ્યા રહેવું પડે, કોઈને તરસ્યા રાખીએ તો આપણે તરસ્યા રહેવું પડે કોઈને ધનલાભ થતો હોય તેમા પથરા રેડવીએ, ધનલાભ અટકાવી દઈએ, તો ધનપ્રાપ્તિમા અંતરાય થાય અને ગમે તેવા પ્રયત્નો કરીએ તો પણ ટેકી લાગે નહિ જેઓ ખટપટ કરીને કોઈના ઘર ભગાવે છે, બચ્ચાઓનો તથા માતાપિતાનો વિયોગ કરાવે છે, ઈંડા વગેરે ફોડે છે, પશુ-પક્ષી વગેરેના રહેઠાણો તથા માળાઓ તોડી નાખે છે, તે બધા અંતરાયકર્મ બાંધે છે

જેઓ જિનપૂજા, ગુરુસેવા કે ધર્મની આરાધનામા અંતરાય નાખે છે, અને હિંસા, જૂઠ, ચોરી આદિ નીચ કામો કરે છે, તેઓ વધુ અંતરાયકર્મ બાંધે છે અને તેના અતિ કડવા ફળો ભોગવે છે

ઘાતીકર્મોનો વિચાર અહીં પૂરો થયો હવે અઘાતીકર્મ ઉપર આવીએ

## વેદનીયકર્મ બંધાવાના વિશેષ કારણો

વેદનીયકર્મમા શાતાવેદનીય પણ હોય અને અશાતા-

વેદનીય પણ હોય. શાતાવેદનીયવાળો સુખનો અનુભવ કરે, અશાતાવેદનીયવાળો દુઃખનો અનુભવ કરે.

પાપનો વિજય કરનાર, આવતા કષાયોને રોકનાર, તેનું દમન કરનાર શાતાવેદનીય કર્મ બાંધે છે. જે અનુકંપાદાન, સુપાત્રદાન ભાવથી આપે તે પણ શાતાવેદનીય કર્મ બાંધે છે. સંગમકે સુપાત્ર મુનિને ભાવથી ક્ષીર વહોરાવી તો બીજા ભવે તે ગોભદ્ર શેઠને ત્યાં શાલિભદ્રરૂપે જન્મ્યો અને અતુલ રિદ્ધિસિદ્ધિનો સ્વામી થયો.

ઢીલા પરિણામવાળો ધર્મી અશાતાવેદનીય કર્મ બાંધે અને વ્રતમાં દઢતા રાખનારો ધર્મી શાતાવેદનીય કર્મ બાંધે. વંકચૂલે ચાર સાદાં વ્રતોનું દઢતાપૂર્વક પાલન કર્યું તો બારમા દેવલોકનું આયુષ્ય બાંધ્યું. જેની શ્રદ્ધા દઢ હોય તે જ વ્રતપાલનમાં દઢતા રાખી શકે, માટે શ્રદ્ધાને દઢ રાખવી અને શ્રી જિનેશ્વર ભગવંતે જે કહ્યું છે, તે જ સાચુ છે એમ માનવું, તો શાતાવેદનીય કર્મનો બંધ પડે.

જે મનુષ્ય ગુરુની નિંદા કરનારો છે, લોભી છે, હિંસક ભાવનાવાળો છે, વ્રત વિનાનો છે, અકુશલ અનુષ્ઠાન કરનારો છે, કષાયથી હારી ગયેલો છે તથા કૃપણ છે, તે અશાતાદેવનીય કર્મ બાંધે.

દેવ અને મનુષ્યમાં પ્રાયઃ શાતાનો ઉદય હોય છે અને તિર્યંચ અને નારકીમાં પ્રાયઃ અશાતાનો ઉદય હોય છે. તો પછી આપણને પ્રશ્ન થાય કે મનુષ્યમાં અશાતાનો ઉદય શી રીતે જોવામાં આવે છે? તેનો ઉત્તર—કર્મભૂમિ

પંદર અને અકર્મભૂમિ ત્રીશ અકર્મભૂમિના યુગલિયા સુખી, કારણ જે જોઈએ તે કલ્પવૃક્ષ પાસેથી મળી જાય અને કર્મભૂમિના માણસો દુખી ભરત અને ઐરવત ક્ષેત્રમા અઢાર કોડાકોડી સાગરોપમ જેટલો સમય સુખનો અને ફક્ત બે કોડાકોડી સાગરોપમ જેટલો સમય દુખનો તેમા એકલા દુખની તો માત્ર એકવીશ હજાર વર્ષની જ સ્થિતિ તેથી મનુષ્યમા પ્રાય શાતાનો ઉદય કહ્યો છે

યુગલિયાનો કાળ હોય ત્યારે પચેન્દ્રિય જનાવરો સુખી, પણ એકેન્દ્રિય વગેરે બાકીના બધા દુખી તીર્થંકર ભગવાનનો જન્મ આદિ થાય ત્યારે નારકીના જીવો પણ સુખનો અનુભવ કરે છે

અહીં એટલુ યાદ રાખવું કે આ શાતાવેદનીયનુ સુખ સાસારિક સુખ છે અને કર્મજન્ય હોવાથી ખતરાવાળુ છે આ સુખ આપણી સાથે ઠગાઈ કરે છે જો એ સુખ ભોગવતા ધર્મ ભૂલ્યા, તો સામે સસારસાગર ઘુઘવી રહ્યો છે પુણ્યાનુબધી પુણ્યના કારણે સાસારિક સુખો પણ મળે અને તે ધર્મ આરાધનામા સહાયક થાય અને મુક્તિની નજીક લઈ જાય

મયણાસુંદરીએ ધર્મની ટેક રાખી તો તેનો વિજય થયો, શ્રીપાળ રાજાનો કોઢ મટયો અને સિદ્ધચક્રની આરાધનાનો દુનિયામા પ્રભાવ વધ્યો શ્રીપાળે પૂર્વજન્મમા ગુરુની આશાતના કરી કોઢ ભોગવવાનુ કર્મ બાધ્યુ હતું, તે કર્મ ઢીલુ હોવાને કારણે એક જન્મમા ભોગવાઈ ગયુ અને તેમનો

કોઢ ગયો. તેજ રીતે પૂર્વ ભવમાં ધર્મની આરાધના હતી તો આ ભવમાં સિદ્ધચક્રની આરાધના થઈ અને તેમને સર્વ પ્રકારે શાતાનો અનુભવ થયો.

## આયુષ્યકર્મ બંધાવાનાં વિશેષ કારણો

ક્રોધ અને અહંકાર કડવા કષાય છે, માયા અને લોભ મીઠા કષાય છે. જ્યારે કષાયો બહુ તીવ્ર હોય અને આત્મા રૌદ્ર પરિણામી હોય ત્યારે આત્મા આયુષ્ય બાંધે તો નારકીનું બાંધે અને પરિગ્રહમાં મહારાગી હોય ત્યારે આયુષ્ય બાંધે તો નારકીનું બાંધે. આ નારકી એક નથી, સાત પ્રકારની છે. નારકીનું આયુષ્ય ઓછામાં ઓછું દશ હજાર વર્ષનું છે, તેમાં એક પણ દિવસનો ઘટાડો ન થાય.

માનવજીવન દરમિયાન ક્યારેક માથું દુઃખે, તાવ આવે, પેટ ચૂંકાય કે બીજી કંઈ પીડા થાય, ત્યારે આપણાથી સહન થતું નથી અને અસ્વસ્થતા દૂર કરવા માટે આપણે અનેકાનેક ઉપાયો કરીએ છીએ. અહીં જે દુઃખ એક દિવસ પણ સહન થતું નથી, તે દુઃખ ત્યાં ક્રોડો દિવસ સુધી ભોગવવાનું હોય છે.

નારકીમાં બધા જ પ્રકારના રોગો છે અને તે આત્માએ હમેશ માટે ભોગવવાના હોય છે. તેમાંથી એક રોગ ઘટે નહિ કે એક મટે નહિ. નારકીમાં સદા ઘોર અંધકાર હોય છે. એ અંધકારની આપણને કલ્પના પણ આવી શકે નહિ. આપણે એક ઊંડા ભોંયરામાં ઉતરીએ, તેમાં બીજું ભોંયરું હોય તેમાં ઉતરીએ, એ રીતે ઠેઠ સાતમા ભોંયરે

પહોંચીએ, ત્યાં જે અંધકાર હોય તેના કરતાં અનેક ગણો વધારે અંધકાર આ નારકીમાં હોય છે ત્યાંની જમીન કફ કે ચરબી પાથરેલી હોય તેવી ચીકણી છે, એટલે તેના પર ચાલનાર વારંવાર પડે-આખડે છે વળી ત્યાંની જમીન ઘણી તીક્ષ્ણ હોય છે, તેથી ત્યાં ચાલતાં જાણે સોયો ભોંકાતી હોય, એવો ત્રાસ થાય છે વળી દુર્ગંધનો પણ પાર નહિ, ચમારના કુંડ કરતાં અને ઢોરના કોહેલા મુડદા કરતાં પણ ત્યાં અનેક ગણી વધારે દુર્ગંધ હોય છે

અહીં રહેતા નારકીના જીવો પરમાધામીને જુએ ત્યાં ભાગભાગ કરવા માંડે છે, કારણ કે તેઓ એને પકડે છે, બાંધે છે, ભાલામાં પરોવે છે, તેમના શરીરના ટુકડા કરે છે અને તેમના શરીરનો ચૂરો પણ કરી નાખે છે પરંતુ નારકીના શરીર એવા છે કે પાછા સરખા થઈ જાય છે જ્યાં જુઓ ત્યાં 'મને આમાંથી છોડાવો'ની દુઃખભરી ચીસો-કીકિયારીઓ સાંભળવા મળે છે

આ મહાદુઃખ ભોગવવાનું કારણ શું ? કારણ એ જ કે જીવે પૂર્વ ભવમાં પાપ કરતાં પાછું વાળીને જોયું નહિ, અનેક પ્રકારની હિંસા કરી, કષાયો પોષ્યા અને રાગદ્વેષમાં ફસાયો ભોગના કીડા બનેલા આત્માઓ નારકીમાં ઘોર દુઃખો ભોગવે છે, માટે જેણે એ દુઃખો ભોગવવા ન હોય, તેણે ભોગની આસક્તિ છોડવી અને અઢારે પાપસ્થાનકથી દૂર રહી ધર્મારાધન કરવું

મનુષ્યજન્મમાં જ સદ્ગુરુનો ઉપદેશ મળે છે અને

દેવ-ગુરુ-ધર્મની યથાર્થ આરાધના કરી શકાય છે, તેથી તમારાં તન-મન-ધન તેમાં સમર્પણ કરો તો નરકનાં દુઃખો ભોગવવાનો વખત કદી આવે નહિ.

જે કપટી, દંભી અને ગૂઢ હૃદયવાળો હોય તે તિર્યંચનું આયુષ્ય બાંધે. ગૂઢ હૃદયવાળો એટલે જે બીજાને છેતરવાની બુદ્ધિથી પોતાનાં મનની વાત પ્રકટ થવા ન દે તેવો. ગંભીરતા એ ગુણ છે, કપટ એ અવગુણ છે.

જેને કોઈના ઉપદેશની અસર ન પડે તે શઠ કે ધીઠો કહેવાય. એ ધીઠાઈમાં આયુષ્ય બાંધે તો તિર્યંચનું બાંધે. જે દિલમાં આંટી રાખે અને વખત આવ્યે સામાનો કાંટો કાઢી નાખે એ પણ તિર્યંચનું આયુષ્ય બાંધવાનાં મુખ્ય કારણો છે, તેથી જ શાસ્ત્રકારોએ કહ્યું છે કે 'વ્યાપારીઓ પ્રાયઃ તિર્યંચનું આયુષ્ય બાંધે.' અહીં પ્રાયઃ શબ્દ એટલા માટે કે જે ધર્મ કરતા હોય અને સુપાત્ર દાન કરતા હોય તે સદ્દગતિમાં જાય છે.

જેના કષાયો પાતળા હોય, બહુ ટકનારા અને બહુ તીવ્ર ન હોય, જે દાનની સ્વાભાવિક રુચિવાળો હોય, જે કૃપણ અને કપટી ન હોય, જે ઉદાર દિલનો હોય (ધર્મસ્થાનમાં ખરચે તે ઉદાર અને દુનિયાનાં કામોમાં ખર્ચે તે ઉડાઉ) અને મધ્યમ ગુણોવાળો હોય, તે મનુષ્યનું આયુષ્ય બાંધે. આવા ગુણવાળા જીવો ઓછા, તેથી મનુષ્યનું આયુષ્ય ઓછા જીવો બાંધે.

તિર્યંચ અને મનુષ્યો મળીને દેવગતિમાં જનારા જીવો

અસખ્યાત હોય છે, પણ મહર્દ્ધિક દેવ થનારા, ઊચી ગતિએ જનારા જીવો થોડા હોય છે દેવોમા પણ સારા અને ખરાબ એવા ભેદો હોય છે સારા દેવો બને ત્યા સુધી કોઈનુ બૂરૂ ન કરે, કારણ કે તેઓ શાત અને સૌમ્ય હોય છે, અને ખરાબ જીવો ગમે તેનુ બૂરૂ પણ કરે, કારણ કે તેઓ આસુરી પ્રકૃતિના હોય છે

ચોથા ગુણસ્થાનમા એટલે સમ્યગ્દર્શનમા વર્તી રહેલો જીવ જો આયુષ્ય બાધે તો દેવગતિનુ બાધે આયુષ્ય જીવનમા એક વાર બધાય છે તે ક્યારે બધાય એનો કોઈ નિશ્ચિત સમય નથી, આપણને એની ખબર પડતી નથી આપણે પરમાત્માના વચનોમા શ્રદ્ધા રાખવી, શુદ્ધ સમકિતી થવું, જેથી વૈમાનિક દેવનું આયુષ્ય બધાય જો સમકિતમા કઈ મલિનતા હોય તો નીચી કોટિના દેવ, જ્યોતિષી દેવ, ભુવન–પતિદેવ વગેરે દેવોનુ આયુષ્ય બધાય જે તડપતા તડપતા કે આપઘાત કરીને મરે તે વ્યતર જાતિના દેવ થાય

મિથ્યાદૃષ્ટિ આત્મા પણ શુભ પરિણામવાળો હોય તો દેવલોક સુધી પહોચી શકે છે અને શ્રાવકની કરણી આત્માને બારમા દેવલોક સુધી પહોચાડે છે, જ્યારે સાધુની દ્રવ્યક્રિયા આત્માને નવ ગ્રૈવેયક સુધી પહોચાડે છે શ્રાવક કરતા સાધુની ક્રિયા ઉચ્ચ ગણાય છે, તેથી ઉપર જવું હોય તો ભાવચારિત્ર હોવુ જોઈએ

સાધુની ભાવનાવાળો સસારી વેશમા પણ કેવળજ્ઞાન પામે, ત્યારે સંસારી ભાવનાવાળો સાધુના વેશમા પણ કેવળ-

જ્ઞાન ન પામે. એ તો નિશ્ચિત છે કે ધર્મક્રિયા કરનારો, ધર્મની ભાવના રાખનારો આયુષ્ય બાંધે તો દેવગતિનું જ બાંધે. આયુષ્ય બાંધતી વખતે શુભ પરિણામ હોવા જોઈએ.

## નામકર્મ બંધાવાનાં વિશેષ કારણો

આત્મા જ્યારે સરલતામાં હોય, નિષ્કપટ હોય, ગર્વિષ્ટ ન હોય, નમ્રભાવવાળો હોય, ત્યારે શુભ નામકર્મ બાંધે અને તેથી શુભ સંઘયણ, શુભ સંસ્થાન, શુભ વર્ણરસ-ગંધ-સ્પર્શ, સારો સ્વર વગેરે પામે અને લોકોનું માનપાન મેળવે. તેથી વિરુદ્ધ કપટી, ગર્વિષ્ટ, નિષ્ઠુર વગેરે હોય તો અશુભ નામકર્મ બાંધે અને તેથી અશુભ સંઘયણ, અશુભ સંસ્થાન, અશુભ વર્ણ, રસ, ગંધ અને સ્પર્શ, અશુભ સ્વર વગેરે પામે તથા અપકીર્તિ મેળવે.

## ગોત્રકર્મ બંધાવાનાં વિશેષ કારણો

બીજાના ગુણોને જોનારો, બીજાના ગુણોની અનુમોદના કરનારો તથા નિરભિમાનપણે રહેનારો ઉચ્ચ ગોત્ર બાંધે અને બીજાના દોષો જોનારો, બીજાના દોષો ઉઘાડનારો તથા મદ-અહંકાર કરનારો નીચ ગોત્ર બાંધે. ભગવાન મહાવીરે મરિચિના ભવમાં કુલમદ કર્યો, તેથી નીચ ગોત્ર બંધાયું અને તે ક્રોડો વર્ષ પછી પણ ઉદયમાં આવ્યું. તેમનો જીવ છેલ્લા ભવમાં પ્રાણત દેવલોકમાંથી ચ્યવીને દેવાનંદા બ્રાહ્મણીની કૂખમાં અવતર્યો. પછીથી એ ગર્ભનું પરાવર્તન થયું અને તેઓ ત્રિશલા ક્ષત્રિયાણીની કૂખે અવતર્યા, પણ પ્રથમ નીચ ગોત્રમાં એટલે ભિક્ષુકના કુળમાં અવતરવું તો પડ્યું જ.

ભણવા-ભણાવવાની ભાવનાવાળો તથા શ્રી જિનેશ્વર દેવ આદિની ભક્તિ કરનારો ઉચ્ચ ગોત્ર બાંધે અને તેથી વિરુદ્ધ વર્તનારો નીચ ગોત્ર બાંધે

કર્મબંધના આ વિશેષ કારણો છે અને તે મનુષ્યે કઈ રીતે વર્તવું તેનું સ્પષ્ટ માર્ગદર્શન આપે છે

વિશેષ અવસરે કહેવાશે



## વ્યાખ્યાન ઓગણત્રીસમું

# આઠ કરણો

મહાનુભાવો !

કર્મ શું છે? તેની શક્તિ કેટલી છે? તેનો બંધ કેવી રીતે પડે છે? કેટલા પ્રકારે પડે છે? તેમાં સામાન્ય-વિશેષ કારણો શું છે? વગેરે બાબતો તમને અનેક દાખલા-દલીલો પૂર્વક સમજાવવામાં આવી છે અને તમે કર્મનાં સ્વરૂપ સંબંધી ઠીક ઠીક માહિતગાર થયા છો. પરંતુ કર્મનો વિષય ઘણો વિશાળ છે અને હજી તેમાં કેટલીક બાબતો સમજવા જેવી છે, તેથી એ વિષય આગળ લબાવીએ છીએ.

કાર્મણ વર્ગણાનો આત્મા સાથે બંધ થાય, ત્યારે તે 'કર્મ'ની સંજ્ઞા પામે છે. આને આપણે 'કર્મ બંધાયાં,' 'કર્મનો બંધ થયો,' એમ કહીએ છીએ. આ કર્મબંધ થતી વખતે જ એ વસ્તુ નિશ્ચિત થાય છે કે આ કર્મ કેવા સ્વભાવે, કેટલા સમય પૂરતું, કેવા રસપૂર્વક અને કેટલા દલિક પ્રમાણમાં ઉદયમાં આવશે. જો કર્મ નિકાચિત બંધાયું હોય × તો તેની આ બાબતોમાં કંઈ પણ પરિવર્તન કે કંઈ પણ ફેરફાર થઈ શકતો નથી, એટલે ઉદયકાળે બરાબર એ જ રીતે ઉદયમાં આવીને તે પોતાનું ફળ બતાવે

× યોગદર્શનમાં જેને નિયતવિપાકી કર્મ કહેવામાં આવ્યું છે, તે આ જાતનું સમજવું.

છે પરતુ જે કર્મો નિકાચિત નથી, અનિકાચિત છે, તે ઉદયમા આવે તે પહેલા તેમા કેટલાક ફેરફારો થાય છે, થઇ શકે છે અને તે બાબત તમારા સમજવામા બરાબર આવે તે માટે જ આપણે કરણનો વિષય હાથ ધર્યો છે

અહી પ્રશ્ન થશે કે ' કર્યાં કર્મ ભોગવ્યા વિના છૂટકો નથી, એમ કહેવાય છે તેનુ કેમ ? ' પરતુ આ કથન મુખ્યત્વે નિકાચિત બધવાળા કર્મોને અગે અને અશત નિધત્ત બધવાળા કર્મોને અગે સમજવાનુ છે બદ્ધ અને સ્પૃષ્ટ બધવાળા કર્મોમા અધ્યવસાયના બળથી અવશ્ય ફેરફારો કરી શકાય છે અને નિધત્ત બધવાળા કર્મમા પણ અધ્યવસાયોના બળથી સ્થિતિ અને રસની ન્યૂનાધિકતા ઉપજાવી શકાય છે

જો પૂર્વબદ્ધ કર્મમા કઈ પણ ફેરફાર થઈ શકતો ન હોય તો બધા આત્માઓ કર્મની શેતરંજના પ્યાદા જ બની જાય અને તે જેમ ચલાવે તેમ જ ચાલવુ પડે તેમા પુરુષાર્થને કોઈ જાતનો અવકાશ રહે નહિ, કારણ કે તમે ગમે તેવો પ્રયાસ કરો તો પણ જે ફળ મળવુ હોય તે જ મળે અને તે જ્યારે મળવું હોય ત્યારે જ મળે, તો પછી વ્રત, નિયમ, જપ, તપ, ધ્યાન કરવાનો અર્થ શો ? એ પ્રશ્ન પણ ઊભો થાય, પરતુ હકીકત એવી નથી આત્મા પુરુષાર્થ કરે અને શુભ અધ્યવસાયોનુ બળ વધારે તો પૂર્વબદ્ધ કર્મના કિલ્લામા મોટા ગાબડા પાડી શકે છે અને તેને જમીનદોસ્ત પણ કરી શકે છે તેથી મનુષ્યે વ્રત, નિયમ, જપ, તપ, ધ્યાનના માર્ગે આગળ વધવાનુ છે

જેના વડે ક્રિયા સધાય તે કરણ કહેવાય. એક બાણાવળી બાણ મારીને વૃક્ષ પરથી ફળ તોડી પાડે છે. તેમાં બાણ વડે ફળ તોડવાની ક્રિયા સધાય છે, એટલે બાણને કરણ કહેવાય. અથવા એક સોની હથોડા વડે સોનું ટીપે છે. તેમાં હથોડા વડે સોનું ટીપવાની ક્રિયા સધાય છે, એટલે હથોડાને કરણ કહેવાય. ઇંદ્રિયો વડે જ્ઞાન મેળવી શકાય છે, તેથી વ્યવહારમાં તેને પણ કરણ કહેવામાં આવે છે. અહીં કર્મને લગતી જૂદી જૂદી ક્રિયાઓ યોગ અને અધ્યવસાયનાં બળ વડે સધાય છે, એટલે યોગ અને અધ્યવસાયનાં બળને કરણ કહેવામાં આવે છે.

'જો યોગ અને અધ્યવસાયનું બળ એ જ કરણ હોય તો તેના આઠ પ્રકારો શા માટે?' એ પ્રશ્ન તમારાં મનમાં ઉઠશે. તેનું સમાધાન એ છે કે યોગ અને અધ્યવસાયનું બળ એ જ કરણ છે અને તે એક જ પ્રકારનું હોય છે, પણ તેના દ્વારા જૂદી જૂદી આઠ ક્રિયાઓ સિદ્ધ થાય છે, એટલે તેને જૂદાં જૂદાં આઠ નામોથી ઓળખવામાં આવે છે. ઘઉંનો લોટ એક જ પ્રકારનો હોય, પણ તેની જૂદી જૂદી વાનીઓ બને, એટલે તેને તે તે નામથી ઓળખવામાં આવે. અથવા મનુષ્ય એક જ હોય, પણ તેનાં સગપણો બદલાય એટલે તેને જૂદાં જૂદાં નામથી બોલાવવામાં આવે. અઢાર નાતરાનો પ્રબંધ સાંભળો, એટલે આ વાતની ખાતરી થશે.

## અઢાર નાતરાંનો પ્રબંધ

મહાનગરી મથુરામાં અનેક પ્રકારના લોકો વસતા

હતા અને અનેક પ્રકારનો વ્યવસાય કરીને પોતાની આજી વિકા ચલાવતા હતા તેમા દુર્ભાગ્યના યોગે કેટલીક સ્ત્રીઓ પોતાનો દેહ વેચીને આજીવિકા ચલાવતી હતી તેમા કુબેર સેના પોતાના રૂપ–લાવણ્યને લીધે ખૂબ પ્રશસા પામેલી હતી

એક વાર તેના પેટમા પીડ ઉપડી તેની રખેવાળી કરનાર કુટ્ટિની માતાએ એક કુશળ વૈદ્યને બોલાવ્યો વૈદ્યે કુબેરસેનાનુ શરીર તપાસીને કહ્યુ કે 'આના શરીરમા કોઈ રોગ નથી, પણ પુત્ર–પુત્રીનુ જોડલુ ઉત્પન્ન થાય છે, તેથી જ આ સ્થિતિ છે'

વૈદ્ય વિદાય થયા પછી કુટ્ટિની માતાએ કહ્યુ કે 'હે પુત્રી ! આ ગર્ભ તારા પ્રાણનો નાશ કરશે, માટે તારે રાખવા યોગ્ય નથી પણ કુબેરસેનાના દિલમા અપત્યપ્રેમની ઉર્મિ આવી અને તેણે જણાવ્યુ કે 'હે માતા ! ભવિતવ્યતાના યોગે મારા ઉદરમા ગર્ભ ઉત્પન્ન થયો છે, તો તે કુશલ રહો તેના માટે હું ગમે તેવું કષ્ટ સહન કરીશ, પણ તેને પાડીશ તો નહિ જ '

કાલાતરે કુબેરસેનાએ પુત્રપુત્રીના જોડલાને જન્મ આપ્યો તે વખતે કુટ્ટિની માતાએ કહ્યુ કે 'આ જોડલાને ઉછેરવા જતા તારી આજીવિકાના મુખ્ય આધારરૂપ યૌવનનો નાશ થશે, માટે તેનો ત્યાગ કરી દે '

કુબેરસેનાએ કહ્યુ 'માતા ! મને આ પુત્ર–પુત્રી પર પ્રેમ છે, માટે થોડા દિવસ સ્તનપાન કરાવવા દો પછી હું તેમનો ત્યાગ કરી દઈશ ' દશ દિવસ સુધી સ્તનપાન

કરાવ્યા પછી કુબેરસેનાએ એ પુત્ર–પુત્રીનાં નામ પાડચાં. પુત્રનું નામ કુબેરદત્ત અને પુત્રીનું નામ કુબેરદત્તા. પછી તે પ્રમાણે અક્ષરો કોતરાવી તે તે નામવાળી સોનાની મુદ્રિકા તેમનાં અંગ પર બાંધી અને બંનેને લાકડાંની એક પેટીમાં મૂકીને સંધ્યા સમયે તે પેટી જમના નદીનાં જળમાં વહેતી મૂકી દીધી.

પ્રભાત થયું ત્યાં પેટી શૌર્યપુર નગરે આવી અને ત્યાં સ્નાન કરવા આવેલા બે શેઠિયાની નજરે ચડી. તેમણે એ પેટીને બહાર કાઢી. તેમાં જેને પુત્ર જોઈતો હતો, તેણે પુત્ર લઈ લીધો અને પુત્રી જોઈતી હતી, તેણે પુત્રી લઈ લીધી. તે બંનેએ એ બાળકોને લઈ જઈ પોતાની પત્નીને સોંપ્યા અને મુદ્રિકા અનુસાર જ તેમનાં નામો રાખ્યાં. સુખચેનપૂર્વક ઉછરતાં જ્યારે તેઓ ઉમર લાયક થયાં, ત્યારે તેમને પેલી મુદ્રિકાઓ પહેરાવવામાં આવી.

હવે કુબેરદત્તને યુવાન થયેલો જાણી એનો પાલક પિતા યોગ્ય કન્યાની શોધ કરવા લાગ્યો અને કુબેરદત્તાને યુવાનીમાં આવેલી જોઈ તેનો પાલક પિતા યોગ્ય વરને શોધવા લાગ્યો. પરંતુ તેમને જોઈતી કન્યા કે જોઈતો વર મળ્યો નહિ, તેથી બંને પાલક પિતાઓએ તે બંનેના ધામધૂમથી લગ્ન કર્યાં અને પોતાનાં માથાપરની જવાબદારીનો ભાર હળવો કર્યો.

સરખે સરખી જોડ હતી, એટલે બંનેને આનંદ થયો. રાત્રિએ સોગઠાબાજી રમવા બેઠા. તે વખતે એક સોગઠી

જોરથી મારતા કુબેરદત્તાની આગળીમાથી વીટી સરકી ગઈ અને કુબેરદત્તાના ખોળામા જઈ પડી કુબેરદત્તાએ તે વીટી ઉઠાવીને પોતાની આગળીમા પહેરી લીધી તો બને વીટીઓ સરખી જણાઈ પછી તેમાના અક્ષરો જોયા તો બનેનો મરોડ સરખો લાગ્યો કુબેરદત્તા મનમા સમજી ગઈ કે ગમે તે હો, પણ આ કુબેરદત્ત મારો સગો ભાઈ છે અને તેની સાથે મારુ લગ્ન થયુ, તે ઘણુ જ ખોટુ થયુ છે '

પછી તે બને મુદ્રિકાઓને તેણે કુબેરદત્ત આગળ મૂકી, એટલે તેને પણ એ મુદ્રિકાઓ સરખી લાગી આથી તે પણ સમજી ગયો કે કુબેરદત્તા મારી સગી બહેન છે અને તેની સાથે મારાં લગ્ન થયા એ ઘણુ અનુચિત છે '

પછી તેમણે પોતાના પાલક માતાપિતાઓને સોગન દઈને પૂછ્યુ કે 'અમારી ઉત્પત્તિ શી રીતે થઈ છે ?' ત્યારે તેમણે બધી હકીકત હતી તેવી કહી સભળાવી વધારામા કુબેરદત્તના પાલક પિતાએ કહ્યુ કે અમે નિરુપાયે આમ કર્યું છે, પણ હજી કઈ બગડી ગયુ નથી, તમારો ફક્ત હસ્તમેલાપ જ થયો છે માટે આ વિવાહ ફોક કરીને તને બીજી કન્યા પરણાવીશું ત્યારે કુબેરદત્તે કહ્યુ કે 'આપનો વિચાર યોગ્ય છે, પણ હાલ તો હુ પરદેશ જઈને ધન કમાવા ઈચ્છુ છુ ત્યાથી પાછો ફર્યા પછી બીજા લગ્ન કરીશ

કુબેરદત્તના આ વિચારને માતાપિતાએ વધાવી લીધો અને કુબેરદત્તે એક શુભ દિવસે ઘણા કરિયાણા લઈને પરદેશ ભણી પ્રયાણ કર્યું ત્યા માલની લે-વેચ કરતા સારુ ધન કમાયો અને ફરતો ફરતો મથુરા નગરીમા આવ્યો

ત્યાં અનેક લોકો ચતુર સ્ત્રીઓ સાથે વિલાસ કરતા જોઈને તેને પણ વિલાસ કરવાનું મન થયું. જુવાની અને દીવાની સરખી કહી છે, તે ખોટું નથી. કુબેરદત્ત મથુરાનાં રૂપબજારમાં નીકળી પડ્યો અને ફરતો ફરતો કુબેરસેના વેશ્યાને ત્યાં આવ્યો. હવે કુબેરસેના આધેડ ઉમરની થઈ હતી, પણ તેણે પોતાની જુવાની બરાબર જાળવી રાખી હતી, એટલે તેનાં રૂપથી આકર્ષાઈને અનેક યુવાનો ત્યાં આવતા હતા.

મ્હોં માગ્યું ધન આપીને કુબેરદત્ત કુબેરસેનાને ત્યાં રહેવા લાગ્યો, એટલે કુબેરસેના અન્ય પુરુષોને છોડી તેની સાથે પ્રેમ-મહોબ્બત કરવા લાગી. એમ કરતાં તે એક પુત્રની માતા થઈ.

આ બાજુ કુબેરદત્તા સંસારને અસાર જાણી પ્રવ્રજિત થઈ અને આકરાં સંયમતપને પરિણામે અવધિજ્ઞાન પામી. એ અવધિજ્ઞાનના યોગે તેણે મથુરા નગરી જોઈ, પોતાની માતા કુબેરસેનાને જોઈ અને તેને કુબેરદત્તથી ઉત્પન્ન થયેલા પુત્રને પણ જોયો. આથી તે અત્યંત વિષાદ પામી અને પોતાની માતા તથા ભાઈનો ઉદ્ધાર કરવા માટે કેટલીક સાધ્વીઓ સાથે મથુરાનગરીમાં કૂબેરસેનાનાં આંગણે આવીને ઊભી.

પોતાનાં અપવિત્ર આંગણામાં એક યુવાન આર્યાને કેટલીક સાધ્વીઓ સાથે ઊભેલી જોઈને પ્રથમ તો કુબેરસેના ખૂબ સંકોચ પામી, પણ પછી હાથ જોડીને બોલી કે ‘ હે મહાસતી ! મારી કોઈ પણ વસ્તુ સ્વીકારીને મારા પર

અનુગ્રહ કરો ' કુબેરદત્તા સાધ્વીએ કહ્યુ કે ' અમારે વસ્તીનો ખપ છે ' એટલે કુબેરસેનાએ કહ્યુ કે ' હુ વેશ્યા છુ પણ હાલ એક ભર્તારના યોગે કુલસ્ત્રીનું જીવન ગાળુ છુ તો આપ મારા ઘરનો એક ભાગ સુખેથી વાપરો અને અમને સારા આચારમા પ્રવર્તાવો '

કુબેરસેનાએ તેમને જગા કાઢી આપી અને કુબેરદત્તા સાધ્વી વગેરે તેમા રહીને ધર્મધ્યાન-ધર્મોપદેશ કરવા લાગી એમ કરતા બંનેના મન સારી રીતે મળી ગયા હવે એક વખત કુબેરસેના પોતાના પુત્રને પારણામા પોઢાડીને પોતાના ઘરકામમા લાગી, પરતુ માતા દૂર જતા પુત્ર રડવા લાગ્યો, એટલે કુબેરદત્તા સાધ્વી તેને છાનો રાખવા માટે હાલરડુ ગાઈને કહેવા લાગી કે ' હે ભાઈ ! તું રડ મા ! હે પુત્ર ! તું રડ મા હે દિયર ! તું રડ મા ! હે ભત્રીજા ! તું રડ મા ! હે કાકા ! તુ રડ મા ! હે પૌત્ર ! તુ રડ મા '

આ શબ્દો બાજુના ઓરડામા બેઠેલા કુબેરદત્તે સાભળ્યા, એટલે તે બહાર આવ્યો અને કહેવા લાગ્યો કે 'આપને આવું અયોગ્ય બોલવું શોભતું નથી ' ત્યારે કુબેરદત્તા સાધ્વીએ કહ્યુ કે ' હે મહાનુભાવ ! હુ અયોગ્ય બોલતી નથી, પણ જે છે, તે બોલુ છુ મારે અસત્ય બોલવાનો ત્યાગ છે '

કુબેરદત્તે કહ્યું ' તમે જે સગપણો કહ્યા, તે આ પુત્રમા સભવે ખરા ?'

કુબેરદત્તાએ કહ્યુ ' હા, તે સભવે છે, તેથી જ હુ કહુ છુ સાભળો એ સગપણો (૧) આ બાળકની અને

મારી માતા એક જ છે, એટલે તે મારો ભાઈ છે. (૨) તે મારા ભર્તારનો પુત્ર છે, એટલે મારો **પુત્ર** છે. (૩) તે મારા ભર્તારનો નાનો ભાઈ છે, એટલે મારો **દિયર** છે. (૪) તે મારા ભાઈનો પુત્ર છે, એટલે મારો **ભત્રીજો** છે. (૫) તે મારી માતાના પતિનો ભાઈ છે, માટે મારો **કાકો** છે અને (૬) મારી શોકયના પુત્રનો પુત્ર છે, એટલે મારો **પૌત્ર** છે.'

વધારામાં તેમણે કહ્યું કે: 'આ બાલકના પિતાની સાથે પણ મારે સગપણ છે, તે સાંભળો: (૭) આ બાલકનો પિતા અને હું એકજ ઉદરે જન્મેલા છીએ, એટલે તે મારો **ભાઈ** છે. (૮) અને તે મારી માતાનો ભર્તાર થયો, એટલે મારો **પિતા** છે. (૯) અને તે મારા કાકાનો પિતા થયો, તેથી મારો **વડદાદો** છે. (૧૦) અને તે પ્રથમ મને પરણેલો છે, તેથી મારો **ભર્તાર** છે. (૧૧) અને તે મારી શોક્યનો પુત્ર છે, તેથી મારો પણ **પુત્ર** છે. તથા (૧૨) મારા દિયરનો પિતા થાય છે, તેથી મારો **સસરો** છે.

હજી બીજું આ બાલકની માતા સાથેનું સગપણ પણ સાંભળી લ્યો: (૧૩) આ બાલકની માતા છે, તે મને જન્મ આપનારી છે, માટે મારી **માતા** છે. (૧૪) અને મારા કાકાની માતા છે, તેથી મારી **દાદી** છે. (૧૫) અને મારા ભાઈની સ્ત્રી છે, તેથી મારી **ભોજાઈ** છે. (૧૬) અને મારી શોકયના પુત્રની સ્ત્રી થઈ તેથી મારી **પુત્રવધૂ** છે. (૧૭) અને મારા ભર્તારની માતા છે, તેથી મારી **સાસુ** છે. તથા (૧૮) મારો ભાઈની બીજી સ્ત્રી થઈ, તેથી મારી **શોક્ય** છે.

આ રીતે કુબેરદત્તા સાધ્વીએ અઢાર નાતરા—અઢાર સબધો કહી સભળાવ્યા તે સાભળી કુબેરદત્ત અત્યત ખેદ પામ્યો અને સસાર પરથી તેનુ મન ઉઠી ગયુ કુબેરસેના દૂર ઊભી ઊભી આ બધુ સાભળતી હતી, એટલે તે પણ અત્યત પશ્ચાત્તાપ કરવા લાગી પરિણામે કુબેરદત્તે મથુરામા બિરાજતા એક પચમહાવ્રતધારી મુનિવર આગળ દીક્ષા લીધી અને કુબેરસેનાએ કુબેરદત્તા સાધ્વી આગળ સમ્યકત્વ સહિત શ્રાવકના બાર વ્રતો ગ્રહણ કર્યાં

આ પ્રમાણે કુબેરદત્તા સાધ્વી માતા તથા બધુનો ઉદ્ધાર કરી અન્યત્ર વિહાર કરી ગયા અને ગ્રામાનુગ્રામ વિચરતા આત્મકલ્યાણ કરવા લાગ્યા

આઠ કરણના નામો આ પ્રમાણે સમજવા (૧) બધન-કરણ, (૨) નિધત્તકરણ, (૩) નિકાચનાકરણ, (૪) ઉદ્વર્તના-કરણ, (૫) અપવર્તનાકરણ, (૬) સક્રમણકરણ, (૭) ઉદીરણાકરણ અને (૮) ઉપશમનાકરણ

જેના વડે કાર્મણ વર્ગણાનુ આત્મપ્રદેશો સાથે જોડાણ થાય, બધન થાય તે **બધનકરણ**

પ્રથમ ગાઠ ઢીલી બાધી હોય પણ પછી તેને ખેચવામા આવે તો મજબૂત બને છે, તે જ રીતે પ્રથમ નીરમ ભાવે બાધતા કર્મ ઢીલા બધાયા હોય, પણ પછી તેની પ્રશસા કરવામા આવે, બડાઈ હાકવામા આવે તો એ કર્મ મજબૂત થાય અને નિધત્ત અવસ્થાને પામે આ રીતે સ્પષ્ટ કે બદ્ધકર્મને નિધત્ત કરનારુ જે કરણ તે **નિધત્તકરણ**

જે કર્મ નિધત્ત અવસ્થાને પામ્યું તેની સ્થિતિ અને રસ અધ્યવસાયો દ્વારા ઘટાડી શકાય, પણ તેની ઉદીરણા કે તેનું સંક્રમણ થઈ શકે નહિ. આ પરથી સમજવાનું એ કે કોઈ પણ અશુભ કર્મ બાંધ્યા પછી તેની પ્રશંસા કરવી નહિ કે તે અંગે કોઈ પ્રકારની બડાશ મારવી નહિ. 'જોયું? મેં પેલાને કેવો આબાદ છેતર્યો!' 'એને મેં પૂરેપૂરો બનાવ્યો છે! એ મને બરાબર યાદ કરશે!' 'આપણી આગળ કોઈની હોંશિયારી ચાલે નહિ, બધાને ઠીક કરી દઈએ!' 'એ તો એ જ લાગના છે! એમને માર્યે જ છૂટકો!' વગેરે વચનોમાં પાપની પ્રશંસા અને પોતાની વડાઈ છે, માટે એવાં વચનો કદી ઉચ્ચારવાં નહિ. જો પાપ થઈ ગયું તો તેને માટે પશ્ચાત્તાપ કરવો, દિલગીર થવું, પણ તેની પુષ્ટિ તો ન જ કરવી.

એક કર્મ બાંધ્યા પછી અત્યંત ઉલ્લાસ આવે, રાજી રાજી થાય, તેની વારંવાર પુષ્ટિ કરે તો એ કર્મ નિકાચિત બની જાય. પછી તેનાં પર કોઈ કરણની અસર થાય નહિ. આ રીતે સ્પષ્ટ, બદ્ધ કે નિધત્ત કર્મને નિકાચિત કરનારું જે કરણ તે **નિકાચિતકરણ**.

જેણે જિનનામ કર્મ ઉપાર્જન કર્યું હોય છે, તે જિન-અર્હત-તીર્થંકર થવા અગાઉ ત્રીજા ભવે વીશ સ્થાનકો* પૈકી

---

* જે વીશ સ્થાનકનું આરાધન કરતા જિનનામકર્મ બંધાય છે, તેનાં નામો આ પ્રમાણે સમજવાં: (૧) અરિહંતપદ, (૨) સિદ્ધપદ (૩) પ્રવચનપદ, (૪) આચાર્યપદ, (૫) સ્થવિરપદ, (૬) ઉપાધ્યાયપદ (૭) સાધુપદ, (૮) જ્ઞાનપદ, (૯) દર્શનપદ, (૧૦) વિનયપદ, (૧૧)

એક, બે કે વધારે સ્થાનકોને ઉત્કષ્ટ ભાવે સ્પર્શીને જિન નામકર્મને નિકાચિત કરે છે, એટલે તે અવશ્ય તીર્થંકર થાય છે એમા કંઈ ફેર પડતો નથી

જેના લીધે કર્મની સ્થિતિ અને રસ વધી જાય તે **ઉદ્દ્વર્તનાકરણ** કહેવાય અને જેના લીધે કર્મની સ્થિતિ અને રસ ઘટી જાય તે **અપવર્તનાકરણ** કહેવાય આત્મ-વિકાસનો માર્ગ સુલભ–સરલ બનાવવા માટે અશુભ કર્મની સ્થિતિ અને રસની અપવર્તના જ જરૂરી છે

જૈન મહાત્માઓ કહે છે કે અશુભ કર્મફળ ભોગવવાના કાળનુ પ્રમાણુ તથા અનુભવની તીવ્રતા નિર્ણીત થયેલી હોવા છતા પણુ આત્માના ઉચ્ચ કોટિના અધ્યવસાયોરૂપ કરણુ દ્વારા તેમા ન્યૂનતા કરી શકાય છે એક માણુસને ગુના બદલ બાર વર્ષની કેદ મળી હોય, પણુ તે જેલમા સારુ વર્તન બતાવે તો તેના અમુક દિવસો કપાય છે, એટલે તે બાર વર્ષને બદલે નવ કે દશ વર્ષે છૂટી જાય છે અહી પણુ સદ્દવિચાર અને સદ્દવર્તનનો જ સવાલ છે જેને કર્મરાજા સાથે થયેલા સ્થિતિના કરાર તોડતા ન આવડે, તે આગળ વધી શકે જ નહિ

આત્મવિકાસના માર્ગમા કાળને કેમ તોડવો ? એ મુખ્ય બાબત છે આત્મા જ્યારે મોહનીય કર્મની સ્થિતિ ૬૯ કોડા-

ચારિત્રપ૦, (૧૨) બ્રહ્મચર્યપદ, (૧૩) ક્રિયાપ૦ (૧૪) તપપદ, (૧૫) ગૌતમપદ, (૧૬) જિનપ૦ (૧૭) સંયમપદ, (૧૮) અભિનવ જ્ઞાનપદ, (૧૯) શ્રુતપદ અને (૨૦) તીર્થપદ

કોડી સાગરોપમથી કંઈક વધારે ઘટાડે ત્યારે ગ્રંથિભેદ કરીને સમ્યક્ત્વ પામે. તેથી વધુ સ્થિતિ તોડે ત્યારે દેશવિરતિપણું પામે અને તેથી વધુ સ્થિતિ તોડે ત્યારે સર્વવિરતિપણું પામે. આ રીતે આત્માના ગુણો પ્રકટ કરવા માટે કર્મની સ્થિતિ તોડી નાખવી પડે છે.

અહીં એટલી સ્પષ્ટતા કરવી જોઈએ કે કર્મની સ્થિતિ તૂટવા છતાં કર્મના પ્રદેશોનો સમૂહ તો એમનો એમ જ રહે છે. પરંતુ તે દીર્ઘકાળને બદલે ટુંક કાળમાં ભોગવાઈ જાય છે.

જેના વડે કર્મની પ્રકૃતિમાં પરિવર્તન થઈ જાય તેને **સંક્રમણકરણ** કહેવાય. સંક્રમણ સજાતીય પ્રકૃતિમાં થાય છે, વિજાતીય પ્રકૃતિઓમાં થતું નથી. અહીં તમને પ્રશ્ન થશે કે 'સજાતીય પ્રકૃતિ એટલે શું ?' તેથી ખુલાસો કરવાનો કે કર્મની મૂળ પ્રકૃતિઓ આઠ છે અને ઉત્તરપ્રકૃતિઓ ૧૫૮ છે. તેમાં એક જ કર્મની ઉત્તરપ્રકૃતિઓ સજાતીય પ્રકૃતિ કહેવાય અને બીજા કર્મની ઉત્તરપ્રકૃતિઓ વિજાતીય પ્રકૃતિ કહેવાય. એટલે અશાતાવેદનીયનું શાતાવેદનીય અને શાતા વેદનીયનું અશાતાવેદનીય કર્મ બને, પણ મોહનીય કે અંતરાય વગેરે ન બને.

કર્મના ઉદયને માટે જે કાળ નિયત થયેલો હોય તે પહેલાં જ કર્મ ઉદયમાં આવે તો તેને કર્મની ઉદીરણા થઈ કહેવાય. આ રીતે કર્મની ઉદીરણા કરનારું જે કરણ તે **ઉદીરણાકરણ**.

અહી પ્રશ્ન થશે કે 'કર્મ વહેલુ ઉદયમા શી રીતે આવે ?' તેનો ઉત્તર એ છે કે ફળો અમુક દિવસે પાકવાના હોય છે, પણ પ્રયત્ન કરવામા આવે તો એ વહેલા પણ પકવી શકાય છે કાચા પપૈયાને મીઠાની કોઠીમા રાખવાથી કે કેરીને ઘાસમા રાખવાથી તે જલ્દી પાકે છે તે રીતે પ્રયત્ન કરવામા આવે તો કર્મને પણ ઉદય માટે નિયત થયેલા સમય પહેલા ઉદયમા લાવી શકાય છે સામાન્ય નિયમ એવો છે કે જે કર્મનો ઉદય ચાલતો હોય તેના **સજાતીયકર્મની-પ્રકૃતિની ઉદીરણા થઈ શકે**

ઉદયમા આવેલુ કમ પૂર્ણકાળે ઉદયમા આવ્યુ છે કે ઉદીરણા થઈને ઉદયમા આવ્યુ છે, તે તો જ્ઞાનીઓ જ કહી શકે પરંતુ કર્મ ઉદીરણા થઈને ઉદયમા આવ્યુ હોય તો સમ્યગ્દષ્ટિ આત્મા ભવિતવ્યતાનો પાડ માને એ તો એમ જ સમજે કે દેવું ગમે તે સ્થિતિમા ભરપાઈ કરવું પડશે, તો સારી હાલતમા ભરપાઈ કરી દેવું ખોટુ શુ ? હાલ વીતરાગ દેવ મળ્યા છે, નિર્ગ્રંથ ગુરુ મળ્યા છે અને સર્વજ્ઞપ્રણીત ધર્મ મળ્યો છે આવા વખતે કર્મને ભોગવીને પરિણામ નહિ ટકાવીએ તો જ્યારે શ્રી જિનેશ્વરદેવના ધમનુ શ્રવણ વગેરે નહિ હોય ત્યારે પરિણામ શી રીતે ટકાવીશુ !

અનુક્રમે ઉદયમા આવેલા કર્મો તો ચારે ગતિના જીવો ભોગવે છે, પણ મનુષ્યભવ મળ્યો, ધર્મ પામ્યા, ધર્મનુ આચરણ કરવાની શક્તિમા આવ્યા, ત્યારે જે કર્મો ઉદયમા ન આવ્યા હોય, તેમને ઉદયમા લાવીને તોડી નાખવાનો

પ્રયાસ કરવામાં આવે તો જ મળેલા મનુષ્યભવની સાર્થકતા કહેવાય. મહાપુરુષો કર્મની ઉદીરણા કરીને તેને ભોગવી લે છે અને મોક્ષમાર્ગ નિષ્કંટક બનાવે છે.

યોગ અને અધ્યવસાયનાં જે બળને લીધે કર્મો શાંત પડ્યા રહે એટલે કે તેમાં ઉદય–ઉદીરણા ન થાય તેને ઉપશમનાકરણ કહેવાય. અંગારા જલી રહ્યા હોય, તેના પર રાખ નાખી દઈએ તો તે ઠંડા પડી જાય છે, તેના જેવી આ સ્થિતિ છે. આ હાલતમાં કર્મની ઉદ્વર્તના–અપવર્તના, તેમજ કર્મનું સંક્રમણ થઈ શકે છે.

જે કર્મો ઉદયાવલિકામાં પ્રવિષ્ટ થઈ ચૂક્યા હોય તેને કરણ ન લાગે, બીજાં બધાંને લાગે. જેમ એક યંત્રના બધા ભાગો સાથે કામ કરે છે, તેમ બધાં કરણો સાથે કામ કરે છે. આત્મા સમયે સમયે કર્મ ગ્રહણ કરે છે, એટલે બંધન કરણચાલુ જ હોય છે. તે વખતે ઢીલાં કર્મો મજબૂત બનતા હોય છે, મજબૂત વધારે મજબૂત બનતા હોય છે, એટલે નિધત્તકરણ અને નિકાચનાકરણ પણ ચાલુ જ છે. આ જ વખતે કેટલાંક કર્મોના સ્થિતિ અને રસમાં વધારો ઘટાડો પણ થતો હોય છે, એટલે ઉદ્વર્તના અને અપવર્તના-કરણ પણ ચાલુ હોય છે. તે જ વખતે કર્મની સજાતીય પ્રકૃતિઓ પલટાતી હોય છે, એટલે સંક્રમણકરણ પણ પોતાનું કામ કરતું હોય છે. એ વખતે કર્મનો ઉદય કે ઉદીરણા ચાલુ હોય છે અને કેટલાક કર્મો શાંત થતા હોય છે, એટલે ઉદીરણાકરણ અને ઉપશમનાકરણ પણ કાર્યશીલ હોય છે.

જ્યા સુધી આત્મા વીતરાગ ન બને ત્યા સુધી તેમા શુભાશુભ પ્રવૃત્તિ ચાલુ હોય છે શુભ પ્રવૃત્તિ વધારવી અને અશુભ પ્રવૃત્તિ ઘટાડવી એ આગળ વધવાનો માર્ગ છે, પરતુ આપણી હાલત ભૂરી છે આપણે કમાણીને ખોટ કહીએ છીએ અને ખોટને કમાણી કહીએ છીએ શી રીતે? તે સમજાવીશું તમે ધર્મના નામમા પૈસા ખર્ચો છો, તેમા ખરેખર તમને કમાણી થાય છે, છતા તમે કહો છો કે આટલા વપરાઈ ગયા, ઓછા થયા તે જ રીતે તમને પૈસા મળે તેને કમાણી ગણો છો, પણ પુણ્ય ઉદયમા આવ્યુ, ખર્ચાયુ ત્યારે તમને એ પૈસા મળ્યા, એટલે પુણ્યનો જથ્થો એટલો ઓછો થયો, તમને ઘાટો પડ્યો આ સમજણ સુધરી જાય તો આગળ વધવુ મુશ્કેલ નથી

સત્સગતિ રાખો, સદ્વિચારોનુ સેવન કરો અને સદાચારમા સ્થિર થાઓ, એટલે કર્મનુ બળ આપોઆપ ઘટી જશે અને તમારી શક્તિઓનો વિકાસ થશે

વિશેષ અવસરે કહેવાશે



## વ્યાખ્યાન ત્રીશમું

# ગુણસ્થાન

[ ૧ ]

મહાનુભાવો !

હમણાં હમણાં હિમાલયનાં શિખરો પર આરોહણ કરવાને લગતી વાતો છાપામાં–વર્તમાન પત્રોમાં ખૂબ આવી રહી છે. સને ૧૯૫૩ માં હિમાલયનાં ૨૯૧૪૧ ફુટ ઊંચાઈ-વાળા એવરેસ્ટ શિખર પર પગ મૂકવા માટે શેરપા તેનસિંગનું આ દેશમાં તથા પરદેશમાં ખૂબ સન્માન થયું. અને તે થોડા જ વખતમાં પૈસાદાર થઈ ગયો. તેનો સાથી એડમંડ હિલેરી પણ દુનિયામાં ઘણું માન સન્માન પામી પ્રસિદ્ધ થયો.

આવતી સાલ એટલે સને ૧૯૬૦ ના ઊનાળામાં એક ભારતીય ટુકડી એવરેસ્ટ પર આરોહણ કરવાની છે. સને ૧૯૬૧ ના સપ્ટેમ્બર માસમાં એવરરેસ્ટ વિજેતા એડમંડ હિલેરી ચોત એટલે હિમમાનવની શોધમાં માકાલુ શિખર (ઊંચાઈ ૨૭૭૯૦ ફીટ) પર ચડવાનો છે. મેકસ ઇસલીન સ્વીસ પર્વતારોહીઓની એક ટુકડી લઈને ધવલગિરિ શિખર (ઊંચાઈ ૨૬૭૯૫ ફીટ) પર ચઢાઈ કરવાનો છે કે જેની ચોટી પર હજી સુધી કોઈ માનવીએ પગ ન મૂક્યાનું કહેવાય છે. તેમજ એક જાપાની ટુકડી ગૌરીશંકર શિખર (ઊંચાઈ ૨૩૪૪૦ ફીટ) પર ચડાઈ કરવાની છે.

આ સમાચારો સાંભળી તમારું હૃદય થનગની ઊઠે છે અને તમે પર્વતારોહકોની સાહસિક વૃત્તિ તથા વીરતાના મુક્ત કંઠે વખાણ કરવા મંડી પડો છો, પરંતુ ગુણસ્થાનનું આરોહણ આના કરતાં ઘણું અઘરું છે અને મહા સાહસિક તથા ધૈર્યવાન આત્માઓ જ તે કરી શકે છે તેમને તમે ક્યા શબ્દોમાં નવાજશો ? કઈ વાણીથી અભિનંદન આપશો ?

ગુણસ્થાન એ કોઈ પર્વત નથી, ભૌગોલિક સ્થાન નથી, પણ આત્મા સાથે સંબંધ ધરાવતી બાબત છે, એટલું તો તમે અત્યાર સુધીના અમારા વ્યાખ્યાનોથી સમજી શક્યા હશો તેમાં અમે કોઈ કોઈ વાર તેરમું ગુણસ્થાન, ચૌદમું ગુણસ્થાન વગેરે શબ્દપ્રયોગો કરેલા છે

વ્યાપારને જેમ અર્થશાસ્ત્રના વિષય સાથે ગાઢ સંબંધ છે, ઔષધને જેમ વૈદકશાસ્ત્રના વિષય સાથે ગાઢ સંબંધ છે, અને ધ્યાનને જેમ યોગના વિષય સાથે ગાઢ સંબંધ છે, તેમ ગુણસ્થાનને કર્મના વિષય સાથે ગાઢ સંબંધ છે જો તમે ગુણસ્થાનનો ક્રમ જાણો અને તેનું સ્વરૂપ સમજો, તો જ તમે આત્માની કઈ અવસ્થામાં ક્યા કર્મની સત્તા, ક્યા કર્મનો બંધ, ક્યા કર્મનો ઉદય તથા ક્યા કર્મની ઉદીરણા હોય એ બધું સમજી શકો, અન્યથા નહિ તેથી જ અમે કર્મવિષયક આ વ્યાખ્યાનમાળામાં ગુણસ્થાનનો વિષય પસંદ કર્યો છે તેમાં પ્રથમ ગુણસ્થાનનો અર્થ કરીશું, પછી તેની સંખ્યા બતાવીશું અને પછી તેના સ્વરૂપનું વર્ણન કરીશું

## ગુણસ્થાનનો અર્થ

જેમ પાપનું સ્થાન એ પાપસ્થાન કે પાપસ્થાનક કહેવાય, તેમ ગુણનું સ્થાન એ ગુણસ્થાન કે **ગુણસ્થાનક** કહેવાય. પ્રાકૃત કે અર્ધમાગધી ભાષામાં તેનો સંસ્કાર **ગુણ-ઠાણ** થાય અને અપભ્રંશ ભાષાના ધોરણે તેને **ગુણઠાણું** કહેવાય. આ પરથી તમે એટલું સમજી શક્યા હશો કે ગુણઠાણ કહીએ, ગુણઠાણું કહીએ, ગુણસ્થાન કહીએ કે ગુણસ્થાનક કહીએ, એ બધું એકનું એક છે. તેમાં અર્થનો કોઈ ફેર નથી, તફાવત નથી.

હવે ગુણ અને સ્થાન એ શબ્દોનો અર્થ સમજીએ. ગુણ એટલે આત્માના ગુણ, તે જ્ઞાન, દર્શન, ચારિત્ર સમજવા. તેનું સ્થાન એટલે તેની અવસ્થા. મતલબ કે જેમ આત્માના ગુણોની–વિકાસની વિવિધ અવસ્થાઓ દર્શાવી હોય તે ગુણસ્થાન કહેવાય.

## ગુણસ્થાનોની સંખ્યા

તાત્ત્વિક દૃષ્ટિએ જોઈએ તો આત્માના વિકાસની અવસ્થાઓ અસંખ્ય છે, તેથી ગુણસ્થાનોની સંખ્યા પણ અસંખ્ય થાય, પરંતુ એ રીતે તેનો વ્યવહાર થઈ શકે નહિ, તેથી શાસ્ત્રકારોએ તેનું વર્ગીકરણ ચૌદ વિભાગમાં કર્યું છે; આ ચૌદ વિભાગને જ આપણે ચૌદ ગુણસ્થાન સમજવાનાં છે. તમે અત્યાર સુધીમાં સાતમું ગુણસ્થાન, બારમું ગુણસ્થાન, ચૌદમું ગુણસ્થાન એમ સાંભળ્યું હશે, પણ પંદરમું ગુણસ્થાન, અઢારમું ગુણસ્થાન, વીશમું ગુણસ્થાન એમ સાંભળ્યું નહિ

હોય વાર સાત હોવાથી આઠમો વાર કહેવાતો નથી, તિથિ પંદર હોવાથી સોળમી તિથિ કહેવાતી નથી, તેમ ગુણસ્થાન ચૌદ હોવાથી પંદરમું ગુણસ્થાન વગેરે કહેવાતા નથી

## ગુણસ્થાનના નામો

હવે ગુણસ્થાનના નામો પર આવીએ આમ તો ચૌદ ગુણસ્થાનના નામ યાદ રાખવા મુશ્કેલ પડે, પણ શાસ્ત્રકાર ભગવતોએ આપણા પર કૃપા કરીને એ નામોનો સંગ્રહ માત્ર એક ગાથામાં જ કર્યો છે અને તે ગાથા સહેલાઈથી યાદ રહી જાય તેવી છે

मिच्छे सासण-मीसे, अविरय-देसे पमत्त-अपमत्ते ।
नियट्टि अनियट्टि सुहुमुवसमखीणसजोगिअजोगि गुणा ॥

मिच्छे એટલે પહેલું મિથ્યાત્વગુણસ્થાન सासण એટલે બીજું સાસ્વાદનસમ્યગ્દૃષ્ટિગુણસ્થાન मीसे એટલે ત્રીજું સમ્યગ્મિથ્યાદૃષ્ટિગુણસ્થાન अविरय એટલે ચોથું અવિરતિસમ્યગ્દૃષ્ટિગુણસ્થાન देसे એટલે પાંચમું દેશવિરતિ ગુણસ્થાન पमत्त એટલે છઠ્ઠું પ્રમત્તસંયતગુણસ્થાન अपमत्ते એટલે સાતમું અપ્રમત્તસંયતગુણસ્થાન नियट्टि એટલે આઠમું નિવૃત્તિબાદરગુણસ્થાન अनियट्टि એટલે નવમું અનિવૃત્તિ-બાદરગુણસ્થાન सुहुम એટલે દશમું સૂક્ષ્મસંપરાયગુણ-સ્થાન उवसम એટલે અગિયારમું ઉપશાન્તમોહગુણસ્થાન खीण એટલે બારમું ક્ષીણમોહગુણસ્થાન सजोगि એટલે તેરમું સયોગિકેવલિગુણસ્થાન અને अजोगि એટલે ચૌદમું અયોગિકેવલિગુણસ્થાન गुणा આ પ્રમાણે ગુણસ્થાનકો છે

## ગુણસ્થાનનો ક્રમ

જે સંખ્યા બેથી મોટી હોય છે, તેમાં આદિ, મધ્ય અને અંત હોય છે. એ દૃષ્ટિએ પહેલું ગુણસ્થાન આદિ છે, બીજાથી તેરમા ગુણસ્થાનો મધ્ય છે અને ચૌદમું ગુણસ્થાન અંત છે.

ક્રમ બે પ્રકારનો હોય છે: એક ચડતો અને બીજો ઉતરતો. અહોરાત્ર, પક્ષ, માસ, ઋતુ અને વર્ષ એ ચડતો ક્રમ છે, કારણ કે તેમાં કાલમાન ઉત્તરોત્તર વિસ્તાર પામતું જાય છે અને દુનિયા, દેશ, પ્રાંત, જિલ્લો અને ગામ એ ઉતરતો ક્રમ છે, કારણ કે તેમાં ક્ષેત્રનો વિસ્તાર ઉત્તરોત્તર ઘટતો જાય છે. આ બે પ્રકારના ક્રમમાંથી ગુણસ્થાનોનો ક્રમ ચડતો છે, કારણ કે તેમાં આત્માની ઉત્તરોત્તર વિકાસ પામતી અવસ્થાઓ બતાવવામાં આવી છે.

## (૧) મિથ્યાત્વગુણસ્થાન

મિથ્યાત્વમાં રહેલા આત્માની અવસ્થાવિશેષ તે મિથ્યાત્વગુણસ્થાન. અહીં મિથ્યાત્વ શબ્દથી વ્યક્ત મિથ્યાત્વ સમજવું. આ ગુણસ્થાનમાં રહેલા આત્માઓ રાગદ્વેષના ગાઢ પરિણામવાળા હોય છે અને ભૌતિક ઉન્નતિમાં જ રાચનારા હોય છે, એટલે તેમની સર્વ પ્રવૃત્તિઓનું લક્ષ્ય સાંસારિક સુખોનો ઉપભોગ અને તે માટે જરૂરી સાધનોનો સંગ્રહ હોય છે. આધ્યાત્મિક વિકાસથી તેઓ વિમુખ હોય છે, એટલે તેમને મોક્ષની વાત ગમતી નથી અને તેનાં સાધનો અત્યે એક પ્રકારનો તિરસ્કાર કે અનાદર હોય છે.

અહીં પ્રશ્ન થશે કે 'જ્યા મિથ્યાત્વ એટલે શ્રદ્ધાનુ વિપરીતપણુ હોય છે, ત્યા ગુણસ્થાન કેમ હોય ?' એટલે તેનો ખુલાસો કરીએ છીએ કે વ્યક્ત મિથ્યાત્વીને શ્રદ્ધાનુ વિપરીતપણુ હોય છે એ વાત સાચી, પણ તેનામા આત્માના જ્ઞાનાદિ ગુણનો અમુક વિકાસ હોય છે, એટલે ત્યા ગુણસ્થાન માનવામા આવ્યુ છે એકડો–બગડો ઘૂટના-રમા વિદ્યાના સસ્કારો શું હોય છે ? છતા આપણે તેને વિદ્યાર્થી કહીએ છીએ અહીં ગુણસ્થાન શબ્દનો પ્રયોગ પણ એવી જ રીતે સમજવો આગમોમા કહ્યુ છે કે 'સવ્વજીયાણુ મક્ખરસ્સ અણતમો ભાગો નિચ્ચ ઉઘાડિઓ ચિટ્ઠઇ, જઇ પુણ સોવિ આવરિજ્જા તેણ જીવો અજીવત્તણ પાઉણિજ્જા-સર્વ જીવને અક્ષરનો એટલે જ્ઞાનનો અનતમો ભાગ નિરતર ઉઘાડો રહે છે જો તે પણ આવરાઈ જાય તો તેથી જીવ અજીવપણાને પામે '

મિથ્યાત્વ પાચ પ્રકારનુ છે, એ વસ્તુ પૂર્વ વ્યાખ્યા-નોમા કહેવાઈ ગઈ છે, છતા તેના નામો અહી યાદ કરી લઈએ પહેલુ અભિગ્રહિક મિથ્યાત્વ, બીજુ અનભિગ્રહિક મિથ્યાત્વ, ત્રીજુ આભિનિવેશિક મિથ્યાત્વ, ચોથુ સાશયિક મિથ્યાત્વ અને પાચમુ અનાભોગિક મિથ્યાત્વ

મિથ્યાદર્શનની પકડ રાખનાર અને પૌદ્ગલિક સુખોમા અધિક રતિ ધરાવનાર જીવને અભિગ્રહિક મિથ્યાત્વ હોય છે બધા ધર્મો સારા–બધા દર્શનો રૂડા એવુ માનનારને અન ભિગ્રહિક મિથ્યાત્વ હોય છે બધા ધર્મોને–બધા દર્શનને

સારા કહીએ તો આપણે ઉદાર હૃદયવાળા ગણાઈએ અને મોટામાં ખપીએ એવી કોઈની ગણતરી હોય તો તે ખોટી છે. સારા-ખોટાનો વિવેક ન હોવો એ મૂઢતા છે. તેને ઉદારતા શી રીતે કહી શકાય? અને મોટા ગણાતાં માણસોનું આંધળું અનુકરણ કરવાથી આપણે મોટા થઈ જતા નથી. આજે કેટલાક મોટા ગણાતા માણસો બધા ધર્મને સારા ગણી તેમાંથી થોડું થોડું ગ્રહણ કરવાની સલાહ આપે છે, પણ લોઢું, જસત, સીસું, કલાઈ, તાંબુ, રૂપુ વગેરે થોડા થોડા ભેગા કરવાથી સુવર્ણની ઉત્પત્તિ થતી નથી. તે માટે તો સુવર્ણના અંશોને જ ગ્રહણ કરવા જોઈએ. આ યુગમાં આ મિથ્યાત્વથી ખાસ બચવા જેવું છે. જે જીવો ભારેકર્મી હોય, પ્રાયઃ નિહ્નવ હોય કે બીજા હોય, તેમનામાં આ મિથ્યાત્વની બહુલતા હોય છે.

જેઓને તત્ત્વના સૂક્ષ્મ કે અતીન્દ્રિય વિષયમાં સંશય હોય અને તે સંશય નિવારવાને માટે કોઈ સદ્ગુરુનો સંગ કરવાની ઈચ્છા પણ ન હોય, તેમને સાંશયિક મિથ્યાત્વ હોય છે.

સૂક્ષ્મ અને બાદર નિગોદ, વિકલેન્દ્રિય, અસંજ્ઞી પંચેન્દ્રિય (મનુષ્ય અને તિર્યંચ) એ દરેક જાતિના જીવોને સંજ્ઞી પંચેદ્રન્યિ(મનુષ્ય તિર્યંચ)માંના જે જીવોએ એક પણ વખત સમ્યગ્દર્શન પ્રાપ્ત કર્યું નથી, તેવા દરેક જીવને અનાભોગિક મિથ્યાત્વ હોય છે. અહીં એટલી સ્પષ્ટતા કરી લઈએ કે સંજ્ઞી પંચેન્દ્રિય જીવોમાંના જે જીવોને એક પણ વખત સમ્યગ્દર્શન પ્રાપ્ત થયું છે અને

જેણે ફરી મિથ્યાત્વ પ્રાપ્ત કર્યું છે, તેમને આ મિથ્યાત્વ સિવાયનું કોઈ પણ એક મિથ્યાત્વ હોય છે

કાલની અપેક્ષાએ મિથ્યાત્વ ત્રણ પ્રકારનું છે (૧) અનાદિ-અનન્ત, (૨) અનાદિ-સાંત અને (૩) સાદિ-સાંત તેનાથી પણ આપણે પરિચિત થઈએ

અભવ્ય આત્માને મિથ્યાત્વ અનાદિ કાળનું હોય છે અને તે કદી દૂર થતું નથી, એટલે તે **અનાદિ-અનન્ત** છે જાતિભવ્ય સિવાયના ભવ્ય આત્માને મિથ્યાત્વ અનાદિ કાળનું હોય છે, પણ તેનો અંત આવે છે, એટલે તે **અનાદિ-સાંત** છે અને જે ભવ્ય સમ્યક્ત્વ વમીને મિથ્યાત્વ પામેલા છે, તેમના મિથ્યાત્વનો અંત આવનારો છે, એટલે તેમનું મિથ્યાત્વ **સાદિ-સાંત** છે

બધા જીવો પ્રથમ આ ગુણસ્થાને હોય છે

## (૨) સાસ્વાદન-સમ્યગ્દૃષ્ટિ-ગુણસ્થાન

જ્યારે જીવને મિથ્યાત્વ હોતું નથી અને સમ્યક્ત્વ પણ હોતું નથી, પરંતુ સમ્યક્ત્વનો કંઈક સ્વાદ હોય છે, ત્યારે તે સાસ્વાદન-સમ્યગ્દૃષ્ટિ નામના બીજા ગુણસ્થાને રહેલો મનાય છે સાસ્વાદન એટલે કંઈક સ્વાદસહિત સાસ્વાદનમાં ત્રણ પદો છે स + आ + स्वादन તેમાં स નો અર્થ સહિત છે, आ નો અર્થ કિંચિત્ છે અને स्वादन નો અર્થ સ્વાદ છે આ રીતે સાસ્વાદનનો અર્થ કંઈક સ્વાદ સહિત થાય છે

આત્માની આવી અવસ્થા ક્યારે હોય છે? તે તમને

સમજાવીશું. સંસારી જીવ અનંત પુદ્‌ગલપરાવર્તનકાળ સુધી મિથ્યાત્વનો અનુભવ કરતો સંસારમાં રખડે છે. નદીનો પત્થર અહીં તહીં કૂટાતો–રગડાતો છેવટે ગોળ બની જાય છે, તેમ આ જીવ અનાભોગપણે પ્રવૃત્તિ કરતો જ્યારે આયુષ્ય સિવાયના સાતે કર્મોની સ્થિતિ પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ઓછી એવી એક કોડાકોડી સાગરોપમની કરે છે, ત્યારે તે રાગદ્વેષના અતિ નિબિડ પરિણામરૂપ ગ્રંથિપ્રદેશ સમીપે આવે છે. અભવ્ય જીવો પણ આ રીતે કર્મસ્થિતિ હળવી કરીને અનંતી વાર ગ્રંથિસમીપે આવે છે, પણ તેઓ એ ગ્રંથિનો ભેદ કરી શકતા નથી, જ્યારે ભવ્ય જીવ વિશુદ્ધ પરિણામ રૂપ કૂહાડી વડે એ ગ્રંથિનો ભેદ કરી નાખે છે અને સમ્યકત્વની સન્મુખ થાય છે.

જીવની ઉન્નતિના આ ઈતિહાસને શાસ્ત્રકારોએ ત્રણ કરણોમાં વહેંચ્યો છે: પહેલું યથાપ્રવૃત્તિકરણ, બીજું અપૂર્વ-કરણ અને ત્રીજું અનિવૃત્તિકરણ. તે માટે તમને એક ગાથા સંભળાવીશું.

जा गंठि ता पढमं, गंठि समइच्छओ भवे बीयं ।
अनियट्टीकरणं पुण, सम्मत्तपुरक्खडे जीवे ॥

'ગ્રંથિસમીપ આવે ત્યાં સુધીની ક્રિયાને પ્રથમ યથા-પ્રવૃત્તિકરણ સમજવું. ગ્રંથિનો ભેદ કરે ત્યારે બીજું અપૂર્વ-કરણ સમજવું અને સમ્યકત્વની સન્મુખ થાય ત્યારે ત્રીજું અનિવૃત્તિકરણ સમજવું.'

પછી તે અંતઃકરણની ક્રિયા કરે છે. તેમાં પહેલી

સ્થિતિએ જીવ મિથ્યાત્વના દળિયા વેદે છે, એટલે તે મિથ્યાત્વી હોય છે, પણ અતર્મુહૂર્ત પછી તેને મિથ્યાત્વના દળિયા વેદવાના હોતા નથી, એટલે તે ઔપશમિક સમ્યક્ત્વને પામે છે આ ક્રિયાને શાસ્ત્રકારોએ દાવાનળ સાથે સરખાવી છે જેમ કોઈ દાવાનળ પ્રકટ્યો હોય અને તે ક્રમશ આગળ વધતો જાય, પણ પૂર્વે બળી ગયેલો પ્રદેશ આવે કે ઝાડપાન તથા ઘાસ વિનાની ઉખર ભૂમિ આવે ત્યારે તે ઓલવાઈ જાય છે, તેમ મિથ્યાત્વરૂપી દાવાનળ પણ અત કરણની બીજી સ્થિતિ પ્રાપ્ત થતા મિથ્યાત્વના દળિયા વેદવાના અભાવે ઓલવાઈ જાય છે

આ સમ્યક્ત્વનુ કાલમાન અતર્મુહૂર્તનુ છે તેમા જઘન્ય એક સમય પછી અને ઉત્કૃષ્ટ છ આવલિકા પછી કોઈક જીવને અનતાનુબધી કષાયનો ઉદય થાય, એટલે કે સમ્યક્ત્વને વમી નાખે અને મિથ્યાત્વ ભણી જાય તે વખતે તેને સમ્યક્ત્વનો કઈક સ્વાદ હોય છે એક માણસે દૂધપાકનુ આકઠ ભોજન કર્યું હોય, પછી તેને વમન થાય ત્યારે ખાધેલો બધો દૂધપાક નીકળી જાય, પણ તેનો કઈક સ્વાદ જીભને આવે, તેના જેવી આ સ્થિતિ છે

ચોથા અવિરત–સમ્યગ્દૃષ્ટિ–ગુણસ્થાનથી માડીને અગિયારમા ઉપશાતમોહ–ગુણસ્થાન સુધીમા જે જીવો મોહના ઉદયથી લથડે છે, તે આ ગુણસ્થાને આવે છે અને જઘ ય એક સમય પછી તથા ઉત્કૃષ્ટ છ આવલિકા પછી તેઓ અવશ્ય મિથ્યાત્વને પામે છે

આ ગુણસ્થાન ઊંચે ચડતા જીવોને હોતું નથી, પણ નીચે પડતા જીવોને હોય છે, એટલે તેને અવનતિસ્થાન માનવું જોઈએ. છતાં આ ગુણસ્થાને આવેલા જીવો જરૂર મોક્ષે જનારા હોય છે અને પહેલાં ગુણસ્થાન કરતાં આ ચઢિયાતું છે, માટે આ પણ ગુણસ્થાન જ છે. અહીં એ સ્પષ્ટતા જરૂરી છે કે પહેલું, બીજું તથા ત્રીજું ગુણસ્થાન જીવની અવિકસિત દશા સૂચવે છે અને ત્યાર પછીનાં ગુણ-સ્થાનો વિકસિત દશા સૂચવે છે. ચોથાં ગુણસ્થાને જીવને સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે, એ તેના સાચા એટલે આધ્યાત્મિક વિકાસનો પ્રારંભ છે.

તીર્થંકર ભગવંતોનાં જીવનમાં પૂર્વભવોનું વર્ણન આવે છે, તેમાં પૂર્વભવની શરૂઆત ત્યાંથી જ થાય છે કે જ્યાંથી તેમના આત્માએ સમ્યક્ત્વને સ્પર્શ્યું હોય.

આ ગુણસ્થાન સાદિ-સાંત છે અને તે અભવ્યને હોતું નથી.

## (૩) સમ્યગ્-મિથ્યાદૃષ્ટિ-ગુણસ્થાન

દર્શનમોહનીય કર્મની બીજી પ્રકૃતિ મિશ્રમોહનીય છે. તેના ઉદયથી જીવને સમકાળે સરખા પ્રમાણમાં સમ્યક્ત્વ અને મિથ્યાત્વ એ બે મિશ્ર થવાથી એક પ્રકારનો મિશ્રિત ભાવ હોય છે, તેને સમ્યગ્મિથ્યાદૃષ્ટિ કે મિશ્ર-ગુણસ્થાન કહેવામાં આવે છે.

જે જીવ સમ્યક્ત્વ અથવા મિથ્યાત્વ એ બેમાંના કોઈ પણ એક જ ભાવમાં વર્તતો હોય તો તે જીવ મિશ્રગુણ-

સ્થાનવાળો ન કહેવાય, કારણ કે અહી મિશ્રપણું તે બે ભાવ એકત્ર મળીને એક નવીન જાતિનો ત્રીજો ભાવ ઉત્પન્ન થવારૂપ છે

ઘોડી અને ગવેડાનો સયોગ થાય તો તેમાથી ન ઉત્પન્ન થાય ઘોડુ કે ન ઉત્પન્ન થાય ગધેડુ, પરતુ ખચ્ચર રૂપ એક નવીન જાતિ ઉત્પન્ન થાય તેજ રીતે ગોળ અને દહીનો સયોગ થાય તો તેમા ન આવે પૂરો ગોળનો સ્વાદ કે ન આવે પૂરા દહીનો સ્વાદ, પણ એક નવીન જાતનો જ સ્વાદ આવે આ રીતે જે જીવની બુદ્ધિ સર્વજ્ઞભાષિત અને અસર્વજ્ઞભાષિત એ બનેમા સમાન શ્રદ્ધાવાળી થઈ જાય, તે જીવને એક નવીન જાતનો મિશ્ર પરિણામ ઉત્પન્ન થાય.

અહી એટલુ ખ્યાલમા રાખજો કે મિશ્રગુણસ્થાનમા રહેલો જીવ પરભવમા ભોગવવા યોગ્ય આયુષ્યનો બધ કરતો નથી કે એ અવસ્થામા મરણ પામતો નથી પરતુ ચોથા સમ્યગ્દષ્ટિ ગુણસ્થાન ઉપર ચડીને મરણ પામે છે અથવા કુદષ્ટિ થઈને એટલે મિથ્યાદષ્ટિ ગુણસ્થાનમા આવીને મરણ પામે છે

પ્રશ્ન—ચૌદ ગુણસ્થાનોમા એવા ગુણસ્થાનો ક્યા છે કે જેમા જીવ મરણ પામતો નથી?

ઉત્તર—ત્રીજુ મિશ્રગુણસ્થાન, બારમુ ક્ષીણમોહગુણસ્થાન અને તેરમુ સયોગીગુણસ્થાન એ ત્રણ ગુણસ્થાનો એવા છે કે જેમા જીવનુ મરણ થતુ નથી બાકીના અગિયાર ગુણસ્થાનોમા મરણ થાય છે

પ્રશ્ન–મરણ વખતે જીવને કોઈ ગુણસ્થાન સાથે જાય કે કેમ ?

ઉત્તર–પહેલું મિથ્યાત્વ, બીજું સાસ્વાદન અને ચોથું અવિરતિગુણસ્થાન મરણ વખતે જીવની સાથે જાય છે, પણ બાકીનાં અગિયાર ગુણસ્થાનો મરણ વખતે જીવની સાથે જતા નથી.

અહીં એટલી સ્પષ્ટતા કરી દઈએ કે મિશ્રગુણસ્થાનની પ્રાપ્તિ પહેલાં જીવે સમ્યકત્વ અથવા મિથ્યાત્વ એ બે ભાવમાંથી જે કોઈ એક ભાવે વર્તીને આયુષ્ય બાંધ્યું હોય તે ભાવસહિત જીવ મરણ પામે છે અને તે ભાવને અનુસારે સદ્ગતિ કે દુર્ગતિમાં જાય છે.

આ ગુણસ્થાન સાદિ–સાંત છે અને તેની સ્થિતિ અંતર્મુહૂર્તની છે. જેને સમ્યકત્વ અને મિથ્યાત્વનો મિશ્ર ભાવ હોય તેનાં મનની સ્થિતિ ડામાડોળ હોય એ સ્વાભાવિક છે.

### (૪) અવિરત–સમ્યગ્દૃષ્ટિ-ગુણસ્થાન

આધ્યાત્મિક વિકાસનાં ખરાં મંડાણ આ ગુણસ્થાનથી થાય છે, એટલે તેનું સ્વરૂપ બરાબર સમજી લઈએ. આને ટુંકમાં સમ્યકત્વગુણસ્થાન કે સમકિત ગુણઠાણું પણ કહે છે. ‘સમકિત ગુણઠાણે પરિણમ્યા, વળી વ્રતધર સંયમસુખ રમ્યા.’ એ પંકિતઓ તમે સાંભળી હશે. સાંભળી શા માટે ? યાદ પણ હશે, કારણ કે શ્રી વીરવિજયજી મહારાજકૃત સ્નાત્રપૂજાસાં એ પંકિતઓ આવે છે અને એ સ્નાત્ર ચાલુ ભણાવાતું હોય છે. કેટલાક ભાગ્યશાળીઓ રોજ સ્નાત્ર ભણાવે

છે અને પોતાનુ સમ્યક્ત્વ દૃઢ કરે છે, કેટલાક વારે-પર્વે સ્નાત્ર ભણાવી અર્હદ્‌ભકિતનો લ્હાવો લે છે તે માટે આ શહેરમા અને બીજા સ્થળે કેટલાક સ્નાત્રમડળો સ્થપાયેલા છે આ પ્રવૃત્તિ અનુમોદનીય છે

આ ગુણસ્થાનમા આગળ અવિરત શબ્દ કેમ લગાડયો ? તેનો ખુલાસો કરી દઈએ આ ગુણસ્થાને આવનારના અનતાનુબધી કષાયો ઉદયમા હોતા નથી, પણ પ્રત્યાખ્યાની વગેરે કષાયો ઉદયમા હોય છે, તેથી ચારિત્ર અર્થાત્ વિરતિ હોતી નથી, એટલે તેની આગળ અવિરત શબ્દ લગાડેલો છે

પૂર્વ વ્યાખ્યાનોમા સમ્યક્ત્વ વિષે જૂદી જૂદી અપેક્ષાએ કેટલુક કહેવાયુ છે, પણ અહીં સમ્યક્ત્વનો ખાસ પ્રસગ છે, એટલે તે વિષે ડેટલીક જાણવા યોગ્ય બાબતો રજૂ કરીશુ

સમ્યક્ત્વના ભેદોની ગણના અનેક પ્રકારે થાય છે,* તેમાથી ત્રણ ભેદો અહીં વિશેષ પ્રકારે વિચારવા યોગ્ય છે (૧) ઔપશમિક, (૨) ક્ષાયોપશમિક અને (૩) ક્ષાયિક

---

* સમ્યક્ત્વના પ્રકારો વિષે નીચેની બે ગાથાઓ પ્રચલિત છે

एगविहदुविहतिविह, चउहा पचविह दसविह सम्म ।
एगविह तत्तरुइ, निस्सग्गुवएसओ भवे दुविह ॥ १ ॥
खइय खओवसमिय, उवसमिय इय तिहा नेय ।
खइयाइसासणजुअ, चउहा वेअगजुअ च पचविह ॥

એક પ્રકાર, બે પ્રકાર ત્રણ પ્રકાર, ચાર પ્રકાર પાચ પ્રકાર દશ પ્રકાર એમ સમ્યક્ત્વના અનેક પ્રકારો કહેલા છે તેમાં તત્ત્વ પર રુચિ એ એક પ્રકારનુ સમ્યક્ત્વ છે તે નૈસર્ગિક એટલે સ્વભાવથી

જે જીવને અનંતાનુબંધી ચાર કષાય અને મિથ્યાત્વ મોહનીય સત્તામાં હોય, પણ પ્રદેશ અને રસથી તેનો ઉદય ન હોય, તેને ઔપશમિક સમ્યક્ત્વ હોય છે. અમે પ્રકૃતિ, સ્થિતિ, રસ અને પ્રદેશ વિષે, તેમજ કર્મની સત્તા અને કર્મના ઉદય વિષે ઘણી સ્પષ્ટતા કરેલી છે, એટલે તમને આ વસ્તુ સમજતાં મુશ્કેલી નહિ પડે.

એક માણસને માથે ઘણું દેવું હોય અને લેણદારો એક પછી એક તેનો તકાદો કરતા હોય, તો એ માણસની મુંઝવણનો પાર રહેતો નથી. પણ એ લેણદારો કોઈ પણ કારણે આવતા બંધ થઈ જાય તો એ માણસને કેવી નિરાંત રહે છે? ઔપશમિક સમ્યક્ત્વમાં પણ લગભગ આવી જ સ્થિતિ હોય છે. અનંતાનુબંધી ચાર કષાય અને મિથ્યાત્વ મોહનીય સત્તામાં પડેલા હોય છે, પણ પ્રદેશ કે રસથી તેનો ઉદય હોતો નથી, એટલે આત્માને સમ્યક્ત્વ હોય છે. આ સમ્યક્ત્વ કર્મના ઉપશમને લીધે પ્રાપ્ત થયેલું હોવાથી તે ઔપશમિક સમ્યક્ત્વ કહેવાય છે.

---

ઉત્પન્ન થતું અને ઔપદેશિક એટલે ગુરુ વગેરેની હિતશિક્ષાથી ઉત્પન્ન થતું એમ બે પ્રકારનું છે. ક્ષાયિક, ક્ષાયોપશમિક અને ઔપશમિક એ તેના ત્રણ પ્રકારો છે. આ ત્રણ પ્રકારોમાં સાસ્વાદન ઉમેરીએ તો ચાર પ્રકાર થાય અને તેમાં વેદક ઉમેરીએ તો પાંચ પ્રકાર થાય.

આ પાંચ પ્રકારના નૈસર્ગિક અને ઔપદેશિક એવા બે બે પ્રકારો ગણતાં સમ્યક્ત્વ દશ પ્રકારનું થાય.

કેટલાક કારક, રોચક અને દીપકના ભેદથી પણ સમ્યક્ત્વને ત્રણ પ્રકારનું માને છે, પરંતુ તેમા દીપકસમ્યક્ત્વ તો માત્ર ઉપચારથી સમ્યક્ત્વ કહેવાય છે. વાસ્તવિકતાએ એ સમ્યક્ત્વ નથી.

જે જીવને મિથ્યાત્વ મોહનીય સત્તામાં છે, સમ્યકત્વ મોહનીયના દળિયા ઉદયમા છે, પરતુ ચાર અનતાનુબધી કષાય અને સમ્યકત્વ મોહનીયના પ્રદેશનો રસથી ઉદય નથી, તેને ક્ષાયોપશમિક સમ્યકત્વ હોય છે

અને જે જીવે ચાર કષાય તેમજ મિથ્યાત્વ, મિશ્ર અને સમ્યકત્વ એ ત્રણે પ્રકારના દર્શનમોહનીય કર્મનો સપૂર્ણ ક્ષય કર્યો છે, તેને ક્ષાયિક સમ્યકત્વ હોય છે

જીવને પ્રથમ વાર સમ્યકત્વની સ્પર્શના થાય, ત્યારે પ્રાય ઔપશમિક સમ્યકત્વ હોય અને એ સમ્યકત્વ વમ્યા પછી મિથ્યાત્વમા ગયેલા જીવને ફરી સમ્યકત્વ થાય, ત્યારે આ ત્રણમાનુ ગમે તે એક સમ્યકત્વ હોય છે અહીં એ પણ યાદ રાખો કે મનુષ્યગતિમા રહેલા જીવોને એકી સમયે આ ત્રણ સમ્યકત્વમાથી ગમે તે એક પ્રકારનુ સમ્યકત્વ પ્રાપ્ત થાય છે, ત્યારે નારક, તિર્યંચ અને દેવગતિમા રહેલા જીવોને એકી સમયે ઔપશમિક અને ક્ષાયોપશમિક એ બેમાનુ ગમે તે એક પ્રાપ્ત થઈ શકે છે આનો અર્થ એ થયો કે ક્ષાયિક સમ્યકત્વનો અધિકારી માત્ર સજ્ઞી પચેન્દ્રિય મનુષ્ય જ છે

સમગ્ર ભવભ્રમણ દરમિયાન આત્માને કયુ સમકિત કેટલી વાર હોઈ શકે ? એ પણ શાસ્ત્રકારોએ જણાવ્યુ છે સમગ્ર ભવભ્રમણ દરમિયાન આત્માને ઔપશમિક સમ્યકત્વ વધારેમા વધારે પાચ વાર હોઈ શકે છે, ક્ષાયોપશમિક

સમ્યક્ત્વ અસંખ્યાતી વાર હોઈ શકે છે અને ક્ષાયિક સમ્યક્ત્વ માત્ર એક જ વાર હોઈ શકે છે.

આ સંસારમાં ઔપશમિક સમ્યક્ત્વવાળા જીવો કેટલા ? તો અસંખ્યાત. ક્ષાયોપશમિક સમ્યક્ત્વવાળા જીવો કેટલા ? તો અસંખ્યાત અને ક્ષાયિક સમ્યક્ત્વ વાળા જીવો કેટલા ? તો અનંત. સિદ્ધના જીવોને પણ ક્ષાયિક સમ્યક્ત્વ હોય છે, એટલે આ સમ્યક્ત્વવાળાની સંખ્યા અનંત છે.

જે જીવ સમ્યક્ત્વવાળો છે, સમ્યગ્દર્શનથી યુક્ત છે, તે સમ્યગ્દૃષ્ટિ કહેવાય છે. આવો જીવ અઢાર દોષથી રહિત, રાગ-દ્વેષના પરમ વિજેતા એવા અરિહંત ભગવંતને દેવ માને ત્યાગી મહાવ્રતધારી સાધુને ગુરુ માને અને સર્વજ્ઞપ્રણીત દાન-શીલ-તપ-ભાવમય ધર્મને સાચો ધર્મ માને. એ જિનવચનમાં શંકા કરે નહિ, અન્ય મતની આકાંક્ષા કરે નહિ, શાસ્ત્રવિહિત શુદ્ધ ક્રિયાઅનુષ્ઠાનનાં ફળમાં સંશયયુક્ત બને નહિ, મિથ્યાત્વીઓની પ્રશસા કરે નહિ કે મિથ્યાત્વીનો પરિચય વધારે નહિ. તે જીવ અને અજીવને જૂદા માને, આત્માને કર્મનો કર્તા અને કર્મફળનો ભોક્તા માને તથા પુરુષાર્થથી મોક્ષ મેળવી શકાય એવી દૃઢ માન્યતા ધરાવે. તેને સત્ય તરફ ભારે પ્રીતિ હોય અને અસત્ય તરફ સખ્ત અણગમો હોય. તે આજીવિકા ખાતર આરંભ-સમારંભ કરે, પણ હૃદયમાં પાપનો ડર રાખે, કોઈ પણ પ્રવૃત્તિ નિર્દયતાના પરિણામથી કરે નહિ

સમ્યક્ત્વ આવ્યા વિના કોઈ જીવ વિરત બની શકતો નથી, એટલે વિરત બનવા માટે આ અવસ્થા પ્રાપ્ત કરવી જરૂરી છે.

ઔપશમિક સમ્યક્ત્વની સ્થિતિ અંતર્મુહૂર્તની છે, ક્ષાયોપશમિક સમ્યક્ત્વની જઘન્ય સ્થિતિ અંતર્મુહૂર્તની છે અને ઉત્કૃષ્ટ સ્થિતિ છાસઠ સાગરોપમથી પણ અધિક છે આમ આ બંને સમ્યક્ત્વ સાદિ-સાંત છે, ત્યારે ક્ષાયિક સમ્યક્ત્વ એક વાર આવ્યા પછી જતું નથી, એટલે તેની સ્થિતિ સાદિ-અનંત છે

ચારે ગતિના જીવો સમ્યક્ત્વ પામી શકે છે, પણ તેમાં જે જીવો ભવ્ય હોય તેજ સમ્યક્ત્વના અધિકારી છે

જે જીવને એક વાર પણ સમ્યક્ત્વની સ્પર્શના થઈ છે, તેનો સંસાર અર્ધા પુદ્ગલપરાવર્તનકાલથી વધારે નથી, એ વસ્તુ અમે આગળ કહી ગયા છીએ જઘન્યથી તો એ અંતર્મુહૂર્તમાં પણ સંસારનો છેદ કરી મુક્તિગામી બની શકે છે, અને વધારેમાં વધારે અપાર્દ્ધ પુદ્ગલપરાવર્તનકાલ છે સાધુપુરુષોનો સંગ અને તેમનો ઉપદેશ સમ્યક્ત્વની પ્રાપ્તિમાં પ્રબળ નિમિત્ત બને છે શ્રેણિક રાજાને સમ્યક્ત્વની પ્રાપ્તિ શી રીતે થઈ ? એ હકીકત જાણશો, એટલે તમને આ વસ્તુની સમજ પડશે

## શ્રેણિક રાજાને સમ્યક્ત્વની પ્રાપ્તિ

રાજગૃહી નગરીની બહાર મંડિતકુક્ષિ નામે એક મનોહર ઉદ્યાન હતું તેમાં વિવિધ જાતિના વૃક્ષો ઊગેલા હતા અને તેના પર મોર-ચકોર, શુક-સારિકા, કાગ-કોયલ વગેરે અનેક જાતના પક્ષીઓ નિવાસ કરતા હતા એ ઉદ્યાનમાં અનેક પ્રકારના પુષ્પો ખીલેલા હતા, સુંદર લતામંડપો નજરે

પડતાં હતાં અને નાનાં નાનાં જળાશયોમાં હંસ, બતક, બગલા વગેરે જળચર પક્ષીઓ નિરંતર ક્રીડા કરતાં હતાં.

આ ઉદ્યાનમાં સાધુ-સંન્યાસીઓ ઉતરતા અને શ્રીમંત તથા સહેલાણીઓ પણ સહેલ કરવાને આવતા. પર્વના દિવસે તો આ ઉદ્યાનમાં માનવમેળો જ જામતો.

મગધરાજ શ્રેણિકને આ ઉદ્યાન ઘણું પ્રિય હતું, તેથી તેઓ વારંવાર અહીં આવતા અને તેનાં ખુશનુમા વાતાવરણમાં ટહેલીને પોતાનું દિલ બહેલાવતા. આજે તેવો જ એક પ્રસંગ હતો, જ્યારે તે પોતાની સાથેના સેવકોને દૂર બેસાડીને પોતે એકલા ઉદ્યાનમાં વિહરી રહ્યા હતા.

તેઓ વૃક્ષો, લતાઓ અને પુષ્પોનું નિરીક્ષણ કરી રહ્યા હતા, ત્યાં વૃક્ષનાં મૂળની પાસે થોડે દૂર બેઠેલા એક નવયુવાન મુનિ તરફ તેમનું ધ્યાન ખેંચાયું.

અંગ પર એક જ વસ્ત્ર હતું, સુખાસને સ્થિર બેઠેલા હતા, નયનો બીડેલાં હતાં અને મન પૂરેપૂરું ધ્યાનમાં નિમગ્ન હતું. તેમનો દેહ ગૌરવર્ણો હતો, મુખ પર તેજ વ્યાપેલું હતું અને સૌમ્યતા તથા સજ્જનતા સ્પષ્ટ તરી આવતા હતા.

મુનિવરનાં આ વ્યક્તિત્વે મગધરાજપર ખૂબ ઊંડી છાપ પાડી, તેમણે આજ સુધી અનેક બ્રાહ્મણો અને શ્રમણો જોયા હતા, અનેક પરિવ્રાજકોનો પરિચય કર્યો હતો, પરંતુ તેમાંના કોઈએ આ મુનિવર જેવી છાપ તેમનાં હૃદયમાં અંકિત કરી ન હતી.

આપે સંયમનો માર્ગ શા માટે ગ્રહણ કર્યો? એવું કયુ પ્રબળ પ્રયોજન આપને આ ત્યાગમાર્ગ તરફ દોરી ગયું?'

મુનિરાજે કહ્યું: 'હે રાજન્! હું અનાથ હતો, મારું કોઈ નાથ ન હતું, એટલે મેં આ સંયમમાર્ગ ગ્રહણ કર્યો છે.'

આ ઉત્તરથી મગધરાજને આશ્ચર્ય થયું. તેમણે કહ્યું: 'આપ જેવા પ્રભાવશાળી પુરુષને કોઈ નાથ ન મળે એ તો ભારે અજાયબી કહેવાય. જો આપે એટલા જ માટે સંયમમાર્ગ સ્વીકાર્યો હોય તો હું આપનો નાથ થવા તૈયાર છું. આપ મારા રાજમહેલમાં પધારો અને ત્યાં સુખેથી દિવસો નિર્ગમન કરો.'

મગધરાજના આ શબ્દો સાંભળી મુનિવરનાં મુખ પર એક આછું સ્મિત ફરકી ગયું. તેમણે કહ્યું: 'હે રાજન્! પોતાના અધિકારવાળી વસ્તુઓ બીજાને આપી શકાય છે. ચંદ્રમાં જ્યોત્સ્ના છે, તેથી તે બીજાને અપાય છે. સૂર્યમાં ઉષ્ણતા છે, તો તેનું બીજાને દાન થઈ શકે છે. નદીઓમાં જળ છે, તેથી તે બીજાને સંતોષી શકે છે અને વૃક્ષોપર ફળ હોય છે, તેથી તે બીજાનાં કામમાં આવે છે. પણ ચંદ્ર ઉષ્ણતાને આપી શકતો નથી, સૂર્ય શીતળતાને આપી શકતો નથી, નદીઓ ફળને આપી શકતી નથી અને વૃક્ષો જળને આપી શકતાં નથી, કારણ કે તે વસ્તુઓ તેમની પાસે નથી. તેમ હે રાજન્! નાથ થવું, એ તારા અધિકારમાં નથી, તેથી તું મારો નાથ થઈ શકતો નથી. તું પોતે જ અનાથ છે!'

આ શબ્દો સાંભળતાં જ મગધરાજ ચમકયા. આવા

શબ્દો આજ સુધી તેમને કોઈએ કહ્યા ન હતા તેમણે પોતાના ઘવાયેલા અભિમાનને ઠીક કરતા કહ્યુ ' હે આર્ય ! આપની વાત પરથી લાગે છે કે આપે મને ઓળખ્યો નથી હુ અગ અને મગધ દેશનો મહારાજા શ્રેણિક છુ મારા તાબામા હજારો કસ્બાઓ અને લાખો ગામડા છે વળી હુ હજારો હાથી-ઘોડા અને અસખ્ય રથ-સુભટોનો સ્વામી છુ તથા રૂપાળી રમણીઓથી ભરેલુ સુદર અત પુર ધરાવુ છુ મારે પાચસો મત્રીઓ છે, જેનો વડો મારો પોતાનો પુત્ર અભયકુમાર છે મારે હજારો મિત્રો અને સુહૃદો છે, જે મારી હર વખતે-હરપળે ખૂબ કાળજી રાખે છે મારુ ઐશ્વર્ય અજોડ છે અને મારી આજ્ઞા અફર છે આવી રિદ્ધિ-સિદ્ધિ અને આવો અધિકાર હોવા છતા હુ અનાથ કેવી રીતે ગણાઉં ? ભગવન્ ! આપનુ કહેલુ કદાચ અસત્ય તો નહિ હોય ! '

મુનિવરે કહ્યું 'રાજન્ ! હુ જાણુ છુ કે તુ અગ અને મગધનો અધિપતિ મહારાજા શ્રેણિક છે હુ જાણુ છુ કે તારી પાસે હજારો હાથી, ઘોડા અને લાખો સુભટ છે હુ એ પણ જાણુ છુ કે તારુ ઐશ્વર્ય અજોડ છે અને તારી આજ્ઞા અફર છે છતા કહુ છુ કે નાથ થવુ એ તારા અધિકારમા નથી, તેથી તું મારો નાથ થઈ શકતો નથી તું પોતે જ અનાથ છે નિર્ગ્રંથ મુનિઓ કદી મૃષાવાદનુ સેવન કરતા નથી '

મગધરાજ સમજી ગયા કે આ વચનો મુનિરાજે

અણુસમજ કે ઉતાવળથી વાપર્યાં નથી. તેમણે કહ્યું: ‘હે મહાપુરુષ! આપનાં વચનો કદી અસત્ય હોય નહિ, પણ બહુ વિચાર કરવા છતાંયે મને એમ નથી લાગતું કે હું પોતે અનાથ છું અને આપનો નાથ થઈ શકું એમ નથી.’

મુનિવરે કહ્યું: ‘હે રાજન્! તું અનાથ અને સનાથના ભાવને સમજ્યો નથી. આ ભાવ સમજવા માટે તારે મારા પૂર્વજીવનનો કેટલોક ભાગ જાણવો પડશે. એ તને હું ટુંકમાં કહી સંભળાવું છું:

એ વખતે મુનિવરે ઈસારો કરવાથી મગધરાજ નીચે બેઠા અને નિર્ગ્રંથ મુનિનાં પવિત્ર મુખમાંથી કેવી વાત બહાર આવે છે, તેની આતુરતાથી રાહ જોવા લાગ્યા.

મુનિવરે કહ્યું: ‘હે રાજન્! છઠ્ઠા તીર્થંકર શ્રી પદ્મપ્રભસ્વામીનાં પવિત્ર ચરણોથી પાવન થયેલી અને ધનધાન્યથી અતિ સમૃદ્ધ કૌશાંબી નગરીમાં મારા પિતા રહેતા હતા. તેઓ પ્રભૂત ધનસંચયને લીધે બધા ધનપતિઓમાં અગ્રેસર હતા. હું મારા પિતાનો બહુ લાડકવાયો પુત્ર હતો, તેથી તેમણે અનેક જાતના લાડકોડમાં મને ઉછેર્યો હતો અને મને વિવિધ કલાઓનું શિક્ષણ આપવા માટે પ્રસિદ્ધ કલાચાર્યોને રોકયા હતા.

યોગ્ય ઉમરે એક કુલવતી સુંદર લલના સાથે મારાં લગ્ન થયાં અને અમારો સંસાર એકંદર સુખી હતો. વ્યવહારનું કાર્ય મોટા ભાગે પિતાજી સંભાળતા અને વ્યાપારનું કાર્ય વાણોતર–ગુમાસ્તા સંભાળતા, એટલે મારા માથે કોઈ જાતનો

ભાર ન હતો હુ મોટા ભાગે મિત્રોથી વીંટળાયેલો રહેતો અને મન ફાવે ત્યા ફરવા જતો દુ ખ, મુશીબત કે પીડા શુ કહેવાય તેની મને ખબર ન હતી

હે રાજન્ ! એવામા મારી એક આખ દુખવા આવી, સૂજી ગઈ અને તેમાથી અતુલ પીડા ઉત્પન્ન થઈ આ વેદનાને લીધે મને મુદ્દલ ઊઘ આવતી નહિ જળ વિના જેમ માછલી તરફડે તેમ આ વેદનાથી હુ તરફડવા લાગ્યો

આ વેદનામાથી મને દાહજ્વર લાગુ પડયો, મસ્તક ફાટવા લાગ્યુ, છાતીમા દુખાવો ઉપડયો અને કમ્મરના કટકા થવા લાગ્યા એ દુ ખનુ વર્ણન હુ કરી શકતો નથી

મારી આ સ્થિતિ જોઈને જૂદા જૂદા પ્રકારના કુશળ વૈદ્યોને બોલાવવામા આવ્યા તેમણે ભેગા મળીને મારા રોગનુ નિદાન કર્યું, પછી ચાર પ્રકારની ચિકિત્સાઓનો પ્રયોગ કર્યો અને અનેક પ્રકારના કિંમતી ઔષધોનો આશ્રય લીધો, છતા તેઓ મને દુ ખમાથી છોડાવી ન શક્યા હે રાજન્ ! એ જ મારી અનાથતા !

વૈદ્યને નિષ્ફળ જતા મારા પિતાએ બીજા પણ અનેક ઉપચારો કરાવી જોયા અને તેમા ઘણુ દ્રવ્ય ખર્ચ્યું વળી તેમણે એવી પણ જાહેરાત કરી કે જે કોઈ મ ત્ર–તત્રવાદી મારા પુત્રને સાજો કરશે, તેને મારી અર્ધી મિલ્કત આપી દઈશ, તેમ છતા તેઓ મને એ દુ ખમાથી છોડાવી શક્યા નહિ હે રાજન્ ! એ જ મારી અનાથતા !

મારી માતા મારા પ્રત્યે ભારે વાત્સલ્ય દાખવતી હતી

તે મને આંખની કીકી જેવો માનતી હતી. તે મને આ સ્થિતિમાં જોઈને ઓછી ઓછી થઈ જતી હતી અને આ દુઃખમાંથી મુક્ત કરવા માટે અનેક જાતની બાધા-આખડીઓ રાખતી હતી. આમ છતાં તે મને આ દુઃખમાંથી છોડાવી શકી નહિ. હે રાજન્ ! એ જ મારી અનાથતા !

એક જ માતાના ઉદરથી જન્મેલા અને સાથે સ્નેહમ ઉછરેલા એવા ભાઈઓ પોતાનો કામ ધંધો છોડી મારી પાસે બેસતા, મારા હાથ પગ દબાવતા અને મને દુઃખી જોઇને દુઃખી થતા, છતાં તેઓ પણ મને આ દુઃખમાંથી છોડાવી શક્યા નહિ. હે રાજન્ ! એજ મારી અનાથતા !

બહેનો, પત્ની, મિત્રો વગેરે પણ મારી આ હાલત જોઈ ભારે દુઃખ અનુભવતા અને વિવિધ ઉપાયો કરવાને તત્પર રહેતા, પણ તેમાનું કોઈ મને દુઃખમાંથી છોડાવી શક્યું નહિ. હે રાજન્ ! એજ મારી અનાથતા !

આ રીતે જ્યારે મેં ચારે બાજુથી અસહાયતા અનુભવી, ત્યારે મને લાગ્યું કે જેને આજ સુધી હું દુઃખ નિવારણનાં સાધનો માનતો હતો, તે ખરેખર ! એવાં ન હતાં. ધન, માલ, રિદ્ધિ, સિદ્ધિ, કુટુંબકબીલો, સ્વજન-મહાજન કોઈ પણ મારી મદદે આવી શક્યું નહિ, મને દુઃખમુક્ત કરી શક્યું નહિ, એટલે દુઃખનિવારણનાં સાધનો અન્ય કાંઈ હોવા જોઇએ, એ વાતની મને પ્રતીતિ થઈ અને તે જ વખતે નીચેનો શ્લોક યાદ આવ્યો :

कृतकर्मक्षयो नास्ति, कल्पकोटिशतैरपि ।
अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम् ॥

'કરોડો યુગ ચાલ્યા જાય તો પણ કરેલા કર્મોનો નાશ થતો નથી પોતે કરેલા શુભ અથવા અશુભ કર્મો જરૂર ભોગવવા પડે છે '

એટલે મને થયુ કે મારુ આ દુખ પણ મારા પૂર્વકર્મોનુ ફળ હોવુ જોઈએ અને તે વખતે મને એક શ્રમણે કહેલી નીચેની ગાથાનુ સ્ફુરણ થયુ

विगिंच कम्मुणो हेउ, जस सचिणु खतिए।
पाढव सरीर हिच्चा, उड्ढ पक्कमए दिस॥

'કર્મના હેતુને છોડ, ક્ષમાથી કીર્તિને મેળવ, આમ કરવાથી તુ પાર્થિવ શરીર છોડીને ઊચી દિશામા જઈશ '

અને મારુ મન કર્મના હેતુને શોધવા લાગ્યુ એ શોધમા હુ સમજી શક્યો કે હિંસા, અસત્ય, ચોરી, મથુન, પરિગ્રહ આદિ પ્રવૃત્તિઓ પાપના પથે લઈ જનારી છે અને તે જ કર્મનો હેતુ છે, તેથી કર્મબધનમાથી છૂટવુ હોય તો મારે આ પાપી પ્રવૃત્તિઓનો ત્યાગ કરી ક્ષમા, શાતિ, શૌચ આદિ ગુણો કેળવવા જોઈએ

પરતુ આ બધુ ત્યારે જ બની શકે કે જ્યારે મારા પર તૂટી પડેલુ વેદનાઓનુ વાદળ કઈક ઓછુ થાય એટલે તે જ વેળા મેં મનમા સકલ્પ કર્યો કે જો હુ આ રોગમાથી મુક્ત થઈશ તો ક્ષાન્ત, દાન્ત અને નિરારભી થઈશ, અર્થાત્ ક્ષમાદિ દશ ગુણવાળો સયમધર્મ સ્વીકારી સાધુ બનીશ

અને હે રાજન્ ! એવો સકલ્પ કરીને જ્યા મેં સૂવાનો પ્રયત્ન કર્યો કે મને તરત જ નિદ્રા આવી ગઈ પછી રાત્રિ

જેમ વીતતી ગઈ, તેમ તેમ મારી વેદના શાંત થતી ગઈ અને સવાર થતાં તો હું તદ્દન નીરોગી થઈ ગયો.

મને એકાએક સારો થયેલો જોઈને આખું કુટુંબ અતિ હર્ષ પામ્યું. પિતા સમજ્યા કે મેં ઘણો પૈસો ખર્ચ્યો તે કામે લાગ્યો, માતા સમજી કે મારી બાધા–આખડીઓ ફળી, ભાઈઓ સમજ્યા કે અમારી સેવા ફળી અને બહેનો સમજી કે અમારાં અંતરની આશીષો ફળી. પત્ની સમજી કે મારી પ્રાર્થના ફળી અને મિત્રો સમજ્યા કે અમારી દોડધામ કામે લાગી. ત્યારે મેં સર્વેને શાંત પાડીને કહ્યું કે 'મને નવું જ જીવન પ્રાપ્ત થયું છે અને તે ફળ મારા શુદ્ધ સંકલ્પનું છે. ગઈ રાત્રે હું એવો સંકલ્પ કરીને સૂતો હતો કે જો હું એક જ વાર આ વેદનામાંથી મુક્ત થાઉં તો ક્ષાન્ત, દાન્ત, નિરારંભી બનીશ. માટે આપ બધા મને આજ્ઞા આપો. મારી પ્રતિજ્ઞાનું પાલન મારે બનતી ત્વરાએ કરવું છે.'

આ શબ્દો સાંભળતાં જ બધા અવાક્ બની ગયા અને તેમની આંખો અશ્રુભીની બની ગઈ. તેઓ જાતજાતની દલીલો કરવા લાગ્યા અને આ રીતે સંસારનો ત્યાગ ન કરવાનુ વિનવવા લાગ્યા. પરંતુ મેં એક જ ઉત્તર આપ્યો કે 'હવે આ મોહમય સંસારમાં રહીને હું જરા પણ આનંદ અનુભવી શકું એમ નથી.' છેવટે સર્વે કુટુંબીજનોએ મને ઇષ્ટ માર્ગે જવાની છૂટ આપી, એટલે મેં સંયમમાર્ગનો સ્વીકાર કર્યો.

હે રાજન્ ! આ આત્મા પોતે જ વૈતરણી નદી અને

કૂટ શાલ્મલી વૃક્ષ જેવો દુ ખદાયી છે અને કામદૂધા ગાય અને નદનવન સમાન સુખદાયી છે આત્મા પોતે જ સુખ દુ ખનો કર્તા છે અને સુખ દુ ખનો ભોક્તા છે જો સુમાર્ગ ચાલે તો એ સુખદાયી છે અને કુમાર્ગે ચાલે તો એ શત્રુ-તુલ્ય દુ ખદાયી છે એટલે આત્માનુ દમન કરવુ અને તેને સુમાર્ગે વાળવો એ પરમ સુખ ઇચ્છતા સર્વ મુમુક્ષુઓનુ કર્તવ્ય છે

સાચુ શ્રમણપણુ પાળનારો અન્ય જીવોનો નાથ (રક્ષક) બને છે અને તે પોતાનો પણ નાથ ( રક્ષક ) બને છે, માટે હે રાજન્ ! હુ હવે મારો પોતાનો તથા અન્ય જીવોનો નાથ બની ચૂક્યો છુ અને તારે મારા નાથ બનવાની કોઈ જરૂર રહેતી નથી આ છે મારુ સયમ ગ્રહણ કરવાનુ કારણુ '

મુનિવરનો—અનાથી મુનિનો આ ઉત્તર સાભળીને મગધપતિ શ્રેણિક ઘણા પ્રસન્ન થયા તેમણે બે હાથની અજલિ કરીને કહ્યુ ' હે ભગવન્ ! આપે મને અનાથ અને સનાથનો મર્મ સુદર રીતે સમજાવ્યો હે મહર્ષિ ! તમને મનુષ્ય અવતાર ભલે મળ્યો, તમે આવી કાતિ, આવો પ્રભાવ અને આવી સૌમ્યતા ભલે પામ્યા જિનેશ્વરોએ દર્શાવેલા સત્ય માર્ગમા વ્યવસ્થિત થયેલા આપ જ ખરેખર સનાથ અને સબાધવ છો હે મુનિ ! અનાથ જીવોના ખરા નાથ તમે જ છો હે યોગીશ્વર ! મેં મારા મનનુ કુતૂહલ શાત પાડવા માટે આપની સાધનામા ભગ પાડ્યો, તે બદલ ક્ષમા માગુ છુ '

અનાથી મુનિએ કહ્યુ 'જિજ્ઞાસુઓને સત્ય વસ્તુની

સમજ આપવી એ પણ અમારી સાધનાનો જ એક ભાગ છે, તેથી મારી સાધનાનો ભંગ થયો નથી. અને તારા જેવો તત્ત્વશોધક આ હકીકતમાંથી યોગ્ય માર્ગદર્શન ન મેળવે એમ હું માનતો નથી, એટલે વ્યતીત કરેલા સમય માટે મને સંતોષ છે.'

મગધપતિએ કહ્યું: 'મહર્ષિ! આપની મધુર વાણીએ અને સંપૂર્ણ નિખાલસતાએ મારાં દિલને જીતી લીધું છે. આપ જેવા ત્યાગી અને તપસ્વીની કોઈ પણ આજ્ઞા માથે ચડાવવાને હું તત્પર છું.'

અનાથી મુનિએ કહ્યું: 'હે રાજન્! જ્યાં સર્વ ઈચ્છાઓ, આકાંક્ષાઓ અને અભિલાષાઓનો ત્યાગ છે, જ્યાં માયા–મમતાનું વિસર્જન છે અને જ્યાં કોઈ પૌદ્ગલિક લાભ મેળવવાની આસક્તિ નથી, ત્યાં આજ્ઞા કરવાની હોય શું? તેમ છતાં આજ્ઞા કરવાની હોય તો તે સામાનાં કલ્યાણની જ હોય.'

મગધરાજે કહ્યું: 'ધન્ય પ્રભો! ધન્ય આપની વાણી! આપનો સમાગમ થવાથી મારું જીવન સફળ થયું છે. મારા આનંદની કોઈ સીમા નથી, આપ મારાં કલ્યાણ માટે બે શબ્દો કહેવા કૃપા કરો.'

અનાથી મુનિએ કહ્યું: 'રાજન્! શ્રી જિનેશ્વરદેવનું શાસન જયવંતુ છે. તેમના ઉપદેશમાં તું અનન્ય શ્રદ્ધા રાખ, તેમણે અરૂપેલાં તત્ત્વોનો બોધ કર તથા તેમણે પ્રતિપાદિત કરેલ સિદ્ધાંતોનો જીવનમાં અમલ કરવાની ભાવના રાખ. આ જ કલ્યાણનો માર્ગ છે, આ જ અભ્યુદયની ચાવી છે.'

આ શબ્દો પરથી મગધરાજ શ્રેણિકે બૌદ્ધ ધર્મનો ત્યાગ કર્યો અને અંતઃપુર, સ્વજન અને કુટુંબસહિત જૈન ધર્મનો સ્વીકાર કર્યો તે દિવસથી જૈન ધર્મ પ્રત્યેની એમની શ્રદ્ધા ઉત્તરોત્તર વધતી ગઈ અને શ્રી મહાવીર પ્રભુના સમાગમે એને વજ્રલેપ ઠરી આજે જિનશાસનમાં શ્રેણિક રાજાનું સમ્યક્ત્વ વખણાય છે, પણ તેની પ્રાપ્તિનો યશ એક નિર્ગ્રંથ મુનિને ફાળે જાય છે માટે જ મુનિવરોનો સંગ કરવાનો તથા તેમનો ઉપદેશ સાંભળવાનો અમારો અનુરોધ છે

વિશેષ અવસરે કહેવાશે



## વ્યાખ્યાન એકત્રીશમું

# ગુણસ્થાન

[ ૨ ]

મહાનુભાવો !

આત્માનો વિચાર કરતાં આપણને એમ લાગ્યુ કે તેનું સ્વરૂપ બરાબર સમજવું હોય તો તેના પ્રતિપક્ષી કર્મનું સ્વરૂપ બરાબર સમજી લેવું જોઈએ, તેથી આપણે કર્મનો વિષય હાથ ધર્યો અને તેનાં વિવિધ અંગોની વિચારણા કરી. આ વિચારણના એક ભાગ તરીકે આપણે ગુણસ્થાનનું સ્વરૂપ જોઈ રહ્યા છીએ અને તેમાં ચોથા ભાગ ઉપરની મજલ કાપી છે.

આજનું વિજ્ઞાન વિકાસવાદ ( Theory of evolution ) માં માને છે અને સૂક્ષ્મ જંતુઓમાંથી મનુષ્ય સુધીનું સ્વરૂપ કેમ ઘડાયું તેનું વર્ણન કરે છે ! પરંતુ તેમાં સૂક્ષ્મ જંતુઓથી નીચેની અને મનુષ્ય કરતાં ઉપરની કોઈ અવસ્થાને સ્થાન નથી. વળી સૂક્ષ્મ જંતુઓથી માંડી મનુષ્ય સુધીનો જે વિકાસક્રમ બતાવ્યો છે, તેમાં માત્ર વિકાસનું જ વર્ણન છે, પણ પતનનું કોઈ વર્ણન નથી. બીજા શબ્દોમાં કહીએ તો આ વિકાસવાદ વાનરમાંથી મનુષ્ય બનવાની શક્યતાનો સ્વીકાર કરે છે, પણ મનુષ્યમાંથી વાનર બનવાનો સ્વીકાર કરતો નથી. આમ આ વિકાસવાદ અધૂરો છે,

એકાંગી છે, એટલે આપણા મનનુ સમાધાન કરી શકે તેવો નથી

આ વિકાસવાદની સહુથી મોટી ખામી એ છે કે તેમા આત્માને કોઈ સ્થાન નથી, પછી તેમા પુનર્જન્મ કે ગતિ વગેરેનો વિચાર તો હોય જ ક્યાથી ? તેમા જે કંઈ વિકાસ માનવામા આવ્યો છે, તે પુદ્ગલનિર્મિત શરીરના અગો-પાગોનો માનવામા આવ્યો છે, એટલે તેનો આપણી માન્યતાઓ સાથે કોઈ મેળ ખાય તેમ નથી

વિકાસવાદમા તો આપણે પણ માનીએ છીએ, પણ આપણો વિકાસવાદ આત્માને સ્પર્શે છે, આત્માના ગુણને સ્પર્શે છે અને તેમા ઉત્કાન્તિ સાથે અવનતિનો વિચાર પણ રહેલો છે જો આત્મા સારા વિચારો કરે અને સારા કામો કરતો રહે તો તેની ઉત્ક્રાન્તિ થાય છે અને ખરાબ વિચારો તથા ખરાબ કામો કરે તો તેની અવનતિ થાય છે સાચી હકીકત એ છે કે કેટલીક વખત છેક અધમ અવસ્થામા પડેલો આત્મા ચડતી-પડતીના અનેક ચક્રો અનુભવ્યા બાદ આગળ વધે છે અને છેવટે મુક્તિની પ્રાપ્તિ કરે છે તેનું વ્યવસ્થિત વર્ણન આપણને ગુણસ્થાનોમાથી મળે છે, એટલે તે વિશેષ પ્રકારે સમજવા યોગ્ય છે

અન્ય દર્શનોમા પણ આત્મવિકાસની જૂદી જૂદી અવસ્થાઓ બતાવવામા આવી છે, પણ તેમા ગુણસ્થાનકો જેટલી વિશદતા નથી, ગુણસ્થાનકો જેટલુ સૂક્ષ્મ વર્ણન નથી અમે તો કહીએ છીએ કે તમને જે વસ્તુ સર્વજ્ઞ ભગવતના

શાસનમાંથી મળશે, તે વસ્તુ બીજેથી નહિ જ મળે. કેરી તો આંબે જ થાય, એ કંઈ બાવળ–બોરડી પરથી મળે નહિ.

## (૫) દેશવિરતિગુણસ્થાન

દેશવિરતિમાં આવેલ આત્માની અવસ્થાવિશેષને દેશ-વિરતિ ગુણસ્થાન કહેવામાં આવે છે. આ ગુણસ્થાન વિરતા-વિરત, સંયતાસંયત કે વ્રતાવ્રત તરીકે પણ ઓળખાય છે, કારણ કે તેમાં કેટલાક અંશે વિરતપણું અને કેટલાક અંશે અવિરતપણું, કેટલાક અંશે સંયતપણું અને કેટલાક અંશે અસંયતપણું, કેટલાક અંશે વ્રતીપણું અને કેટલાક અંશે અવ્રતીપણું હોય છે.

ચોથા ગુણસ્થાને જીવને સમ્યગ્દર્શન અર્થાત્ સમ્ય-ક્ત્વરૂપ વિવેક પ્રાપ્ત થાય છે, પણ ચરિત્રમોહનીય કર્મની પ્રબલ અસરને લીધે તે વિવેકનો અમલ થઈ શકતો નથી, ત્યારે આ ગુણસ્થાને ચારિત્રમોહનીય કર્મનું બલ અમુક પ્રમાણમાં ઘટે છે, તેથી આત્મા જાણેલી–સમજેલી વસ્તુને અમલમાં મૂકવાનો પ્રયત્ન કરે છે.

આ ગુણસ્થાને જીવ બધી પાપમય પ્રવૃત્તિઓને છોડી શકતો નથી, પણ તેમાંથી છૂટવાનો પ્રયત્ન કરે છે અને પરિણામે અમુક પાપપ્રવૃત્તિઓને છોડી દે છે. શાસ્ત્રીય ભાષામાં તેને દેશવિરતિ કહેવામાં આવે છે.

દેશવિરતિનું ધોરણ એ છે કે પ્રથમ સમ્યક્ત્વ ગ્રહણ કરવું અને પછી શ્રાવકનાં બાર વ્રતો અંગીકાર કરવાં. જેઓ બાર વ્રતો અંગીકાર કરી ન શકે તે થોડાં વ્રતો અંગીકાર

કરે અને બીજાની ભાવના રાખે, પછી જેમ જેમ સયોગો અનુકૂળ થતા જાય તેમ તેમ બાકીના વ્રતો પણ અગીકાર કરે

શ્રાવક શબ્દ તો તમે રોજ સાભળો છો, પણ એનો અર્થ પૂછીએ ત્યારે વિચારમા પડો છો એના અર્થ પર તમે કદી શાત મને વિચાર કર્યો છે ખરો ? શ્રાવક શબ્દ શ્રુ ધાતુ પરથી બનેલો છે કે જે સાભળવાનો અર્થ બતાવે છે શ્રી અભયદેવસૂરિએ સ્થાનાગસૂત્રની વૃત્તિમા તેનો અર્થ આ પ્રમાણે કર્યો છે 'श्रृणोति जिनवचनमिति श्रावक —જે જિનવચનને સાભળે તે શ્રાવક ' એટલે પ્રતિદિન ઉપાશ્રયે જવુ અને ગુરુ મહારાજને વિધિપૂર્વક વદન કરી તેમના મુખેથી ધર્મોપદેશ સાભળવો એ શ્રાવકનુ મુખ્ય કર્તવ્ય છે કેટલાક કહે છે કે 'અમે ધર્મની વાતો પુસ્તક વાચીને જાણી લઈશુ અમને ઉપાશ્રયે જવાની ફુરસદ નથી ' આ રીતે જેઓ ગુરુસમીપે જઈ જિનવચન સાભળતા નથી, તે શ્રાવક નામને સાર્થક શી રીતે કરે ?

ગૃહસ્થને માટે સામાન્ય અને વિશેષ એમ બે પ્રકારનો ધર્મ બતાવેલો છે, તેમા માર્ગાનુસારીના પાત્રીશ બોલ પ્રમાણે જીવન ગાળવુ એ સામાન્ય ધર્મ છે અને બાર વ્રતોથી વિભૂષિત થઈને જીવન ગાળવું એ વિશેષ ધર્મ છે

બાર વ્રતોના નામ તો તમે જાણતા જ હશો એક વખત અમે એક ગૃહસ્થને પાચ અણુવ્રતોના નામ પૂછ્યા તો તેમણે પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહ એ નામો આપ્યા. અમે કહ્યુ 'અઢાર પાપ—

સ્થાનકનાં નામો આવડતાં હોય તો બોલો.' એ નામો તેમણે કડકડાટ બોલી બતાવ્યાં. અમે કહ્યું : 'તેમાંનાં પ્રથમ પાંચ નામ ફરી બોલો,' ત્યારે તેમણે પ્રાણાતિપાત વગેરે પાંચ નામો કહ્યાં. અમે પૂછ્યું : 'આ નામો પાપ-સ્થાનકનાં છે કે વ્રતનાં છે ?' ત્યારે તેમને ખ્યાલ આવ્યો. અને તેમણે પ્રાણાતિપાત–વિરમણ–વ્રત એ નામો આપ્યાં. અમે કહ્યુ : 'આ નામો પણ હજી અધૂરાં છે અથવા તો એ મહાવ્રતોનાં નામો છે, પણ અણુવ્રતનાં નામો નથી.' ત્યારે બહુ વિચાર કરીને તેની આગળ સ્થૂલ શબ્દ લગાડ્યો.

કહેવાની મતલબ એ છે કે આજે તમારા શ્રાવકોનું જીવન એટલુ બધું જંજાળી બની ગયું છે કે તમને ધર્મનો વિચાર કરવાની પણ ફુરસદ નથી. અને તમારું કર્તવ્ય શું ? તમારે કયાં વ્રતો ધારણ કરવાં જોઈએ ? કયા પ્રકારનું જીવન ગાળવું જોઇએ ? એ સંબંધી કંઈ પણ ચિંતન નથી.

બાર વ્રતોનાં નામ આ પ્રમાણે જાણવાં :–

(૧) સ્થૂલપ્રાણાતિપાત–વિરમણ–વ્રત.

(૨) સ્થૂલમૃષાવાદ–વિરમણ–વ્રત.

(૩) સ્થૂલઅદત્તાદાન–વિરમણ–વ્રત.

(૪) સ્થૂલમૈથુન–વિરમણ–વ્રત.

(૫) પરિગ્રહ–પરિમાણ–વ્રત.

(૬) દિક્–પરિમાણ–વ્રત.

(૭) ભોગોપભોગ–પરિમાણ–વ્રત.

(૮) અનર્થદંડ–વિરમણ–વ્રત.

(૯) સામાયિક–વ્રત

(૧૦) દેશાવકાશિક–વ્રત

(૧૧) પૌષધ–વ્રત

૧૨) અતિથિસંવિભાગ–વ્રત

આમાના પહેલા પાચ અણુવ્રતો કહેવાય, પછીના ત્રણ ગુણવ્રતો કહેવાય અને છેવટના ચાર શિક્ષાવ્રતો કહેવાય પ્રથમના પાચને અણુવ્રત કહેવાનુ કારણ એ છે કે તે મહાવ્રતોની અપેક્ષાએ અણુ છે–નાના છે, પછીના ત્રણને ગુણવ્રતો કહેવાનુ કારણ એ છે કે તે પ્રથમના પાચ વ્રતોથી ઉત્પન્ન થતા ચારિત્રગુણની પુષ્ટિ કરનારા છે અને છેલ્લા ચારને શિક્ષાવ્રત કહેવાનુ કારણ એ છે કે તે શ્રાવકને સર્વ વિરતિની અમુક અશે શિક્ષા–તાલીમ આપનારા છે

એક બાજુ અવિરતિ અને બીજી બાજુ સર્વવિરતિ, એ બેની વચ્ચે આ સ્થિતિ છે, તેથી તેને મધ્યમમાર્ગ કહીએ તો પણ ચાલે આજે મધ્યમમાર્ગની હિમાયત થઈ રહી છે અને તેને ખૂબ વ્યવહારુ લેખવામા આવે છે, તેથી અમે તમારુ ધ્યાન ખેંચવા ઇચ્છીએ છીએ કે સાચો મધ્યમમાર્ગ આ છે એનુ અનુસરણ કરવાથી આત્મા ક્રમશ આગળ વધી શકે છે અને છેવટે પોતાનુ અભીષ્ટ સિદ્ધ કરી શકે છે

આ ગુણસ્થાન સજ્ઞી તિર્યંચ અને મનુષ્ય એ બનેને હોઈ શકે છે, એટલે મનુષ્યની માફક તિર્યંચ પણ વ્રત આદિના અધિકારી છે આ ગુણસ્થાનની જઘન્ય સ્થિતિ

અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ સ્થિતિ દેશોન પૂર્વક્રોડ એટલે એક ક્રોડ પૂર્વમાં આઠ વર્ષ ઓછી છે. ×

## (૬) પ્રમત્તસંયત-ગુણસ્થાન

હવે છઠ્ઠાં ગુણસ્થાન પર આવીએ. 'છઠ્ઠાં ગુણસ્થાને સાધુપણું' એ તો તમે બધા જાણો છો, પણ આ ગુણસ્થાનનું નામ પ્રમત્તસંયત કેમ પડ્યું ? તે તમારે સમજવાનું છે.

વ્યુત્પત્તિનાં ધોરણે કહીએ તો-પ્રમત્ત એવા સંયતની જે અવસ્થાવિશેષ તે પ્રમત્તસંયત-ગુણસ્થાન. અહીં સંયત એ મૂળ શબ્દ છે અને પ્રમત્ત એ તેનું વિશેષણ છે, એટલે પ્રથમ વિચાર સંયતનો કરીએ.

જે આત્મા નવકોટિથી યાવજ્જીવ સામાયિકનું પચ્ચક્ખાણ કરે અને પાંચ મહાવ્રતો ધારણ કરે તે સર્વવિરતિમાં આવ્યો ગણાય અને તેને સંયત કહેવાય. સાધુ, મુનિ, અણગાર, વગેરે તેના પર્યાયશબ્દો છે.

ત્રણ યોગ અને ત્રણ કરણથી પચ્ચક્ખાણ કરતાં નવકોટિ પચ્ચક્ખાણ થાય. ત્રણ યોગ એટલે મન, વચન અને કાયા. ત્રણ કરણ એટલે કરવું, કરાવવું અને અનુમોદવું. આ બંનેના યોગથી નવકોટિ સામાયિકનું પચ્ચક્ખાણ શી રીતે થાય ? તે તમને જણાવીએ છીએ.

મનથી પાપ કરવું નહિ, એ પ્રથમ કોટિ.

---

× દેશવિરતિ ગુણસ્થાનમાં આર્તધ્યાન અને રૌદ્રધ્યાન મંદ હોય છે અને શ્રાવકનાં ષટ્કર્મ, ૧૧ પ્રતિમા અને ૧૨ વ્રતનાં પાલનથી ઉત્પન્ન થયેલું મધ્યમ પ્રકારનું ધર્મધ્યાન હોય છે.

વચનથી પાપ કરવું નહિ, એ બીજી કોટિ
કાયાથી પાપ કરવું નહિ, એ ત્રીજી કોટિ
મનથી પાપ કરાવવું નહિ, એ ચોથી કોટિ
વચનથી પાપ કરાવવું નહિ, એ પાચમી કોટિ
કાયાથી પાપ કરાવવું નહિ, એ છઠ્ઠી કોટિ
મનથી પાપ અનુમોદવુ નહિ, એ સાતમી કોટિ
વચનથી પાપ અનુમોદવુ નહિ, એ આઠમી કોટિ
કાયાથી પાપ અનુમોદવું નહિ, એ નવમી કોટિ

શ્રાવક પાપ કરે નહિ, કરાવે નહિ, પણ તે અનુમોદનામાથી બચી શકે નહિ, તેથી તેને પ્રથમની છ કોટિએ જ સામાયિક હોય છે તમે સામાયિકનુ પચ્ચક્ખાણ લેતી વખતે દુવિહ तिविहेण પાઠ બોલો છો અને તેની સમજૂતીમા मणेण वायाए काएण न करेमि न कारवेमि બોલો છો, એટલે પ્રથમની છ કોટિઓ આવે જ્યારે સાધુ સામાયિકનુ પચ્ચક્ખાણ લેતી વખતે तिविहं तिविहेण પાઠ બોલે છે અને તેની સમજૂતીમા मणेण वायाए काएण न करेमि न कारवेमि, करत पि अन्न न समणुजाणामि એવો પાઠ બોલે છે, એટલે તેમા નવ કોટિઓ આવે છે

પાચ મહાવ્રતો તે (૧) પ્રાણાતિપાત વિરમણ-વ્રત (૨) મૃષાવાદ-વિરમણ-વ્રત, (૩) અદત્તાદાન-વિરમણ-વ્રત, (૪) મૈથુન-વિરમણ-વ્રત અને (૫) પરિગ્રહ-વિરમણ-વ્રત આ મહાવ્રતોને લીધે સાધુ અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય

અને નિષ્પરિગ્રહિતાનું ઉત્કૃષ્ટ પાલન કરે અને બીજાઓને પણ એ માર્ગ પ્રવર્તાવવા માટે પ્રયત્નશીલ રહે.

સંયત આત્માઓ આ વ્રતોનાં રક્ષણ માટે પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિરૂપ અષ્ટપ્રવચનમાતાનું પાલન કરે, એટલે ચાલવાની જરૂર હોય તો તેઓ દિવસના ભાગે અવરજવરવાળા માર્ગમાં જીવજંતુરહિત ભૂમિ પર ધોંસરા-પ્રમાણ ભૂમિને શોધતાં ચાલે. તેમાં કોઈ પણ જીવની વિરાધના ન થઈ જાય તેનું ખાસ લક્ષ રાખે. બોલવાની જરૂર હોય તો પ્રિય, પથ્ય અને તથ્યવાળી વાણી બોલે, પણ બીજાનો જીવ દુભાય એવી કર્કશ વાણીનો પ્રયોગ ન કરે. પોતાને જોઈતા આહાર, પાણી, ઔષધ વગેરે યાચીને મેળવે અને તેમાં કોઈ દોષ ન લાગી જાય તેની પૂરતી કાળજી રાખે. તેઓ પોતાનાં વસ્ત્રપાત્રની રોજ પ્રમાર્જના-પડિલેહના કરે અને તેને લે-મૂક કરતાં કોઈ જીવની વિરાધના ન થાય તેની કાળજી રાખે. વળી તેઓ મલ-મૂત્રનો ઉત્સર્ગ નિરવદ્ય એકાંત ભૂમિમાં કરે.

તેઓ મનોવૃત્તિ પર કાબૂ રાખે, એટલે જે તે વિચારો કરે નહિ, વચન પર કાબૂ રાખે, એટલે જરૂર હોય તો જ બોલે, નહિ તો મૌન સેવે. તેઓ કાયા પર કાબૂ રાખે એટલે જરૂર વિના તેનું હલનચલન કરે નહિ અને બને ત્યાં સુધી અંગોપાંગ સંકોચી રાખે.

સંયત આત્માઓ આત્મકલ્યાણના હેતુથી સ્વાધ્યાય, ધ્યાન તથા તપની પ્રવૃત્તિ કરે અને આવશ્યકાદિ અનુષ્ઠાન વડે જ્ઞાન-દર્શન-ચારિત્રની શુદ્ધિ કરતા રહે.

પરમપદ, નિર્વાણ કે મોક્ષ એ તેમનુ ધ્યેય હોય અને એ ધ્યયને પૂર્ણ કરવા માટે તેમનો ઉત્સાહપૂર્વક પ્રયત્ન હોય તેઓ કદી એદી કે આળસુ થઈને બેસી રહે નહિ આમ છતા પૌદ્ગલિક સુખના પૂર્વ સસ્કાર તેમના પર પુર જોશથી આક્રમણ કરતા હોય છે, એટલે કદી કદી તેમનામા પ્રમાદ દેખાવ દે છે પ્રમાદ એટલે આત્મવર્તી અનુત્સાહ - આ રીતે આ સયતપણામા પ્રમાદનો સભવ હોવાથી તે પ્રમત્તસયત અવસ્થા ગણાય છે +

સસારના દુ ખોથી ભયભીત થયેલા પ્રાણીઓને સયમ ધર્મની દીક્ષા અર્થાત્ પ્રવ્રજ્યા એ જ શરણભૂત છે અમાત્ય તેતલીપુત્રની કથા તમને આ વસ્તુ બરાબર સમજાવશે

## અમાત્ય તેતલીપુત્રની કથા

તેતલીપુર નામે એક નગર હતું ત્યા કનકરથ નામનો રાજા રાજ્ય કરતો હતો તેને પદ્માવતી નામની સુદર અને શુશ્રિયલ પત્ની હતી તથા શામ, દામ, ભેદ, અને દંડની નીતિમા કુશળ એવો તેતલીપુત્રી નામે મહામાત્ય હતો

કનકરથ રાજાને રાજગાદી પર ઘણો મોહ હતો, એટલે રાણીઓને જે પુત્રો થતા તેને તે ખોડખાપણવાળા કરી નાખતો, જેથી તે રાજગાદીએ આવી ન શકે રાજગાદીએ આવનાર પૂર્ણ અગવાળો હોવો જોઈએ, એવી તે વખતની દઢ માન્યતા હતી

×ચોથા—સજ્વલન કષાયોના તીવ્ર ઉદયથી મુનિ પ્રમાદયુક્ત થાય છે, તે કારણથી તેવા મુનિ પ્રમત્તગુણસ્થાનવર્તી કહેવાય છે
— ગુણસ્થાનકક્રમારોહ-ગાથા ૨૭

પદ્માવતી રાણીને રાજાનું આ વર્તન જરાય પસંદ ન હતું, પણ શું કરે ? રાજા તેનું કહ્યું માનતો ન હતો. આખરે રાણીએ અમાત્યને વિશ્વાસમાં લીધો અને પોતાને જે પુત્ર થાય તેને કોઈ પણ રીતે બચાવી લેવાનો નિર્ણય કર્યો. કાલક્રમે પદ્માવતીને પુત્ર થયો. તે જ વખતે અમાત્ય તેતલી-પુત્રની પત્ની પોટ્ટિલાએ એક મૃત પુત્રીને જન્મ આપ્યો. અગાઉ કરી રાખેલી ગોઠવણ મુજબ આ બંનેની અદલા-બદલી થઈ અને પદ્માવતીનો પુત્ર અમાત્યના પુત્ર તરીકે જાહેર થયો. તેનું નામ કનકધ્વજ રાખવામાં આવ્યું અને તેને ખૂબ લાડકોડમાં ઉછેરવા માંડ્યો.

એમ કરતાં તે મોટો થયો, ત્યારે કનકરથ રાજા બીમાર પડ્યો અને મરણ પામ્યો. બધા ભેગા થઈને વિચાર કરવા લાગ્યા કે ‘ હવે રાજગાદીએ કોને બેસાડવો ? ’ તે વખતે અમાત્યે કનકધ્વજને હાજર કર્યો અને બધો ઇતિ-હાસ કહ્યો. રાણી પદ્માવતીએ તેની પુષ્ટિ કરી. આથી રાજગાદી પર તેનો અભિષેક કરવામાં આવ્યો.

આ વખતે રાજમાતાએ શિખામણ આપી કે ‘ અમાત્ય તારો ઉપકારી છે, તારું રક્ષણ કરી તને ઉછેર્યો છે, માટે તેનું હમેશાં માન રાખજે.’

કનકધ્વજે એ શિખામણ માન્ય રાખી અને તે અમા-ત્યનું બહુમાન કરવા લાગ્યો. અમાત્ય જ્યારે રાજસભામાં આવે ત્યારે તે સર્વ સભાજનો સાથે ઊભો થાય અને સહુ તેને પ્રણામ કરે. વળી અમાત્ય જે કંઈ સૂચના-સલાહ આપે તેને બરાબર માન્ય રાખે, તેને કદી ઉત્થાપે નહિ. આથી અમાત્યનું સ્થાન

રાજપિતા જેવું બની ગયુ તે નિરંતર રાજા અને પ્રજાના કલ્યાણની જ ચિંતા કરે અને તેના ઉપાયોમા મશગુલ રહે

હવે મંત્રીના ગૃહજીવન પર એક દૃષ્ટિપાત કરી લઈએ અમાત્ય તેતલીપુત્રને પોતાની પત્ની પોટ્ટિલા પર ખૂબ પ્રેમ હતો. તેની સૌન્દર્યભરેલી મસ્ત યુવાની તેને ખૂબ આકર્ષતી હતી, પણ યુવાનીને ઓસરતા, સૌન્દર્યને વણસતા શી વાર ? તેનુ યૌવન ચાલ્યુ ગયુ અને સૌન્દયમા ઓટ આવી એ વખતે અમાત્યનો પ્રેમ તેના પરથી ઉતરી ગયો જે પ્રેમની પાછળ વાસનાનુ બળ કામ કરતું હોય, ત્યા લગભગ આવી જ સ્થિતિ થાય છે

સ્ત્રી આ સંસારના બધા દુ ખો સહન કરી શકે છે, પણ પતિનો અણગમો સહન કરી શકતી નથી એ વસ્તુ તેને શૂળની જેમ ભોંકાય છે મંત્રી પોટ્ટિલાની આતરિક અવસ્થા સમજી ગયો અને તેનુ મન કામમા પરોવાયેલુ રહે તો દુ ખ ભૂલી જાય એ હેતુથી તેણે એક દિવસ કહ્યુ ' પોટ્ટિલા ! હવેથી રસોડાનો કારભાર તું સભાળ અને અહીં જે કોઈ શ્રમણ, બ્રાહ્મણ કે તપસ્વી આવે, તેને દાન દઈને આનદમા રહે '

પોટ્ટિલાએ તેનો સ્વીકાર કર્યો અને તે શ્રમણ, બ્રાહ્મણ, તથા તપસ્વીઓને દાન દેવા લાગી એમ કરતા એક દિવસ સુવ્રતા નામના સાધ્વી ત્યા આવી ચડયા તેમને જ્ઞાની તથા ગંભીર જોઈને પોટ્ટિલાએ કહ્યુ કે ' હે આર્યા ! એક વાર હું અમાત્યના હૈયાનો હાર હતી, અને આજે તેમને આખે દીઠી પણ ગમતી નથી, માટે કોઈ ચૂર્ણ, મંત્ર કે કામણનો પ્રયોગ હોય તો બતાવો '

સાધ્વીએ કહ્યું: 'હે દેવાનુપ્રિયે! અમે નિર્ગ્રંથ બ્રહ્મચારિણી સાધ્વીઓ છીએ, તેથી સંસારની ખટપટમાં પડતી નથી અને અમને આવી વાત સાંભળવી પણ કલ્પતી નથી. પરંતુ તારે મનનું સમાધાન મેળવવું હોય તો સર્વજ્ઞ ભગવંતે કહેલો ધર્મ સાંભળ. પછી તેમણે ધર્મનું સ્વરૂપ સમજાવ્યુ અને અને શ્રાવકનાં વ્રતોનું રહસ્ય કહ્યું, એટલે પોટ્ટિલાએ શ્રાવકનાં બાર વ્રતો ગ્રહણ કર્યાં.

એક સારી વસ્તુ બીજી સારી વસ્તુને લાવે છે, એ ન્યાયે વખત જતાં પોટ્ટિલાને સર્વવિરતિચારિત્ર અંગીકાર કરવાની ઇચ્છા થઈ અને તેણે અમાત્ય આગળ રજા માગી. જે વખતે અમાત્યને સહુ રાજ્યપિતા જેવું માન આપતા હતા, ત્યારે જ આ ઘટના બની.

અમાત્ય બુદ્ધિશાળી હતો અને ધર્મનાં કાર્યમાં અંતરાય કરવો ખોટો છે, એમ જાણતો હતો, એટલે તેણે પોટ્ટિલાને કહ્યું: 'હું એક શરતે તને સાધ્વી થવાની રજા આપુ. જો તપ–જપનાં પરિણામે તું બીજા ભવમાં દેવ થા તો મને પ્રતિબોધ કરવાને આવજે.'

શરત કલ્યાણકારી હતી, એટલે તેનો સ્વીકાર કરવામાં પોટ્ટિલાને કંઈ હરકત ન હતી. તેણે એ શરતનો સ્વીકાર કર્યો, ચારિત્ર અંગીકાર કર્યું અને એ ચારિત્રપાલનનાં પરિણામે તેની સદ્ગતિ થતાં તે આઠમા દેવલોકમાં પોટ્ટિલ નામનો દેવ બની.

પોટ્ટિલદેવને પોતાનું વચન યાદ આવ્યું અને તે

અમાત્યના મનમા વૈરાગ્ય ઉત્પન્ન થાય તેવા પ્રયાસો કરવા લાગ્યો, પરતુ કીર્તિ, સત્તા અને વૈભવમા મસ્ત બનેલા મહામાત્યને વરાગ્ય થયો નહિ એકલી સત્તા, એકલી કીર્તિ કે એકલો વૈભવ પણ મનુષ્યને સસારના બધનમા જકડી રાખે છે, ત્યારે અહીં તો ત્રણે વસ્તુઓ હાજર હતી ! તે અમાત્યના દિલમા વૈરાગ્યની વેલડી શી રીતે પાગરવા દે ?

પોટ્ટિલદેવને લાગ્યુ કે દુ ખ વિના અમાત્ય ઠેકાણે નહિ આવે અને તેને ખરુ દુ ખ તો અપમાનિત થવાથી જ લાગશે, એટલે એક દિવસ તેણે રાજાની બુદ્ધિ ફેરવી નાખી અમાત્ય રાજ્યસભામા દાખલ થયો, ત્યારે રાજાએ મોઢુ ફેરવી નાખ્યુ અમાત્યને લાગ્યુ કે ' કોઇ પણ કારણે રાજાને પોતાના પર રીસ ચડી છે આ રીસનો બળ્યો તે શુ કરે, એ ભલુ પૂછવું રીસમા ને રીસમા કદાચ મને ગમે તે રીતે એ મારી પણ નાખે, માટે મારે અહીંથી ખસી જવું જોઈએ '

તે અવસર જોઈ સભામાથી નીકળી ગયો, પણ રસ્તામા કોઈએ તેને માન આપ્યુ નહિ જાણે કોઇ તેને ઓળખતું જ ન હોય એવો વ્યવહાર તેના જોવામા આવ્યો તે બળ્યો–ઝળ્યો ઘરે આવ્યો નો ત્યા પણ એજ હાલત નિરખી કોઈ પણ નોકર–ચાકરે તેને ઊભા થઈને માન આપ્યુ નહિ કે તેનો બીજા કોઈ પ્રકારે આદરસત્કાર કર્યો નહિ આથી અમાત્યને ખુબ આઘાત લાગ્યો અને તેણે આવી માનહીન –અપમાનિત જીદગી જીવવા કરતા તેનો અત લાવવાનો નિર્ણય કર્યો

તેણે પોતાના ઓરડામાં જઈને દ્વાર બંધ કર્યાં અને ગળા પર જોરથી તરવાર ફેરવી, પણ તેની કંઈ અસર થઈ નહિ. અમાત્યને લાગ્યુ કે આમાં પોતાની કંઈ ભૂલ થતી હશે, એટલે તેણે ગળા ઉપર ઉપરાઉપરી તરવાર ફેરવી, પરંતુ તેનું પરિણામ પણ પ્રથમ જેવું જ આવ્યું.

જો બીજો કોઈ મનુષ્ય હોત તો આટલેથી અટકી ગયો હોત, પણ મહામાત્ય તેતલિપુત્ર જુદી જ માટીથી ઘડાયેલો હતો, એટલે તે હિંમત હાર્યો નહિ. તેણે તો કોઈ પણ રીતે જીંદગીનો અંત લાવવાનો નિર્ણય કર્યો જ હતો, એટલે બીજો ઉપાય અજમાવ્યો. તેણે પોતાની પાસે તાલપુટ વિષ હતું, તે મહોંમાં મૂક્યું. તાલપુટ વિષ તાળવાને અડે કે મનુષ્યના પ્રાણ નીકળી જાય, પણ મંત્રીને એની પણ કંઇ અસર થઈ નહિ! આથી તે અકળાયો અને નગરબહાર ગયો. ત્યાં એક મોટાં વૃક્ષની ડાળે મજબૂત દોરડું બાંધી ગળેફાંસો ખાધો, પણ એવામાં દોરડું તૂટી ગયું અને તેને કંઇ પણ ઇજા થઈ નહિ!

શસ્ત્ર નિષ્ફળ ગયું, વિષ વિફલ થયું અને દોરડાએ પણ કંઈ કારી કરી નહિ, ત્યારે અમાત્યે જળનો આશ્રય લેવા વિચાર કર્યો અને તે પોતાની ડોકે એક મોટી શિલા બાંધી ઊંડાં જલાશયમાં કૂદી પડયો, પણ તે ડૂબ્યો નહિ. જાણે હોડી તરતી હોય તેમ એ જલની ઉપર તરતો જ રહ્યો!

પછી તેણે કાષ્ઠની ચિતા સળગાવીને તેમાં પ્રવેશ કર્યો,

તો અકાળે વૃષ્ટિ થઈ અને ચિતા બુઝાઈ ગઈ આમ અનેક પ્રયત્નો કરવા છતા મૃત્યુએ મહોબ્બત બતાવી નહિ, ત્યારે તે વિચાર કરવા લાગ્યો કે 'હવે હું કોના શરણે જાઉ ? મૃત્યુ પણ મારુ દુખ મટાડવા તૈયાર નથી '

એ જ વખતે પોટ્ટિલદેવ અતરીક્ષમાથી બોલ્યો 'હે તેતલિપુત્ર! આગળ મોટો ખાડો છે, પાછળ ગાડો હાથી ચાલ્યો આવે છે, બને બાજુ ઘોર અધારૂં છે, વચ્ચે બાણો વરસે છે, ગામ બળગ્યુ છે અને રણ ધગધગે છે, તો કયા જવું ?'

તેતલિપુત્ર આ પ્રશ્નનો મર્મ સમજી ગયો, એટલે તેણે જવાબ આપ્યો 'જેમ ભૂખ્યાનુ શરણ અન્ન છે, તરસ્યાનુ શરણ પાણી છે, રોગનુ શરણ ઔષધ છે અને થાકેલાનુ શરણ વાહન છે, તેમ ચારે બાજુથી ભયભીત થયેલા પ્રાણીઓનુ શરણ પ્રવ્રજ્યા છે પ્રવ્રજિત થયેલા શાત, દાત અને જિતેન્દ્રિયને કશો ભય હોતો નથી '

એ જ વખતે અતરીક્ષમાથી અવાજ આવ્યો કે 'જ્યારે તું આ વસ્તુ સમજે છે, ત્યારે પ્રવ્રજ્યાનુ શરણ અગીકાર કેમ કરતો નથી ?' અને તેની સામે પ્રકાશનો એક પુજ ખડો થયો તેણે કહ્યુ 'હુ તમારી સ્ત્રી પોટ્ટિલા છુ અને તમને કહેવા આવી છુ કે સસારના આ બધા રગઢગ જોયા પછી હવે તો ચારિત્ર અગીકાર કરો '

અગારા પરથી રાખ ઊડી જતા અગ્નિ પ્રકાશવા લાગે છે, તેમ જ્ઞાન પર આવેલા મોહના વાદળ ખસી જતા

સાચી વસ્તુ સમજાય છે. આ વચનોથી પ્રતિબોધ પામી અમાત્ય તેતલિપુત્રે સંસાર છોડયો અને સંયતદશા સ્વીકારી. તરતજ જાતિસ્મરણ જ્ઞાન થયું. પૂર્વજન્મમાં ભણેલા ચૌદ પૂર્વ યાદ આવી ગયા. રાજા વગેરેનાં મગજ ઠેકાણે આવી ગયાં. બધા નમવા આવ્યા. તેતલિપુત્ર મુનિએ જ્ઞાન, ધ્યાન, તપ, જપ, વડે સંયતદશાને ખૂબ અજવાળી અને છેવટે સકલ કર્મનો ક્ષય કરી તેઓ કેવલજ્ઞાન પામી સિદ્ધ, બુદ્ધ, નિરંજન થયા.

મહાનુભાવો ! છઠ્ઠા ગુણસ્થાનમાં આવું બળ રહેલું છે, એટલે જ સર્વ સુજ્ઞજનો તેની ઇચ્છા કરે છે.

આ ગુણસ્થાનની જઘન્ય સ્થિતિ એક સમય અને ઉત્કૃષ્ટ સ્થિતિ અંતર્મુહૂર્ત છે. પણ પ્રમત્તઅપ્રમત્ત મળીને જઘન્ય અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ દેશોનપૂર્વ એટલે એક ક્રોડ પૂર્વમાં આઠ વર્ષ ઓછી હોય છે.

## (૭) અપ્રમત્તસંયતગુણસ્થાન

સંજ્વલન કષાયોનો ઉદય મંદ થતાં સાધુ પ્રમાદરહિત થવાથી અપ્રમત્ત બને છે. તેની અવસ્થાવિશેષને અપ્રમત્ત-સંયતગુણસ્થાન કહેવામાં આવે છે. આ અવસ્થામાં રહેલો આત્મા જરા પણ પ્રમાદવાળો થયો કે તે છઠ્ઠા ગુણસ્થાને આવી જાય છે અને પ્રમાદરહિત થયો કે પુનઃ સાતમા ગુણસ્થાને આવે છે. આમ છઠ્ઠા અને સાતમા ગુણસ્થાનનું પરિવર્તન સામાન્ય રીતે લાંબા કાળ સુધી ચાલ્યા કરે છે.

આ ગુણસ્થાન જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી અંતર્મુહૂર્ત પર્યંત હોય છે

અહીં એ વસ્તુ જણાવવી જોઈએ કે છઠ્ઠા અને સાતમા ગુણસ્થાને વર્તતા સયત છવો ધર્મધ્યાનનો વિશેષ આશય લે છે અને તેથી આત્મશુદ્ધિ વિશેષ પ્રકારે કરી શકે છે

ધ્યાન ચાર પ્રકારનુ છે (૧) આર્તધ્યાન, (૨) રૌદ્ર-ધ્યાન, (૩) ધર્મધ્યાન અને (૪) શુક્લધ્યાન તેમા પહેલા બે ધ્યાનો અશુભ હોવાથી ત્યજવા યોગ્ય છે અને છેલ્લા બે ધ્યાનો શુભ હોવાથી આરાધવા યોગ્ય છે અશુભ ધ્યાન છોડયા વિના શુભ ધ્યાન થાય નહિ, તેથી ધર્મધ્યાન કરનારે આ બને ધ્યાન છોડવાના હોય છે

ધર્મધ્યાન ચાર પ્રકારનુ છે (૧) આજ્ઞાવિચય, (૨) અપાયવિચય, (૩) વિપાકવિચય અને (૪) સસ્થાનવિચય તેમા ભગવાન ભગવતોએ કઈ આજ્ઞાઓ ફરમાવી છે, તેનુ સ્વરૂપ કેવુ છે ? પોતે એ આજ્ઞાઓનો કયા સુધી અમલ કરે છે ? વગેરે બાબતોની સતત વિચારણા કરવી એ આજ્ઞાવિચયધર્મધ્યાન છે આ સસાર અપાય એટલે દુ ખથી ભરેલો છે, તેમા પ્રાણીને કઈ પણ સુખ નથી જેને સાસારિક સુખ કહેવામા આવે છે, તે વાસ્તવિક સુખ નથી, પણ સુખનો ભ્રમ છે જડ વસ્તુ-પુદ્ગલથી સુખની પ્રાપ્તિ થઈ શકે નહિ, એ તો આત્માનો વિમર્શ કરવાથી જ પ્રાપ્ત થઈ શકે, આવી સતત વિચારણા કરવી એ અપાયવિચયધર્મધ્યાન

કહેવાય. કર્મની મૂળપ્રકૃતિ કેટલી ? ઉત્તરપ્રકૃતિ કેટલી ? તેનો બંધ કેમ પડે ? તેનો ઉદય કેમ થાય ? કયું કર્મ કેવો વિપાક આપે ? હું જે અવસ્થાઓનો અનુભવ કરું છું, તે કયા કર્મને આભારી છે ? આ જાતની નિરંતર વિચારણા કરવી તે વિપાકવિચયધર્મધ્યાન કહેવાય. [ જેણે કર્મનું સ્વરૂપ બરાબર જાણ્યું નથી, તે આવું ધ્યાન શી રીતે ધરી શકે ? મતલબ કે હાલ કર્મની જે વ્યાખ્યાનમાળા ચાલી રહી છે, તે તમને ધર્મધ્યાન કરવામાં ઘણી ઉપકારક છે. ] અને દ્રવ્ય તથા ક્ષેત્ર સંબંધી સતત વિચારણા કરવી એ સંસ્થાનવિચયધર્મધ્યાન કહેવાય. અહીં દ્રવ્યથી ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય આદિ છ દ્રવ્યો અને ક્ષેત્રથી ચૌદ રાજલોક અને તેના જૂદા જૂદા વિભાગો સમજવા. મતલબ કે આ ધ્યાન ધરનાર કમ્મર પર હાથ મૂકીને ઊભેલા પુરુષ સમાન ચૌદ રાજલોકનું સ્વરૂપ ચિંતવે, ત્રસ નાડી, અધોલોક, મધ્યમ લોક, ઊર્ધ્વલોક વગેરેનું સ્વરૂપ ચિંતવે અને નિગોદ, તિર્યંચ, મનુષ્ય અને દેવ વગેરેને ઉત્પન્ન થવાનાં સ્થાનોનો વિચાર કરી પોતાની ધર્મભાવના મજબૂત કરે. ધર્મધ્યાનના બીજા પણ ચાર પ્રકારો બતાવેલા છે: (૧) પિંડસ્થ ધ્યાન (૨) પદસ્થ ધ્યાન (૩) રુપસ્થ ધ્યાન અને (૪) રુપાતીત ધ્યાન. તે યોગશાસ્ત્રથી જાણી લેવાં.

આ ગુણસ્થાનમાં ઉત્તમ ધ્યાનના યોગથી આત્મશુદ્ધિ ઘણી ઝડપથી થતી જાય છે.

### (૮) નિવૃત્તિબાદરગુણસ્થાન

'આત્મવિકાસની ખરી શરૂઆત ચોથા ગુણસ્થાનથી

થાય છે ' એ વસ્તુ આગળ તમારા ધ્યાનમા લાવવામા આવી છે ચોથે ગુણસ્થાને મિથ્યાત્વ જાય, એટલે સમ્યકત્વ આવે પાચમે ગુણસ્થાને અવિરતિનો અમુક ભાગ ઓછો થાય, એટલે દેશવિરતિ આવે છઠ્ઠે ગુણસ્થાને અવિરતિ પૂરેપૂરી દૂર થાય એટલે સર્વવિરતિ આવે અને સાતમા ગુણસ્થાને પ્રમાદનો પરિહાર થાય, એટલે આત્માની જાગૃતિ ઝળહળી ઉઠે

' આ રીતે આઠમાએ શું થાય ?' એ પ્રશ્ન તમારા મનમા ઉઠશે, એટલે જણાવીએ છીએ કે ' આઠમાએ અપૂર્વ કરણ થાય આત્મા સમ્યકત્વ પ્રાપ્ત કરતી વખતે રાગદ્વેષની નિબિડ ગ્રથિનો ભેદ કરે, તેને પણ અપૂર્વકરણ કહેવાય છે, પણ આ અપૂર્વકરણ તેનાથી જૂદુ છે એક નામવાળા બે પર્વત કે બે ચાહેબ હોય છે, તે પ્રમાણે અહીં પણ સમજવુ

આ અપૂર્વકરણમા મુખ્યત્વે પાચ વસ્તુઓ હોય છે (૧) સ્થિતિઘાત, (૨) રસઘાત, (૩) ગુણશ્રેણિ, (૪) ગુણસ ક્રમ અને (૫) અપૂર્વ સ્થિતિબધ આ પાચ વસ્તુઓ જીવે અનત સસારમા આગળ કદી કરેલી નથી, તેથી તેને અપૂર્વકરણ કહેવામા આવે છે

કર્મની દીર્ઘ-લાબી સ્થિતિને અપવર્તનકરણ વડે ન્યૂન, ન્યૂનતર, ન્યૂનતમ કરવી તેને **સ્થિતિઘાત** કહેવાય

કર્મના તીવ્ર રસને અપવર્તનાકરણ વડે મદ, મદતર, મદતમ બનાવવા એ **રસઘાત** કહેવાય

ઓછા સમયમા વધારે કર્મપ્રદેશ ભોગવાય એવી સ્થિતિ ઉત્પન્ન કરવી તે ગુણશ્રેણિ કહેવાય આ ગુણશ્રેણિ

બે પ્રકારની છે: ઉપશમ શ્રેણિ અને ક્ષપકશ્રેણિ. ઉપશમ શ્રેણિએ ચડનારો આત્મા મોહનીય કર્મની પ્રકૃતિઓનું ઉપશમન કરે, તેથી તે ઉપશમક કહેવાય. ક્ષપકશ્રેણિએ ચડનારો આત્મા મોહનીય કર્મની પ્રકૃતિઓનો ક્ષય કરે, તેથી તે ક્ષપક કહેવાય. અગિયારમું ગુણસ્થાન ઉપશાંતમોહ. ત્યાં ઔપશમિક વીતરાગ દશા છે. ત્યાં પહોંચાડનાર ઉપશમશ્રેણિ છે.

બારમું ગુણસ્થાન ક્ષીણમોહ એટલે ક્ષાયિકભાવે વીતરાગ દશાનું છે, ત્યાં પહોંચવા માટે ક્ષપકશ્રેણિ છે. તેમાં ક્ષપકશ્રેણિનો માર્ગ ઉંચો છે, એટલે તે વધારે વખણાય છે. કોઈપણ જીવને ક્ષપકશ્રેણિ શિવાય કેવલ જ્ઞાન થઈ શકે નહિ, એવો અટલ નિયમ છે.

બંધાઈ રહેલી શુભ પ્રકૃતિમાં અશુભ પ્રકૃતિનાં દળિયાં વિશુદ્ધપૂર્વક બહુ મોટી સંખ્યામાં નાખવા તે **ગુણસંક્રમ** છે. સંક્રમણ સજાતીય પ્રકૃતિઓનું થાય છે, વિજાતીય પ્રકૃતિઓનું થતું નથી, એ યાદ રાખવું.

પછીનાં ગુણસ્થાનોમાં માત્ર જઘન્ય સ્થિતિનો કર્મબંધ કરવાની યોગ્યતા મેળવવી એ **અપૂર્વસ્થિતિબંધ** છે.

આ ગુણસ્થાનને કેટલાક નિવૃત્તિ અને કેટલાક નિવૃત્તિ બાદર કહે છે, તેનું કારણ એ છે કે આ ગુણસ્થાને સમકાળે જે આત્માઓનો પ્રવેશ થયો હોય, તેના અધ્યવસાયોમાં નિવૃત્તિ એટલે પરસ્પર ફેરફાર હોય છે. આ અધ્યવસાયોની ભેદની સંખ્યા ગણી ગણાય તેમ નથી, એટલે તેને અસંખ્યાત કહેવામાં આવે છે.

જેઓ નિવૃત્તિ પછી બાદર શબ્દ લગાડે છે, તે અહીં સ્થૂલ કષાયોની વિદ્યમાનતા છે, એમ બતાવવાને લગાડે છે

છઠ્ઠા અને સાતમા ગુણસ્થાને ધર્મધ્યાન સારી રીતે સિદ્ધ થયા પછી આ ગુણસ્થાને વર્તતા જીવો શુક્લ ધ્યાનનો આરંભ કરે છે અને તેના પહેલા પાયે ચડે છે અહીં એટલી વસ્તુ યાદ રાખવી જોઈએ કે આ ધ્યાન વજ્રઋષભનારાચ સંઘયણવાળાને જ સંભવે છે

શુકલ ધ્યાનનો સબધ આગળના ગુણસ્થાનો સાથે પણ રહેલો છે, એટલે તેનો સામાન્ય પરિચય અહીં આપી દઈશુ.

## શુક્લધ્યાનના ચાર પ્રકારો

શુકલધ્યાન એટલે ઉજ્જવલ ધ્યાન, જેમા આત્માની ઉજ્જવલતા વિશેષ પ્રકારે પ્રકટ થાય એવુ ધ્યાન ધર્મ ધ્યાનની જેમ તેના પણ ચાર પ્રકારો છે (૧) પૃથક્ત્વ-વિતર્ક સવિચાર, (૨) એકત્વ-વિતર્ક-નિર્વિચાર, (૩) સૂક્ષ્મક્રિયાઽપ્રતિપાતી અને (૪) સમુચ્છિન્ન-ક્રિયાઽનિવૃત્તિ

અહીં એક મહાશય કહે છે કે આ નામ તો બહુ અઘરા છે, પણ એ તો રસ અને અભ્યાસનો પ્રશ્ન છે જો આ વિષયમા તમે રસ લો અને તેનો અભ્યાસ કરો તો આ નામ સરળતાથી યાદ રહી જાય તમે શેરોનો ધધો કરો છો, ત્યા કપનીઓના લાબા લાબા નામો યાદ રહી જાય છે કે નહિ? કારણ ત્યા રસ ને અભ્યાસ છે કાપડમા હવે તો અનેક જાતો વધી રહી છે અને તેના નામો ઘણા અટપટા હોય છે, પણ તમને કાપડના વિષયમા રસ હોવાથી

અને તેનો પ્રતિદિન અભ્યાસ હોવાથી એ નામો યાદ રહી જાય છે કે નહિ ?

શુકલધ્યાનનો પહેલો પાયો કે પહેલો પ્રકાર તે પૃથકત્વ-વિતર્ક-સવિચાર. આ ત્રણે શબ્દોનો અર્થ બરાબર સમજશો, એટલે વસ્તુ સ્પષ્ટ થઈ જશે. અહીં પૃથકત્વનો અર્થ છે ભિન્નતા, વિતર્કનો અર્થ છે શ્રુતજ્ઞાન અને વિચારનો અર્થ છે એક અર્થ પરથી બીજા અર્થ પર, એક શબ્દથી બીજા શબ્દ પર અને એક (માનસિકાદિ) યોગથી બીજા યોગ પર ચિંતનાર્થે થતી પ્રવૃત્તિ. મતલબ કે શ્રુતજ્ઞાનનાં આલંબનપૂર્વક ચેતન અને અચેતન પદાર્થમાં ઉત્પાદ, વ્યય, ધ્રૌવ્ય, રૂપિત્વ, અરૂપિત્વ, સક્રિયત્વ, અક્રિયત્વ આદિ પર્યાયોનું ભિન્ન ભિન્ન રૂપથી ચિંતન કરવું તે આ ધ્યાનનો મુખ્ય વિષય છે.

શુકલ ધ્યાનનો બીજો પાયો કે બીજો પ્રકાર તે એકત્વ-વિતર્ક-નિર્વિચાર. અહીં એકત્વનો અર્થ છે અભિન્નતા, વિતર્કનો અર્થ છે શ્રુતજ્ઞાન અને નિર્વિચારનો અર્થ છે એક અર્થથી બીજા અર્થ પર, એક શબ્દથી બીજા શબ્દ પર કે એક યોગથી બીજા યોગ પર ચિંતનાર્થે કોઈ પ્રવૃત્તિ ન કરવી. તાત્પર્ય કે શ્રુતજ્ઞાનનાં આલંબનપૂર્વક માનસિકાદિ કોઈ પણ એક યોગમાં સ્થિર થઈને દ્રવ્યના એકજ પર્યાયનું અભેદ ચિંતન કરવું તે આ ધ્યાનનો મુખ્ય વિષય છે.

જેણે પ્રથમ ધ્યાનનો દૃઢ અભ્યાસ કર્યો હોય, તેને

જ આ બીજુ ધ્યાન પ્રાપ્ત થાય છે જેમ આખા શરીરમા વ્યાપેલા ઝેરને મત્ર વગેરે ઉપાયોથી એક ડખની જગાએ જ લાવવામા આવે છે, તેમ સમસ્ત વિશ્વના અનેકાનેક વિષયોમા ભટકતા મનને આ ધ્યાન દ્વારા એક જ વિષય પર લાવીને એકાગ્ર કરવામા આવે છે જ્યારે મન આ રીતે એક જ વિષય ઉપર એકાગ્ર થાય છે, ત્યારે તે પોતાની સર્વ ચચળતા છોડી દઈને શાત થાય છે આનુ પરિણામ એ આવે છે કે આત્માને લાગેલા ઘાતી કર્મો નાશ પામે છે અને કેવલનાન પ્રકટ થાય છે આવું ધ્યાન બારમા ગુણ સ્થાને હોય છે આ રીતે શુક્લધ્યાનના બે પ્રકારો પૂરા થાય અને બીજા બે ભાગો બાકી રહે, ત્યારે કેવલજ્ઞાન થાય છે અને તેરમુ ગુણસ્થાન પ્રાપ્ત થાય છે

શુક્લધ્યાનનો ત્રીજો પાયો કે ત્રીજો પ્રકાર તે સૂક્ષ્મ ક્રિયાઽપ્રતિપાતી જ્યારે સર્વજ્ઞતાને પામેલો આત્મા યોગનિરોધના ક્રમથી અતે સૂક્ષ્મ શરીરયોગનો આશ્રય લઈને બાકીના સર્વ યોગોને રોકી દે છે, ત્યારે આ ધ્યાન પ્રાપ્ત થયુ ગણાય છે તેમા શ્વાસોચ્છ્વાસ જેવી સૂક્ષ્મ ક્રિયા જ બાકી રહેલી હોય છે અને તેમાથી પડવાપણુ હોતું નથી, માટે તે સૂક્ષ્મક્રિયાઽપ્રતિપાતી કહેવાય છે

શુક્લધ્યાનનો ચોથો પાયો કે પ્રકાર તે સમુચ્છિન્ન-ક્રિયાઽનિવૃત્તિ જ્યારે સર્વજ્ઞતાને પામેલા આત્માની શ્વાસપ્રશ્વાસાદિ સૂક્ષ્મક્રિયા પણ બધ થઈ જાય છે અને આત્મ-પ્રદેશો સર્વથા નિષ્કપ થઈ જાય છે, ત્યારે આ ધ્યાન પ્રાપ્ત થયુ

ગણાય છે. આ ધ્યાનમાં સૂક્ષ્મ યોગાત્મક એટલે સૂક્ષ્મ કાય-યોગરૂપ ક્રિયા પણ સર્વથા સમુચ્છિન્ન થઈ જાય છે અને તેની અનિવૃત્તિ હોય છે.

આઠમા, નવમા, દશમા તથા અગિયારમા ગુણસ્થાનકનો સમય જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી અંતર્મુહૂર્ત હોય છે.

વિશેષ અવસરે કહેવાશે.



## વ્યાખ્યાન બત્રીશમુ

## ગુણસ્થાન

## [ ૩ ]

મહાનુભાવો !

અમે અત્યારસુધી ગુણસ્થાનોનુ જે વર્ણન કર્યું, તેના પરથી તમે સમજી શકયા હશો કે જે આત્માઓ સમ્યક્ત્વથી વિભૂષિત થઈને વિરતિના પથે વિચરે છે, ઇંદ્રિયોનુ દમન કરે છે અને સતત જાગૃતિ રાખે છે, તેઓ જ આત્મવિકાસમા આગળ વધી અલ્પ સમારી બની શકે છે, જ્યારે મિથ્યાત્વી, મૂઢ, અજ્ઞાની, વિષયસુખમા જ આનદ માનનારા તથા કષાયનુ નિરતર સેવન કરનારા ભારે કર્મબધન કરીને પોતાનો સસાર વધારી મૂકે છે અને ચોરાશીના ચક્રમા પીલાયા કરે છે

તમારે અલ્પસસારી થવુ હોય તો ગુણસ્થાનો પર આરોહણ કરવું જ જોઈ શે તમે શ્રાવકકુલમા જન્મ્યા માટે ચોથા–પાંચમા ગુણઠાણે એમ સમજશો નહિ આત્મામાં તે પ્રકારના ગુણો પ્રકટે તો જ ચોથા–પાચમાની પ્રાપ્તિ થાય આમ છતા એટલુ ખરૂ કે બીજાઓ કરતા તમને ગુણ સ્થાનો પર આરોહણ કરવાની સગવડ વધારે છે જે ભવ્ય તીર્થો, આલિશાન મદિરો અને ત્યાગી ગુરુઓનો તમને

યોગ છે, તે બીજાઓને નથી. આ સગવડનો તમે કેટલો લાભ લ્યો છો તે તમારે વિચારવાનું છે.

સર્વજ્ઞ ભગવંતે તો સ્પષ્ટ કહ્યું છે કે જે ઉઠતો નથી, કામે લાગતો નથી તથા મન-વચન-કાયાનાં બળનો પૂરો ઉપયોગ કરતો નથી, તે કદી કાર્યસિદ્ધિ કરી શકતો નથી. તમે ઉઠો અને કામે લાગો એ જ અમારે કહેવાનું છે.

અહીં કોઈ એમ કહેતું હોય કે અમે રોજ ઉઠીએ છીએ અને કામે લાગીએ છીએ, તો તે અમારા કહેવાનો મર્મ સમજ્યા નથી. અમે તો આધ્યાત્મિક ઉત્થાનની વાત કરી રહ્યા છીએ. જ્યારે અમે તમારો જીવનવ્યવહાર જોઈએ છીએ ત્યારે એમ લાગે છે કે તમે સૂતા છો અને ઘસઘસાટ ઊંઘ લઈ રહ્યા છો. તેમાં કોઈ પ્રકારની જાગૃતિ દેખાતી નથી. જ્યારે રોગ આવશે, વૃદ્ધત્વ આવશે, મૃત્યુનો હુમલો થશે, ત્યારે કેવી પરિસ્થિતિ નિર્માણ થશે, તેનો કોઈ વિચાર નથી. ગુણસ્થાનો પર ઉત્તરોત્તર આરોહણ કરીને મોક્ષ સુધી પહોંચવાનું તો આ માનવભવમાં જ બની શકે છે, માટે જ ઉઠો અને 'કામે લાગો'ની હાકલ છે.

છઠ્ઠે સર્વવિરતિ, સાતમે પ્રમાદનો પરિહાર અને આઠમે અપૂર્વકરણ એટલું યાદ રાખી આપણે ગુણસ્થાનમાં આગળ વધીએ.

## (૯) અનિવૃત્તિબાદરગુણસ્થાન

આઠમું ગુણસ્થાન પામેલો સંયતાત્મા આગળ વધી નવમા ગુણસ્થાને આવે છે. આ ગુણસ્થાન અનિવૃત્તિ બાદર

ગુણસ્થાન કહેવાય છે નિવૃત્તિ એટલે અધ્યવસાયોની ભિન્નતા, તે અહીં હોતી નથી, એટલે તેને અનિવૃત્તિ વિશેષણ લગાડેલુ છે આ ગુણસ્થાને સમકાળે આવેલા સર્વજીવોના અધ્યવસાય પરસ્પર સરખા હોય છે બીજે સમયે પણ સર્વજીવોના અધ્યવસાય પરસ્પર સરખા હોય છે એ પ્રમાણે દરેક સમયમા અનુક્રમે અનતગુણ વિશુદ્ધ એવા અધ્યવસાયો સરખા જ હોય છે દશમા ગુણસ્થાનની અપેક્ષાએ અહીં કષાયો બાદર હોય છે, તેથી અનિવૃત્તિ પછી બાદર વિશેષણ લગાડેલુ છે

આ ગુણસ્થાનમા ઉપશમશ્રેણિ કે ક્ષપકશ્રેણિનુ કામ આગળ વધે છે, તેથી મોહનીયકર્મની વીશ પ્રકૃતિઓનો ઉપશમ કે ક્ષય થાય છે, આગળ બીજી સાત પ્રકૃતિઓનો ઉપશમ કે ક્ષય થયેલો છે, એટલે અહીં એક સજ્વલન લોભ જ બાકી રહે છે

## (૧૦) સૂક્ષ્મસપરાયગુણસ્થાન

આત્મા સ્થૂલ કષાયોથી સર્વથા નિવૃત્તિ પામ્યો હોય પણ સૂક્ષ્મ સપરાય એટલે સૂક્ષ્મ કષાયોથી યુક્ત હોય, એવી આત્માની અવસ્થાવિશેષ તે સૂક્ષ્મસપરાયગુણસ્થાન

ખ્યાલમા રાખજો કે કષાયો દશમા ગુણસ્થાન સુધી આત્માને છોડતા નથી આ કષાયોમા લોભનુ બળ વધારે હોય છે તેને સારી હઠાવવા માટે ભારે પુરુષાર્થ કરવો પડે છે લોભથી આત્માની કેવી હાલત થાય છે, તે અહીં તમને એક કથા દ્વારા જણાવીશુ

## મહર્ષિ કપિલની કથા

કપિલ રાજપુરોહિતનો પુત્ર હતો, પણ નાનપણમાં કંઇ ભણ્યો નહિ. તેણે બધો વખત રખડપટ્ટીમાં જ ગાળ્યો. જ્યારે તેના પિતા મરણ પામ્યા, ત્યારે પુરોહિતપણું બીજા બ્રાહ્મણ વિદ્વાનને ગયું. આ નવો પુરોહિત એક વાર તેનાં ઘર આગળથી નીકળ્યો, ત્યારે તેણે કસબી વસ્ત્રો પહેરેલાં હતાં, માથે મખમલનું છત્ર હતું, બે બાજુ દૂધ જેવા શ્વેત ચામરો વીંઝાઈ રહ્યા હતા અને તે એક જાતિવંત ઘોડા પર સવાર થયેલો હતો.

કપિલની માતા યશાને આ જોઈ ઘણું લાગી આવ્યું, 'જો મારો પુત્ર ભણ્યો-ગણ્યો હોત તો આ સાહેબી તેને મળત.' તે આ વિચાર કરતાં ખૂબ લાગણીવશ બની ગઈ, એટલે ઘરમાં જઈ ડૂસકે ડૂસકે રોવા લાગી. એવામાં કપિલ રખડીને ઘરમાં આવ્યો અને માતાને રડતી જોઈને પૂછવા લાગ્યો કે 'માતા ! તું કેમ રડે છે ? તારું માથું દુખે છે ? પેટ દુખે છે ? કહે તો વૈદને બોલાવી લાવું.'

ત્યારે માતાએ મોટો નીસાસો નાખ્યો અને કપાળ કૂટીને કહ્યું : 'ભાઈ! મારું માથું કે પેટ દુખતું નથી, પણ તારી આ અભણ અવસ્થા સાલે છે. જો તું ભણ્યો-ગણ્યો હોત ને પંડિત થયો હોત તો તારા પિતાને સ્થાને આવત અને આપણો માનમરતબો જળવાઇ રહેત. આજે આપણાં ઘર પાસેથી નવો પુરોહિત નીકળ્યો હતો, તેનો ઠાઠ જોયો હોત તો તને ખબર પડત કે પંડિતાઈનું કેવું માન હોય છે !'

માતાના આ વાક્યો કપિલના હૃદય સોંસરવા નીકળી ગયા તેણે તે જ દિવસે વિદ્યાભ્યાસ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો અને અનુક્રમે શ્રાવસ્તી નગરીએ જઈ પહોંચ્યો

શ્રાવસ્તીના ઇંદ્રદત્ત ઉપાધ્યાય દેશવિદેશમા જાણીતા હતા, એટલે તેમને ત્યા હજારો વિદ્યાર્થી ભણવા આવતા હતા તેમા જેઓ બે પૈસે સુખી હતા, તેઓ પદરનો ખર્ચ કરતા અને બાકીના માધુકરીથી પોતાનુ કામ નભાવી લેતા આગળ માધુકરી કરીને અભ્યાસ કરવો, એમા નાનમ લેખાતી ન હતી કપિલ ઇંદ્રદત્ત ઉપાધ્યાયની પાઠશાળામા દાખલ થયો

કપિલે થોડો વખત માધુકરી કરીને પોતાનુ કામ ચલાવ્યુ, પણ તેમા સમય વિશેષ જતો હોવાથી એક બીજી યોજના વિચારી તે એક શ્રીમત ગૃહસ્થ પાસે ગયો અને બધી હકીકત કહી ભોજનની સગવડ કરી આપવાની વિનતિ કરી એ દયાળુ શ્રીમતે તેને બાજુમા મનોરમા નામની એક વિધવા બ્રાહ્મણી હતી, તેને ત્યા ભોજનની સગવડ કરી આપી પેલા શ્રીમત તરફથી મનોરમાને ત્યા બે જણનુ સીધુ રોજ પહોંચવા લાગ્યુ

મનોરમા રસોઈ બનાવે અને કપિલ ત્યા આવીને જમી જાય આ સગવડથી કપિલને વિદ્યાભ્યાસમા સારી મદદ મળી, પણ બીજી બાજુ એક અનર્થ પેદા થયો મનોરમા બાળવિધવા હતી, તેણે સસારનો લ્હાવો લીધો ન હતો, તેનુ મન કપિલ તરફ આકર્ષાયુ અને તેણે ધીરે ધીરે એવી જાળ પાથરી કે કપિલ તેમા આબાદ ફસાઈ ગયો એક તો યુવાની અને તેમા એકાત, એ મનુષ્યનુ પતન કર્યા વિના કેમ રહે ?

કાળક્રમે મનોરમા ગર્ભવતી થઇ અને પૂરા દિવસો જવા લાગ્યા, ત્યારે ચિંતા થઈ કે હવે સુવાવડનો ખર્ચ શી રીતે મેળવીશું ? અને જે ત્રીજો જીવ આવશે, તેનું પાલન શી રીતે કરીશું ? મનોરમાએ એનો રસ્તો બતાવ્યો કે આ ગામનો રાજા જે બ્રાહ્મણ સવારમાં વહેલો આશીર્વાદ આપે તેને બે માસા સોનું દક્ષિણામાં આપે છે, માટે ત્યાં વહેલા જઈ, આશીર્વાદ આપી, બે માસા સોનુ લઈ આવો. તેનાથી આપણું કામ થઈ જશે.

બીજે દિવસે કપિલ સવારે ઉઠીને રાજમહેલે ગયો, ત્યાં કોઇ વિપ્રે આવીને આશીર્વાદ આપી દીધો હતો અને બે માસા સોનાની દક્ષિણા મેળવી લીધી હતી. કપિલે ત્રીજા દિવસે પ્રયત્ન કર્યો તો તેમાં પણ સફલતા મળી નહિ. આ રીતે લાગલગાટ તે આઠ દિવસ ગયો, પણ કોઈ ને કોઇ ભૂદેવ વહેલો આવી આશીર્વાદ આપી બે માસા સોનાની દક્ષિણા લઇ જતો. આથી કપિલ કંટાળ્યો અને તેણે ખૂબ વહેલા ઉઠી રાજમહેલમાં પ્રથમ પહોંચી જવાનો નિર્ણય કર્યો.

માણસનાં મનમાં જ્યારે કોઇપણ ધૂન સવાર થાય છે, ત્યારે તે આગળ-પાછળનો બીજો વિચાર કરતો નથી. તે ખૂબ વહેલો ઉઠયો ને રખે કોઇ બ્રાહ્મણ મારા કરતાં વહેલો પહોંચી જાય એ વિચારથી દોડવા લાગ્યો. હજી તો રાત્રિનો ચોથો પહોર પણ શરૂ થયો ન હતો, માણસોની અવરજવર સદંતર બંધ હતી અને થોડા ચોકિયાતો અહીંતહીં લટાર મારતા હતા. તેમણે કપિલને દોડતો જોયો, એટલે ચોર

માનીને પકડયો અને ચોકીએ બેસાડયો કપિલે તેને પોતાની વાત સમજાવવા પ્રયત્ન કર્યો, પણ તે તેમણે પૂરી સાભળી નહિ માત્ર એક જ જવાબ આપ્યો કે 'સવારે મહારાજા સમક્ષ રજૂ કરીએ ત્યારે જે જવાબ આપવો હોય તે આપજે અત્યારે કઈ પણ વિશેષ બોલવાની જરૂર નથી'

સવાર થયુ એટલે તેને રાજાની સન્મુખ રજૂ કરવામા આવ્યો કપિલને રાજદરબારમા આવવાનો આ પહેલો જ પ્રસગ હતો અને તેમા પણ તે ગુનેનાર બનીને આવ્યો હતો, એટલે થરથર ધ્રુજવા લાગ્યો રાજાને લાગ્યુ કે આ ખરો ચોર નથી તેણે પૂછયુ 'તુ જાતનો કોણ છે? અને રાત્રે રસ્તા પર શા માટે દોડતો હતો?'

કપિલે કહ્યુ 'મહારાજ! હુ જાતનો બ્રાહ્મણ છુ અને આપને આશીર્વાદ આપવા માટે આવતો હતો'

રાજાએ પૂછયુ 'પણ આટલા વહેલા?'

કપિલે કહ્યુ 'મહારાજ! આઠ દિવસથી પહેલો આશીર્વાદ આપવા પ્રયત્ન કરુ છુ, જેથી મને બે માસા સોનુ મળે, પણ તે મારા ભાગ્યમા લખાયેલુ નથી તેનો લાભ લેવા આજે બહુ વહેલો ઉઠયો ને કોઈ વહેલો ન પહોચી જાય તે માટે દોડવા લાગ્યો, તો આવી દુર્દશા થઈ'

રાજાએ કહ્યુ 'મને આશીર્વાદ આપવા તમે આટલી તકલીફ ઉઠાવી? અને માત્ર બે માસા સોના માટે? આ પરથી તમારી હાલત કેવી હશે તે સમજી શકુ છુ એ

ભૂદેવ ! હું તમારા પર પ્રસન્ન થઈને કહું છું કે તમારે જે માગવું હોય તે માગી લો. તમારી ઈચ્છા હું જરૂર પૂરી કરીશ.'

આફતનું વાદળ વીખરાઈ ગયું અને ઉપરથી મનગમતું માગવા કહ્યું, એટલે કપિલ સ્વસ્થ થયો, કંઈક આનંદમાં આવ્યો અને તેણે કહ્યું : 'મહારાજ ! મને થોડો સમય આપો તો વિચારીને માગું.'

રાજાએ કહ્યું : 'ભલે વિચારીને માગો.'

હવે કપિલ વિચાર કરે છે : 'શું માગું ? બે માસા સોનામાં તો કંઈ નહિ, માટે દશ સોનૈયા માગું. પણ દશ સોનૈયામાં ય શું થશે ? માટે પચાશ સોનૈયા માગવા દે.' વળી વિચાર આવ્યો કે 'પચાશ સોનૈયા કંઈ વધારે ન કહેવાય. એ તો થોડા વખતમાં વપરાઈ જાય, માટે પાંચસો સોનૈયા માગવા દે. રાજાના ખજાને ખોટ ક્યાં આવવાની છે ?'

ચાકડા પર ચડેલું ચપણિયું જેમ ઉપર જતું જાય તેમ પહોળું થતું જાય. લોભની પણ એ જ હાલત છે. જેમ તે આગળ ચાલે તેમ વિસ્તાર પામતો જ જાય.

કપિલ તો પાંચસો પરથી હજાર પર, હજાર પરથી, દશ હજાર પર, દશ હજાર પરથી લાખ પર અને લાખ પરથી ક્રોડ સોનૈયા પર આવી ગયો. વળી વિચાર આવ્યો કે કોટયાધિપતિ કરતાં સામાન્ય રાજ્યસત્તાવાળો ચડી જાય છે, માટે અડધું રાજ માગવા દે. પણ એમાં રાજા સમોવડિયો રહે. ત્યારે શું આખું-રાજ્ય માગી લઉં ?'

આ છેલ્લો વિચાર આવતા જ તેના મને આચકો ખાધો 'જે ગજાએ મારા પર મહેરબાની કરીને મારો મનોરથ પૂરો કરવાનુ પણ લીધુ, તેને જ ભાવો બનાવી દેવો ? ના, ના, આ તો ઉચિત કહેવાય નહિ ત્યારે શું અડધુ રાજ્ય લેવુ ? ના, ના, એમા પણ મમોવડિયા થવું પડે અને ઉપકારીને દુભવવો પડે ત્યારે શુ ક્રોડ સોનૈયા જ માગવા ? પણ એટલા બધાને શુ કરવા છે ? વધારે હશે તો આફત ઉતરી પડશે ત્યારે શુ લાખ સોનૈયા માગુ કે જેથી એક હવેલી બને અને મારો બધો વ્યવહાર સગ્લતાપૂર્વક ચાલે ?' પરતુ અતરે તે વાત પણ કબૂલ રાખી નહિ 'આટલા બધા પૈસા હશે તો મોજશોખ વધશે અને ઉત્તમ જીવન ગાળી શકાશે નહિ ત્યારે શુ કરુ ? હજાર માગુ ? સો માગુ ? પચાસ માગુ ? પચીસ માગુ ?' વધારે વિચાર કરતા તેને એમ લાગ્યુ કે 'મારે કોઈ પણ જાતની વધારે માગણી કરવી નહિ, પણ સુવાવડના ખર્ચ જેટલા માત્ર પાચ સોનયાજ માગવા '

પરંતુ ગાડી સનળા પાટે ચડી હતી, એટલે અતરને તે પણ ગમ્યુ નહિ તેણે વિચાર કર્યો કે 'હુ તો બે માસા સોનુ લેવા આવ્યો હતો અને ગજાએ ભલમનસાઈ બતાવી, એટલે તેનો લાભ લેવા તૈયાર થઈ ગયો, આ ઠીક કહેવાય નહિ એટલે બે માસા સોનુ માગવું તે જ વ્યાજબી છે'

વળી વિચાર આવ્યો 'જ્યા લોભ છે, ત્યા જ દીનતા છે માટે કઈ પણ ન માગના સતોષને ધારણ કરવો ખરેખર ! આ જગતમા સતોષ જેવું કોઈ સુખ નથી હુ જગ જેટલી

તૃષ્ણામાં પડયો, એટલે મારો વિદ્યાભ્યાસ ચૂકયો, ચારિત્રથી ભ્રષ્ટ થયો અને આ યાચના કરવાની સ્થિતિમાં મૂકાયો. આ તૃષ્ણાથી જ સર્યું.'

થોડી વાર પછી રાજાએ પૂછયું: 'ભૂદેવ! શું માગવાનો વિચાર કર્યો?'

કપિલે કહ્યુ: 'મહારાજ! કંઈ પણ માગવું નથી.'

રાજાએ કહ્યું: 'એમ શા માટે?'

કપિલે કહ્યુ: 'હે રાજન્! લોભને થોભ નથી. જેમ જેમ લાભ થતો જાય છે, તેમ તેમ લોભ વધતો જાય છે. માટે એ લોભથી જ સર્યું.'

રાજાએ કહ્યું: 'પણ આવો વિચાર કરશો તો તમારો નિર્વાહ કેમ ચાલશે? માટે હું ખુશી થઇને તમને ક્રોડ સોનૈયા આપુ છું. તેનો તમે સ્વીકાર કરો.'

કપિલે કહ્યું: 'રાજન્! જયાં સુધી મનમાં તૃષ્ણા હતી, ત્યાં સુધી એમ લાગતું હતું કે ધન એ સુખનું અનિવાર્ય સાધન છે, પણ હવે એ તૃષ્ણાનો ત્યાગ થતાં ધનની કોઈ આવશ્યકતા નથી. સંતોષ એ જ પરમ ધન છે અને તેને પ્રાપ્ત કરવાથી હું સુખી છું.'

એમ કહી કપિલ ત્યાંથી ચાલી નીકળ્યો અને રાજા તથા અન્ય સભાજનોએ તેની નિઃસ્પૃહતાનાં ભારોભાર વખાણ કર્યાં.

વિષય એ પણ એક જાતની તૃષ્ણા છે, એટલે કપિલે તેનો પણ ત્યાગ કર્યો અને 'મુક્તિનું સુખ અપાવે એ જ સાચી વિદ્યા' એમ માની પાઠશાળાનો પણ ત્યાગ કર્યો. પછી

કોઈ નિર્ગ્રંથ મુનિ પાસે (પાચ) મહાવ્રતો ધારણ કરી ચારિત્રનુ નિરતિચાર પાલન કરવા લાગ્યા આવી છ જ માસમા તેઓ આત્માની સપૂર્ણ શુદ્ધિ કરી કેવળજ્ઞાની બન્યા અને લોકોને સત્ય ધર્મને ઉપદેશ કરવા લાગ્યા

## (૧૦) સૂક્ષ્મસપરાયગુણસ્થાન

આત્મા સ્થૂલ કષાયોથી સર્વથા નિવૃત્તિ પામ્યો હોય, પણ સૂક્ષ્મ કષાયોથી યુક્ત હોય એવી આત્માની અવસ્થા વિશેષ તે સૂક્ષ્મસપરાય-ગુણસ્થાન અહીં સપરાયનો અર્થ કષાય સમજવાનો છે

આ ગુણસ્થાને ક્રોધ, માન ક માયા હોતા નથી, પણ લોભનો ઉદય હોય છે તેને અતિ પાતળો પાડવામા આવે છે, સૂક્ષ્મ બનાવી દેવામા આવે છે, તે ઉદયમાથી છેલ્લા સમયમા જાય છે

આ ગુણસ્થાનની સ્થિતિ પણ અતર્મુહૂર્તની જ છે

## (૧૧) ઉપશાતમોહગુણસ્થાન

ઉપશમશ્રેણિ કરતા જીવ દશમા ગુણસ્થાનેથી અગિયારમા ગુણસ્થાને આવે છે, પણ ક્ષપક શ્રેણિ કરતો જીવ આ સ્થાને ન આવતા સીધો બારમા ગુણસ્થાને પહોચી જાય છે પેસેન્જર ટ્રેન હોય તો દરેક સ્ટેશને ઊભી રહે, પણ ફાસ્ટ ટ્રેન હોય તો વચલા સ્ટેશનો છોડી દે અહીં ક્ષપકશ્રેણિને ફાસ્ટ ટ્રેન જેવી સમજવાની છે

જ્યા બધા મોહનીય કર્મો અમુક સમય સુધી ઉપશાત

થઈ જાય એવી આત્માની અવસ્થાવિશેષને ઉપશાંતમોહ ગુણસ્થાન કહેવામાં આવે છે.

આ ગુણસ્થાને આવેલો જીવ જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી એક અંતર્મુહૂર્ત પર્યંત વીતરાગદશા અનુભવે છે. ત્યાર બાદ ઉપશાંત કરેલાં કષાયમોહનીય કર્મનો ઉદય થતાં ફરી તે મોહના પાશથી બંધાય છે. અહીંથી પડનારો છઠ્ઠે સાતમે, પાંચમે, ચોથે કે પહેલે પણ પહોંચી જાય છે.

## (૧૨) ક્ષીણમોહગુણસ્થાન

જેનું મોહનીય કર્મ સર્વથા ક્ષીણ થયું હોય, તેની અવસ્થાવિશેષને ક્ષીણમોહગુણસ્થાન કહેવાય છે. આ ગુણસ્થાને સંજ્વલન લોભનો ક્ષય થતાં સકળ મોહનીય કર્મનો ક્ષય થાય છે.

અનંત અનંત વર્ષોથી જેનું આત્મા પર વર્ચસ્વ હતું, દબાણ હતું, તે ચાલ્યા જતાં આત્માને કેવો આનદ થતો હશે? કેવી શાંતિ મળતી હશે? તેની કલ્પના કરો. આ ગુણસ્થાનને પામેલો આત્મા વીતરાગી કહેવાય અને વીતરાગી જેવું સુખ આ જગતમાં કોઈને પણ નથી, એ વાત અમે આગળ વિસ્તારથી સમજાવી છે.

અનંતાનુબંધી ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયનો ઉપશમ, ક્ષયોપશમ કે ક્ષય જીવ ચોથા ગુણસ્થાને કરે છે, અપ્રત્યાખ્યાનીય ચાર કષાયનો ઉપશમ અથવા ક્ષયોપશમ જીવ પાંચમા ગુણસ્થાને કરે છે, પ્રત્યાખ્યાનીય ચાર કષાયનો ઉપશમ અથવા ક્ષયોપશમ અથવા ક્ષય કરવા

માટે જીવ છઠ્ઠા અને સાતમા ગુણસ્થાને પોતાની શુદ્ધિ વધારતો રહે છે આઠમા ગુણસ્થાને ઉપશમ કે ક્ષપકશ્રેણિ માડતો જીવ નવમા ગુણસ્થાને સજ્વલન લોભ સિવાયની બાકીની સર્વ કષાય-નોકષાય મોહનીય કર્મની પ્રકૃતિઓનો ઉપશમ અથવા ક્ષય કરે છે દશમા સૂક્ષ્મસપરાયગુણસ્થાને જીવ એ શ્રેણિમા આગળ વધી છેલ્લા સમયે સજ્વલન લોભનો ઉદય અટકાવે છે

ઉપશમક જીવ અગિયારમા ઉપશાતમોહગુણસ્થાનકથી પાછો પડે છે, જ્યારે ક્ષપક જીવ અગિયારમુ ગુણસ્થાન ઓળગી બારમા ગુણસ્થાને આવે છે અને શુકલધ્યાનના બે પાયાનુ ધ્યાન સ્વીકારે છે

આ ગુણસ્થાનની સ્થિતિ એક અતર્મુહૂર્તની છે અને તે ક્ષપક જીવને જ હોય છે બારમા ગુણસ્થાનના છેલ્લા સમયે બાકીના ત્રણ ઘાતીકર્મનો નાશ થાય છે

## (૧૩) સયોગિકેવલિગુણસ્થાન

શુકલધ્યાનનો બીજો પાયો પૂરો થતા જ જીવ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અતરાયકર્મનો ક્ષય કરે છે એટલે ચારે ઘાતીકર્મનો ક્ષય થાય છે અને તેથી કેવળજ્ઞાન અને કેવળદર્શનની પ્રાપ્તિ કરે છે અને સયોગિકેવલી નામના તેરમા ગુણસ્થાને આવે છે હવે તેને વેદનીય, આયુષ્ય, નામ અને ગોત્ર એ ચાર અઘાતી કર્મનો ક્ષય કરવાનો બાકી રહે છે આ ગુણસ્થાને આત્મા પૂર્ણ વીતરાગતા

વાળો હોવાથી તે આ અઘાતી કર્મના વિપાક સહજ અને સમભાવે ભોગવે છે.

આ કેવળજ્ઞાની પરમાત્માને પણ મન, વચન અને કાયાની પ્રવૃત્તિરૂપ યોગ હોય છે, તેથી તે સયોગી કહેવાય છે. સયોગિકેવલી આત્માની જે અવસ્થાવિશેષ તે સયોગિ-કેવલિ-ગુણસ્થાન.

આ ગુણસ્થાને વર્તતા સામાન્ય કેવળી ભવ્ય જીવોને ઉપદેશ આપતા ગ્રામનુગ્રામ વિચરે છે, જ્યારે કેવળજ્ઞાનને પ્રાપ્ત કરનાર અર્હંતો—તીર્થંકરો પોતાનાં તીર્થંકરનામકર્મને વેદતાં પ્રવચન અને સંઘરૂપી તીર્થની સ્થાપના કરી ભવ્ય જીવોને તરવાનું એક મહાન સાધન પૂરું પાડે છે.

આ ગુણસ્થાને વર્તતા જીવને કોઈ પણ પ્રકારનું ધ્યાન હોતું નથી, પણ ધ્યાનાંતરિકા એટલે જીવનમુક્ત દશા હોય છે. આ ગુણસ્થાને રહેલો આત્મા જીવનમુક્ત પરમાત્મા કહેવાય છે. આ ગુણસ્થાનની સ્થિતિ જઘન્યથી અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટથી દેશોનકોટિપૂર્વ એટલે ક્રોડ પૂર્વમાં આઠ વર્ષ ન્યૂન હોય છે.

આ ગુણસ્થાનના જીવને બાકી રહેલ અઘાતી સર્વ કર્મનો ક્ષય કરવા યોગવિરોધ કરવાનો હોય છે. પરંતુ તે પહેલાં જો અઘાતી કર્મોમાં તરતમતા હોય તો તે દૂર કરવાની આવશ્યકતા રહે છે. વધારે સ્પષ્ટ કહીએ તો વેદનીય, નામ અને ગોત્ર એ ત્રણમાંના એક, બે કે ત્રણેની સ્થિતિ આયુષ્યકર્મ કરતાં કંઈક અધિક હોય તો ચારે અઘાતી

કર્મને સમસ્થિતિના બનાવવા માટે કેવલી સમુદ્ઘાત નામની ક્રિયા કરવી પડે છે કે જેનુ વર્ણન અમે પ્રસગોપાત્ત **આત્માની અખડતા** નામના પાચમા વ્યાખ્યાનમા કરેલુ છે

## (૧૪) અયોગિકેવલિગુણસ્થાન

સયોગિકેવલી જ્યારે મન, વચન અને કાયાના યોગનો નિરોધ કરી અયોગી એટલે યોગરહિત બને ત્યારે તેની અવસ્થાવિશેષને અયોગી કેવલી ગુણસ્થાન કહેવામા આવે છે

અયોગિકેવલી યોગવિરોધ કયા ક્રમે કરે છે તે તમને જણાવીશું ત્રિવિધ યોગ બાદર અને સૂક્ષ્મ એમ બને પ્રકારનો હોય છે તેમા પ્રથમ બાદર કાયયોગ વડે બાદર મનયોગનો નિરોધ કરે છે, પછી બાદર વચનયોગનો નિરોધ કરે છે આમ ત્રણ પ્રકારના બાદર યોગમાથી બે બાદર યોગ જવાથી એક બાદર કાયયોગ બાકી રહે છે પછી સૂક્ષ્મ કાયયોગે કરી એ બાદર કાયયોગનો નિરોધ કરે, સૂક્ષ્મ મનોયોગનો નિરોધ કરે અને સૂક્ષ્મ વચનયોગનો નિરોધ કરે એટલે કેવળ સૂક્ષ્મ કાયયોગ બાકી રહે ત્યા ત્રીજુ સૂક્ષ્મ-ક્રિયા અપ્રતિપાતી નામનુ બીજુ શુક્લધ્યાન શરૂ કરે અને તે વડે સૂક્ષ્મ કાયયોગનો પણ નિરોધ કરે આ વખતે જીવના બધા પ્રદેશો મેરુ શૈલ જેવા નિષ્પ્રકપ થાય તેને શૈલેશીકરણ થયું કહેવાય આ ગુણસ્થાનનો કાળ અ, ઈ, ઉ, ઋ, ૡ એ પાચ હ્રસ્વ અક્ષરો બોલીએ એટલો છે અહીં સમુચ્છિન્ન ક્રિયાઽનિવૃત્તિ નામનુ ચોથુ શુક્લધ્યાન હોય છે આ ધ્યાનના અતે જીવ સકલ અઘાતી કર્મનો

ક્ષય કરી પોતાની સ્વાભાવિક ઊર્ધ્વગતિએ લોકના અગ્રભાગે સિદ્ધશિલામાં રહેલા સિદ્ધસ્થાનમાં પહોંચી ત્યાં સ્થિર થાય છે. આ વખતે તેની અવગાહના છેલ્લાં શરીરની અવગાહના કરતાં ૨/૩ ભાગ જેટલી હોય છે.

આત્માની ઊર્ધ્વગતિ માટે ચાર કારણો સમજવા જેવાં છે: પૂર્વપ્રયોગ, અસંગત્વ, બંધચ્છેદ અને ગતિપરિણામ. જેમ કુંભારના ચાકડામાં, હિંડોલામાં કે બાણમાં પૂર્વપ્રયોગથી ગતિ થાય છે, તેવી રીતે અહીં પૂર્વપ્રયોગથી ગતિ થાય છે. જેમ માટીના લેપનો સંગ જવાથી પાણીમાં તુંબડીની ઊર્ધ્વગતિ થાય છે, તેમ કર્મરૂપી લેપ જવાથી આત્માની ઊર્ધ્વગતિ થાય છે. જેમ એરંડાના બીજ ઉપરનું બંધન છેદાઈ જવાથી એરંડબીજની ઊર્ધ્વગતિ થાય છે, તેમ કર્મરૂપ બંધના છેદથી જીવની ઊર્ધ્વગતિ થાય છે. જીવની સ્વાભાવિક ગતિ ઊર્ધ્વ છે, એટલે તે ઊંચે જાય છે. જેની સ્વાભાવિક ગતિ નીચી હોય તે નીચે જાય. જેમ કે ધૂળ, ઢેફું, પત્થર

ગુણસ્થાનનો વિષય અહીં પૂરો થાય છે. તે આત્માના વિકાસ સંબંધી ઘણું ઘણું કહી જાય છે અને કર્મનાં સ્વરૂપનો પણ સૂક્ષ્મ ખ્યાલ આપી જાય છે. ગુણસ્થાનનો ક્રમ સમજી જે આત્માઓ ઉત્તરોત્તર ઊંચા ગુણસ્થાનને પ્રાપ્ત કરશે, તેઓ અનંત સુખનાં ધામરૂપ મોક્ષમહાલયમાં જરૂર બિરાજી શકશે.

વિશેષ અવસરે કહેવાશે.



## વ્યાખ્યાન તેત્રીશમું
## કર્મની નિર્જરા

મહાનુભાવો !

આ સંસારનો સર્વ પ્રપંચ કર્મને આધીન છે જો કર્મ ન હોય તો નરકાદિ ચાર ગતિઓ ન હોય, સ્થૂલ કે સૂક્ષ્મ શરીર ન હોય, જન્મ-મરણની પરંપરા ન હોય અને વિવિધ પ્રકારના દુ ખો પણ ન હોય જો કર્મ જાય તો બધું જાય, તેથી સુખ-શાંતિના ઇચ્છુક તરીકે આપણે તેને કાઢવાની-દૂર કરવાની કોશીશ કરવી જોઈએ

કર્મને શી રીતે દૂર કરવા ? એ કઈ ઢોર નથી કે તેને લાકડી મારીને દૂર કરી શકાય એ કઈ માણસ નથી કે તેને બાવડું પકડીને બાજુએ બેસાડી શકાય એ કઈ ધૂળ નથી કે તેને ખખેરીને ઝાટકી નખાય એ પુદ્ગલની પેદાશ છે, પણ સ્વરૂપમા અત્યત સૂક્ષ્મ છે, તેથી નરી આખે જોઈ શકાય એવા નથી કદાચ સૂક્ષ્મદર્શક યત્ર મોટો અને તે ઘણું શક્તિવાળુ હોય તો પણ કર્મને જોઈ શકાય નહિ જે વસ્તુ જોઈ શકાય નહિ, તેને પકડવી શી રીતે અને બહાર કાઢવી શી રીતે ? એ એક મોટો પ્રશ્ન છે પરતુ મનુષ્યમા એટલી બુદ્ધિ છે કે તે અદશ્ય વસ્તુને પણ પકડી શકે છે અને તેને બહાર કાઢી શકે છે આ વસ્તુ તમને એક દૃષ્ટાંતથી સમજાવીશું

## અદશ્ય રહેતો ચોર કેવી રીતે પકડાયો ?

એક ચોર પાસે અદ્ભુત અંજન હતું. તેનો પ્રયોગ કરવાથી તે અદૃશ્ય થઈ શકતો. તે આ રીતે રોજ અદૃશ્ય થઈને રાજાના મહેલમાં દાખલ થઈ જતો અને ત્યાં રાજાનાં ભાણામાં જે કંઈ પીરસ્યું હોય તે ખાઈ જતો. રાજાની રસોઈ ઉત્તમોત્તમ હોય, એટલે તેનો સ્વાદ એની દાઢમાં રહી ગયો હતો.

રાજા દિન-પ્રતિદિન દુબળો પડવા મંડયો. આથી મન્ત્રીએ કહ્યું : ' હે મહારાજ ! આપનું શરીર દિન-પ્રતિદિન દુબળું પડતું જાય છે. વળી તેની કાંતિ પણ ઓછી થતી રહી છે, તો શું કોઇ ગુપ્ત રોગ આપને લાગુ પડ્યો છે? અથવા ભોજન ભાવતું નથી કે ભૂખ બરાબર લાગતી નથી? જે કંઈ હોય તે ખુલ્લાં દિલે જણાવો કે જેથી તેનો ઉપાય થઈ શકે.'

રાજાએ કહ્યું : ' મંત્રીશ્વર ! એ વાત કહેતાં મને શરમ આવે છે.'

મંત્રીએ કહ્યું : ' મહારાજ ! શરીરની બાબતમાં શરમ રાખવી કે ઉપેક્ષા કરવી યોગ્ય નથી. શરીર છે તો બધું છે. માટે આપ જે કંઈ હોય તે સુખેથી જણાવો.'

રાજાએ કહ્યું : ' મંત્રીશ્વર ! મને કોઇ ગુપ્ત રોગ લાગુ પડયો નથી. પણ જે ભોજન મને પીરસાય છે, તે પૂરું પેટમાં જતું નથી. ભરેલાં ભાણામાંથી હું થોડા કોળિયા જમું છું કે તે ભોજન ખલાસ થઇ જાય છે. પછી રસોઈયા

પામે વસ્તુની વારવાર માગણી કરતાં મને શરમ આવે છે આ રીતે પોષણનો અભાવ થવાથી મારુ શરીર દિન-પ્રતિ દિન દુબળુ પડતું જાય છે ’

મત્રીએ કહ્યુ ‘મહારાજ ! જો આપના દુબળા પડવાનુ આ જ કારણ હોય તો હુ એનો ઉપાય જરૂર કરીશ ’

રાજાએ કહેલી સવ હકીકત પર ઊડો વિચાર કરતા મત્રી એવા નિર્ણય પર આવ્યો કે ‘અહીં કોઈ પુરુષ અજન વગેરેના પ્રયોગથી અદૃશ્ય થઈને આવે છે અને તે રાજાના ભાણામા પીરસેલુ ખાઈ જાય છે માટે તેને પકડી પાડવો ’

અદૃશ્ય પુરુષને પકડવાનુ કામ સહેલુ નહિ, પણ મત્રી મહાબુદ્ધિમાન હતો, એટલે તેણે અદૃશ્ય પુરુષને પકડી પાડવાની યોજના ઘડી રાજાના ભોજનખડમા પ્રવેશવાનો જે માર્ગ હતો, ત્યા સૂક્ષ્મ રજ પથરાવી દીધી અને નોકરોને હુકમ કર્યો કે પોતે સકેત કરે ત્યારે ભોજનખડના બધા બારણા બધ કરી દેવા પછી તે પોતે ભોજનખડમા એક જગાએ ગોઠવાઈ ગયો અને હવે શુ બને છે, તે જોવા લાગ્યો

રાજા સ્નાન-પૂજા કરીને તથા યોગ્ય વસ્ત્રાલકારો ધારણ કરીને રોજના સમય મુજબ ભોજનખડમા આવ્યો અને પોતાના આસને બેઠો તેની આગળ થાળ મૂકાયુ એવામા પેલો ચમત્કારિક ચોર આવ્યો મત્રીએ સૂક્ષ્મ રજમા તેના પગલા પડેલા જોયા, એટલે સકેત કર્યો અને ભોજનખડના બધા બારણા જોતજોતામા બધ થઈ ગયા પછી મત્રીના

હુકમ મુજબ ત્યાં લીલાં લાકડાં અને અમુક વનસ્પતિને સળગાવી તેનો ધૂમાડો કરવામાં આવ્યો. આ ધૂમાડો બહુ જોરદાર હતો, એટલે ચોરની આંખમાંથી આંસુની ધારા વહેવા માંડી અને તેની સાથે પેલું અંજન ધોવાઇને નીકળી ગયું.

જેની તાકાતથી પોતે અદૃશ્ય થતો હતો, તે વસ્તુ ચાલી ગઈ, એટલે તે દૃશ્ય થયો, સહુનાં જોવામાં આવ્યો અને રાજસેવકોએ તેને પકડી લીધો. રાજાએ તેનો ભયંકર તિરસ્કાર કર્યો અને શૂળીની સજા ફરમાવી, તથા મંત્રીને મોટું ઇનામ આપ્યું.

કહેવાનું તાત્પર્ય એ છે કે અદૃશ્ય વસ્તુઓ નજરે જોઇ શકાતી નથી, પણ તેને યુક્તિથી પકડી શકાય છે અને દૂર પણ કરી શકાય છે.

## કર્મને કાઢવાનો ઉપાય

કર્મને દૂર કરવા માટે તેને પકડવાની જરૂર નથી, પણ એવો કોઇ ઉપાય અજમાવવો જોઈએ કે જેની અસરને લીધે તે પોતે આત્માથી છૂટા પડી જાય. આવો ઉપાય મહાપુરુષોએ આપણને બતાવ્યો છે. તેઓ કહે છે:

मलं स्वर्णगतं वह्निर्हंसः क्षीरगतं जलम् ।
यथा पृथक्करोत्येव, जन्तोः कर्ममलं तपः ॥

'જેમ સુવર્ણમાં રહેલા મેલને અગ્નિ જૂદો પાડે છે, તથા દૂધમાં રહેલાં જલને હંસ જૂદું પાડે છે, તેમ પ્રાણીઓના આત્મામાં રહેલાં કર્મના મેલને તપ જૂદો પાડે છે.'

જો તમે કોઇ ફોજદારી ખટલામા સડોવાયા હો અને તેમાથી બચી શકો તેમ ન હો તો કોઇ સોલીસીટર કે બેરિસ્ટર પાસે જાઓ છો અને બચાવના ઉપાય માટે તે કહે તેટલા પૈસા આપો છો, અથવા તમારા કારખાનામા કોઇ માલ બગડી જતો હોય તો તેને બચાવવાનો ઉપાય મેળવવા માટે તમે નિષ્ણાતોનુ ગજવુ ભરી દો છો અથવા તમને કોઇ ભયકર રોગ ખૂબ ખૂબ પીડા ઉપજાવી રહ્યો હોય તો તેને દૂર કરનારા ઉપાય માટે તમે તમારી અર્ધી મિલકત ખર્ચી નાખો છો તો કર્મના બદિખાનામાથી છોડાવનાર, સમસ્ત જીવન બગડી જતું અટકાવનાર અને ભવ રોગમાથી મુકત કરનાર આ ઉપાયનુ મૂલ્ય શું ચૂકવશો ? મહાપુરુષો તો પરોપકારના પણવાળા હોય છે, એટલે તેઓ તમારી પાસેથી કોઈ મૂલ્યની આશા રાખતા નથી, પણ એટલુ જરૂર ઇચ્છે છે કે તમે આ ઉપાયને પૂરી નિષ્ઠાથી અજમાવો અને વહેલી તકે ભવપર પરામાથી મુક્ત થાઓ

કોઇ એમ માનતું હોય કે ‘ તપ તો નવા બધાયેલા કર્મને છૂટા પાડતું હશે, બહુ જૂના થઇ ગયેલા કર્મ પર તેની અસર થતી નહિ હોય,’ તો મહાપુરુષોએ એ ભ્રમ ભાગ્યો છે તેઓ સ્પષ્ટ શબ્દોમા કહે છે કે भवकोडीसंचियं कम्मं, तवसा निज्जरिज्जइ–કોડો ભવમા સચિત કરેલુ કર્મ તપ વડે નિર્જરાય છે, ક્ષય પામે છે ’

આનો અર્થ એ થયો કે અત્યારે જેટલા કર્મો સત્તામા છે, તે બધાનો ક્ષય કરવો હોય તો તપનો આશ્રય લેવો જોઈ એ

પ્રશ્ન–તપ વિના કર્મ ખપે કે નહિ ?

ઉત્તર–અજાણપણે ટાઢ, તાપ તથા બીજાં કષ્ટો સહન કરતાં કેટલાંક કર્મ ખપે છે, પણ તેમાં નિર્જરાનું પ્રમાણ બહુ ઓછું હોય છે. આ રીતે જે કર્મ ખપે તેને શાસ્ત્રમાં અકામનિર્જરા કહેવામાં આવે છે.

પ્રશ્ન–તપ કરનારને કેવી નિર્જરા હોય ?

ઉત્તર–જે તપમાં અહિંસા કે આત્મશુદ્ધિનો વિચાર મુખ્ય ન હોય તેનાથી કર્મની નિર્જરા અલ્પ થાય અને જે તપમાં અહિંસા કે આત્મશુદ્ધિનો વિચાર મુખ્ય હોય તેનાથી કર્મની નિર્જરા ઘણી થાય. સમજણપૂર્વક તપ કરવાથી કર્મની જે નિર્જરા થાય તેને સકામનિર્જરા કહેવાય છે. જીવની પ્રાથમિક દશામાં અકામનિર્જરા ઉપયોગી નીવડે છે, પણ ખરી પ્રગતિ તો સકામનિર્જરાથી જ થાય છે. અકામ-નિર્જરાને આપણે પાંચ હોર્સપાવરનું એંજિન ગણીએ તો સકામનિર્જરા એ પાંચસો હોર્સપાવરનું એંજિન છે.

પ્રશ્ન–જીવ સમયે સમયે કર્મની નિર્જરા કરે છે, તો આજ સુધીમાં તે સકલ કર્મનો ક્ષય કેમ કરી ન શક્યો ?

ઉત્તર–એક કોઠીમાંથી રોજ થોડું થોડું ધાન્ય કાઢવામાં આવતું હોય, પણ ઉપરથી તેમાં એટલું જ બીજું ધાન્ય પડતું હોય તો એ કોઠી ક્યારે ખાલી થાય ? આત્માની સ્થિતિ પણ એવી જ સમજો. તે સમયે સમયે કર્મની નિર્જરા કરે છે, તેમ નવાં કર્મો બાંધતો રહે છે, એટલે સકલ કર્મનો ક્ષય કેવી રીતે થાય ? એ માટે તો કર્મો

બધાય ઓછા અને ખપે વધારે એવી સ્થિતિ પેદા કરવી જોઈએ આવી સ્થિતિ તપથી પેદા થાય છે, માટે જ તેને નિર્જરાનો ઉપાય માનવામાં આવ્યો છે આ જ સુધીમા જે આત્માઓએ સકલ કર્મની નિર્જરા કરી તે તપને લીધે જ કરી છે આજે જે આત્માઓ મહાવિદેહાદિ ક્ષેત્રોમા સકલ કર્મની નિર્જરા કરી રહ્યા છે તે તપને લીધે જ કરે છે અને હવે પછી જે આત્માઓ સકલ કર્મની નિર્જરા કરશે, એ પણ તપને લીધે જ કરશે

પ્રશ્ન–ઈલાચીકુમારે વાસ પર ખેલ કરતા તેરમા ગુણ સ્થાનને સ્પર્શ્યું અને તેઓ કેવલજ્ઞાની થયા, ત્યા તપ શી રીતે થયુ ?

ઉત્તર—ઘણા નટો એ રીતે વાસ પર ખેલ કરે છે, પણ તે બધાને કેવળજ્ઞાન થતું નથી, વળી ઈલાચીકુમારે પોતે પણ ત્યા એ જ પ્રમાણે ચાર વાર ખેલ કર્યો હતો, પણ તેમને કેવળજ્ઞાન થયુ ન હતું, એટલે કેવળજ્ઞાન–ઉત્પન્ન થવામા કોઈ અસાધારણ કારણ હોવુ જોઈએ આ કારણ કેવી રીતે ઉત્પન્ન થયુ તે પણ જોઈએ ઈલાચીકુમાર વાસ પર પાચમી વાર ખેલ કરવા ચડ્યા, ત્યારે તેમની નજર બાજુની હવેલીમા ગઈ, ત્યા એક નવયૌવના સ્ત્રીને હાથમા મોદકનો થાળ લઈને સાધુ મુનિરાજને વિનતિ કરતા જોઈ તે લ્યો લ્યો કરે છે, પણ મુનિરાજ લેતા નથી, એટલુ જ નહિ પણ તેની સામે આખ ઊંચી કરીને જોતા પણ નથી આથી ઈલાચીકુમારની વિચારધારા બદલાય છે અધ્યવ–

સાયમાં પલટો થાય છે અને તે ધર્મધ્યાનની ધારાએ ચડી શુક્લધ્યાનમાં પ્રવેશ કરે છે. એમ કરતાં તે શુક્લધ્યાનના બીજે પાયે આવે છે, એટલે ચાર ઘાતીકર્મોનો ક્ષય કરી કેવળજ્ઞાન પામે છે. અહીં જે ધર્મધ્યાન અને શુક્લધ્યાનની પ્રવૃત્તિ થઈ તે એક પ્રકારનું તપ જ છે.

તપનો અર્થ તમે ઉપવાસ, આયંબિલ અને એકાસણું વગેરે સમજ્યા હો તો તે પૂરતો નથી. તપનો અર્થ ઘણો વિશાળ છે. તેમાં બાહ્ય શુદ્ધિ અને અભ્યંતર શુદ્ધિને લગતી અનેક ક્રિયાઓનો સમાવેશ થાય છે અને તેથી તપના બાહ્ય અને અભ્યંતર એવા બે વિભાગો માનવામાં આવ્યા છે. અનશન, ઊનોદરિકા, વૃત્તિસંક્ષેપ, રસત્યાગ, કાયક્લેશ અને સંલીનતા એ બાહ્ય તપના છ ભેદો છે અને પ્રાયશ્ચિત્ત, વિનય, વૈયાવૃત્ત્ય, સ્વાધ્યાય, ધ્યાન અને વ્યુત્સર્ગ એ અભ્યંતર તપના છ ભેદો છે.

આ રીતે ધ્યાનરૂપી તપનો આશ્રય લેવાથી ઈલાચી-કુમાર કેવળજ્ઞાન પામ્યા, એટલે અમારાં કથનમાં કોઈ બાધ આવતો નથી.

## બાર પ્રકારનું તપ

હવે તમને કર્મની નિર્જરામાં કારણભૂત એવા બાર પ્રકારનાં તપનો પરિચય કરાવીશું.

(૧) **અનશન :** જેમાં અશન એટલે ભોજનનો ત્યાગ હોય છે અને આયંબિલ તથા એકાશનમાં એકથી વધુ વારના ભોજનનો સર્વથા ત્યાગ હોય છે. ઉપવાસ, આયંબિલ, એકા-

શન વગેરે કરવાથી ઇંદ્રિયો શાંત રહે છે અને તેથી અભ્યંતર શુદ્ધિમાં મદદ મળે છે શ્રી મહાવીર પ્રભુએ સાધનાકાળ દરમિયાન ઉપવાસનો આશ્રય ઘણો લીધો હતો ૪૫૧૫ દિવસના સાધનાકાળમાં તેમણે ૪૧૬૬ ઉપવાસ કર્યાં હતા, એટલે પારણાના દિવસો તો માત્ર ૩૪૯ જ હતા ! પારણાના દિવસે પણ તેઓ લૂખો ભાત, અડદના બાકળા, માથવો વગેરે લેતા, એટલે રસત્યાગનું તપ થતું તેમાં વૃત્તિસંક્ષેપ પણ કરતા એટલે અભિગ્રહ રાખતા ચંદનબાળાના હાથે પારણું થયું એ અભિગ્રહ કેટલો ઉગ્ર હતો ? આયંબિલની તપશ્ચર્યા પણ જિનશાસનમાં ખૂબ થતી આવી છે અને આજે પણ વર્ધમાનતપની સો ઓળીઓ પૂરી કરનાર ભવ્યાત્માઓ વિદ્યમાન છે

(૨) ઊનોદરિકા જમતી વખતે પેટને જરા ઊણું રાખવું-અપૂરું રાખવું એ ઊનોદરિકા કહેવાય પુરુષનો આહાર બત્રીશ કોળિયા અને સ્ત્રીનો આહાર અઠ્ઠાવીસ કોળિયાનો કહ્યો છે તેમાં કોળિયાનું પ્રમાણ કુકડીના ઇંડા જેટલું કે મોઢું વધારે પહોળું કર્યા સિવાય સરલતાથી ખાઈ શકાય એટલું કહ્યું છે આહાર ઓછો કરવાથી શરીર અને મન સ્ફૂર્તિમાં રહે છે, તેથી સ્વાધ્યાય તથા ધ્યાનની પ્રવૃત્તિ સારી રીતે થઈ શકે છે અને બ્રહ્મચર્યપાલનમાં પણ મદદ મળે છે ઠાંસીને ખાવું એ આરોગ્યની દૃષ્ટિએ અહિતકર છે અને ધર્મારાધનની દૃષ્ટિએ પણ અહિતકર છે કોઈ અનુભવીએ કહ્યું છે કે 'આંખે નિર્મલા, દાંતે લૂણ, પેટ ન ભરિયે ચારે ખૂણ '

આજે આયંબિલ છે, એકાસણુ છે, માટે દબાવીને ખાઈએ, એ વિચાર ઊનોદરિકા તપનો ભંગ કરનારો છે. જે તપ કરીએ તે ઊનોદરિકા પૂર્વક કરીએ તો જ શોભે. પારણા વખતે પણ એ માટે વિવેક રાખવો ઘટે.

(૩) **વૃત્તિસંક્ષેપ** : જેના વડે જીવતા રહી શકાય તેને વૃત્તિ કહેવામાં આવે છે. ભોજન અને પાણી એ વૃત્તિ છે. તેનો દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી સંક્ષેપ કરવો એ વૃત્તિસંક્ષેપ કહેવાય છે. એને સામાન્ય રીતે આપણે અભિગ્રહના નામથી ઓળખીએ છીએ. અમુક જાતની ભિક્ષા મળે તો જ લેવી એ દ્રવ્યસંક્ષેપ; એક, બે કે અમુક ઘરમાંથી જ ભિક્ષા મળે તો લેવી એ ક્ષેત્રસંક્ષેપ; દિવસના પ્રથમ પ્રહરમાં કે મધ્યાહ્ન પછી જ ભિક્ષા લેવા જવું એ કાલસંક્ષેપ; સાધુઓને મધ્યાહ્ને ગોચરી કરવાની હોય છે, એ દૃષ્ટિએ અહીં પ્રથમ પ્રહર અને મધ્યાહ્ન પછીના પ્રહરને કાલસંક્ષેપ ગણવામાં આવ્યો છે. અને અમુક સ્થિતિમાં રહેલી વ્યક્તિ ભિક્ષા આપે તો લેવી એ ભાવસંક્ષેપ. આ પડતા કાળમાં પણ જૈન મહાત્માઓ અભિગ્રહ ધારણ કરે છે અને તેમાંના કેટલાક તો ઘણા ઉગ્ર હોય છે. હાથી લાડુ વહોરાવે તો જ આહાર લેવો એ અભિગ્રહ કંઈ સામાન્ય ન કહેવાય. માતા, પુત્રી અને પુત્રવધુ ત્રણ સાથે મળીને વહેરાવે તો જ વહોરવું એ પણ એવો જ આકરો અભિગ્રહ કહેવાય. એ બધા સંયોગો ક્યારે મળે ? એનો વિચાર કરો.

(૪) **રસત્યાગ** : મધ, મદિરા, માંસ અને માખણ

એ ચાર મહારસો કે મહાવિગઈઓ મુમુક્ષુને માટે સર્વથા અભક્ષ્ય છે બાકીની દૂધ, દહીં, ઘી, તેલ, ગોલ અને પકવાન્ન એ છ વિગઈઓ છોડવી તેને રસત્યાગ કહેવાય છ ન છોડે અને ઓછી છોડે તો પણ એ રસત્યાગ કહેવાય એ રસત્યાગ પહેલા કરતા ઉતરતી કોટિનો, પણ રસત્યાગ તો ખરો જ આયબિલ એ રસત્યાગની મુખ્ય તપશ્ચર્યા છે

(૫) **કાયક્લેશ** સયમનિમિત્તે કાયાને પડતું કષ્ટ સહન કરી લેવુ એ કાયકલેશ નામનુ તપ કહેવાય ટપાલી રોજના છ–સાત ગાઉ ચાલે, કઠિયારો જગલમા પગે રખડે કે ખેડૂત ઊનાળાનો તાપ સહન કરે એ કષ્ટ કહેવાય, પણ કાયકલેશ નામનુ તપ ન કહેવાય, કારણ કે તેમા કર્મની નિર્જરા કરવાની ભાવના નથી

(૬) **સલીનતા** ઇદ્રિયોને કાબૂમા રાખવી, કષાયના કારણો ઉપસ્થિત થયા છતા કષાય કરવો નહિ તથા મન, વચન, કાયાની બને તેટલી ઓછી પ્રવૃત્તિ કરવી એ સલીનતા કહેવાય સ્ત્રી, પશુ અને નપુસકના વાસથી રહિત એવા એકાત વિશુદ્ધ સ્થાનમા રહેવું એ પણ સલીનતા જ કહેવાય

(૭) **પ્રાયશ્ચિત** જ્યા સુધી છદ્મસ્થતા છે, અપૂર્ણતા છે, ત્યા સુધી ભૂલો થઈ જવાનો સભવ છે પણ ભૂલ થવાનુ ભાન થાય કે તે માટે પશ્ચાત્તાપ કરવો જોઈએ અને તે વસ્તુનો ગુરુ આગળ એકરાર કરી, તેઓ જે પ્રાયશ્ચિત્ત આપે તે સ્વીકારવુ જોઈએ આ રીતે પાપનુ પ્રાયશ્ચિત્ત કરવાથી આત્માની શુદ્ધિ થાય છે, તેથી તેને પ્રાયશ્ચિત્ત નામનુ અભ્ય-

તર તપ ગણવામાં આવે છે. યક્ષાવિષ્ટ અર્જુનમાળીએ અનેક સ્ત્રીપુરુષોની હત્યા કરી હતી, પણ પોતાની ભૂલોનું ભાન થતાં ખરા હૃદયથી પશ્ચાત્તાપ કર્યો તો સાધુત્વ પામી મુક્તિને વર્યો. દૃઢપ્રહારી વગેરનાં દૃષ્ટાંતો પણ એવાં જ છે.

(૮) **વિનય :** એટલે શિષ્ટાચાર, અંતરંગ ભક્તિ. જે વિનય કરે તેને વિદ્યા ( આત્મજ્ઞાન ) મળે અને તેથી ભવ-સાગર તરે. વિનય પાંચ પ્રકારનો છે : (૧) જ્ઞાનનો વિનય, (૨) દર્શનનો વિનય, (૩) ચારિત્રનો વિનય, (૪) તપનો વિનય અને (૫) ઉપચાર વિનય. આ પાંચે પ્રકારના વિનયને અભ્યંતર તપશ્ચર્યા કહેવાય.

(૯) **વૈયાવૃત્ત્ય :** ધર્મસાધનનિમિત્તે અન્ન–પાન વગેરે વિધિપૂર્વક મેળવી આપવાં તેમજ સંયમની આરાધના કરનાર ગ્લાન વગેરેની સેવાભક્તિ કરવી એ વૈયાવૃત્ત્ય–વેયાવચ્ચ કહેવાય. વૈયાવૃત્ત્ય દશ પ્રકારનું છે : (૧) આચાર્યનું (૨) ઉપાધ્યાયનું, (૩) સ્થવિરનું, (૪) તપસ્વીનું, (૫) ગ્લાન એટલે માંદા કે અશક્તનું, (૬) શૈક્ષ્ય એટલે નવદીક્ષિતનુ, (૭) કુલનું, (૮) ગણનું, (૯) સંઘનું અને (૧૦) સાધર્મિક એટલે સમાન ધર્મ પાળનારનું. વૈયાવૃત્ત્ય અંગે મહર્ષિ નંદિષેણનો દાખલો પ્રસિદ્ધ છે.

(૧૦) **સ્વાધ્યાય :** આત્માના કલ્યાણ અર્થે શાસ્ત્રોનું અધ્યયન કરવું તે સ્વાધ્યાય કહેવાય. સ્વાધ્યાયમાં મગ્ન રહે-નાર પોતાના આત્માને શુભ અધ્યવસાયવાળો કરી શકે છે, તેથી તેનો સમાવેશ અભ્યંતર તપમાં થાય છે. સ્વાધ્યાય

પાચ પ્રકારનો છે (૧) **વાચના** એટલે શાસ્ત્રના મૂળ પાઠો તથા અર્થ ગ્રહણ કરવા (૨) **પૃચ્છના** એટલે ન સમજાયેલી બાબતો પૂછવી (૩) **પરાવર્તના** એટલે ગ્રહણ કરેલા પાઠ તથા અર્થોનુ પુનરાવર્તન કરવુ (૪) **અનુપ્રેક્ષા** એટલે અર્થના ઉપયોગપૂર્વક પરાવર્તન કરવું અને (૫) **ધર્મકથા** એટલે ધર્મનો બોધ થાય તેવી વ્યાખ્યાન–વાણીની પ્રવૃત્તિ કરવી સાધુ વ્યાખ્યાન આપે છે તે એમને સ્વાધ્યાયરૂપ છે જપને સ્વાધ્યાય કહેવામા આવે છે તે મનનો નિગ્રહ કરનાર હોવાથી અભ્યતર તપમા સમાવેશ પામે છે

(૧૧) **ધ્યાન** કોઈ પણ વિષય પર મનને એકાગ્ર કરવું એ ધ્યાન કહેવાય ધ્યાનના ચાર પ્રકારો પૈકી આર્ત્ત ધ્યાન અને રૌદ્રધ્યાન અશુભ હોવાથી ત્યાજ્ય છે, એટલે અહીં ધ્યાન શબ્દથી ધર્મધ્યાન અને શુકલધ્યાન સમજવું આ બને ધ્યાનોનો પરિચય ગુણસ્થાનના વિવેચનપ્રસગે અમે આપી દીધેલો છે

(૧૨) **ઉત્સર્ગ કે વ્યુત્સર્ગ** ઉત્સર્ગ એટલે ત્યાગ, વ્યુત્સર્ગ એટલે વિશેષ ત્યાગ બને શબ્દો અહીં ત્યાગના અર્થમા જ સમજવાના છે વ્યુત્સર્ગ બે પ્રકારનો છે દ્રવ્ય વ્યુત્સર્ગ અને ભાવવ્યુત્સર્ગ તેમા દ્રવ્યવ્યુત્સર્ગના ચાર પ્રકારો છે (૧) ગણવ્યુત્સર્ગ એટલે લોકસમૂહનો ત્યાગ કરીને એકાકી વિચરવું (૨) શરીરવ્યુત્સર્ગ એટલે શરીર પરની મમતા છોડી દેવી (૩) ઉપધિવ્યુત્સર્ગ એટલે વસ્ત્ર, પાત્ર વગેરે ઉપધિ ઉપરની મમતા છોડી દેવી (૪) ભકતપાન–

વ્યુત્સર્ગ એટલે આહાર પાણીનો ત્યાગ કરવો. આને આપણે સંથારો કહીએ છીએ. ભાવવ્યુત્સર્ગના ત્રણ પ્રકારો છેઃ (૧) કષાયવ્યુત્સર્ગ એટલે કષાયનો સંપૂર્ણ ત્યાગ કરવો. (૨) સંસારવ્યુત્સર્ગ એટલે સંસારનો ત્યાગ કરવો અને (૩) કર્મવ્યુત્સર્ગ એટલે આઠે પ્રકારનાં કર્મોનો ત્યાગ કરવો. આ તપમાં શરીર વ્યુત્સર્ગ એટલે કાયોત્સર્ગની ગણના વિશેષ થાય છે. તેમાં કાયાને એક આસનથી, વચનને મૌનથી અને મનને ધ્યાનથી કાબૂમાં રાખવાનું હોય છે.

## કેટલીક સૂચનાઓ

તપ એ કર્મ નિર્જરાનું મુખ્ય સાધન છે, એટલે તેનું આરાધન કર્મનિર્જરા માટે જ કરવું. તપથી કેટલીક સિદ્ધિઓ મળે છે અને લાભ પણ થાય છે, પરંતુ એ કોઈ હેતુથી તપ કરવાનું નથી.

તપ શકિત મુજબ કરવું અને ધીમે ધીમે આગળ વધવું. જો તપ કરતાં આત્માના પરિણામ પડી જતા હોય અને ભવિષ્યમાં તપની ભાવના ટળી જતી હોય તો એવું શકિત બહારનું તપ કરવું યોગ્ય નથી. માટે ગીતાર્થ ગુરુની આજ્ઞા મુજબ તપ કરવું. ગુરુની આજ્ઞા વિરુદ્ધ તપ કરતાં વિરાધકતા આવે છે.

આત્માને જે પુરુષાર્થ જ્ઞાન-દર્શન-ચારિત્રની આરાધના માટે કરવાનો છે, તે આ બાર પ્રકારનાં તપને વિષે પણ એવી જ રીતે કરવાનો છે, કારણ કે તેથી કર્મની નિર્જરા

ચાય છે અને આત્મશુદ્ધિ પ્રાપ્ત થતી જાય છે પરિણામે એક દિવસ સકલ કર્મનો ક્ષય થાય છે અને શુદ્ધ, બુદ્ધ, નિરજન બની શકાય છે

કર્મની વ્યાખ્યાનમાળા અહી પૂરી થાય છે હવે ધર્મ સબધી અવસરે કહેવાશે



## વ્યાખ્યાન ચોત્રીશમુ

# ધર્મની આવશ્યકતા

મહાનુભાવો !

તમે પ્રથમ એકડો ઘૂટો છો, પછી બગડો ઘૂટો છો અને પછી તગડો ઘૂટો છો, તેમ તત્ત્વજ્ઞો પ્રથમ આત્માનો વિચાર કરે છે, પછી કર્મનો વિચાર કરે છે અને પછી ધર્મનો વિચાર કરે છે તમે આપણી ષટ્સ્થાનની પ્રરૂપણા જોશો, એટલે આ વાતનો સ્પષ્ટ ખ્યાલ આવી જશે ષટ્સ્થાનની પ્રરૂપણા આ પ્રમાણે છે —

(૧) આત્મા છે

(૨) તે નિત્ય છે

(૩) તે કર્મનો કર્તા છે

(૪) તે કર્મફળનો ભોક્તા છે

(૫) તે કર્મોને તોડવાની તાકાત ધરાવે છે અને

(૬) કર્મોને તોડવાનો ઉપાય સુધર્મ છે

લોકો કહે છે કે 'વરવિના જાન હોય નહિ,' તેમ તત્ત્વજ્ઞો કહે છે કે આત્મા વિના કર્મ કે ધર્મની વિચારણા હોય નહિ જો આત્મા ન હોય તો કર્મ કોણ બાધે અને તેનુ ફળ કોણ ભોગવે ? લાકડુ, લોઢુ કે પત્થરુકમ બાધ વાની કે તેના ફળો ભોગવવાની શક્તિ ધરાવતા નથી

આત્માને કર્મનું બંધન છે અને તેનું ફળ ભોગવવું પડે છે, તેથી જ તેને તોડવાનો વિચાર કરવો પડે છે. જો આત્માને કર્મનું બંધન ન હોય અને તેનું ફળ ભોગવવું પડતું ન હોય, તો તેને તોડવાનો વિચાર કરવાની જરૂર રહેતી નથી. આપણે દોરડાથી બંધાયેલા હોઈએ, તો જ તેમાંથી છૂટવાનો વિચાર કરીએ છીએ. બંધાયેલા ન હોઈએ તો છૂટવાનો વિચાર કરતા નથી. કર્મનાં બંધનને તોડવાનો ઉપાય શું? એનો વિચાર કરતાં ધર્મ–સુધર્મ પર આવવું પડે છે. જો સુધર્મનું આરાધન યોગ્ય રીતે થાય તો જ કર્મોનું બંધન તૂટે અને આત્મા તેની અસરમાંથી મુક્ત થઈ પોતાનું શુદ્ધ સ્વરૂપ પ્રકાશી શકે. આ વસ્તુસ્થિતિ લક્ષમાં લઈને જ અમે પ્રથમ આત્માનો વિષય ચલાવ્યો, પછી કર્મનો વિષય ચલાવ્યો અને હવે ધર્મનો વિષય ચલાવીએ છીએ.

આત્મા અને કર્મનાં સ્વરૂપ પર વિવેચન કરતાં ધર્મ સંબંધી પણ કેટલુંક કહેવાયું છે, પણ તે છૂટું છવાયું; તેની પદ્ધતિસરની વિચારણા હવે થાય છે. અહીં એટલી સ્પષ્ટતા કરી દઈએ કે અપેક્ષાવિશેષથી તો આ આખી યે વ્યાખ્યાનમાળા ધર્મને લગતી જ છે, કારણ કે અમે ધર્મ સિવાય બીજા વિષયો પર વ્યાખ્યાન આપતા નથી. આપણા શાસ્ત્રકાર મહર્ષિઓનું ફરમાન છે કે મુનિએ ભક્તકથા, સ્ત્રીકથા, દેશકથા, રાજકથા આદિ વિકથાઓનો ત્યાગ કરીને પરમ ધર્મકથા જ કહેવી, જેથી પોતાને સ્વાધ્યાયનો લાભ થાય અને શ્રોતાને ધર્મનો લાભ થાય.

શ્રી ઉત્તરાધ્યયનસૂત્ર એ આપણું પવિત્ર જિનાગમ

છે અને તે મુમુક્ષુઓને ધર્મ પમાડવા માટે જ વચાય છે તેના છત્રીશમા અધ્યયનમા આવતા અલ્પસસારી આત્માના વર્ણન પરથી આ આખી વ્યાખ્યાનમાલા ઉદ્ભવી છે, તે તમારા લક્ષ બહાર તો નહિ જ હોય

મહાનુભાવો ! આજે ભૌતિકવાદનો ભયકર ભોરીગ ભૂમડળને ભરડો લઈ રહ્યો છે તે એમા પૂરેપૂરો સફળ થશે કે નહિ ? એ જૂદી વાત છે, પણ આજે પરિસ્થિતિ ખરાબ છે

પ્રથમ તો બાળક પોતાના પેટમા હોય ત્યારથી જ તેને ધર્મના સસ્કારો પડતા, જન્મ્યા પછી તે ધાર્મિક વાતાવરણમા જ ઉછરતું અને મોટી વયે તેને જે શિક્ષણ આપવામા આવતું, તે પણ ધર્મની મુખ્યતા રાખીને જ આપવામા આવતું વળી સમાજ અને રાજ્ય બન્ને પર ધર્મનુ વર્ચસ્વ હતુ એટલે ધર્મ શા માટે કે ધર્મની આવશ્યકતા શી ? એવો પ્રશ્ન ભાગ્યે જ પૂછાતો પરતુ આજે તો સાગ મારા ઘરના છોકરાઓ કે યુવાનો આવો પ્રશ્ન પૂછી રહ્યા છે

હજી ગઈ કાલની જ વાત છે કે જ્યારે એક સુશિક્ષિત યુવાને અમને પૂછ્યુ હતુ કે 'ધર્મ ન કરીએ તો ન ચાલે ?' અમે તેના ઉત્તરમા જણાવ્યુ હતું કે 'ભાગ્યશાળી ! જો વિકટ જગલમા પ્રવાસ કરનારને ભોમિયા વિના ચાલે, વેપારવણજ કરનારને દ્રવ્ય વિના ચાલે, અથવા ઔદારિક શરીરને આહાર વિના ચાલે, તો મનુષ્યને ધર્મ કર્યા વિના ચાલે'

અમારો આ ઉત્તર સાભળીને એ યુવાને કહ્યુ 'જો ભોમિયો ન હોય તો જગલમા ભૂલા પડીએ અને વાઘવરૂથી

बुद्धेः फलं तत्त्वविचारणं च,
देहस्य सारं व्रतधारणं च ।
अर्थस्य सारं किल पात्रदानम्,
वाचः फलं प्रीतिकरं नराणाम् ॥

'બુદ્ધિનું ફલ તત્ત્વની વિચારણા છે. દેહનું ફલ વ્રતની ધારણા છે, ધનનું ફળ સુપાત્રને વિષે દાન છે અને વાણીનું ફલ બીજાને પ્રીતિકર થવું એ છે-' તાત્પર્ય કે મનુષ્યને બુદ્ધિ મળી છે, તો તેણે એ બુદ્ધિ વડે તત્ત્વની વિચારણા કરવી જોઈએ. જો એ તત્ત્વની વિચારણા કરે તો સાચું શું અને ખોટું શું ? હિત શું અને અહિત શું ? એ બરાબર સમજી શકે અને હિતને આચરવામાં સમર્થ થાય. જે મનુષ્યો બુદ્ધિ મળવા છતાં તત્ત્વની વિચારણા કરતા નથી, તેમનામાં અને પશુઓમાં વાસ્તવિકતાએ કશો જ તફાવત નથી.

તમે બીજું પણ એક સુભાષિત સાંભળો :

येषां न विद्या न तपो न दानं,
न चापि शीलं न गुणो न धर्मः ।
ते मृत्युलोके भुवि भारभूता,
मनुष्यरूपेण मृगाश्चरन्ति ॥

'જેમણે બુદ્ધિ મળવા છતાં વિદ્યાનું અધ્યયન કર્યું નથી, શીલની આરાધના કરી નથી, કોઈ સારો ગુણ પ્રાપ્ત કર્યો નથી કે ધર્મનું આચરણ કર્યું નથી, તેઓ આ જગતમાં પૃથ્વીને ભારભૂત છે અને મનુષ્યનાં રૂપમાં પશુઓ તરીકે જ પોતાનું જીવન વ્યતીત કરી રહ્યા છે.'

યુવાને કહ્યુ 'આ વાત તો હુ પણ કબૂલ રાખુ છુ'

અમે કહ્યુ 'જો એ વાત કબૂલ ગણતા હો તો 'હું **ક્યાથી આવ્યો અને હાલ મારુ કર્તવ્ય શુ છે ?'** તેના પર બરાબર વિચાર કરો મનુષ્ય કઈ એમને એમ આ જગતમા પટકાઈ પડયો નથી કેટલાક કહે છે કે માતા-પિતાએ વિષયભોગ કર્યો, એટલે અમારો આ દુનિયામા જન્મ થયો, પણ કેવળ શુક્ર અને શોણિતનો સયોગ થવાથી જીવન ઉત્પન્ન થતુ નથી, એ તો પૌદ્ગલિક ક્રિયા છે તેમા આત્મા પ્રવેશ કરે, ત્યારે જ જીવન ઉત્પન્ન થાય છે, એટલે માતાપિતાનો વિષયભોગ એ નિમિત્ત છે અને ઉપાદાનકારણ આત્માએ પૂર્વજન્મમા બાધેલા કર્મો છે

આત્મા કર્મવશાત્ અનાદિ કાળથી સસારમા પરિભ્રમણ કરી રહ્યો છે, તે પોતાના કર્માનુસાર જુદી જુદી ગતિઓ અને યોનિઓમા ઉત્પન્ન થાય છે એમ કરતા તેની પાસે પુણ્યની મૂડી એકઠી થાય ત્યારે મનુષ્યજન્મ પામે છે શાસ્ત્રકારોએ મનુષ્યજન્મને દશ દૃષ્ટાન્તે દુર્લભ કહ્યો છે, એટલે આત્મા ઘણા કષ્ટે અને ઘણા કાળે મનુષ્યજન્મ પામે છે, એમ સમજવાનુ છે તમે પ્રથમ એમ કહ્યુ કે 'ઘણા માણસો જીવનમા કઈ પણ ધર્મ ન કરવા છતા સુખી હોય છે અને સમાજમા માનપાન પામે છે ' તે આ પુણ્યની મૂડીનો પ્રભાવ સમજવો હવે પુણ્યની મૂડીને ખાઈને ખલાસ કરવી યોગ્ય છે કે વધારવી છે, એ વિચારી જુઓ

જે માણસો પોતાની મૂડી બેઠા બેઠા ખાઈ જાય

અને તેમાં કંઈ પણ ઉમેરો કરતા નથી, તેના હાલ આખરે કેવા થાય છે, તે તમે જાણતા જ હશો. તેમને પૈસા પૈસા માટે ટળવળવું પડે છે અને સગાંસંબંધીઓ કે લાગતાવળગતાની દયા પર નભવું પડે છે. ખરેખર! તેમની હાલત બહુ કફોડી થાય છે. બીજી બાજુ જે મનુષ્યો પોતાની મૂડી વાપરે છે, પણ તેમાં રોજ થોડો થોડો ઉમેરો કરતા રહે છે, તેમની મૂડી કદી ખલાસ થતી નથી. આથી તેઓ બધો વખત સુખી રહી શકે છે અને પોતાની લાજઆબરૂ જાળવી શકે છે. સુજ્ઞ મનુષ્યો આ બીજી હાલતને જ પસંદ કરે છે. તો પછી મનુષ્યનું કર્તવ્ય એ જ રહે છે કે તેણે રોજ ધર્મ કરતા રહેવો અને પોતાની પુણ્યની મૂડીમાં વધારો કરવો.

તમે કહ્યું કે 'ધર્મ વિના જીવનમાં કંઈ અટકી પડતું નથી,' પણ મોટરમાં પેટ્રોલ ભર્યું હોય ત્યાં સુધી જ તે મોટર ચાલે છે, પછી તે અટકીને ઊભી રહે છે. તે જ રીતે જ્યાં સુધી મનુષ્યનું પુણ્ય પહોંચતું હોય ત્યાં સુધી બધાં અમનચમન અને સુખસાહ્યબી જણાય છે, પણ એ પુણ્ય ખલાસ થયું કે તે બધાનો એકાએક અંત આવી જાય છે. કહ્યું છે કે—

પુણ્ય–વિવેક–પ્રભાવથી, નિશ્ચય લક્ષ્મીનિવાસ,
જ્યાં લગી તેલ પ્રદીપમાં, ત્યાં લગી જ્યોતિપ્રકાશ.

શું આ વાત માનવાને તમે તૈયાર નથી?

મહાનુભાવ! જીવન તો સહુનું પૂરું થઈ જાય છે,

કોઈનુ વહેલુ અને કોઈનુ મોડુ પણ તેજ જીવન સાર્થક ગણાય છે કે જેનો વધારેમા વધારે ઉપયોગ ધર્મના આરાધન અર્થે થયો હોય આજે તમે કોના નામ યાદ કરો છો? ધર્મનુ આરાધન કરનારાઓના કે નહિ કરનારાઓના?

જેઓ ધર્મનુ યથાવિધિ સુન્દર આરાધન કરે છે, તેમને દેવો પણ નમસ્કાર કરે છે નદિષેણ મુનિની કથા સાભળો, એટલે તમને આ વાતની ખાતરી થશે

## નદિષેણ મુનિની કથા

નદિષેણ મુનિ ઉત્કટ ત્યાગી અને તપસ્વી હતા તેઓ કાલક્રમે ગીતાર્થ બન્યા હતા અને તેમણે સાધુઓનુ વૈયાવૃત્ય કરવાનો અભિગ્રહ કર્યો હતો આ અભિગ્રહ પ્રમાણે તેઓ બાલ, શૈક્ષ, ગ્લાન વગેરે મુનિઓનુ અનન્ય અને અદ્ભુત વૈયાવૃત્ય કરતા હતા તેમના આ અભિગ્રહની વાત સર્વત્ર પ્રસરી ગઈ હતી અને તેની સુવાસ દેવલોકમા પણ પહોચી હતી

એક દિવસ ઇંદ્ર મહારાજે દેવસભામા નદિષેણ મુનિના અદ્ભુત વયાવૃત્યની પ્રશસા કરી તે એક દેવથી સહન થઈ નહિ દેવોમા પણ મત્સર, અસૂયા વગેરે દોષો હોય છે આ દેવે નદિષેણ મુનિની પરીક્ષા કરવાનો નિર્ણય કર્યો

દેવો ક્ષણમાત્રમા મનધાર્યુ રૂપ કરી શકે છે અને આખના પલકારામા જ્યા જવુ હોય ત્યા પહોચી જાય છે આ દેવ નદિષેણ મુનિ જે ગામમા વિચરતા હતા, તેની ભાગોળે આવ્યો અને ત્યા બે સાધુના રૂપ કર્યા તે બે સાધુ-

એમાં એક જરઠ એટલે ઘરડો અને ગ્લાન એટલે રોગી બન્યો અને બીજો સાજો યુવાન સાધુ બન્યો. આ જોડીએ નંદિષેણ મુનિની કેવી આકરી કસોટી કરી તે હવે જોવાનું છે.

નંદિષેણ મુનિને આજે પારણાનો દિવસ હતો, એટલે તેને યોગ્ય આહારપાણી વહોરી લાવીને તેઓ પારણું કરવાની તૈયારી કરતા હતા. ત્યાં પેલો યુવાન સાધુ આવી પહોંચ્યો. તેણે નંદિષેણ મુનિને કહ્યું: 'હે ભદ્ર! આ નગરની બહાર અતિસારના રોગવાળા એક ઘરડા મુનિ ક્ષુધા અને તૃષાથી પીડાય છે અને તું તો અહીં પારણું કરવા બેસી ગયો. શું તારી પ્રતિજ્ઞાનું તને સ્મરણ છે ખરૂં?'

આ શબ્દો સાંભળતાં જ નંદિષેણ મુનિએ પારણું કરવાનું મુલતવી રાખ્યું અને શુદ્ધ પાણી વહોરી લાવીને તેઓ નગર બહાર મુનિવાળી જગાએ આવ્યા. તેમને જોતાં જ પેલા ઘરડા સાધુ તાડુકયા: 'અરે અધમ! હું અહીં આવી અવસ્થામાં પડયો છું અને તું ઝટપટ પારણુ કરવા બેસી ગયો, તેથી તારી વૈયાવૃત્ત્યની પ્રતિજ્ઞાને ધિક્કાર છે!'

તમે સેવામંડળો સ્થાપો છો અને સેવા કરવાની પ્રતિજ્ઞા લ્યો છો, પણ કોઈ બે શબ્દો કડવા કહે તો કેટલા તપી જાઓ છો? 'તમારા બાપના નોકર નથી. એક તો મફત કામ કરીએ અને ઉપરથી આવા શબ્દો સંભળાવો છો તો હવે અમારે આ મંડળમાં રહેવું નથી. અમે અત્યારે જ એમાંથી રાજીનામું આપીએ છીએ.' એમ કહીને તમે રાજીનામું આપો છો, પણ નંદિષેણ મુનિ આક્રોશવાળા શબ્દો

સાભળીને પોતાના સેવાવ્રતનુ રાજીનામુ આપે એવા ન હતા તેમણે ક્ષમા, નમ્રતા, સરલતા, નિર્લોભ, શૌચ, સંતોષ, દયા વગેરે ગુણો જીવનમા બરાબર ઉતાર્યા હતા, એટલે શાતિથી કહ્યુ 'હે મુનિવર! આપ મારા અપરાધને ક્ષમા કરો હવે હુ તમને થોડી જ વારમા તૈયાર કરી દઈશ મારી સાથે હું શુદ્ધ પાણી લેતો આવ્યો છુ '

પછી તે મુનિને પાણી પીવડાવ્યુ અને તેમનાં કપડા શરીર વગેરે સાફ કરી બેઠા થવા કહ્યુ ત્યા મુનિએ ફરી તાડુકીને કહ્યુ 'અરે મૂર્ખ! તું જોતો નથી કે હુ કેટલો અશક્ત છુ? આ હાલતમા કેમ કરીને બેઠો થાઉ ?'

નદિષેણ મુનિએ આ શબ્દો શાતિથી સાભળી લીધા પછી પેલા મુનિને કહ્યુ 'હુ આપને હમણા જ બેઠા કરુ છુ ' અને તેમને ધીમેથી બેઠા કર્યા તથા વિનયથી જણાવ્યુ કે 'હે મુનિવર! જો આપની ઈચ્છા હોય તો હુ આપને નગરમા લઈ ચાલુ ત્યા આપને વધારે શાતા રહેશે '

મુનિએ કહ્યુ 'એમ ઠીક લાગે તો એમ કર એમા મને પૂછે છે શું?'

નદિષેણ મુનિએ તેમને પોતાના ખભા પર બેસાડયા અને ધીમે ધીમે ચાલવા માડયુ નિરતર તપશ્ચર્યા કરવાથી નદિષેણ મુનિનુ શરીર દુર્બળ બની ગયુ હતું, એટલે તેઓ ધીમે ધીમે ચાલતા હતા અને જોઈ જોઈને ડગલુ ભરતા હતા, પણ પેલા મુનિને તો પરીક્ષા જ કરવી હતી, એટલે તેણે ધીમે ધીમે પોતાનુ વજન વધારવા માડયુ દેવો જેમ

ધાર્યું રૂપ કરી શકે છે, તેમ ધાર્યું વજન વધારી કે ઘટાડી શકે છે. મનુષ્યો હઠયોગવડે આવી સિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે. અષ્ટ મહાસિદ્ધિમાં ગરિમા લબ્ધિ છે, તે આ પ્રકારની છે.

ખભા પરનું વજન વધવાથી નંદિષેણ મુનિ ધ્રૂજવા લાગ્યા અને તેમનો પગ વાંકોચૂકો પડવા લાગ્યો. આ વખતે પેલા મુનિએ કહ્યું: 'અરે અધમ! તું આ શું કરી રહ્યો છે? તારું ચાલવાનું કોઈ ઠેકાણું નથી. તેં તો મારાં આખાં શરીરને હચમચાવી નાખ્યું. શું તારા આ સેવા કરવાના ઢંગ છે?'

વચનો ઘણાં કર્કશ હતાં, પણ નંદિષેણ મુનિ ક્ષોભ પામ્યા નહિ. તેમણે પૂર્વવત્ શાંતિથી કહ્યું: 'મારા આ પ્રમાણે ચાલવાથી આપને દુઃખ થયું હોય તો ક્ષમા કરજો. હવે હું બરાબર ચાલીશ.'

રસ્તામાં પેલા મુનિએ ખભા પર ઝાડો કર્યો કે જેની દુર્ગંધ અસહ્ય હતી. પણ નંદિષેણ મુનિનું રૂંવાડું યે ફરક્યું નહિ. તેઓ જેમ ચાલતા હતા, તેમજ ચાલતા રહ્યા અને મુનિને કોઈ જાતની પીડા ન થાય તેનું ધ્યાન રાખતા રહ્યા. રસ્તામાં ચાલતાં ચાલતાં નંદિષેણ મુનિ વિચાર કરવા લાગ્યા કે આ મુનિનો રોગ કેવી રીતે મટે અને ઝટ સારા થાય? તે માટે શું કરવું?

તેઓ પોતાની વસ્તી પર આવ્યા. દેવે અવધિ-

જ્ઞાનથી જોયુ અને તે ય જાણી ગયો કે આ મુનિ પોતાની પ્રતિજ્ઞામા અટલ છે, એટલે પોતાની માયા મકેલી અને વિષ્ટા તથા બને સાધુઓ અદૃશ્ય થઈ ગયા તરતજ તે દેવ પોતાનુ સ્વરુપ પ્રગટ કરીને, મુનિને ત્રણ પ્રદક્ષિણા દઈને, નમસ્કારપૂર્વક કહેવા લાગ્યો કે 'હે મુનિ! આપને ધન્ય છે! આપ માનવકુલની શોભા છો ! ઇદ્ર મહારાજે આપને જેવા વર્ણવ્યા હતા, તેવાજ આપને પ્રત્યક્ષ જોયા છે આથી હુ ખૂબ પ્રસન્ન થયો છુ અને આપ જે માગો તે આપવા તયાર છુ '

કોઈ દેવ પ્રસન્ન થઈને તમને માગવાનુ કહે તો તમે શું માગો ? એક અપરિણિત આધળા વણિકને કોઈ દેવે પ્રસન્ન થઈને કહ્યુ હતું કે 'તું કોઈપણ એક વસ્તુ માગી લે ' ત્યારે તેણે માગ્યુ હતુ કે 'મારા વચેટ દીકરાની વહુ સાતમા માળે સોનાની ગોળીમા છાશ કરતી હોય તે હુ રત્નજડિત હીંડોળા પર બેઠો બેઠો નજરે જોઈ શકુ ' આ શબ્દોથી તેણે કેટલુ માગી લીધુ તે સમજાયુ? 'વચેટ દીકરાની વહુ' એટલે ઓછામા ઓછા ત્રણ પુત્રો અને તે બધા પરણેલા પરણ્યા સિવાય પુત્ર થાય નહિ, એટલે પોતાને પરણવાનુ પણ તેમા આવી ગયુ 'સાતમે માળે સોનાની ગોળીમા છાશ કરતી હોય,' એટલે સાત માળની હવેલી અને તેમા ઊચામા ઊચી જાતનુ ગચચીલુ એ સિવાય છાશ કરવાની ગોળી સોનાની ક્યાથી હોય? વળી 'રત્નજડિત હિંડોળે બેઠો બેઠો નજરે જોઈ શકે' એટલે અપાર વૈભવ અને પોતાની આખનો અધાપો દૂર થવા-

પણ. આમાં દીર્ઘ આયુષ્ય પણ આવી ગયું, કારણ કે તે સિવાય ત્રણ પુત્રો યોગ્ય ઉમરના થઈ વિવાહિત થઈ શકે નહિ. તમે આથી કદાચ વધારે માગો, પણ ઓછું નહિ !

અહીં નંદિષેણ મુનિએ શું જવાબ આપ્યો, તે સાંભળો: ‘ હે દેવો ! મહાદુર્લભ એવો ધર્મ મેં પ્રાપ્ત કર્યો છે. તેના કરતાં આ જગતમાં કઈ વસ્તુ સારી છે કે તમારી પાસે માગું ? હું મારી સ્થિતિથી સંતુષ્ઠ છું. મને કોઈ પણ વસ્તુની અપેક્ષા નથી. ’

નંદિષેણ મુનિની આવી નિઃસ્પૃહતા જોઈ દેવનું મસ્તક ફરી તેમનાં પ્રત્યે ઝુકી પડ્યું અને તે એમનાં મુક્ત કંઠે વખાણ કરતો કરતો પોતાનાં સ્થાને સીધાવ્યો.

અમારા આ ઉત્તરથી પેલા યુવાનનાં મનનું સમાધાન થયું અને તે જીવનમાં ધર્મની આવશ્યકતા સ્વીકારવા લાગ્યો.

ધર્મ એ જીવનમાં આવશ્યક વસ્તુ ન હોય તો મહાપુરુષો તેનો ઉપદેશ શા માટે કરે ? એ વિચારવું ઘટે છે. બધા તીર્થંકરો કેવળજ્ઞાન અને કેવલદર્શનની પ્રાપ્તિ થયા પછી ધર્મતીર્થની સ્થાપના કરે છે, જેથી સંસારના પ્રાણીઓ એનો આધાર લઈને અપાર એવો સંસારસાગર તરવાને શક્તિમાન થાય.

અસાધારણ પ્રજ્ઞા ધરાવનારા ગણધર ભગવંતો એ ધર્મનો પ્રથમ સ્વીકાર કરે છે અને તેનો ઉપદેશ તથા પ્રચાર કરવામાં જીવનનું સાફલ્ય માને છે. આચાર્યો, ઉપાધ્યાયો તથા સાધુમુનિરાજો પણ એ જ માર્ગને અનુસરે છે અને ધર્મનું

પાલન કરવા-કરાવવામા તત્પર રહે છે તમને એમ લાગે છે ખરૂ કે આ બધા સમજ્યા વિના જ ધર્મની વાતો કરી રહ્યા છે?

નિર્ગ્રંથપ્રવચનમા કહ્યું છે કે –

लध्धूण माणुसत्त कह वि अईदुल्लह भवसमुद्दे ।
सम्म निउजियव्व, कुसलेहि सया वि धम्ममि ॥

'ભવસમુદ્રમા કોઈ પણ રીતે અતિ દુર્લભ એવું મનુષ્યપણુ પામીને ડાહ્યા માણુસોએ તેને હમેશા ધર્મમા સારી રીતે જોડવું

અન્ય દર્શનોએ પણ ધર્મનો ઉપદેશ કર્યો છે, તે એટલા માટે જ કર્યો છે કે જેથી મનુષ્ય સસ્કારી બને, શ્રેયનો માર્ગ સમજે અને આધ્યાત્મિક પ્રગતિ સાધી શકે પરંતુ આજે તો એમ કહેનારા નીકળ્યા છે કે 'ધર્મ અફીણ જેવો છે, કારણ કે તેનુ સેવન કરનારને સાપ્રદાયિકતાનુ ઝનુન ચડે છે આ ઝનુનથી સામસામી તકરારો થાય છે અને સમાજનુ સગઠન તૂટી જાય છે માટે ધર્મની આવશ્યકતા નથી '

અહીં અમને કહેવા દો કે ગમે તેમ બોલવું, વગર વિચાર્યે બોલવું એ સત્પુરુષનું લક્ષણ નથી આપણી આખે લીલા રગના ચશ્મા ચડાવીને જોઇએ અને પછી જાહેર કરીએ કે દુનિયા લીલા રગની છે, તો એ કોણ માનશે? એમા તો લાલ, પીળો, વાદળી, કાળો, ધોળો વગેરે રગો પ્રત્યક્ષ દેખાય છે

સુજ્ઞ પુરુષે કોઈ પણ મતનું પ્રતિપાદન કરતાં પહેલાં તેનાં સાધક-બાધક પ્રમાણોનો પૂરતો વિચાર કરવો જોઈએ, પરંતુ ઉપરનાં કથનમાં આવી રીતે કોઈ વિચાર કરવામાં આવ્યો હોય તેમ જણાતું નથી.

આ જગતમાં એક જ પ્રકારનો ધર્મ હોત અને તે સાંપ્રદાયિકતાનું ઝનુન ચડાવવાનું કામ કરતો હોત તો ઉપરનું કથન વ્યાજબી લેખાત, પણ આ જગતમાં અનેક પ્રકારના ધર્મો છે અને તે દરેકનું સ્વરૂપ જૂદું જૂદું છે, એટલે બધાને માટે એક સામાન્ય અભિપ્રાય ઉચ્ચારવો, એ વ્યાજબી નથી. આ તો 'ટકે શેર ભાજી, ટકે શેર ખાજા' જેવો ન્યાય ગણાય.

આ જગતમાં કેટલાક ધર્મો એવા છે કે જે વિશ્વમૈત્રી, વિશ્વબંધુત્વ કે વિશ્વવાત્સલ્યનો ઉપદેશ કરે છે અને સર્વ જીવો સાથે મૈત્રીપૂર્ણ-સહાનુભૂતિભર્યો વર્તાવ કરવાનો અનુરોધ કરે છે, તેને તમે સાંપ્રદાયિકતાનું ઝનુન ચડાવનાર શી રીતે કહેશો ? જો એ સાંપ્રદાયિકતાનું ઝનુન ચડાવનાર નથી તો અફીણ જેવા શી રીતે ? અને સામસામી તકરારો કરાવનાર શી રીતે ? જો ઊંડા ઉતરીને જોશો તો માલુમ પડશે કે જગતને આજ સુધીમાં જે થોડીઘણી શાંતિ મળી છે, તે ધર્મને લીધે જ મળી છે. ધર્મ સમાજનું સંગઠન તોડતો નથી, પણ સમાજને સર્વોદય-સર્વકલ્યાણ તરફ નજર રાખવાનો અનુરોધ કરે છે. જો ધર્મની આવશ્યકતા નથી, એમ કહીને મનુષ્યજીવનને ધર્મરહિત બનાવવામાં

આવશે તો એ જીવનમા કઈ સાર નહિ હોય મનુષ્યનુ જીવન ધર્મથી જ શોભે છે અને ધર્મથી જ વિકાસ પામે છે તે અગે આપણા મહાપુરુષોએ કહ્યું છે કે –

> निर्दन्त करटी हयो गतजवश्चन्द्रो विना शर्वरी,
> निर्गन्ध कुसुम सरो गतजल छायाविहीनस्तरु ।
> रूप निर्लवण सुतो गतगुणश्चारित्रहीनो यति—
> र्निर्न्र भवन न राजति तथा धर्म विना मानव ॥

करटी એટલે કુંજર કે હાથી તે દતૂશળવાળો હોય તો જ શોભે છે, તે વિના શોભતો નથી हय એટલે અશ્વ કે ઘોડો તેનામા ચાલવાની ઝડપ હોય તો જ શોભે છે, તે ખચ્ચતો ચાલે કે માડ માડ ચાલે તો શોભતો નથી આજે તો મોટા મોટા શહેરોમા ઘોડાની શરતો રમાય છે તેમા કયો ઘોડો વખણાય છે ? ઝડપવાળો કે ઝડપ વિનાનો ? વીન-પ્લેસ વગેરેની રમત ઘોડાની ઝડપ પર જ થાય છે शर्वरी એટલે રાત્રિ તે ચદ્ર હોય તો જ શોભે ચદ્ર ઉગ્યો ન હોય કે ઉગીને અસ્ત થયો હોય, ત્યારે એ ભયકર લાગે છે રમોત્સવો પૂર્ણિમાએ ઉજવાય છે, અમાસે ઉજવાતા નથી

कुसुम એટલે ફૂલ તેનામા સુગધ હોય તો જ તે શોભે ખટમોગરો અને બોરસલી સહુ પસદ કરે છે, આકડો અને આવળ કેમ પસદ કરતા નથી ? सर એટલે સરોવર તે પાણીથી જ શોભે તેમા પાણી ભર્યું હોય તો કમળો ઉગે, અનેક પ્રકારના પક્ષીઓ આવે અને મનુષ્યો નૌકાવડે જળ-વિહાર કરી શકે પરતુ પાણી ચાલ્યુ ગયુ કે બધી શોભા

ખલાસ. એ વખતે ન હોય કમળ, ન હોય પક્ષીઓ કે ન હોય નૌકા. તરુ એટલે વૃક્ષ કે ઝાડ. તે છાયા આપનારૂ હોય તો જ શોભે. છાયા ન આપે તો શોભે નહિ. વડ, આંબો, રાયણ વગેરે છાયા આપવાના ગુણને લીધે જ શોભે છે. તાડનું વૃક્ષ બિલકુલ છાયા આપતું નથી, એટલે તે શોભતું નથી.

રૂપ એટલે ઘાટ. તે લાવણ્ય હોય તો જ શોભે, અન્યથા શોભે નહિ. ધોળા ચામડાવાળા તો આ જગતમાં ઘણા છે, પણ તે બધા શોભતા નથી, કારણ કે તેમનામાં લાવણ્ય નથી. સુત એટલે પુત્ર. તે ગુણવાળો હોય તો જ શોભે. ગુણરહિત હોય તો બિલકુલ શોભે નહિ 'वरमेको गुणी पुत्रो, न च मूर्खशतान्यपि' એ કહેવતનો મર્મ પણ આ જ છે. યતિ એટલે સાધુ. તે ચારિત્રવાળો હોય તો જ શોભે. ચારિત્રરહિત હોય તો શોભે નહિ. ચારિત્રહીન સાધુને તો આપણે ત્યાં વંદન કરવાની પણ ના પાડવામાં આવી છે.

ભવન એટલે મહેલ કે મકાન, પરંતુ અહીં તેનો અર્થ મંદિર સમજવો. તે દેવથી જ શોભે છે, દેવ વિના શોભતું નથી. મનુષ્યનું પણ તેમ જ છે. જો તેનામાં ધર્મ હોય તો એ શોભે છે, અન્યથા શોભતો નથી.

ધર્મનું ગણિત કરનારાઓએ એક સમીકરણ (ફોર્મ્યુલા) એવું આપ્યું છે કે:–

**માનવજીવન–ધર્મ = ૦**

જો મનુષ્યમાંથી ધર્મ લઈ લેવામાં આવે તો બાકી

શૂન્ય રહે છે ખાવું, પીવું, એશઆરામ કરવો એ બધી પ્રાકૃત ક્રિયાઓ છે આધ્યાત્મિક દૃષ્ટિએ તેનુ કઈ મૂલ્ય નથી

ધર્મ વ્યક્તિનો વિકાસ સાધે છે, સમાજને સુવ્યવસ્થિત રાખે છે, રાષ્ટ્રની ઉન્નતિ કરે છે અને વિશ્વને એક કુટુબ જેવુ માનવાની બુદ્ધિ પેદા કરે છે

આજ સુધીમા અનત જીવો મોક્ષે ગયા, તે બધા ધર્મનુ આરાધન કરીને જ મોક્ષે ગયા છે તેમા એક પણ આત્મા એવો નથી કે જે ધર્મનુ આરાધન કર્યા વિના જ ત્યા પહોચી ગયો હોય સિદ્ધશિલાના સ્થાનમા અધર્મી મનુષ્ય દાખલ થઈ શકતો નથી, એ સનાતન સત્ય છે

વિનય, નમ્રતા, સરલતા, ઉદારતા, શાતિ, ધૈર્ય, ક્ષમા, સયમ, દયા, પરોપકાર, એ બધા ધર્મારાધનના પ્રત્યક્ષ ફળો છે અને તેનો કોઈ પણ આત્મા અનુભવ કરી શકે છે

જે સમાજમાં ધર્મની ઊડી ભાવના હોય તે કાળના ગમે તેવા વિષમ હલ્લા સામે ટકી રહે છે અને તે પ્રાય સુખી હોય છે જ્યારે ધર્મને છોડી દેનારો સમાજ થોડા જ વખતમા અધાધુધીમા અટવાઈ જાય છે અને તેનો નાશ થાય છે રાષ્ટ્રનુ પણ તેમજ છે જે રાષ્ટ્રોએ માત્ર પશુબળ પર આધાર રાખ્યો, તે થોડા જ વખતમા પૃથ્વીના પટ પરથી ભૂસાઈ ગયા અને જેમણે ધર્મને સન્માન્યો, ધર્મને જીવનમા ઉતાર્યો તે ગમે તેવા વિષમ સયોગોમા પણ ટકી રહ્યા ભારતવર્ષ પર ઓછા હુમલા થયા નથી અફઘાનો, પઠાણો, મોગલો અને છેવટે અગ્રેજોએ તેને અનેક જાતના આઘાતો

પહોંચાડયા, છતાં તે ટકી રહ્યું, કારણ કે તેનાં લોહીમાં ધર્મની ભાવના ભરી હતી અને તેણે સહનશીલતા આદિ ગુણોની ભેટ ધરી હતી.

જો ધર્મનો વ્યવસ્થિત પ્રચાર થાય તો રાષ્ટ્રો પોતાની કિન્નાખોરી ભૂલે, બીજાના હકોને માન આપતા થાય અને બધા એક જ માનવકુલનાં સંતાનો છીએ એમ સમજી શાંતિથી રહે. વિશ્વમાં શાંતિની સ્થાપના કરવા માટે ધર્મ-સુધર્મ સિવાય કોઈ ઉપાય નથી.

મહાનુભાવો ! આત્માને કર્મની બલા અનાદિકાળથી વળગેલી છે. આ બલાને લઈને જ જન્મ, મરણ, આધિ, વ્યાધિ, ઉપાધિ વગેરે અનેક પ્રકારની ખરાબી છે, તેથી આપણને આ કર્મની બલા ન જોઈએ. પણ 'ન જોઈએ' એમ કહેવા માત્રથી એ બલા ચાલી જતી નથી.

ઉંદરો કહે કે બિલાડી બિલકુલ ન જોઈએ, તેથી એ ચાલી જાય છે ખરી? જો બિલાડીને દૂર કરવી હોય તો કોઈ ઉપાય કરવો પડે. એક વાર બધા ઉંદરોએ ભેગા થઈને વિચાર કર્યો કે 'બિલાડી એવી ચૂપકીથી આવી પહોંચે છે કે તેની આપણને ખબર પડતી નથી, માટે બિલાડીની ડોકે ઘંટ બાંધી દેવો, જેથી તે આવતી હોય ત્યારે ઘંટનો અવાજ થાય અને આપણ બધાને ખબર પડી જાય. પછી દોડીને ક્યાં છૂપાઈ જવું, એ આપણને આવડે છે. બધાને આ ઉપાય ખૂબ ગમી ગયો. આવો સરસ ઉપાય સૂઝયો તે માટે ઘણો આનંદ થયો. પરંતુ બિલાડીની ડોકે ઘંટ

બાધવા કોણ જાય ? એ પ્રશ્ન ઊભો થયો, ત્યારે બધા એક-બીજાની સામુ જોવા લાગ્યા અને કોઈ પણ આગળ આવ્યુ નહિ આથી વાત વાતના ઠેકાણે રહી અને ઉંદરો એ જ હાલતમા પોતાનુ જીવન વ્યતીત કરવા લાગ્યા

આપણી સ્થિતિ પણ લગભગ આવી જ છે જ્યારે કર્મથી થતી ખરાબીનો વિચાર કરીએ છીએ, ત્યારે આપણા મનમા ઉત્સાહ થઈ આવે છે કે આપણે કર્મને મારી હઠાવીએ, કર્મનો નાશ કરી નાખીએ, પણ જ્યારે આગળ પડીને પુરુષાર્થ કરવાનો પ્રશ્ન આવે છે, ત્યારે ઠડા પડી જઈએ છીએ આથી કર્મની સત્તા અબાધિત રહે છે અને આપણી યાતનાઓનો અત આવતો નથી

એક માણુસનુ વર્તન તમને દુષ્ટ–ખરાબ–અનિચ્છનીય લાગતું હોય તો તેને કહી દો છો કે ‘ હવેથી તારે અમારા ઘરમા આવવું નહિ ’ આમ છતા તે ઘરમા આવે તો તમે તેને ધમકાવો છો કે ‘ તેં આ ઘરમા પગ શા માટે મૂક્યો ? અહીંથી જલ્દી ચાલ્યો જા, નહિ તો જોયા જેવી થશે ’ અને તે માણુસ ચાલ્યો ન જાય તો તમે બાય ચડાવો છો, તેને ધક્કો મારો છો અને વખતે ગળચીથી પકડી બહાર કાઢી મૂકો છો પરતુ કર્મો અતિ દુષ્ટ–ખરાબ–અનિચ્છનીય હોવા છતા તેના સબધમા તમારુ વર્તન આવું નથી એને તમે આમત્રણ આપીને ઘરમા ઘાલો છે અને નિરાતે પડ્યા રહેવા દો છો પછી એ પોતાની દુષ્ટતા પૂરેપૂરી બતાવે ત્યારે પસ્તાવો કરો છો કે ‘ અરેરે ! કર્મે મારી દશા બહુ

બૂરી કરી નાખી !' પરંતુ એથી શો દહાડો વળે ? દુષ્ટને આશ્રય આપતાં પહેલાં જ વિચાર કરવો જોઈએ. જૂંએ આ જાતનો વિચાર ન કર્યો, તો તેને કેટલું સહન કરવું પડ્યું ?

## દુષ્ટને આશ્રય આપવા અંગે જૂંની વાત

રાજાનો મોટો પલંગ હતો. તેના પર દૂધ જેવી સફેદ ચાદર બિછાવેલી હતી. આ ચાદરના સાંધામાં એક જૂં રહેતી હતી. તે રાજા સૂઈ જાય ત્યારે ચાદરના સાંધામાંથી બહાર નીકળતી અને આસ્તેથી રાજાનું લોહી પી પાછી પોતાનાં સ્થાને ચાલી જતી. રાજા તો રોજ સારું સારું ખાનારો એટલે તેનું લોહી ઘણું મીઠું હતું. આથી જૂંને મજા આવતી અને તે પોતાનાં દિવસો સુખમાં નિર્ગમન કરતી.

હવે એક વખત એક માંકડ ત્યાં આવી પહોંચ્યો. તેણે કહ્યું : 'બહેન ! હાલ મને બીજો આશરો નથી, માટે તારે ત્યાં આશરો આપ. હું તારો ઉપકાર જીંદગીભર નહિ ભૂલું. એક રાત ગાળીને હું બીજે ચાલ્યો જઈશ. જૂંએ કહ્યું : 'તને આશરો આપવામાં વાંધો નથી, પણ તારો સ્વભાવ અતિ ચપળ રહ્યો, એટલે મને વિચાર થાય છે. માંકડે કહ્યું : 'મારો સ્વભાવ અતિ ચપળ છે એ વાત સાચી, પણ હું સમય ઓળખું છું. તમારે ત્યાં રહીને હું કોઈ જાતનું તોફાન કરીશ નહિ, માટે તમારે બેફીકર રહેવું.'

જૂં ઘણી ભલી હતી, એટલે તેણે માંકડનાં વચન પર વિશ્વાસ રાખ્યો અને તેને આશરો આપ્યો. માંકડ ચાદરના સાંધામાં એક જગાએ લપાઈ ગયો.

હવે રાત પડી અને રાજા પલગ પર લેટયો તેના લોહીની ગધથી માકડ ઊચો-નીચો થવા લાગ્યો તેણે ચાદરના સાંધામાથી બહાર નીકળી રાજાને ચટકો ભરવાની તેયારી કરી પોતે જૂને શુ વચન આપ્યુ હતું, તે ભૂલી ગયો અથવા તો દુષ્ટોને પોતાના વચનની કિંમત હોય છે જ કયા ? સ્વાર્થ સરતો હોય તો તેઓ ગમે તેવા વચનો આપે છે, પણ પાળવામા મોઢુ મીંડુ 'તારી ગાય છુ, મને છોડી દે, હવે ફરી આ દેશમા નહિ આવુ' એવુ કહીને મહમ્મદ ઘોરી છ વાર પૃથ્વીરાજના હાથમાથી છટકી ગયો હતો આમ છતા તેણે સાતમી વાર આ દેશ પર ચડાઈ કરી અને પૃથ્વીરાજને હરાવી કેદ કર્યો

અહીં માકડે બહાર નીકળીને રાજાને ચટકો ભર્યો અને તેનુ મીઠુ લોહી ચાખ્યુ હજી રાજાને ઊંઘ આવી ન હતી, એટલે તે ચટકો ભરતા જ બેઠો થઈ ગયો અને પલગમા આમતેમ જોવા લાગ્યો આથી સેવકો ત્યા આવી પહોચ્યા અને પૂછવા લાગ્યા કે 'મહારાજ ! શુ થયુ ?' રાજાએ કહ્યુ 'આ ચાદરમા માકડ લાગે છે ' આથી સેવકો ચાદરને તપાસવા લાગ્યા

માકડ તો પોતાના સ્વભાવ પ્રમાણે ચટકો ભરીને તરત વિદાય થઈ ગયો હતો અને ઝડપથી પલગની ઈસમા ભરાઈ ગયો હતો તે આ સેવકોના હાથમા શેનો આવે ? પણ પેલી જૂ કે જે હજી ચાદરના સાધામા જ બેઠી હતી, તે સેવકોના હાથમા આવી ગઈ સેવકોએ માન્યુ કે આણે જ

રાજાને ચટકો ભર્યો છે, માટે તેને યોગ્ય શિક્ષા કરવી જોઈએ. તેમણે એ જૂંને મારી નાખી. પછી રાજા પલંગમાં સૂતો અને ઘસઘસાટ ઊંઘવા લાગ્યો.

દુષ્ટ માંકડને એક રાતનો આશરો આપવા જતાં જૂંએ પોતાના પ્રાણ ગુમાવ્યા, ત્યારે લાંબા વખતથી દુષ્ટ કર્મોને ઘરમાં ઘાલનાર તમારું શું થશે ?

તમે કહેશો કે 'એની અમને ખબર છે. એનું પરિણામે અમારે ઘણું સહન કરવું પડશે.' પણ આ શબ્દો હોઠેથી બોલાય છે, હૈયેથી બોલાતા નથી. જો હૈયેથી બોલાતા હોય તો સ્થિતિ જૂદી જ હોય ! તમે નિશ્ચિત–ચૂપ–શાંત થઈને બેસી રહો નહિ. તમે રસ્તા પર ચાલ્યા જતા હો અને કોઈ બૂમ મારે કે 'સાપ ! સાપ !' તો શું કરો ? ચાલતા હો તેમ જ ચાલ્યા કરો કે રસ્તો બદલો ? બાજુમાં આગ લાગી હોય અને કલાક–બેકલાકમાં તેની જ્વાલા તમારાં ઘરમાં પહોંચે એમ હોય તો શું કરો ? પલંગમાં સૂઈ રહો, અમનચમન કરો કે ભાગવા માંડો ?

સને ૧૯૪૨ની વાત તમે ભૂલ્યા નહિ હો. સીંગાપુર પડયું હતું અને હવે મુંબઈ પર જરૂર બોંબમારો થશે એવી હવા ફેલાઈ હતી. તે વખતે તમે શું કર્યું હતું ? હજારો રૂપિયાની ઘરવખરી મામુલી કિંમતે વેચી મારી હતી અને ગાંસડાં–પોટલાં બાંધી સ્ટેશન ભેગા થયા હતા ! ત્યાં છ-છ આઠ આઠ કલાક ટ્રેનની રાહ જોતાં બેસી રહ્યા હતા અને પોર્ટરોએ બેના બાવીશ માગ્યા તે ચૂકવી આપ્યા હતા.

તમારાં મોઢા પર ગભરાટનો પાર ન હતો ક્યારે ટ્રેનમા બેસીએ અને દેશમા પહોચી જઈએ, એ જ વિચાર મનમા રમી રહ્યો હતો

જો તમે સાપથી બચવા, અગ્નિથી બચવા, બોબમારાથી બચવા આટલી જહેમત ઉઠાવો છો, તો તેનાથી અનેકગણા વધારે ખતરનાક કર્મથી બચવા માટે કેટલી જહેમત ઉઠાવવી જોઈએ ? પરતુ તમે સુસ્ત છો, ચૂપ છો, એ ખરેખર ઘણું ખેદજનક છે પુરુષાર્થ કર્યા વિના છાતી પરનું બોર પણ મુખમા પેસતુ નથી તો કર્મની સત્તા કેમ તૂટે ?

કર્મો તૂટવાના હશે તો તૂટશે, એમ કહીને બેસી રહેશો તો ખત્તા ખાશો એ પોતાની મેળે કદી પણ તૂટવાના નથી તમે આ ભવમા કર્મની જજીરોને નહિ તોડો તો બીજા ભવમા, ત્રીજા ભવમા, પાચમા ભવમા, દશમા ભવમા, સોમા ભવમા કે હજારમા ભવમા પણ એ તોડવી તો પડશે જ તો પછી આજે જ કેમ ન તોડો?

તમે એમ માનતા હો કે આગળ પર કોઈ સારી તક આવશે ત્યારે કર્મને તોડવા માડીશુ અને તેનો ભુક્કો કરી નાખીશું, તો આથી વધારે સારી તક તમારી પાસે બીજી કઈ આવવાની હતી ? અનત અનત ભવભ્રમણ કરતા મનુષ્યભવ પ્રાપ્ત થયો, એ કર્મોને તોડવા માટેની મોટામા મોટી તક છે જે જે આત્માઓએ કર્મની સાથે કારમુ યુદ્ધ ખેલીને તેનો નાશ કર્યો, તે મનુષ્યના ભવમા જ કર્યો કોઈએ દેવના ભવમા, તિર્યંચના ભવમા કે નારકના ભવમા કર્મનો સપૂર્ણ નાશ કર્યો હોય એવું આજ સુધી બન્યુ નથી.

પ્રશ્ન–પરંતુ ભવિષ્યમાં બને ખરૂં કે ?

ઉત્તર–જે આજ સુધી ન બન્યું તે ભવિષ્યમાં શું બને ? ભવિષ્યમાં પણ જે જે આત્માઓ કર્મનો સંપૂર્ણ નાશ કરવાના, તે મનુષ્યના ભવમાં જ કરવાના. તમે દેવ-લોકનાં સુખો ઇચ્છો છો અને કોઈ વિમાન કે રોકેટ દેવ-લોકમાં લઈ જતું હોય તો પહેલો નંબર લગાડો એમ છો, પણ દેવો પોતે મનુષ્યપણું ઇચ્છે છે કે જેથી કર્મો સાથે કારમું યુદ્ધ કરીને તેનો છેડો લાવી શકાય.

મહાનુભાવો ! આવી તક ઘડી ઘડી નહિ મળે, માટે ઊઠો, ઊભા થાઓ અને કર્મને તોડવાનો પ્રશસ્ત પુરુષાર્થ આદરો. કર્મને તોડવાનો પ્રશસ્ત પુરુષાર્થ કરશો એટલે ધર્મનું આરાધન અવશ્ય થશે.

વિશેષ અવસરે કહેવાશે.



## વ્યાખ્યાન પાત્રીશમુ
# ધર્મની શક્તિ

મહાનુભાવો !

જે વિચારણા આજના યુગમા ઘણી જરૂરની હતી, તે ગત વ્યાખ્યાનથી શરૂ થઈ ચૂકી છે એ વિચારણામા ધર્મ એક આવશ્યક વસ્તુ તરીકે પૂરવાર થયો છે, તેથી તેના સબધમા વિશેષ વિચારણા કરવાનુ ઉપયુક્ત બને છે

કર્મની સત્તા આખી દુનિયા પર–સમસ્ત પ્રાણીવર્ગ પર ચાલે છે બળદેવ, વાસુદેવ અને ચક્રવર્તી જેવા પણ તેની સત્તામાથી મુક્ત નથી, તો બીજાઓની શી વાત કરવી ? પણ કર્મની આ સત્તાને તોડનારો ધર્મ છે

સાપ અને નોળિયાની લડાઈ થાય તો આખર કોણ જિતે છે ? સાપ ફુગરાઈને ઝેરી ડખ મારે તો નોળિયો પોતાની બોડમા જઈ નોળવેલ સુધી લાવે છે અને ઝેરથી મુક્ત થાય છે સાપની લબાઈ, સાપનો ભયકર ફટાટોપ, સાપના બે બે તીક્ષ્ણ દાત એ કશાથી તે ડરતો નથી એ વીરતાથી લડયે જ રાખે છે અને આખરે સાપને મહાત કરી દે છે

ધર્મનુ પણ આવુ જ છે કર્મસત્તા અતિ બળવાન હોવા છતા તેની સામે તે વીરતાભર્યું યુદ્ધ ખેડે છે અને

આખરે કર્મને મહાત કરી દે છે. કર્મ સાથેની લડાઈમાં ધર્મ જિતે છે, માટે જ તેનું સન્માન છે, માટે જ તેની પ્રશંસા છે અને માટે જ તેની ઉપાદેયતા છે. જો કર્મ સાથેની લડાઈમાં ધર્મ હારી જતો હોત, તો આજે તેને કોણ યાદ કરત? દુનિયા તો હમેશાં વિજયીને જ યાદ કરતી આવી છે. ધારાસભાના સભ્ય થવા માટે ચુંટણીનો જંગ ખેલાય અને તેનું પરિણામ બહાર પડે, ત્યારે તમે જિતેલા ઉમેદવારને હારતોરા કરો છો કે હારેલા ઉમેદવારને? આઈસક્રીમ પાર્ટીઓ પરીક્ષામાં ઉત્તીર્ણ થનારનાં નિમિત્તે અપાય છે કે અનુત્તીર્ણનાં નિમિત્તે?

અહીં પ્રશ્ન થશે કે 'ધર્મમાં જો આવી અદ્ભુત શક્તિ રહેલી છે, તો આ જગતમાં અનંત આત્માઓ રખડી કેમ રહ્યા છે? તેમનો અદ્યાપિ પર્યંત મોક્ષ કેમ ન થયો?' તેનો ઉત્તર એ છે કે આ જગતમાં લોહમય ખડકો પણ છે અને પારસમણિના ખડકો પણ છે, છતાં લોહમય ખડકો સુવર્ણના બની ગયા નથી, કારણ કે તે બે વચ્ચે જે પ્રકારનો સંપર્ક સધાવો જોઈએ તે સધાયો નથી. જો સંપર્ક સધાય તો જ એ ખડકો સુવર્ણના બની જાય. આ જગતમાં અનંત આત્માઓ રખડી રહ્યા છે, તેનું કારણ એ છે કે તેમણે ધર્મ સાથે જેવો અને જેટલો સંપર્ક સાધવો જોઈએ તેવો અને તેટલો સંપર્ક સાધેલો નથી. જ્યારે એ આત્માઓ ધર્મનો યોગ્ય સંપર્ક સાધશે, ત્યારે કર્મની શ્રૃંખલાઓને તોડીને મોક્ષની પ્રાપ્તિ કરશે.

મુબઈની બે કોમાં ક્રોડો રૂપિયા પડયા છે, છતા ઘણા માણસો ગરીબાઇ ભોગવે છે અને મહેનત-મજૂરી કરીને પોતાનુ પેટ ભરે છે, તેનુ કારણ શું ? કારણ એ જ કે તેઓ એ રૂપિયાના માલીક નથી અથવા એ રૂપિયા મેળવવા જેટલો અધિકાર તેમણે પ્રાપ્ત કરેલો નથી જો તેઓ એક યા બીજા ઉપાયે એ અધિકાર પ્રાપ્ત કરે તો તેમને નાણાની તગી બિલકુલ નડે નહિ, પણ થોડા વખતમા શ્રીમ ત બની જાય ધર્મની બાબતમા પણ આવુ જ છે જ્ઞાનીઓનો કહેવો ધમ આ જગતમા વિદ્યમાન છે, પણ આપણે તેના માટે અધિકાર પ્રાપ્ત કરી લેવો જોઈએ

ડાગનો પ્રયોગ કરવાથી શત્રુને દૂર રાખી શકાય છે અને પોતાનો બચાવ થઈ શકે છે, પણ ડાગ આપણાથી દશ-વીશ હાથ દૂર હોય તો ? ડાગ હાથમા લેવી જોઈએ, તો જ હુમલાખોરથી બચાવ થઈ શકે છે આ રીતે ધર્મને ધારણ કરીએ અને તેનુ બરાબર પાલન કરીએ, તો કર્મો તૂટે છે અને મોક્ષપ્રાપ્તિ સુલભ બને છે

પ્રશ્ન-કર્મની સત્તાથી મુક્ત થનારો ભાગ કેટલો ?

ઉત્તર-બહુ ઓછો અનતમો ભાગ

પ્રશ્ન-એથી એમ સાબીત થતું નથી કે કર્મની સત્તા ધર્મની સત્તા કરતા ઘણી મોટી છે ?

ઉત્તર-ના માત્ર ક્ષેત્રની વ્યાપકતા પરથી સત્તાની મોટાઇ સાબીત થતી નથી ભારતવર્ષની સરખામણીમા ઇંગ્લાડનો ટાપુ ઘણો નાનો ગણાય, છતા તેણે ભારતવર્ષની

પ્રજા પર વર્ચસ્વ જમાવ્યુ હતું અને તે દોઢસો વર્ષ સુધી ટકર્યું હતું. ફ્રાન્સ, પોર્ટુગલ, ડચ, બેલ્જિયમ વગેરે પણ નાના વિસ્તારવાળાં રાજ્યો હોવા છતાં તેમણે આફ્રિકા વગેરે અનેક દેશોમાં પોતાનું વર્ચસ્વ સ્થાપિત કરેલું છે.

આ વસ્તુનો બીજી રીતે પણ વિચાર થઇ શકે છે. હાથીનો દેહ ઘણો મોટો છે અને મચ્છર તેની સરખામણીમાં ઘણું નાનું જંતુ છે, પણ એ મચ્છર હાથીના કાનમાં પેસી જાય તો તોબાહ પોકરાવે છે. અગ્નિનો તણખો ઘણો નાનો હોય છે, પણ તે ઘાસની મોટી ગંજીમાં પડે તો તેને બાળી નાખે છે. આથી ક્ષેત્રના વિસ્તાર સાથે સત્તા-શક્તિનો સંબંધ નથી.

અહીં પ્રસંગવશાત્ બહુમતી વિષે પણ કેટલોક ખુલાસો કરી દઇએ. એક પક્ષમાં થોડા માણસો હોય, તેથી એ સાબીત થતું નથી કે ઘણા માણસોવાળો પક્ષ-બહુમતી પક્ષ સાચો અને થોડા માણસોવાળો પક્ષ–લઘુમતી પક્ષ ખોટો. તમે વાનરોની વાત સાંભળો, એટલે આ વસ્તુની ખાતરી થશે.

## બહુમતી અંગે વાનરોની વાત

એક રાજમહેલમાં કેટલાક વાનરો પાળવામાં આવ્યા હતા. તેમને રાજસેવકો નવડાવતા–ધોવડાવતા અને રાજકુમારો સારું સારું ખવડાવતા તથા ખેલકૂદ કરાવતા. આથી આ વાનરોને રાજમહેલમાં ખૂબ ગમી ગયું હતું.

આ જ રાજમહેલમાં ઘેટાનું એક નાનું ટોળું પાળવામાં આવ્યું હતું. તેના પર નાના રાજકુમારો સવારી કરતા અને

આનદ માણુતા આ ટોળામા એક ઘેટો વકરેલો હતો તે રોજ રાજાના રસોડામા પેસી જાય અને જે જુએ તે ખાઈ જાય રસોઈયો તેને લાકડી, પત્થર કે વાસણુનો છૂટો ઘા કરીને મારે, પણુ તે પોતાની આજ્ઞા છોડે નહિ

એક ઘરડો વાનર આ બધુ જોયા કરતો તેને લાગ્યુ કે આ તો ઠીક થતુ નથી રાજાનો રસોઇયો ક્રોધી છે અને ઘેટો હઠીલો છે, તેથી એક દિવસ આ રસોઇયો તેને સળગતું લાકડુ મારશે અને એ ઘેટો પડખેની અશ્વશાળામા પેસશે ત્યા ઘણું ઘાસ ભરેલુ છે, તે ઘેટાના ત્યા જવાથી સળગી ઉઠશે અને તેથી ઘોડાઓ દાઝી જશે આ ઘોડાઓ રાજાને ખૂબ પ્રિય છે, એટલે તે એનો ઉપાય પૂછશે એ ઉપાયમા વાનરની ચરબી જેવો બીજો શ્રેષ્ઠ ઉપાય નથી, એટલે તેની ભલામણુ થશે અને તે વખતે અમારુ બધાનુ મોત આવશે માટે અત્યારથી જ અહીંથી ચાલ્યા જવું સારૂ

તેણે બધા વાનરોને એકાતમા એકઠા કર્યા અને કહ્યુ કે 'ભાઈઓ! રાજાના રસોઇયા અને ઘેટા વચ્ચે રોજ લડાઈ થાય છે તેમા કોઈક વખત આપણું નિકદન નીકળી જશે માટે આપણા પર કોઈ જાતની આફત આવે તે પહેલા અહીંથી વનમા ચાલ્યા જઈએ ત્યા ઝાડની કુણી ડાળખીઓ તથા ફળફૂલ ખાઈશું ને મજા કરીશું '

આ સાભળી એક વાનરે કહ્યુ 'આ વાત તો ઘણી વિચિત્ર છે! રાજાનો રસોઈયો અને ઘેટો રોજ લડે, તેમા આપણે શું ?'

બીજા વાનરે કહ્યું : 'જો રસોઇયા અને ઘેટાની લડાઈથી કંઈ આફત આવવાની હોત તો ક્યારની આવી ગઈ હોત. તે હજી સુધી આવી નથી, એ જ બતાવે છે કે દેખાડવામાં આવતો ભય ખોટો છે.'

ત્રીજાએ કહ્યું : 'જ્યાં કોઈ આફતનો સંભવ નથી, ત્યાં સંભવ માની લેવો અને રાજમહેલ છોડી દેવો એ બુદ્ધિમાં ઉતરે એવી વાત નથી.'

ચોથાએ કહ્યું : 'જે સુખ અહીં મળે છે, તે વનમાં થોડું મળવાનું હતું ? હાથે કરીને દુઃખી થવાનો અર્થ શો ?'

વાનરોના આ વિચાર સાંભળી ઘરડા વાનરને લાગ્યું કે આમાંનો કોઈ પણ ગંભીરતાથી વિચાર કરે એવો નથી, માટે બધો ફોડ પાડીને વાત કરવી નકામી છે. એટલે તેણે ટુંકમાં કહ્યું : 'મેં આ બાબત પર પૂરો વિચાર કર્યો છે, જો તમારે મારું માનવું હોય તો માનો.'

એક વાનરે કહ્યું : 'આ બાબત ઘણી ગંભીર છે, તેથી એક જણના કહ્યા પ્રમાણે કરી શકાય નહિ. તે માટે બધા વાનરોનો મત લો.'

બધા વાનરોના મત લેવાયા, તેમાં પેલા ઘરડા વાનરના મતને કોઇએ ટેકો આપ્યો નહિ. અને એક મત વિરુદ્ધ પ્રબળ બહુમતીથી નક્કી કરવામાં આવ્યું કે 'આપણે જે પ્રમાણે રાજમહેલમાં રહીએ છીએ, તે જ પ્રમાણે રહેવાનું ચાલુ રાખવું.'

પોતાના ભાઈઓની આ હાલત જોઈ ઘરડા વાનરને

ઘણુ દુખ થયુ અને તે એકવે રાજમહેલ છોડી વનમા ચાલ્યો ગયો બધા તેને મૂર્ખ માની હસવા લાગ્યા

થોડા દિવસ બાદ ઘરડા વાનરે વિચાર્યું હતું, તેમજ અન્યુ ગ્મોઇયાએ ઘેટાને સળગતુ લાકડુ માર્યું અને ઘેટો સળગી ઉઠયો તે બરાડા પાડતો પાસેની અશ્વશાળામા પેઠો ને જમીન પર આળોટવા લાગ્યો ત્યા જમીન પર પડેલુ ઘાસ સળગી ઉઠ્યુ ને બાજુમા ભરેલા ઘાસને પણ તેની અસર પહોચી જોતજોતામા અશ્વશાળા સળગી ઉઠી ને તેમા કેટલાક ઘોડા માર્યા ગયા તવા કેટલાક સખત દાઝી ગયા રાજાએ પશુચિકિત્સકને બોલાવી ઘોડાને સારા કરવાનો ઉપાય પૂછ્યો, ત્યારે જવાબ મળ્યો કે 'વાનરોની તાજી ચરબી ચોપડવામા આવે તો આ ઘોડાઓને સારુ થઈ જાય'

રાજાએ કહ્યુ કે 'આ કામ તો સરલતાથી બની શકે એવુ છે આપણા પોતાના મહેલમા જ વાનરોનુ એક ટોળુ પાળેલુ છે' પછી રાજાએ હુકમ કરતા રાજસેવકોએ લાકડી તથા પત્થર વગેરેના પ્રહાર કરીને એ વાનરોને મારી નાખ્યા અને તેની તાજી ચરબીનો ઉપયોગ કર્યો

વ્યવહારમા પણ ઘણી બાબતો એવી છે કે જેમા બહુમતીનો ઉપયોગ થઈ શકતો નથી ઘરમા ઘણા માણસો હોય છતા વડીલનુ કહેલુંજ મનાય છે આઠ ઊંટવૈદ્યોએ કહેલી વાત એક બાજુ પર રહે છે અને એક કુશળ વૈદ્યે કહેલી બાબતનો અમલ થાય છે સો મજૂરની વાત માન્ય રખાતી નથી અને એક ઇજનેરની વાતને વધાવી લેવામા આવે છે

ધર્મશાસ્ત્ર કહે છે કે હજાર અજ્ઞાનીઓને એકઠા કરો તો પણ તે એક સાચા જ્ઞાનીનો મુકાબલો કરી શકશે નહિ, તેથી સાચા જ્ઞાનીનું વચન જ માન્ય રાખવું જોઈએ. આ જગતમાં જ્ઞાની થોડા છે અને અજ્ઞાની વધારે છે, ધર્મી થોડા છે અને અધર્મી વધારે છે. તેથી ધર્મની બાબતમાં બહુમતીનું ધોરણ સ્વીકારવા જતાં પતનની પૂરેપૂરી સંભાવના છે.

'ઘણા કરે છે માટે કરવું' એવી જે એક પ્રકારની મનોવૃત્તિ લોકોમાં દેખા દે છે, તે આ દૃષ્ટિએ યોગ્ય-ઉચિત-વ્યાજબી નથી. જે સત્ય હોય, હિતકર હોય, કલ્યાણકારી હોય તે જ આચરવાનું છે, પછી ભલે બહુ થોડા માણસો તેને આચરી રહ્યા હોય.

## અશરણોનું શરણ ધર્મ છે.

જો કર્મની સત્તામાંથી છૂટવું હોય, કર્મનાં બંધનોને તોડવાં હોય તો ધર્મનું શરણ સ્વીકાર્યે જ છૂટકો છે. આપણા મહાપુરુષોએ કહ્યું છે કે—

व्यसनशतगतानां क्लेशरोगातुराणां,
मरणभयहतानां दुःखशोकार्दितानाम् ।
जगति बहुविधानां व्याकुलानां जनानां,
शरणमशरणानां नित्यमेको हि धर्मः ॥

વ્યસન એટલે દુઃખ, આપત્તિ કે કષ્ટ, તે એક પછી એક કીડીઓની હારની જેમ આવ્યા જ કરતા હોય, ત્યારે સગાંસંબંધીઓ, મિત્રો, દોસ્તદારો એ બધા દૂર રહી જાય છે અને માત્ર ધર્મ જ શરણ આપે છે.

મનુષ્ય જ્યારે વિવિધ પ્રકારના ક્લેશોથી કે રોગોથી ઘેરાઈ ગયો હોય ત્યારે પણ ધર્મ જ શરણુ આપે છે પૂનાની પાસે તલેગાવ નામનુ એક ગામ છે ત્યાના એક શ્રાવકને ડાયાબીટીસ એટલે મીઠી પેશાબનો રોગ હતો તેણે કોઈ દિવસ તપશ્ચર્યા કરી ન હતી અને તેનાથી વતી પણ નહિ પરતુ એક વખત શ્રી વિજયયશોદેવસૂરિજી ત્યા પધારતા તેમની પ્રેરણાથી તેણે અઠ્ઠાઇનુ તપ આદર્યું અને શુદ્ધ ધર્મ ભાવનાથી પૂરુ કર્યું એ તપશ્ચર્યાના અતે તેનો મીઠી પેશાબનો રોગ મૂળથી ગયો જે રોગ ઘણી દવાઓ કરવા છતા ન મટ્યો, તે આઠ દિવસનુ ધાર્મિક અનુષ્ઠાન કરવાથી મટી ગયો ડૉકટરો આ જોઈને ચકિત થઈ ગયા મીઠી પેશાબનુ દદ મૂળમાથી જાય એમ તેઓના માન્યામા આવ્યુ નહિ તેમણે એ શ્રાવકને સાકર ખવડાવીને પેશાબ તપાસ્યો તો તેમા જરા પણ સાકર આવી નહિ

અનાથી મુનિની કથા આગળ આવી ગઈ છે તેમા તેમણે સ્વમુખે જણાવ્યુ છે કે અનેકવિધ ઉપચારો કરવા છતા તેમનો રોગ મટ્યો નહિ, પણ શુદ્ધ ધાર્મિક સકલ્પ કરીને રાત્રે સૂતા કે સવારમા તે રોગ નાબૂદ થઈ ગયો આવા બીજા પણ અનેક દૃષ્ટાતો છે

મરણના ભયથી હેરાન થયેલાને ધર્મ સિવાય બીજા કોનુ શરણુ છે ? એ વખતે માતા, પિતા, ભાઈ, ભગિની, કાકા, કાકી, મામા, મામી, ફોઈ, ફુઆ કે કોઈ સગાસબધી શરણુ આપી શકતા નથી મોટા મોટા શેઠિયાઓ

તથા અધિકારીઓ જોડે બેઠક હોય છતાં તે ય આ વખતે કામ લાગતા નથી. સરકારી વૉરંટ લાંચરૂશ્વત આપવાથી પાછું જાય, પણ મૃત્યુનું વૉરંટ આવ્યું કે તે પાછું ન જાય. એ વખતે બધા ખસી જાય, માત્ર ધર્મ જ શરણભૂત છે. એકનો એક યુવાન પુત્ર મરણ પામ્યો હોય કે પત્નીનું અકાળ અવસાન થયું હોય કે વડીલ ચાલ્યા ગયા હોય, ત્યારે મનુષ્યનું મન શોકથી ઘેરાઈ જાય છે. એ જ રીતે વ્યાપારધંધો એકાએક પડી ભાંગ્યો હોય કે મોટી ખોટ આવી હોય કે પ્રયત્નો કરવા છતાં કામકાજ બરાબર ચાલતું ન હોય, ત્યારે પણ મનુષ્યનું મન શોકાતુર થઈ જાય છે. તેને કોઈ વાતે ચેન પડતું નથી. એ વખતે ધર્મનું આરાધન જ તેનો શોક દૂર કરી શકે છે.

આ રીતે જગતમાં બહુ બહુ રીતે વ્યાકુલ થયેલા શરણરહિત મનુષ્યોને માત્ર ધર્મ જ નિત્ય શરણભૂત થાય છે. ધર્મની આ કેવી મહાન શક્તિ ?

## ધર્મથી થતા અનેક પ્રકારના લાભો

મહાનુભાવો ! તમે તો વ્યાપાર–વણજ કરનારા એટલે પાકા વાણિયા. દરેક વસ્તુનું લાભે લેખું કરો. જો થોડો પણ લાભ દેખાતો હોય તો તરત તેમાં ઝંપલાવો. તેથી જ તમને જણાવીએ છીએ કે ધર્મનું આરાધન એ લાભનો સોદો છે, ખોટનો સોદો નથી. તેનાથી કેવા કેવા લાભો થાય છે, તે ધ્યાન દઈને સાંભળો :–

धर्माज्जन्म कुले शरीरपटुता सौभाग्यमायुर्बल,
धर्मेणैव भवन्ति निर्मलयशो विद्यार्थसंपत्तय ।
कान्ताराच्च महाभयाच्च सतत धर्म परित्रायते,
धर्म सम्यगुपासितो भवति हि स्वर्गापवर्गप्रद ॥

ધર્મનુ યોગ્ય આરાધન કરે તેનો જન્મ ઉચા કુલમા એટલે ખાનદાન કે સસ્કારી કુટુબમા થાય આ લાભ જેવો તેવો ન સમજશો જેમનો જન્મ હલકા કે અધમ કુલોમા થાય છે, તે શરૂઆતથી જ પાપકર્મ શીખે છે અને તેમા પાવરધા બને છે કોળી, વાઘરી, કસાઈ, ચમાર, ચોર કે ડાકુને ત્યા જન્મ લેનારની હાલત જુઓ, એટલે તમને ઉચ્ચ કુલની કિંમત સમજાશે

ધર્મનુ યોગ્ય આરાધન કરે તેને પાચે ઇંદ્રિયોની પૂર્ણતા મળે આ લાભ પણ જેવો તેવો નથી કોઇને હાથે ખોડ હોય છે, પગે ખોડ હોય છે, બરડે ખૂધ હોય છે, જીભ તોતડાતી હોય છે, કાને બહેરાશ હોય છે, આખે ખામી હોય છે, તેને જીવનમા ઘણુ સહન કરવું પડે છે તેની સરખામણીમા પાચે ઇંદ્રિયોની પૂર્ણતાવાળો ઘણો સુખી ગણાય

'ધર્મનુ યોગ્ય આરાધન કરવાથી સૌભાગ્ય મળે છે સૌભાગ્ય એટલે બધાને પ્રિય લાગવાપણુ તમારે બધાને તો કયવન્ના શેઠનુ સૌભાગ્ય જોઇએ છે, પણ કયવન્ના શેઠને એ સૌભાગ્ય શી રીતે પ્રાપ્ત થયુ, તેનો વિચાર કરવો નથી કયવના શેઠને એ સૌભાગ્ય ધર્મના યોગ્ય આરાધન જ પ્રાપ્ત થયુ હતું

ધર્મનું યોગ્ય આરાધન કરવાથી દીર્ઘ આયુષ્ય મળે. કેટલાક માતાના ગર્ભમાં જ મરણ પામે છે, કેટલાક જન્મ્યા પછી ટુંક સમયમાં જીવન પૂરું કરે છે. આ આત્માઓના મનુષ્યભવની સાર્થકતા શી ? જો દીર્ઘ આયુષ્ય હોય તો તેમાં તીર્થયાત્રા, જપ-તપ આદિ અનેકવિધ કરણી થઇ શકે અને મળેલા માનવભવને સાર્થક કરી શકાય. એટલે દીર્ઘ આયુષ્ય એ પણ મોટો લાભ છે.

ધર્મનું યોગ્ય આરાધન કરવાથી બલની પ્રાપ્તિ થાય. જેઓ નિર્બળ છે, રાંકડા છે, માયકાંગલા છે, તેને સહુ કોઈ સતાવે છે અને તેમનું જીવન બરબાદ થાય છે. તેથી જ બલને અહીં જીવનસફળતાનું એક સાધન સમજવાનું છે.

ધર્મનું યોગ્ય આરાધન કરવાથી નિર્મળ યશ, વિદ્યા અને અર્થની સંપત્તિ પ્રાપ્તિ થાય. યશ કોને નથી ગમતો ? બે માણસો બોલાવે અને આગળ બેસાડે તો છાતી તરત ફૂલાય છે. આ રીતે જીવનમાં સર્વત્ર યશની પ્રાપ્તિ કરવી હોય તો ધર્મનાં આરાધનવાળો કરી શકે, બીજો ન કરી શકે. વિદ્યાવાનને સહુ માન આપે છે, એ વિદ્યાની પ્રાપ્તિ પણ ધર્મારાધનને આધીન છે અને અર્થ એટલે લક્ષ્મી એ પણ ધર્મની જ તાબેદાર છે. જેણે ધર્મનું સારી રીતે આરાધન કર્યું હોય તેને જ લક્ષ્મી વરે છે.

તમે પ્રવાસે નીકળ્યા હો અને કોઈ મોટાં જંગલમાં દાખલ થાઓ, ત્યાં તમારું રક્ષણ ધર્મ સિવાય બીજું કોણ કરી શકે છે ? એ જ રીતે હાથી, સિંહ, સર્પ, અગ્નિ, ભૂત,

પિશાચ વગેરેનો ભય ઊભો થયો હોય ત્યાં પણ ધર્મ સિવાય કોઈ રક્ષણ કરી શકતું નથી

સ્વર્ગના સુખો સાંભળીને તમારા મોઢામાં પાણી છૂટે છે, પણ એ સુખો એમ ને એમ પ્રાપ્ત થઈ જતા નથી જેણે સારી રીતે ધર્મારાધન કર્યું હોય તેને જ એ સુખો પ્રાપ્ત થાય છે અને મોક્ષ કે જેમાં અનિર્વચનીય અનંત સુખ રહેલું છે, તેની પ્રાપ્તિ પણ ધર્મના યોગ્ય આરાધન વડે જ થાય છે

આ રીતે ધર્મના લાભો ઘણા છે, તેથી સમજુ મનુષ્યોએ તેનું થઈ શકે એટલું આરાધન કરવું જોઈએ

## ધન જોઈએ કે ધર્મ ?

કેટલાક કહે છે કે 'અમારે ધર્મ નહિ, પણ ધન જોઈએ, કારણ કે અન્ન, વસ્ત્ર અને આબરૂ એ ત્રણે તેનાથી મળી રહે છે' આ મહાનુભાવોને અમે કહેવા ઇચ્છીએ છીએ કે 'અન્ન અને વસ્ત્ર ધનથી મળી શકે, પણ આબરૂ માત્ર ધનથી મળી શકતી નથી કેટલાક ધનિક માણસો એવા પણ જોવામાં આવે છે કે જેમની પાસે લાખો રૂપિયાની મૂડી હોવા છતાં તેમની સમાજમાં કશી જ આબરૂ હોતી નથી વધારે સ્પષ્ટ કહીએ તો સમાજ તેમને ધિક્કારતો હોય છે અને સવારમાં ઉઠીને તેમનું નામ લેવા પણ તૈયાર હોતો નથી! જો માત્ર ધનથી જ આબરૂ મળતી હોત તો આ ધનિકોની સ્થિતિ કદાપિ આવી ન હોત જે ધનિકોની સમાજમાં મોટી આબરૂ હોય છે, તેમના દિલમાં ઉદારતા હોય

છે અને તેઓ ધર્મના–પરોપકારના માર્ગે પોતાનાં ધનનો ઉપયોગ કરતા હોય છે, એટલે આબરૂનું શ્રેય ધનને નહિ, પણ ધન વાપરવાની પાછળ રહેલી ધર્મભાવનાને ઘટે છે.

છતાં માની લ્યો કે અન્ન, વસ્ત્ર અને આબરૂ એ ત્રણે ધનથી મળે છે, પણ ધન શેનાથી મળે છે? એ વિચારવાનુ છે. જો માત્ર મહેનત–મજૂરીથી જ ધન મળતું હોત તો મહેનત કરનારા બધાને તે સરખા ભાગે મળત, પણ તેમાં તો મોટું અંતર દેખાય છે. એક માણસને થોડી મહેનતે જ ઘણું ધન પ્રાપ્ત થાય છે, બીજાને ઘણી મહેનતે ઠીક ઠીક ધન પ્રાપ્ત થાય છે, ત્રીજાને ઘણી મહેનત કરવા છતાં કંઈ ધન પ્રાપ્ત થતું નથી અને ચોથાને ઘણી મહેનત કરવા છતાં ખોટ ખમવી પડે છે, એટલે કે સામેથી પૈસા જોડવા પડે છે. આ તફાવત શેને આભારી છે?

જો જવાબમાં નશીબ કહેશો તો નશીબના બે ભાગ કરવા પડશે: એક સારું નશીબ અને બીજું ખરાબ નશીબ. તેમાં સારાં નશીબ અને ખરાબ નશીબનાં કારણો પણ વિચારવા પડશે. જેણે પૂર્વ ભવમાં સારાં કામો કર્યાં, પુણ્ય કર્યું, ધર્મ કર્યો તેને સારું નશીબ પ્રાપ્ત થયુ અને જેણે પૂર્વ ભવમાં ખરાબ કામો કર્યાં. પાપ કર્યું, અધર્મ આચર્યો, તેને ખરાબ નશીબ પ્રાપ્ત થયું. એટલે સરવાળે તો બધી જ વાત ધર્મ ઉપર આવીને ઊભી રહે છે. આપણા અનુભવી પુરુષો કહે છે કે–

निपानमिव मण्डूकाः, सरः पूर्णमिवाण्डजाः ।
शुभकर्माणमायान्ति, विवशाः सर्वसम्पदः ॥

'જેમ તળાવ ભરેલુ હોય ત્યા દેડકા આવે છે અને સરોવર ભરેલુ હોય ત્યા પક્ષીઓ આવે છે, તેમ જ્યા શુભ કર્મોનો સચય હોય છે, ત્યા સર્વ સપત્તિઓ વિવશ થઈને આવે છે '

કેટલાક કહે છે કે, 'ધર્મબુદ્ધિ રાખીએ તો ધન આવતુ નથી એ માટે અન્યાય, અનીતિ કે પાપનુ સેવન કરવું જ પડે છે ' પરતુ આ કથન પણ ભ્રમપૂર્ણ છે એનો ઉત્તર ધર્મબુદ્ધિ અને પાપબુદ્ધિની વાત પરથી મળી રહેશે

## ધર્મબુદ્ધિ અને પાપબુદ્ધિની વાત

એક નગરમા બે વાણિયા રહેતા હતા, તેમા એકનુ નામ ધર્મબુદ્ધિ અને બીજાનુ નામ પાપબુદ્ધિ આ બનેને આખની ઓળખાણ હતી, વળી પ્રસગે એકબીજાનુ કામ પણ કરતા હતા, તેથી બને વચ્ચે મિત્રતા થઈ

એક વાર બને મિત્રો વિચાર કરે છે કે 'આપણને તો લાખ મળ્યા નહિ અને લખેસરી થયા નહિ હવે જો એ પેમાનુ મોઢુ ભાળવું હોય તો આપણે પરદેશમા જવું અને ત્યા જઈને હિંમતથી ધધો કરવો પરદેશ ખેડયા વિના ધન કે બુદ્ધિની વૃદ્ધિ થતી નથી આવો વિચાર કરી બને મિત્રો પરદેશ ગયા અને ત્યા હિમતથી કામ લેતા સારી કમાણી કરી પછી તેઓ પોતાના વતન તરફ પાછા વળ્યા

તેઓ નગરની નજીક આવ્યા, ત્યા પાપબુદ્ધિની બુદ્ધિમા ફેર પડયો તે વિચાર કરવા લાગ્યો કે 'કોઈ પણ રીતે આ ધર્મબુદ્ધિનુ ધન પડાવી લઉ તો એકદમ ધનવાન થઈ જાઉં.

તે માટે કોઈ યુક્તિ લડાવવા દે.' અને તેણે યુક્તિ લડાવી. તે ધર્મબુદ્ધિને કહે છે: 'ભાઈ! આ ધન કમાતાં આપણને ઘણો પરસેવો વળ્યો છે. હવે તે રફેદફે ન થઈ જાય તે આપણે જોવું જોઈએ. જો આપણે આ બધું ધન ઘરે લઈ જઈશું તો સગાંવહાલાં કે સંબંધીઓ માગણી કર્યા વિના નહિ રહે અને શરમના માર્યા આપણે તેમને એ ધન આપવું પડશે. માટે સારો રસ્તો એ છે કે આ ધનનો મોટો ભાગ આપણે અહીં એક ઝાડનાં મૂળ આગળ દાટી દઈએ અને જરૂર જેટલું જ ઘરે લઈ જઈએ. પછી જેમ જરૂર પડશે, તેમ અહીંથી કાઢી જઈશું.'

ધર્મબુદ્ધિ સરલ હતો. તેનાં પેટમાં કોઈ જાતનું પાપ ન હતું, એટલે તેણે પાપબુદ્ધિનું કહેવું માન્ય રાખ્યું અને બંને જણાએ પોતાનાં ધનનો મોટો ભાગ ઝાડનાં મૂળ આગળ દાટી દીધો. બાકીનું થોડું ધન લઈ તેઓ પોતાનાં ઘરે આવ્યા.

પાપબુદ્ધિનું મન પેલાં ધનમાં પરોવાયું છે, એટલે રાત દિવસ તેના જ વિચાર આવે છે અને કદાચ ધર્મબુદ્ધિ ત્યાં જઈને એકલો ધન કાઢી લે એવી શંકા પણ સેવે છે. જેનું મન પાપી હોય તેને સર્વત્ર શંકા થાય છે. એમ કરતાં એક રાત્રિએ તે પેલાં ઝાડ આગળ જઈ બધું ધન કાઢી લે છે અને ખાડો પૂરીને તથા જમીન સરખી કરીને પોતાનાં ઘરે પાછો આવી જાય છે.

હવે થોડા દિવસ બાદ ધર્મબુદ્ધિને ધનની જરૂર પડી,

એટલે તે પાપબુદ્ધિને સાથે લઇને ધનવાળી જગાએ ગયો ત્યા જમીન ખોદી તો તેમાથી કઈ પણુ નીકળ્યુ નહિ આ જોતા જ પાપબુદ્ધિ પત્થર સાથે માથુ કૂટવા મડ્યો અને કહેવા લાગ્યો કે 'હાય ! હાય ! હવે હુ શુ કરીશ ? મારુ જે કઇ હતું તે બધુ આમા જ હતું આ વાત આપણા બે સિવાય ત્રીજુ કોઇ જાણતું ન હતું એટલે તું જ એકલો આવીને આ ધન કાઢી ગયો લાગે છે તું મારા ભાગનુ ધન આપી દે, નહિ તો મારે રાજદરબારે જવુ પડશે '

ધર્મબુદ્ધિએ કહ્યુ 'અરે દુષ્ટ ! આ તું શું બોલે છે ? હુ કદી ચોરી કરુ જ નહિ, પણ લાગે છે કે આ ધન તુ એકલો જ ઉપાડી ગયો છે, માટે ચૂપચાપ મારો ભાગ પાછો આપી દે નહિ તો હું જ તને રાજદરબારમા ખેંચી જઇશ '

પણ પાપબુદ્ધિ એમ થોડો જ માને ? ઉલટો તે ધર્મ બુદ્ધિને ધમકાવવા લાગ્યો આ રીતે વાદવિવાદ કરતા બને જણા ધર્માધિકારી પાસે ગયા ધર્માધિકારીએ બંનેની વાત સાભળીને કહ્યું કે 'આ બાબતમા દિવ્ય કરવુ પડશે ' ત્યારે પાપબુદ્ધિ બોલ્યો કે 'આ ન્યાય ઠીક નથી પહેલા પત્ર, પછી સાક્ષી અને બંનેનો અભાવ હોય તો જ દિવ્યનો આશ્રય લેવાય પણ મારે તો વૃક્ષદેવતા સાક્ષી છે, તે અમારામાથી દોષિત કોણુ અને નિર્દોષ કોણુ ? એ કહી આપશે ' તેથી ધર્માધિકારીએ બંનેના જામીન લીધા અને આવતી કાલે સવારે આવજો, એમ કહી વિદાય કર્યા

પાપબુદ્ધિએ ઘરે જઇને બધી હકીકત પોતાના પિતાને

કહી અને વધારામાં જણાવ્યું કે 'આ ધન મેં ચોર્યું છે, પણ તે તમારાં વચનથી મને પચી જાય એવું છે.'

પિતાએ કહ્યું: 'એ કેવી રીતે બની શકે?'

પાપબુદ્ધિએ કહ્યું: પિતાજી! એ પ્રદેશમાં ખીજડાનું એક મોટું ઝાડ છે અને તેમાં એક મોટી બખોલ છે. તેમાં તમે હમણાં જ સંતાઈ જાઓ કે જેથી કોઇને ખબર ન પડે. પછી સવારે ધર્માધિકારી વગેરે સાથે હું ત્યાં આવીશ અને પૂછીશ કે 'હે વૃક્ષદેવતા! તમે અમારા બંનેના સાક્ષી છો, માટે કહી દો કે અમારામાંથી કોણ ચોર છે?' તે વખતે તમારે જણાવવું કે 'ધર્મબુદ્ધિ ચોર છે.'

પાપબુદ્ધિનો પિતા એના જેવો પાપી ન હતો. તેણે કહ્યું: 'આ ઉપાય બરાબર નથી. મને લાગે છે કે તેનું પરિણામ સારું નહિ આવે.' પરંતુ પાપબુદ્ધિએ હઠ લીધી અને જણાવ્યુ કે જો તમે આ પ્રમાણે નહિ કરો તો આપણા બધાના બાર વાગી જશે. પછી મને કહેશો નહિ કે આ શું થયું? પાપી માણસ બીજાને પણ પાપમાં ઘસડે છે અને દુઃખી કરે છે.

બીજો ઉપાય નહિ હોવાથી પિતાએ એ વાત કબૂલ રાખી અને રાત્રિના અંધકારમાં કોઈ ન જાણે રીતે એ ખીજડાની બખોલમાં ભરાઈ ગયો.

સવાર થયું એટલે ધર્મબુદ્ધિ અને બાપબુદ્ધિ ધર્માધિકારી વગેરે કેટલાક રાજ્યાધિકારીઓ સાથે ધનવાળી જગાએ આવ્યા, એટલે વૃક્ષમાંથી એવાં વચનો નીકળ્યાં કે 'ધર્મબુદ્ધિ ચોર છે.'

આ વચનો સાભળી અધિકારીઓ આશ્ચર્ય પામ્યા અને ધર્મબુદ્ધિને શો દડ દેવો તેનો વિચાર કરવા લાગ્યા આ બાજુ ધર્મબુદ્ધિની સ્થિતિ ઘણી કઠણી થઇ પડી પોતે દ્રવ્ય લીધુ નથી, છતા ચોર ઠર્યો, તેનુ ઘણુ દુ ખ થવા લાગ્યુ પરતુ એજ વખતે તેના મનમા એક વિચાર આવી ગયો, એટલે તેણે જે વૃક્ષમાથી વાણી નીકળી હતી, તેની આસપાસ થોડુ સૂકુ ઘાસ ભેગુ કરી અગ્નિ પ્રગટાવ્યો અને તેમા ઝટ સળગી ઉઠે એવા બીજા લાકડા નાખ્યા આથી આખુ વૃક્ષ ભડભડાટ બળવા લાગ્યુ એ જ વખતે તેમાથી ભયકર ચીસો પાડતો એક મનુષ્ય અર્ધદગ્ધ હાલતમા બહાર નીકળી આવ્યો

રાજ્યાધિકારીઓ તેને ઘેરી વળ્યા અને પૂછવા લાગ્યા કે 'તું કોણ છે ? જે હોય તે સાચુ કહી દે '

પેલા અર્ધદગ્ધ પુરુષે લથડતી વાણીમા કહ્યુ કે' દુષ્ટ પુત્રે મારી આ દશા કરી છે ' અને તે ધરણી પર ઢળી પડયો તેના મોચે વર્ષ ત્યા જ પૂરા થઈ ગયા રાજ્યાધિ રીઓ સમજી ગયા કે ધર્મબુદ્ધિને દોષિત ઠરાવવા માટે જ પાપબુદ્ધિએ કાવતરુ રચ્યુ હતું અને તેના પિતાને વૃક્ષની બખોલમા રાખી તેની પાસે ' ધર્મબુદ્ધિ ચોર છે ' એવા શબ્દો બોલાવ્યા હતા આથી તેમણે પાપબુદ્ધિને ગુનેગાર માન્યો, તેના ઘરની જડતી લીધી અને તેણે હરી લીધેલુ ધમબુદ્ધિનુ બધુ ધન પાછુ અપાવ્યુ પછી પાપબુદ્ધિ પર વિશ્વાસઘાત, જૂઠ, છેતરપીંડી, ખોટા સાક્ષીને ઊભો કરવો વગેરે ગુનાસર કામ ચલાવ્યુ અને શૂળીની શિક્ષા ફરમાવી

પાપ-અન્યાય-અધર્મથી ધન લેવા જતાં કેવું પરિણામ આવ્યું તે જુઓ. ધન મળ્યું નહિ, પિતાને બળીને મરવાનો વખત આવ્યો અને પોતાને શૂળીએ ચડવું પડ્યું. આવા દાખલાઓ આજે પણ જોવામાં આવે છે.

અન્યાય-અનીતિ-અધર્મ આચરીને એકઠું કરેલુ ધન પારાની જેમ ફૂટી નીકળે છે અને તેના ઉત્પાદકને શાંતિ-સુખનો અનુભવ થવા દેતું નથી. જો એ ધન બીજાને આપવામાં આવે તો એની હાલત પણ બૂરી થાય છે. સંન્યાસીના હાથમાં અન્યાયની કમાયેલી સોનામહોર આવતાં તેની બુદ્ધિ ભ્રષ્ટ થઈ અને તેને વેશ્યાગમનનો વિચાર આવ્યો. આવા અનેક દાખલાઓ જોવા-જાણવા છતાં મનુષ્યોની બુદ્ધિ સુધરતી નથી-ધર્મમાં સ્થિર થતી નથી, એ કેટલું શોચનીય છે?

## ધર્મની શક્તિ અચિંત્ય છે.

ધર્મની શક્તિ અગાધ છે, અપરિમિત છે, અચિંત્ય છે. તેનું સેવન કરનારને લાભ થયા વિના રહેતો નથી. વિશેષ તો આ વસ્તુ અનુભવગમ્ય છે. અનેક મહાપુરુષોએ આ વસ્તુનો અનુભવ લીધા પછી જ કહ્યું છે કે-

सुखार्थं सर्वभूतानां, मताः सर्वप्रवृत्तयः ।
सुखं नास्ति विना धर्मं, तस्माद्धर्मपरो भवेत् ॥

'સર્વ પ્રાણીઓની સર્વ પ્રવૃત્તિઓ સુખને માટે જ માનેલી છે. અને તે સુખ ધર્મ વિના મળતું નથી, તેથી મનુષ્યે ધર્મમાં તત્પર થવું જોઈએ.'

વિશેષ અવસરે કહેવાશે.



## વ્યાખ્યાન છત્રીશમું
# ધર્મની ઓળખાણ શી?

મહાનુભાવો!

ગત બે વ્યાખ્યાનોમા એ વસ્તુ સ્પષ્ટ કરવામા આવી કે દરેક મનુષ્યે જીવનની સફલતા માટે ધર્મ અવશ્ય કરવો જોઈએ ધર્મની શક્તિ અગાધ, અપરિમિત, અચિંત્ય છે પણ ધર્મ કોને કહેવાય? ધર્મના લક્ષણો શુ? ધર્મને પારખવાની રીત શુ? એ જાણ્યા વિના ધર્મ થઈ શકે નહિ, તેથી આ વ્યાખ્યાનમા પ્રસ્તુત વસ્તુઓ પર પ્રકાશ પાડીશુ

ધર્મ કોને કહેવાય? એ પ્રશ્નનો ઉત્તર જૂદા જૂદા મનુષ્યો જૂદી જુદી રીતે આપે છે કોઈ કહે છે કે ધર્મ એટલે સેવા, કોઈ કહે છે કે ધર્મ એટલે કર્તવ્ય, કોઈ કહે છે કે ધર્મ એટલે ફરજ, કોઈ કહે છે કે ધર્મ એટલે નીતિ, કોઈ કહે છે કે ધર્મ એટલે સદાચાર, કોઈ કહે છે કે ધર્મ એટલે પ્રભુભક્તિ, કોઈ કહે છે કે ધર્મ એટલે દાન, કોઈ કહે છે કે ધર્મ એટલે સુવિચાર, કોઈ કહે છે કે કે ધર્મ એટલે જ્ઞાનોપાસના, કોઈ કહે છે કે ધર્મ એટલે કુલાચાર અને કોઈ કહે છે કે ધર્મ એટલે શાસ્ત્રમા બતાવેલો વિધિ અને નિષેધ, પરતુ આ વ્યાખ્યાઓ એક અથવા બીજી રીતે અપૂર્ણ છે અને તે ધર્મ શબ્દનો યથાર્થ ભાવ દર્શાવી શકતી નથી

ધર્મ એટલે સેવા એવો અર્થ સ્વીકારીએ તો કોની સેવા ? એ પ્રશ્ન થાય છે. માણસો પોતાનું પેટ ભરવા માટે અનેક માણસોની અનેક પ્રકારે સેવા કરે છે, એ શું ધર્મ છે ? વળી કેટલાક બૈરાં-છોકરાંની પણ સેવા કરે છે, તેને શું ધર્મ માનીશું ? કેટલાક માણસો સમાજસેવા-દેશસેવાનાં નામે સેવા ઉડાવે છે અને ગમે તેવી સ્વાર્થી પ્રવૃત્તિઓને પણ સેવાનો સ્વાંગ સજાવી દે છે. વળી સેવા માટે પાપ કરવું પડે તો પણ કરી શકાય એવો ભ્રમ સેવે છે, તેથી 'ધર્મ એટલે સેવા' એ વ્યાખ્યા સ્વીકારવા જેવી નથી

ધર્મ એટલે કર્તવ્ય કે ફરજ એવો અર્થ સ્વીકારીએ તો પણ ધર્મનું વાસ્તવિક સ્વરૂપ રજૂ થતું નથી, કારણ કે આ દુનિયામાં કર્તવ્ય અને ફરજ વિષે તરેહતરેહના ખ્યાલો પ્રવર્તે છે. કોઇ કહે છે કે પ્રજા ઉત્પન્ન કરવી એ આપણું કર્તવ્ય છે. જેમ આપણા પિતાએ આપણને ઉત્પન્ન કર્યા તેમ આપણે સંતાનોને-પુત્રોને ઉત્પન્ન કરવા જોઇએ. જો એ રીતે પુત્રોને ઉત્પન્ન ન કરીએ તો વંશવેલો ચાલે શી રીતે ? કોઈ કહે છે કે આ જગતમાં બધી વસ્તુઓ ભોગને માટે નિર્મિત થઇ છે, માટે વિવિધ પ્રકારના ભોગો ભોગવવા એ આપણું કર્તવ્ય છે. કોઈ કહે છે કે મદ્ય, માંસ, મત્સ્ય, મુદ્રા અને મૈથુનનું સેવન કરવાથી દેવ પ્રસન્ન થાય છે, માટે એ પંચમકારનું સેવન કરવું એ આપણું કર્તવ્ય છે. કોઈ કહે છે કે દેવ-દેવીઓ પશુબલિ-નરબલિ વગેરેથી પ્રસન્ન થાય છે, માટે પશુનો બલિ આપવો, નરનો બલિ આપવો એ આપણું કર્તવ્ય છે. કોઈ કહે છે કે શ્રીમંતોને લૂંટીને

ગરીબોને દાન આપવુ એ આપણુ કર્તવ્ય છે, એ સિવાય આ દુનિયામા સમાનતા સ્થપાવાની નથી

ખેડૂત ખેતીનુ કામ કરે, વ્યાપારી વ્યાપાર કરે, દરજી કપડા સીવે, મોચી જોડા સીવે, કુભાર વાસણો બનાવે, સુથાર ઘર બનાવે, લુહાર ઓજાર બનાવે, ચમાર મરેલા ઢોરને લઈ જાય, ભગી ઝાડુ મારે, ચોર ચોરી કરે, વેશ્યા જૂદા જૂદા પુરુષોને ભોગવે અને કસાઈ જનાવરોને મારે એ એમના કર્તવ્ય ગણાય છે આ બધાને ધર્મ માનવામા આવે તો પાપ જેવી વસ્તુજ રહેની નથી કરાર પ્રમાણે નોકરી કરવી એ ફરજ ગણાય છે, પછી તે નોકરી ગમે તે પ્રકારની હોય દાખલા તરીકે છ કલાકની નોકરી હોય તો શિક્ષક છ કલાક સુધી છોકરાને ભણાવે, ગુમાસ્તો છ કલાક સુધી નામુ લખે, ઉઘરાણીએ જાય કે શેઠનુ બતાવ્યુ બીજુ કામ કરે, મજૂર હોય તો છ કલાક સુધી મહેનતનુ કામ કરે, પોલીસ હોય તો છ કલાક સુધી ચોકી કરે, ચોરોને પકડવા જાય કે સત્યાગ્રહીઓને મારપીટ કરે અને કારીગર હોય તો છ કલાક કારીગરીનુ કામ કરે કોઈએ કસાઈ ખાનામા કે કલાલને ત્યા નોકરી સ્વીકારી હોય તો ત્યા જનાવરોને મારવા પડે કે લોકોને દારૂ પાવો પડે

આ બધી વસ્તુઓને ધર્મ માનવા જઈએ તો વાત ક્યા પહોચે ? એ વિચારી જુઓ

ધર્મ એટલે નીતિ એમ કહેવાથી પણ ધર્મનો વાસ્તવિક મર્મ પ્રકાશમા આવતો ન કે દે પ્રમાણે

નીતિ અનેક પ્રકારની હોય છે અને તેમાં સારી તથા ખોટી બંને બાબતોનો સમાવેશ હોય છે. દાખલા તરીકે નીતિ-વિશારદોએ શામ, દામ, ભેદ, અને દંડ એ ચાર પ્રકારની નીતિ માની છે. તેમાં શામ એટલે શિખામણ આપવી એ સારી વસ્તુ છે. જો કોઈ પણ માણસ શિખામણ આપવાથી જ અન્યાય, અનીતિ, દુરાચાર કે અધર્મ સેવતો અટકી જતો હોય તો ઇચ્છવા યોગ્ય છે. પરંતુ દામ એટલે પૈસા આપવા-લાંચ રૂશ્વત આપવી અને તેની પાસેથી સ્વાર્થનું કામ કરાવી લેવું એ સારી વસ્તુ નથી. તે જ રીતે ભેદ એટલે પ્રપંચ ખેલીને વિરુદ્ધ પક્ષમાં ફાટફૂટ પડાવવી અને તેમને નાશના માર્ગે લઈ જવા એ પણ સારી વસ્તુ નથી, અને દંડ દેવો-નાશ કરવો એ પણ એટલી જ ખરાબ વસ્તુ છે. એ રીતે દામ, ભેદ અને દંડનો સ્વીકાર ધર્મ કરતો નથી.

નીતિનો અર્થ માત્ર વ્યવહારશુદ્ધિ કરવામાં આવતો હોય તો એ પણ પર્યાપ્ત નથી. એમાં ધર્મનો અંશ છે ખરો, પણ ધર્મનું વાસ્તવિક સ્વરૂપ રજૂ થતું નથી.

ધર્મ એટલે સદાચાર. એ વ્યાખ્યા ભારતવર્ષ એટલે મુંબઈ એના જેવી છે. ભારતવર્ષમાં એકલું મુંબઈ જ નથી. તેમાં બીજાં પણ અનેક શહેરો છે અને પર્વતો, નદીઓ, સરોવરો તથા બીજાં પણ સંખ્યાબંધ સ્થાનો છે. તે જ રીતે ધર્મમાં પણ સદાચાર ઉપરાંત શ્રદ્ધા, જ્ઞાન, ભાવના વગેરે ઘણી વસ્તુઓ છે. વળી સદાચારનો અર્થ પણ જૂદા જૂદા લોકો જૂદી જૂદી રીતે કરે છે. કેટલાક સવાર-સાંજ નાવું-

ધોવુ, નાઈને અડવુ નહિ એને જ સદાચાર કહે છે, તો કેટલાક બ્રાહ્મણોને જમાડવા, દક્ષિણા આપવી, પી પળે પાણી રેડવુ, ગાયને ઘાસ ખવડાવવુ, ભગત-ભીખારીને ભોજન કરાવવુ અને સદાચાર કહે છે આથી ધર્મ એટલે સદાચાર એમ કહેવુ વ્યાજબી નથી, પૂરતું નથી

ધર્મ એટલે પ્રભુભક્તિ એ વ્યાખ્યાને પણ અપૂર્ણ જ લેખવી જોઈએ પ્રથમ તો પ્રભુનુ સ્વરૂપ જૂદા જૂદા અનેક પ્રકારનુ માનવામા આવ્યુ છે અને બાજુ તેની ભક્તિ કરવાની રીતો વિવિધ પ્રકારની છે, તેથી પ્રભુભક્તિ શબ્દ વડે ખરેખર શુ સમજવુ ? એ કોયડો છે વળી ધર્મનો અર્થ માત્ર પ્રભુ-ભક્તિ કરીએ તો જ્ઞાન, કર્મ (સતક્રિયા) વગેરેનો સમાવેશ શેમા કરવો ? એ પ્રશ્ન ઊભો થાય છે પ્રભુભક્તિને ધર્મનુ અંગ માનવામા કશો જ વાંધો નથી, પણ ધર્મ એટલે પ્રભુભક્તિ એમ કહેવુ અયોગ્ય છે

ધર્મ એટલે દાન, એમ કહેવામા પણ અવ્યાપ્તિદોષ રહેલો છે એ વ્યાખ્યા ધર્મના બધા અગોને સ્પર્શતી નથી દાખલા તરીકે શીલ, તપ અને ભાવ એ પણ ધર્મના અગો જ છે, તે ધર્મનો અર્થ દાન કરતા શી રીતે સમજાય ?

ધર્મ એટલે સુવિચાર એ વ્યાખ્યા પણ ઉપરના જેવી અવ્યાપ્તિદોષવાળી છે જો કોઇ માણસ આ વ્યાખ્યા પ્રમાણે માત્ર સારા વિચારો કરીને જ બેસી રહે તો તેનો ઉદ્ધાર થાય ખરો ? સદ્‌વિચાર સાથે સતકર્તવ્યની પણ જરૂર છે, પરતુ તેનો આ વ્યાખ્યામા સમાવેશ થતો નથી

ધર્મ એટલે જ્ઞાનોપાસના એવો અર્થ કરીએ તો બધાં અનુષ્ઠાનો, બધી ક્રિયાઓ કે વિધિવિધાનોનો નિષેધ થાય છે, એટલે તે પણ સ્વીકારવા યોગ્ય નથી.

ધર્મ એટલે કુલાચાર એ વ્યાખ્યા ઘણી સંકુચિત છે અને તેમાં ધર્મનાં નામે અધર્મ થવાનો સંભવ છે. મહેશ્વરદત્તના પિતાએ મરતી વખતે કહ્યું કે 'પિતાના શ્રાદ્ધના દિવસે પાડો મારવો એ આપણો કુલાચાર છે, તે તું ભૂલીશ નહિ.' અને મહેશ્વરદત્તે પાડાનો વધ કર્યો, તેને શું ધર્મ કહેવાશે? દેશ અને જાતિ પરત્વે કુલાચાર અનેક પ્રકારના હોય છે અને તેમાં અરસપરસ વિરુદ્ધતા પણ હોય છે. જે એકથી થાય છે તે બીજાથી થતું નથી. દાખલા તરીકે કોઈનો કુલાચાર એવો હોય છે કે વહૂની પ્રથમ સુવાવડ પિયરમાં જ થાય તો બીજાનો કુલાચાર એવો હોય છે કે તેને પહેલી સુવાવડમાં પિયર ન જ મોકલી શકાય.

ધર્મ એટલે શાસ્ત્રમાં બતાવેલો વિધિ–નિષેધ એ અર્થ પણ આપણને સંતોષ આપી શકે એવો નથી, કારણ કે શાસ્ત્રો ઘણાં પ્રકારનાં છે અને તેમાં વિધિ–નિષેધો જૂદી જૂદી જાતના હોય છે. દાખલા તરીકે; એક શાસ્ત્ર એમ કહે છે કે રાત્રે બિલકુલ ભોજન કરવું નહિ, તો બીજું શાસ્ત્ર એમ કહે છે કે ચંદ્ર ઉગ્યેથી અમુક વિધિપૂર્વક અન્ન ખાવું. એક શાસ્ત્ર કહે છે કે યોગસાધકે શરીરસત્કાર બિલકુલ કરવો નહિ અને સ્નાનાદિનો પણ ત્યાગ કરવો, ત્યારે બીજું શાસ્ત્ર એમ કહે છે કે યોગસાધકે પોતાનું શરીર બરાબર સંભાળી રાખવું અને

સ્નાનાદિ નિયમિત કરવા આ રીતે શાસ્ત્રના વિધિ-નિષેધો જૂદા જૂદા હોઈ કોનો સ્વીકાર કરવો અને કોનો અસ્વીકાર કરવો ? એ વિચારણીય બને છે, તેથી ધર્મનો અર્થ શાસ્ત્રોક્ત વિધિ-નિષેધ એમ કરવો પણ યોગ્ય નથી

થોડા વખત પહેલા એક સામાજિક કાર્યકર્તાએ સમાજ અને દેશસેવાના ક્ષેત્રમા કામ કરી રહેલી આગળ પડતી વ્યક્તિઓ ઉપર એક પત્ર પાઠવીને ધર્મનો અર્થ પૂછ્યો હતો, તેના ઉત્તરો લગભગ ઉપર પ્રમાણે જ આવ્યા હતા તે પરથી તમે સમજી શકશો કે જેને સમાજમા મોટા માણસો કહેવામા આવે છે, તેમણે પણ ધર્મનો અર્થ બરાબર વિચારેલો નથી

## ધર્મનો અર્થ

શબ્દનો અર્થ કરવાનુ કામ વાસ્તવમા ઘણુ કઠિન છે તે વ્યાકરણ, કોષ, પરપરા તથા વિવિધ શાસ્ત્રોનો ઊંડો અભ્યાસ માગે છે, પરંતુ આપણા શાસ્ત્રકારો આ વિષયોમા નિપુણ હોવાથી શબ્દના અર્થો બરાબર કરી શકે છે અને તેને જ આપણે માન્ય રાખવા જોઈએ

શાસ્ત્રીય શબ્દોના અર્થ મનસ્વી ધોરણે થઈ શકતા નથી એમ કરવા જતા મોટા છબરડા વળે છે અને ઉત્સૂત્ર ભાષણના દોષી બનવુ પડે છે થોડા વખત પહેલા એક વિદ્વાને પચપરમેષ્ઠિમાના ઉપાધ્યાયપદનો અર્થ શિક્ષક કર્યો હતો, તેને માન્ય કોણ રાખે ? ઉપાધ્યાયનો અર્થ તો જિનાગમ ભણાવનાર ત્યાગી સાધુ છે અને તેમને વદના કર

વાની છે. તેને બદલે શિક્ષક અર્થ કરીએ તો ગૃહસ્થાવસ્થામાં રહેલા ધંધાદારી સર્વ શિક્ષકોને વંદના થાય. એનું ફળ શું?

ધર્મ શબ્દ ધૃ ધાતુપરથી બનેલો છે અને ધ ધાતુ ધારણ કરવાનો, ધારી રાખવાનો અર્થ બતાવે છે. તેને લક્ષમાં રાખીને આપણા શાસ્ત્રકારોએ કહ્યું છે કે '**જે પ્રાણીઓને દુર્ગતિમાં પડતાં ધારી રાખે તેને ધર્મ કહેવાય.**' આ વ્યાખ્યા કેટલી સ્પષ્ટ અને સુંદર છે? તેનો અર્થ બરાબર સમજી લઈએ. જે એટલે જે વિચારણા, માર્ગ, વિધિવિધાન, ક્રિયા કે અનુષ્ઠાન પ્રાણીઓને દુર્ગતિમાં એટલે અધોગતિમાં કે દુર્દશામાં પડતા ધારી રાખે-બચાવે તેને ધર્મ કહેવાય.

ધર્મ પ્રાણીને દુર્ગતિમાં જતાં બચાવે એટલુ જ નહિ, પણ સદ્ગતિ તરફ લઈ જાય, ઉન્નતિ તરફ લઈ જાય. આ વસ્તુ નીચેના શ્લોકમાં સ્પષ્ટ કરવામાં આવી છે:

दुर्गतिप्रसृतान् जन्तून्, यस्माद् धारयते पुनः।
धत्ते चैतान् शुभे स्थाने, तस्माद् धर्म इति स्मृतः॥

'દુર્ગતિ તરફ જઈ રહેલા જીવોનો ઉદ્ધાર કરીને તેમને પુનઃ શુભસ્થાને સ્થાપે, તેથી તે ધર્મ કહેવાય છે.'

## ધર્મનાં લક્ષણો

દરેક વસ્તુ તેનાં લક્ષણથી ઓળખાય. આ માણસ સારો છે અને આ માણસ ખરાબ છે; અથવા આ માણસ ડાહ્યો છે અને આ માણસ મૂર્ખ છે, એમ શાથી કહો છો? તેનાં લક્ષણ પરથી જ ને? એક માણસ છતી શકિતએ

ઉદ્યમ ન કરતો હોય, પંડિતોની સભામાં પોતાનાં વખાણ કરતો હોય, દંભ તથા આડંબર પર ભરોસો રાખતો હોય, જુગારથી ધન મેળવવાની આશા રાખતો હોય, શક્તિ કરતાં ઘણું મોટું કામ ઉપાડતો હોય, માથે દેવું કરીને ઘર કરતો હોય કે વૃદ્ધ થઈને લગ્ન કરતો હોય તો તમે તરત જ કહેશો કે આ મૂર્ખ છે. તે જ રીતે જે અવસર વિનાનું બોલતો હોય, લાભના ટાણે કલહ કરતો હોય, ભોજનના સમયે ક્રોધ કરતો હોય, કામી પુરુષો સાથે હરિફાઈ કરીને ધન ઉડાવતો હોય, અહંકારથી અન્યના હિતવચનો સાંભળતો ન હોય કે કૃતઘ્ન પાસેથી ઉપકારના બદલાની આશા રાખતો હોય તો તેને પણ મૂર્ખ જ કહેશો.

માણસની જેમ ધર્મ પણ તેના લક્ષણપરથી જ ઓળખાય છે. આપણા જ્ઞાની પુરુષોએ ધર્મને ઓળખવા માટે કેટલાંક લક્ષણો બતાવ્યાં છે. તે શ્રી શય્યંભવસૂરિ મહારાજે શ્રી દશવૈકાલિકસૂત્રની પ્રારંભિક ગાથામાં નીચે પ્રમાણે જણાવ્યાં છે :

धम्मो मंगलमुक्किट्ठं, अहिंसा संजमो तवो ।
देवावि तं नमंसंति, जस्स धम्मे सया मणो ॥

'ધર્મ એ ઉત્કૃષ્ટ મંગલ છે. તે અહિંસા, સંયમ અને તપના લક્ષણવાળો છે. આવો ઉત્તમ લક્ષણવાળો ધર્મ જેના મનમાં વસે છે, તેને દેવો પણ નમસ્કાર કરે છે.'

અહીં સૂત્રો પરત્વે બે શબ્દો કહેવા ઈચ્છીએ છીએ. સૂત્રો થોડા શબ્દોમાં ઘણું કહે છે અને તેનું પ્રત્યેક વચન

ટંકશાળી હોય છે. તમે જેમ જેમ તેના પર વિચાર કરતા જાઓ, તેમ તેમ નવો પ્રકાશ લાધે. ઉપરની ગાથાનું પણ એમ જ છે. આજ સુધીમાં લાખો શ્રમણ-શ્રમણીઓએ તેનું અધ્યયન કર્યું છે અને તેમાંથી ધર્મને લગતા મૂળભૂત પ્રશ્નોનું સમાધાન મેળવ્યું છે.

તમે પૂછશો કે 'એ શી રીતે ?' એટલે જણાવીએ છીએ કે દરેક મુમુક્ષુનાં મનમાં પહેલો પ્રશ્ન એ ઉઠે છે કે આ જગતમાં ઉત્કૃષ્ટ મંગલ કયું ? તેનો ઉત્તર 'धम्मो मंगल-मुक्किट्ठं–ધર્મ એ ઉત્કૃષ્ટ મંગલ છે' એ શબ્દોથી મળી રહે છે.

પ્રશ્ન-પંચપરમેષ્ઠિ-નમસ્કારને પણ ઉત્કૃષ્ટ મંગલ કહેવામાં આવે છે, તેનું કેમ ?

ઉત્તર-પંચપરમેષ્ઠિને કરવામાં આવતો નમસ્કાર એ ધર્મક્રિયા છે–ધર્મ છે, માટે જ તેને ઉત્કૃષ્ટ મંગલ કહેવામાં આવ્યો છે. જો તેમાં ધર્મત્વ-ધર્મભાવ ન હોત તો તેને ઉત્કૃષ્ટ મંગલ ન જ કહેવાત. તાત્પર્ય કે ત્યાં પણ ધર્મની જ ઉત્કૃષ્ટ મંગલતા છે.

મુમુક્ષુઓનાં મનમાં બીજો પ્રશ્ન એ ઉઠે છે કે 'આ જગતમાં ધર્મો અનેક પ્રકારના છે. શું તે દરેકને ઉત્કૃષ્ટ મંગલરૂપ સમજવા ?' તેનો ઉત્તર अहिंसा संजमो तवो એ શબ્દોથી મળી રહે છે. ત્યાં એમ કહેવાનો આશય છે કે 'દરેક ધર્મ ઉત્કૃષ્ટ મંગલરૂપ નથી, પણ જે ધર્મ અહિંસા, સંયમ અને તપનાં લક્ષણવાળો છે, તે ઉત્કૃષ્ટ મંગલરૂપ છે.'

આ ઉત્તરથી મુમુક્ષુને કેવા ધર્મનુ અનુસરણ કરવુ તેનુ યથાર્થ માર્ગદર્શન મળી જાય છે

મુમુક્ષુના મનમા ત્રીજો પ્રશ્ન એ ઉઠે છે કે 'આ ધર્મને આચરવાનુ-પાળવાનુ ફળ શુ ? તેનો ઉત્તર 'देवावि त नमसंति जस्स धम्मे सया मणो' એ શબ્દોથી મળી રહે છે જે આવા ઉત્તમ ધર્મનુ પાલન કરે તેને દેવો પણ નમસ્કાર કરે જ્યારે દેવો નમસ્કાર કરે ત્યારે મનુષ્યનુ તો કહેવુ જ શુ ? તાત્પર્ય કે આખા જગતનો તે પૂજ્ય બને અને પોતાનુ જીવન સફળ કરે'

ધર્મમા કેટલી જબ્બર તાકાત છે, તેનો ખ્યાલ આ પરથી આવી શકે છે મહાનુભાવો ! ધર્મ એ કોઈ મામુલી, સામાન્ય કે સાધારણ વસ્તુ નથી, પણ અસાધારણ કોટિની વસ્તુ છે પારસમણિ લોઢાને સોનુ બનાવી દે છે, પણ ધર્મ તો લોઢા કરતા યે કનિષ્ઠ મનુષ્યને રાજરાજેશ્વર દેવાધિદેવ બનાવી દે છે તમે સત દઢપ્રહારીની કથા સાભળો, એટલે તમને આ વસ્તુની પ્રતીતિ થશે

## સત દઢપ્રહારીની કથા

બ્રાહ્મણનો એક છોકરો હતો, તેનુ નામ દુર્ધર તે નાનપણથી રખડુ મિત્રોની સોબતમા ચડી ગયો અને આખો દિવસ જુગાર રમવા લાગ્યો માતાપિતાએ તેને ઘણો સમ જાવ્યો કે તુ જુગાર રમવાનુ છોડી દે જુગારના નાદે ચડવાથી ભલભલા ભૂપતિઓ પડી ગયા, તો તુ કોણ માત્ર ? જુગાર એ આપદનુ ધામ છે અને તને ખૂબ ખરાબ કરી

નાખશે.' પણ દુર્ધરે તેમનું કહેવું માન્યું નહિ. ભાગ્ય જ્યારે નબળાં હોય ત્યારે ગમે તેવા હિતસ્વીનાં વચનો પણ અસર કરતાં નથી.

જુગાર રમતાં વારંવાર નાણાંની જરૂર પડવા લાગી, એટલે તે ચોરીઓ કરવા લાગ્યો અને શેઠ શાહુકારોનાં ઘરોમાં ખાતર પાડીને તથા વેપારી પેઢીઓનાં તાળાં તોડીને તેમાંથી માલ તફડાવવા લાગ્યો. પરંતુ આવું ક્યાં સુધી ચાલે ? લોકોની ફરિયાદ પરથી કોટવાળે તેને પકડ્યો અને રાજા સમક્ષ રજૂ કર્યો. રાજાને ખાતરી થઈ કે દુર્ધર ચોરીઓ કરે છે. એટલે તેને હદ્દપારીનો હુકમ ફરમાવ્યો.

કોઈ પણ મનુષ્યને હદ્દપાર કરવાનો એ વખતનો રિવાજ એ હતો કે તેનું માથું મુંડાવી નાખતા, તેના પર ચૂનો ચોપડતા, મોઢે મેશ લગાડતા, ગળામાં ખાસડાનો હાર પહેરાવતા, તેને ગધેડા પર અવળે મોઢે બેસાડતા અને ખોખરૂં હાંડલું વગાડતાં તેને નગર બહાર લઈ જતા. ત્યાંથી તેણે રાજ્યની હદ છોડીને ચાલ્યા જવું પડતું.

દુર્ધરની પણ આવી જ વલે થઈ. તે અહીંતહીં રખડતો એક અટવીમાં પહોંચ્યો. ત્યાં ચોરોએ પકડીને તેને પોતાના રાજા સમક્ષ રજૂ કર્યો. રાજા માણસોનો પારખુ હતો. તેણે દુર્ધરનાં લક્ષણ પરથી પારખી લીધું કે આ માણસ આપણાં કામનો છે. એટલે તેણે દુર્ધરને પૂછ્યુ કે 'તારો શું વિચાર છે ?' દુર્ધરે કહ્યું: 'જે તમારો વિચાર એજ મારો વિચાર છે. અર્થાત્ તમે મને તમારી પાસે રાખવા ઇચ્છો છો, તો હું તમારી પાસે રહેવા તૈયાર છું.'

એ દિવસથી દુર્ધર ચોરો ી સાથે રહેવા લાગ્યો અને તેમણે બતાવેલા તમામ કાર્યો કરવા લાગ્યો આથી રાજા પ્રસન્ન થયો અને તેને પોતાના પુત્ર તરીકે સ્થાપી ચોરોનો રાજા બનાવ્યો

દુર્ધર ઘણો સાહસિક હતો, એટલે મોટી મોટી ચોરીઓ કરતો અને ધાડો પણ પાડતો તેમા કોઈ પણ માણસ સામો થતો કે દુર્ધરની તરવાર તેની ડોક પર ફરી વળતી અને તેને ધડથી છૂટું કરતાં દુર્ધરનો પ્રહાર કદી પણ ખાલી જતો નહિ, એટલે તે **દૃઢપ્રહારી** તરીકે ઓળખાવા લાગ્યો

એક વખત તેણે કુશસ્થલ નગર પર ધાડ પાડી આ નગર સૈનિકોથી રક્ષાયેલુ રહેતું, એટલે તેને લૂટવાનુ કામ સહેલુ ન હતું પણ દૃઢપ્રહારીએ પોતાની સાથે ઘણા ચોરોને લીધા હતા અને તે જાન પર આવીને લડનારા હતા આ ચોરોએ સૈનિકોને જોતજોતામા હઠાવી દીધા અને નગરમા બેફામ લૂટ ચલાવી

તે વખતે એક ચોર બ્રાહ્મણના ઘરમા પેઠો આ બ્રાહ્મણ ખૂબ ગરીબ હતો અને ભિક્ષાચરી પર જ નભતો હતો તેના ઘરમા ખાસ લૂટવા જેવું કઈ જ ન હતું પણ છોકરાઓએ હઠ કરવાથી તે દિવસે બ્રાહ્મણે માગી–ભીખીને ક્ષીરની સામગ્રી ભેગી કરી હતી અને બ્રાહ્મણીએ ક્ષીરનુ ભોજન તૈયાર કરી છોકરાઓને પીરસ્યુ હતું અન્ય વસ્તુઓના અભાવે આ ભોજન પણ ઠીક છે, એમ માનીને પેલા ચોરે તે ક્ષીરનુ વાસણ ઉપાડયુ

આ જોઈને બ્રાહ્મણને ખૂબ લાગી આવ્યું. પોતાના પુત્રો ટળવળતા રહે અને એક અધમ આદમી તેને ઓહિયા કરી જાય એ વિચાર તેને અસહ્ય થઈ પડયો. તેણે એ ચોરનો સામનો કરવા ભોગળ ઉપાડી અને ત્યાં ધમાચકડી મચી. એવામાં દૃઢપ્રહારી ત્યાં આવી પહોંચ્યો. તેણે પોતાના માણસ પર હુમલો થતો જોઈને તરવાર ઝીંકી અને એક જ ઘાએ બ્રાહ્મણનું ડોકું ધડથી જૂદું કરી નાખ્યું.

પતિની એકાએક કરપીણ હત્યા થયેલી જોઈને બ્રાહ્મણી કંપી ઉઠી અને છોકરાઓ થરથર ધ્રૂજવા લાગ્યા. હવે એ બ્રાહ્મણે એક ગાય પાળેલી હતી અને તે એના પ્રત્યે ખૂબજ મમતા રાખતો હતો. આ ગાય એ વખતે તેનાં આંગણમાં જ બાંધેલી હતી, તે બ્રાહ્મણનો શિરચ્છેદ થયેલો જોઈને ઉફરાટે આવી અને બંધન તોડીને દૃઢપ્રહારીની સામે થઈ. જનાવરોમાં પણ માલીક પ્રત્યે કેવી વફાદારી હોય છે તે જુઓ. પરંતુ સામે યમ જેવો દૃઢપ્રહારી ઊભેલો હતો. તેણે ગાયને પોતાના તરફ ધસી આવતી જોઈને તરવાર ચલાવી અને તેનું ડોકું પણ ધડથી જૂદું કરી નાખ્યું.

પ્યારા પતિ અને વહાલી ગાય એ બંનેની હત્યા થતાં બ્રાહ્મણીનો મિજાજ ખૂબ ઉશ્કેરાયો અને તે ગાળો દેતી દૃઢપ્રહારીને મારવા દોડી. ઉશ્કેરણીની પળો એવી હોય છે કે તેમાં આગળ-પાછળનો કોઈ વિચાર થઇ શકતો નથી. એક નિર્દોષ હરિણી વિકરાળ વાઘનો સામનો કરે તો તેનું પરિણામ શું આવે, એ આપણે સમજી શકીએ છીએ. દૃઢ-

પ્રહારીએ તેના પેટમા તરવાર હુલાવી દીધી અને તે જમીન પર તૂટી પડી એ બ્રાહ્મણી એ વખતે ગર્ભવતી હતી, એટલે તેના ગર્ભની પણ હત્યા થઈ અને તેનો લોચો બહાર નીકળી આવ્યો

આ દૃશ્ય જોઈને દૃઢપ્રહારીનુ હૈયુ હચમચી ગયુ તેને વિચાર આવ્યો કે 'આ મે શુ કર્યું ? એક સાથે ચાર હત્યા ? અને તે પણ બ્રાહ્મણ, ગાય, સ્ત્રી અને બાળકની ? ખરેખર ! મે ઘણુ ખોટુ કર્યું ! મારા જેવો પાપી, અધમ, દુષ્ટ, હત્યારો આ જગતમા બીજો કોણ હશે ? મારી દુષ્ટતાએ તો હદ કરી !'

તે આવા આવા વિચારો કરતો પોતાના સાથીઓ સાથે કુશસ્થલ છોડી ગયો, પણ પેલુ કરુણાજનક દૃશ્ય તેની નજર આગળથી દૂર થયુ નહિ તે પોતાના દુષ્ટ કૃત્યની વારવાર નિંદા કરવા લાગ્યો એમ કરતા તેનુ હૃદય પીગળી ગયુ અને આખમાથી પશ્ચાત્તાપના આસુ ટપકવા લાગ્યા

પશ્ચાત્તાપમા પણ ગજબની શક્તિ હોય છે તે ગમે તેવા કઠોર હૃદયોને પીગાળી નાખે છે અને પુષ્પ જેવા મુલાયમ બનાવી દે છે અહીં અમને કવિ કલાપિની પેલી બે પ્રસિદ્ધ પક્તિઓ યાદ આવે છે

> હા ! પસ્તાવો વિપુલ ઝરણું સ્વર્ગથી ઉતર્યું છે !
> પાપી તેમા ડૂબકી દઈને પુણ્યશાળી બને છે !

આગળ જતા અરણ્ય આવ્યુ, તેમા એક તપસ્વી ધ્યાની મુનિ તેના જોવામા આવ્યા, એટલે તે એમની નજીક

ગયો અને ચરણ પકડી ધ્રુશકે ને ધ્રુશકે રોવા લાગ્યો. મુનિવરે કહ્યુ : ' મહાનુભાવ ! શાંત થા ! આટલો શોક–સંતાપ શા માટે કરે છે ? '

દૃઢપ્રહારીએ કહ્યું : ' પ્રભો ! હું મહા અધમ, પાપી, હત્યારો છું. આજે નજીવા કારણસર બ્રાહ્મણ, ગાય, સ્ત્રી અને બાળક એ ચારની હત્યા કરી છે. હવે મારું શું થશે ? હે કૃપાળુ ! મને બચાવો, મારું રક્ષણ કરો. '

મુનિવરે કહ્યું : ' મહાનુભાવ ! ભૂલ થતાં થઈ ગઈ, પણ હવે પછી એવી ભૂલો ન કરવાની તૈયારી હોય તો માર્ગ નીકળી શકે એમ છે. શ્રી જિનેશ્વર ભગવંતોએ અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચ મહાવ્રતોવાળું ઉત્તમ શીલ બતાવ્યું છે, તેને તું ધારણ કર અને તું બધાં પાપોથી મુક્ત થઈ પવિત્ર બની શકીશ. '

મુનિવરનાં આ વચનોથી દૃઢપ્રહારીનાં મનનું સમાધાન થયું અને તેણે પાંચમહાવ્રતોથી શોભતું ઉત્તમ શીલ ધારણ કર્યું. વળી એ જ વખતે એવો અભિગ્રહ ધારણ કર્યો કે ' જ્યાં સુધી મને આ ચાર હત્યાઓ યાદ આવે, ત્યાં સુધી મારે અન્ન કે પાણી લેવાં નહિ ! ' મહાનુભાવો ! નિગ્રંથ મુનિઓ તપશ્ચર્યાનિમિત્તે અનેક પ્રકારના અભિગ્રહો ધારણ કરે છે, તેમાં આ અભિગ્રહ ઘણો ઉગ્ર કહેવાય. એક વસ્તુની મનમાંથી સ્મૃતિ ભૂંસી નાખવા માટે કેટલું તપ અને કેટલું ઉચ્ચ કોટિનું ધ્યાન જોઈએ, તેનો ખ્યાલ કરો. પરંતુ ભાવનાવશ બનેલા સંત દૃઢપ્રહારીએ આવો ઉગ્ર

અભિગ્રહ ધારણ કર્યો અને તેઓ દુર્ગન્ધલ નગરના દરવાજે આવી ધ્યાનમાં મગ્ન થયા

આ નગરને તેમણે તથા તેમના સાથીઓએ સારી રીતે લૂંટ્યું હતું, એટલે લોકો તેમને જોઈને મનગમતા શબ્દો બોલવા લાગ્યા કોઈએ કહ્યું 'આ ઢોંગી છે' કોઈએ કહ્યું 'આ ધૂતારો છે' કોઈએ કહ્યું 'આ તો મુખમાં રામ ને બગલમાં છૂરીનો ખેલ છે' તો કોઈએ કહ્યું 'ઈંટના દેવને ખાસડાની જ પૂજા શોભે માટે જોઈ શું રહ્યા છો ?' એટલે તેમના પર ઈંટ, પત્થર, ધૂળ વગેરેનો વરસાદ વરસ્યો પણ તેઓ પોતાના દૃઢ સંકલ્પમાંથી જરા પણ ડગ્યા નહિ જ્યારે ઈંટ-પત્થર વગેરેનો ઢગલો વધીને નાક સુધી પહોંચ્યો, ત્યારે તેઓ એ ઢગલામાંથી બહાર નીકળ્યા અને નગરના બીજા દરવાજે ધ્યાનસ્થ થયા ત્યાં પણ લોકોએ તેમની બાવત આવી જ કરી લોકસમૂહ એટલે ગાડરિયો પ્રવાહ જે એકે કર્યું તે બીજો કરે અને બીજાએ કર્યું તે ત્રીજો કરે એમાં લાંબો વિચાર હોય નહિ ત્યાં પણ ઈંટ, પત્થર વગેરેનો ઢગલો નાક સુધી આવ્યો, એટલે તેમાંથી બહાર નીકળીને ત્રીજા દરવાજે ગયા આમ છ માસ સુધી તેઓ દુર્ગન્ધલ નગરના જુદા જુદા દરવાજે ઘોર તપશ્ચર્યા કરતા ઊભા રહ્યા, ત્યારે એમના આત્માની સંપૂર્ણ શુદ્ધિ થઈ અને તેમને અદ્વિતીય એવું કેવલજ્ઞાન ઉત્પન્ન થયું

હવે લોકો સમજ્યા કે દૃઢપ્રહારી ઢોંગી કે ધૂતારા નથી અને બાપજી બનાવટ કરતા નથી, પણ એક સાચા

સંત, સાચા મહાત્મા બન્યા છે, એટલે તેમનાં ચરણે પડવા લાગ્યા અને તેમની પાદરેણુ વડે પોતાના મસ્તકોને પવિત્ર કરવા લાગ્યા.

## ધર્મની પરીક્ષા

મહાનુભાવો! શાસ્ત્રકારોએ ઉત્તમ ધર્મનાં જે ત્રણ લક્ષણો બતાવ્યાં છે, તે બરાબર ધ્યાનમાં રાખો. જ્યારે કોઈ પણ વસ્તુ તમારી પાસે ધર્મ તરીકે રજૂ થાય ત્યારે પ્રથમ એ જોવું કે તેમાં અહિંસાને કેવું સ્થાન પ્રાપ્ત થયેલું છે? જો તેમાં એક યા બીજા પ્રકારે હિંસાની હિમાયત કરી હોય, તો સમજવું કે એ ધર્મ તમારાં કામનો નથી. પ્રાણીઓને યજ્ઞમાં હોમવા, પ્રાણીઓની કુરબાની કરવી, દેવ દેવીઓને પ્રસન્ન કરવા, પ્રાણીઓનો વધ કરવો એ બધા હિંસાના પ્રકારો છે અને તેને ધર્મનાં નામે આગળ ધપાવવામાં આવે છે, એટલે તમારે ધર્મની પરીક્ષા કરવામાં બરાબર સાવચેત રહેવાનું છે.

જ્યારે તમારી પાસે કોઈ પણ વસ્તુ ધર્મ તરીકે રજૂ થાય ત્યારે બીજી વસ્તુ એ જોવી કે તેમાં સંયમને કેટલું સ્થાન છે? જો તેમાં એક યા બીજા પ્રકારે મોજશોખ કે ભોગવિલાસની છૂટ આપવામાં આવી હોય અને ઇંદ્રિયોને દમવા પર ખાસ ભાર મૂકાયો ન હોય તો સમજવું કે એ ધર્મ ઉત્તમ નથી, શ્રેયસ્કર નથી.

જ્યારે તમારી પાસે કોઈ પણ વસ્તુ ધર્મ તરીકે રજૂ થાય ત્યારે ત્રીજી વસ્તુ એ જોવી કે તેમાં તપને કેટલું સ્થાન

અપાયેલું છે? જો તેમાં તપ પર ખાસ ભાર મૂકાયો ન હોય તો સમજવું કે એ ધર્મ તમારા કર્મનો નાશ કરી શકશે નહિ. કેટલાક કાયિક તપને નિરર્થક માની માત્ર માનસિક તપ પર વધારે ભાર મૂકે છે. તેમની જીવનચર્યા કેવી હોય છે, તે નીચેના શ્લોકમાં દર્શાવી છે

मृद्वी शय्या प्रातरुत्थाय पेया ,
मध्ये भक्तं पानकं चापराह्णे ।
द्राक्षाखण्डं शर्करा चार्धरात्रे,
मुक्तिश्चान्ते शाक्यपुत्रेण दृष्टा ॥

'કોમળ શય્યામાં શયન કરવું, પ્રાતઃ કાળમાં ઊઠીને દૂધ પીવું કે એવા પ્રકારની રાબડી પીવી, મધ્યાહ્ને પૂરું ભોજન કરવું, પાછલા પહોરે મદિરાપાન કરવું અને અધરાતે દ્રાક્ષ તથા સાકરનો ઉપયોગ કરવો, આવા પ્રકારના ધર્મથી મુક્તિ મળે છે, એમ શાક્યપુત્રે જોયું.'

મહાનુભાવો! ધર્મને ઓળખવાની આ મુખ્ય ચાવી છે અને તે જ્ઞાની ભગવંતોએ આપણને આપેલી છે, એટલે ખૂબ કાળજીથી તેનો ઉપયોગ કરજો. આથી તમને ઉત્તમ સત્ય ધર્મની પ્રાપ્તિ થશે અને તેના વડે સંસારસાગરને તરી શકશો.

વિશેષ અવસરે કહેવાશે.



## વ્યાખ્યાન સાડત્રીશમું

# ધર્મનું આરાધન

## [ ૧ ]

મહાનુભાવો !

કર્મ શબ્દ પણ અઢી અક્ષરનો અને ધર્મ શબ્દ પણ અઢી અક્ષરનો, છતાં બંનેમાં કેટલો ફેર છે? કેટલો તફાવત છે? એક આત્માને નીચો પાડે છે, ખૂબ સતાવે છે અને ભયંકર ભવાટવીમાં ભૂરિ ભૂરિ ભ્રમણ કરાવી વિવિધ પ્રકારનાં દુઃખોનો અનુભવ કરાવે છે, ત્યારે બીજો આત્માને ઊંચો ચડાવે છે, ઘણો આનંદ આપે છે અને અક્ષય-અનંત-અપાર સુખથી ભરેલાં સિદ્ધિસદનની સહેલ કરાવે છે!

કર્મ અને ધર્મ શબ્દમાં પાછલા દોઢ અક્ષરો તો બિલકુલ સમાન છે; ફેર માત્ર આગલા અક્ષરનો છે. પણ એ ફેર વસ્તુનાં સમસ્ત સ્વરૂપને બદલી નાખે છે. ભક્ષણ અને રક્ષણ તથા મરણ અને શરણમાં એક આગલા અક્ષરનો જ ફેર હોવાથી તેમનાં સ્વરૂપમાં કેટલો ફેર પડી જાય છે? એક માણસનું ભક્ષણ થાય, એટલે તેનો નાશ થાય અને એક માણસનું રક્ષણ થાય, એટલે તેનો બચાવ થાય. એક માણસને મરણ પ્રાપ્ત થાય, એટલે તેનાં વર્તમાન જીવનનો અંત આવે અને શરણ પ્રાપ્ત થાય એટલે તેનું વર્તમાન જીવન સુરક્ષિત રહે. બે મનુષ્યની પીઠ સરખી હોય, પણ મુખા-

કૃતિમા ફેર હોય, તો તેમના વ્યક્તિત્વમા ફેર પડે છે કર્મ અને ધર્મનુ પણ આ પ્રમાણે જ સમજવુ

કર્મને ધર્મ ગમે નહિ અને ધર્મને કર્મ ગમે નહિ, કારણ કે બનેની દિશાઓ જૂદી, બનેના માર્ગ જૂદા અને બનેના કર્તવ્ય પણ જૂદા સ્વભાવે વિરુદ્ધ હોય એવી વસ્તુ કોને ગમે છે? ખાજેક સ્વાદમા ઘણી સુદર હોય છે, પણ તેને ઘોડા આગળ મૂકો તો? અથવા સાકર સ્વાદમા ઘણી મીઠી હોય છે, પણ તેને ગધેડા આગળ ધરો તો? એ તેની સામુ પણ નહિ જૂએ, કારણ કે સ્વભાવની વિરુદ્ધતા છે ખાટકીને દયાની વાત કરો કે વેશ્યાને શીલ પાળવાનો ઉપદેશ આપો તો એને કયા ગમે છે?

કર્મ સ્વભાવે કૌરવ જેવા છે, એટલે તે કુટિલનીતિ અજમાવ્યા કરે તે આત્માને જપીને બેસવા દે નહિ વળી આત્મા ધર્મ કરવા તૈયાર થાય ત્યા આડા પડે અને ધર્મ કરવા દે નહિ તમે વ્યાખ્યાન સાભળવા આવો છો ને ઝોકા ખાવા મડી પડો છો, એ કર્મની કરામત છે, અથવા કોઈ ગરીબને મદદ કરવાનો વિચાર કરો છો અને અટકી પડો છો, એ પણ કર્મની કરામત છે તમે ઘણા વખતે તીર્થયાત્રાએ જવાનો વિચાર કર્યો હોય, ત્યા બૈરી કે છોકરા માદા પડે, વ્યાપારમા મોટી ઉપાધિ આવે કે સગાવહાલાના આગ્રહ કામે ગેરાઈ જવુ પડે, એમા પણ કર્મની કુટિલતા જ કારણભૂત છે

કર્મ ની સત્તા અતિ બળવાન છે, ... વાત

અત્યાર સુધીમાં અનેક વાર સાંભળી અને કંઈક ઢીલા પણ પડ્યા. તમારાં દિલને એમ થયું કે આવી બળવાન સત્તા આગળ આપણે કોણ માત્ર? એટલે તેને સલામ ભરીને ચાલવું; તેનો સામનો કરવો નહિ; એટલે તમે સુસ્ત બેઠા છો. પરંતુ આજે એ વસ્તુ સાંભળી લો કે કર્મસત્તા કરતાં ધર્મસત્તા વધારે બળવાન છે. જરાસંઘ બળવાન ખરો, પણ શ્રીકૃષ્ણ જેટલો નહિ. જો એ શ્રીકૃષ્ણ જેટલો બળવાન હોય તો એમના હાથે માર્યો કેમ જાત? રાવણની એક મહા બળવાન રાજા તરીકે જ ખ્યાતિ હતી, પણ જ્યારે રામ-રાવણનું યુદ્ધ થયું અને લક્ષ્મણના હાથે રાવણ માર્યો ગયો, ત્યારે ખબર પડી કે એના કરતાં વધારે બળવાન આ ભારત-વર્ષમાં પડ્યા હતા.

ધર્મસત્તા વધારે બળવાન છે, એમ જાણ્યા પછી તેને સલામ ભરશો ને? ઉગતા સૂરજને પૂજવો, આથમતા સૂરજને ન પૂજવો એવો તમારો સિદ્ધાંત છે, તેથી જ આ પ્રશ્ન છે. એક વાર તમે રાજાઓને ઝુકીને સલામ ભરતા, આજે સામા મળે તો મસ્તક પણ નમાવતા નથી, કારણ કે તે સત્તા પર નથી આજે કોઈ મીનીસ્ટર આવવાનો હોય તો મોટી ધામધૂમ કરો છો, તેનું માન-સન્માન કરો છો અને તેની સાથે ઓળખાણ વધે તેવો પ્રયત્ન કરો છો, કારણ કે તે સત્તા પર છે. પરંતુ કાલે એ મીનીસ્ટર ખુરશી ખાલી કરીને નીચો ઉતરે, ત્યારે તેનાં આગમનનિમિત્તે ધામધૂમ કરવાના ખરાં?

જો કર્મનું ચાલે તો એ એક પણ આત્માને પોતાની

પકડમાથી છૂટો થવા ન દે, પણ ધર્મની મત્તા આગળ તે લાચાર છે ધર્મસત્તા કર્મસત્તાને તોડે છે અને તેના તાબામા રહેલા આત્માઓને સપૂર્ણ આઝાદી—પૂરી સ્વતત્રતા અર્પે છે

મહાનુભાવો! તમે કર્મની દોસ્તી ઘણો વખત કરી, પણ તેમાથી કઈ સારુ પરિણામ આવ્યુ નહિ હવે ધર્મની દોસ્તી કરીને જુઓ કે તેનુ પરિણામ કેવુ સુદર આવે છે?

ધર્મની દોસ્તી કરવાથી સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય, સમ્યક્ત્વની દૃઢતા થાય અને વિરતિના પરિણામ જાગે તેથી સયમ અને તપની આરાધના સુલભ બને સયમની આરાધનાથી કર્મના આગમન સામે ચોકી પહેરો લાગી જાય તે આત્મામા દાખલ થઈ શકે નહિ અને તપની આરાધનાથી જે કર્મો આત્મામા ભરાઇ પેઠા છે, તેમને નાસવાનો—ભાગવાનો—તૂટવાનો—ખરવાનો પ્રસગ આવે બધા કર્મો ખરી ગયા કે તમારો આત્મા પરમાત્મપદને પામે અને અનતજ્ઞાન, અનત દર્શન, ક્ષાયક સમ્યક્ત્વ તથા અનત વીર્ય પ્રકટ થાય પરતુ તમે ધર્મની દોસ્તી કરો છો કયા?

કોઈ શ્રીમત કે મોટા અધિકારીની દોસ્તી કરવી હોય તો તમે એમને અનેક વાર મળો છો, વાતચીત કરો છો, સાથે બેસીને ચા-પાણી પીઓ છો, સાથે રહેવાનો પ્રસગ ઊભો કરો છો અને એ રીતે સહવાસ વધારો છો, પણ ધર્મની દોસ્તી કરવા માટે આવો કોઈ પ્રયાસ કરતા નથી

તમે બાળક હો છો, ત્યારે તમારી વિચારશક્તિ વિશેષ ખીલેલી હોતી નથી, એટલે તમારુ કર્તવ્ય શુ? એ

સમજી શકતા નથી. એ વખતે તમારો લગભગ બધો સમય ખેલ-કૂદ કરવામાં જ પૂરો થઈ જાય છે. પૂર્વ ભવના સંસ્કારી કોઈ કોઈ આત્માને આ વખતે ધર્મ કરવાનો વિચાર આવે છે, તો માતાપિતા કહે છે કે 'હજી તારી ઉંમર કઈ થઈ ગઈ? હાલ તો ખા, પી ને મજા કર. જ્યારે તું મોટો થા, ત્યારે ધર્મ કરજે.' આ વખતે વિશેષ પુણ્યશાળી કોઈ આત્માને દીક્ષા લેવાની ભાવના થાય તો તરત જ શોર ઉઠે છે કે 'આઠ-નવ વર્ષના બાળકને તે દીક્ષા અપાય? જ્યારે તે ભણીગણીને અઢાર વર્ષની ઉંમરનો થાય અને ત્યારે દીક્ષા લેવાની તેની ભાવના હોય તો તેને દીક્ષા આપી શકાય.'

પ્રથમ વડોદરા રાજ્યની ધારાસભામાં બાલદીક્ષાને અટકાવનારું બીલ આવ્યું હતું અને તે અંગે વડોદરા સરકારે કાયદો કર્યો હતો, પણ વડોદરા રાજ્યનું વિલીનીકરણ થતાં એ કાયદાનું પણ વિલીનીકરણ થઈ ગયું. ત્યાર પછી અમદાવાદના એક એડવોકેટ શ્રી પ્રભુદાસ બાલુભાઈ પટવારીએ એ બીલ મુંબઈ રાજ્યની વિધાનપરિષદમાં રજૂ કર્યું હતું. એ વખતે તેની સામે વિરોધનો કેવો પ્રચંડ વંટોળ ઊભો થયો હતો, તે તમે જાણો છો. એ બીલ લોકમત ઉપર ગયું હતું અને તેમાં તેની સામે બહુ મોટો વિરોધ નોંધાયો હતો. આખરે એ બીલ મુંબઈ સરકારની સલાહથી પડતું મૂકાયું હતું. ત્યાર પછી પંજાબના એક ધારાસભ્ય શ્રી દીવાનચંદ્ર શર્માએ લોકસભામાં એને દાખલ કર્યું હતું. ત્યાં એ બીલ વિષે સાધકબાધક ઘણી ચર્ચા થઈ હતી અને છેવટે

એવુ જાહેર થયુ હતું કે બાલદીક્ષાને રોકવા માટે કોઈ કાયદો કરવાની હાલ આવશ્યકતા નથી અને બીલ રદ થયુ હતું

શાસ્ત્રમા આઠ વર્ષથી નીચેની ઉમરવાળાને દીક્ષા આપવાની મનાઈ ફરમાવી છે, કારણ કે તેનાથી દીક્ષાનુ યથાર્થ પાલન થઈ શકે નહિ, પણ આઠ વર્ષની ઉમરનો બાળક દીક્ષાને માટે યોગ્ય જણાય તો તેને દીક્ષા આપવાની મનાઈ નથી જિનશાસનમા આ રીતે અનેક દીક્ષાઓ થયેલી છે શ્રી હેમચદ્રસૂરિ, શ્રી જિનચદ્રસૂરિ (ખરતર ગચ્છ), શ્રી દેવસૂરિ, શ્રી મહેન્દ્રસિંહસૂરિ (અચલ ગચ્છ), શ્રી સોમપ્રભસૂરિ, શ્રી જિનચદ્રસૂરિ (ખ૦), શ્રી જિનકુશલસૂરિ (ખ૦), શ્રી સિંહતિલકસૂરિ, શ્રી જ્ઞાનસાગરસૂરિ શ્રી કુલમડનસૂરિ, શ્રી જયકીર્તિસૂરિ, શ્રી હીરવિજયસૂરિ, શ્રી જ્ઞાનવિમલસૂરિ, શ્રી વિજયરત્નસૂરિ, વગેરે બાલદીક્ષિતો જ હતા તેમણે બાલ્યાવસ્થામા ધર્મનુ સુદર આરાધન કરીને પોતાનો સસાર અલ્પ બનાવેલો છે

વૈદિક ધર્મમા પણ ધ્રુવ, પ્રહ્લાદ, શકરાચાર્ય, નામદેવ વગેરેએ બાલ્યાવસ્થામા વૈરાગ્ય પામી ઈશ્વરપ્રાપ્તિ કર્યાના દાખલાઓ મોજૂ છે

બાળકોને જો નાનપણથી જ ધર્મના સસ્કારો આપવામા આવે તો તેઓ વ્રત-નિયમ-તપ ઘણી સારી રીતે કરી શકે છે સસ્કારી કુટુબોમા બાળકો છ-સાત વર્ષની ઉમરે ચોવિહાર કરે છે, માતા-પિતા સાથે સામાયિક કરવા બેસી જાય

છે, નિયમિત દેવદર્શન કરવા જાય છે અને પર્વ દિવસોમાં ઉપવાસ પણ કરે છે. નાની ઉમરનાં બાળકોએ અઠ્ઠાઈ જેવી તપશ્ચર્યા કર્યાના દાખલાઓ આજે પણ મોજૂદ છે, આ પરથી ‘બાળક ધર્મમાં શું સમજે ?’ એમ કહેનારાઓ કેટલા ખોટા છે, તે જાણી શકશો.

જેમણે પોતાનાં જીવનમાં ધર્મની દોસ્તી કરી નથી, ઇંદ્રિયના એકે વિષયને જિત્યો નથી અને સંયમ તથા તપ પ્રત્યે અનુરાગ પ્રગટ કર્યો નથી, તેઓ જ આજે એમ કહેવા બહાર પડ્યા છે કે ‘બાળક ધર્મમાં શું સમજે ? બાળકથી ધર્મ થઇ શકે નહિ.’ પરંતુ આ વિધાન તો મચ્છીમાર એમ કહે કે આ જગતમાં જીવદયા પાળવાનું શક્ય જ નથી, અથવા કોઈ વ્યભિચારી પુરુષ એમ કહે છે કે આ દુનિયામાં બ્રહ્મચર્ય પાળવાનું શક્ય નથી, એના જેવું છે. સુજ્ઞ માણસો આવા ધર્મહીન વચનો બોલનારાઓ પર કોઈ પણ જાતનો ઈતબાર શી રીતે રાખી શકે ?

જો ધર્મને તમે કલ્યાણકારી મિત્ર માનતા હો, તો તમારાં બાળકોને નાનપણથી જ એની દોસ્તી કરાવો, એનો પરિચય કરાવો અને યથાશક્તિ આરાધન કરાવો. ધર્મપ્રિય–ધર્મસંસ્કારી કુટુંબમાં જન્મેલું બાળક જો ધર્મ ન પાળે તો એ ભર્યાં સરોવરમાં તરસ્યું રહ્યું ગણાય. એનાં જીવનની સાર્થકતા શી ?

મહાનુભાવો ! કાળ ક્યારે આવશે અને કેમ આવશે તે આપણે જાણતા નથી. આ સંયોગોમાં ધર્મ કરવાનું મોટી

ઉમર પર મુલતવી રાખવામા આવે તેને ડહાપણ ભરેલુ શી રીતે કહી શકાય ?

તમને બાળક પર ખરેખર મમત્વ હોય તો માત્ર એને નવડાવી-ધોવડાવીને, ખવડાવી-પીવડાવીને કે સારા સારા કપડા-ઘરેણા પહેરાવીને જ રાજી ન થાઓ એને થોડા થોડા ધર્મ કરતા પણ શીખવો, જેથી એનુ ભાવી સુધરે અને તમારે ત્યા જન્મ લીધો સાર્થક થાય

તમે યુવાન હો છો, ત્યારે ભોગ ભાગે વિષયમા આસક્ત બનો છો અને તેના મુખ્ય સાધનરૂપ દ્રવ્યની પ્રાપ્તિમા મશગુલ રહો છો એ વખતે તમને ઘર, છોકરા તથા વ્યવહારની વાતો આડે ધર્મ સાથે દોસ્તી કરવાની ફુરસદ હોતી નથી ત્યારે તમે એમ વિચાર કરો છો કે 'હાલ તો મોજશોખ કરી લેવા દો, જ્યારે ઘરડા થઈશુ ત્યારે ધર્મ કરીશુ એ વખતે બીજુ શુ કામ હોય છે ?' પરન્તુ તમે ઘરડા થશો જ એમ જાણો છો ખરા ? તમારા સગા, સબધી, સ્નેહી, મિત્રો, ઓળખીતા વગેરેની યાદી તપાસો કે એમા કેટલા યુવાન વયે ઉડી ગયા ? અરે ! મીંઢળબધા પણ ફાટી પડે છે, ત્યા બીજાની શી વાત કરવી ? રાત્રે સાજાસારા સૂતા હોય છે અને સવારે પથારીમા મડદુ નજરે પડે છે શુ થયુ ? તો કહે કે હાર્ટફેઈલ ત્યારે મોજશોખના બધા અરમાન અધુરા રહી જાય છે અને પાને પુણ્યનુ ભાથુ કઈ પણ હોતુ નથી એ વખતે એ આત્માની દશા કેવી થતી હશે ?

બીજાની હાલત આવી થાય છે અને આપણી હાલત આવી નહિ થાય, એમ માનવાને કોઈ કારણ નથી જે

બીજાનું થયું, તે આપણું પણ થવાનું. તો પછી ધર્મને ઘડપણ પર મુલતવી રાખવાનો અર્થ શો? કાળની નોબતના ડંકા અહર્નિશ ગડગડતા હોય છે, છતાં મનુષ્યો તેને સાંભળતા નથી, એ કેટલું આશ્ચર્ય તથા ખેદજનક છે?

શાસ્ત્રકાર ભગવંતો કહે છે કે–

जहेह सिहो च मिगं गिह्राय,
मच्चू नरं नेइ हु अंतकाले ।
न तस्स माया व पिया व माया,
कालम्मि तस्स सहरा भवन्ति ॥

'જેમ કોઈ સિંહ મૃગનાં–હરણનાં ટોળામાં પેસીને તેમાંના એકાદ હરણને લઈને ચાલતો થાય છે, તેમ અંતકાળે મૃત્યુ પણ કુટુંબીજનોમાં કૂદી પડીને તેમાંના એકાદ જણને પકડીને ચાલતું થાય છે. ત્યારે તેની પત્ની, પિતા કે માતા કોઇ તેને સહાયભૂત થતા નથી.'

જેઓ અનેક પ્રકારની વાસનાઓથી ઘેરાઈને મરણ પામે છે, તેની ગતિ શી રીતે સુધરે? એ માટે તો પ્રારંભથી ધર્મની દોસ્તી કરવી જોઇએ અને આત્માને શુભ લેશ્યાવાળો બનાવવો જોઇએ.

આજે યુવાનોની સ્થિતિ કફોડી છે. એક બાજુ ધર્મના જોઇએ તેવા સુન્દર સંસ્કાર નથી અને બીજી બાજુ ભૌતિકવાદનું ભારે આકર્ષણ છે. તેથી મોટા ભાગે તેઓ ભૌતિકવાદ તરફ ઘસડાઇ જાય છે. ત્યાં એમને મળે છે શું? દેહ, વસ્ત્ર, આભૂષણ, સુદર રહેઠાણ, બાગબગીચા, ગાનતાન એ

બધુ થોડા દિવસ સારુ લાગે છે, પછી તે આનદ આપી શકતા નથી ભૌતિકવાદની ભારે ખગળી એ છે કે તે ચિત્તને જરાય શાતિ આપી શકતો નથી કે જેની દરેક મનુષ્યને ખાસ જરૂર છે તેથી યુવાનોએ બીજી આળપપાળ છોડીને ધર્મની દોસ્તી–ધર્મનુ આરાધન અવશ્ય કરવુ જોઈએ કહ્યુ છે કે–

> व्याकुलेनापि मनसा, धर्म कार्यो निरन्तरम्।
> मेढीनद्धोपि हि भ्राम्यन्, घासग्रास करोति गौ ॥

'મન અનેક પ્રકારની આધિ, વ્યાધિ અને ઉપાધિથી વ્યાકુલ હોય તો પણ ધર્મ નિરંતર કરતા રહેવો, કારણ કે ઘાણી ની ઘાણીએ બાધેલો બળદ પણ હરતો ફરતો રહે છે, તો ઘાસચારો ચરતો રહે છે '

જેઓ 'ઘડપણમા ગોવિંદગુણ ગાઈશુ' એમ કહે છે તે ઘડપણમા ગોવિંદના ગુણ કેટલા ગાઈ શકે છે ? એ વખતે ઇંદ્રિયો શિથિલ થઈ ગઈ હોય છે, શરીરનુ જોર ઘટી ગયુ હોય છે, દાતો પડી ગયા હોય છે, કાને ઓછુ સભળાય છે, આખે ઓછુ દેખાય છે, માથે પળિયા આવ્યા હોય છે, કેડનો કાંઠો વાકો વળી ગયો હોય છે, ચામડી પર કરચલીઓ પડી ગઈ હોય છે અને લાકડીના ટેકા વિના ચાલી શકાતુ નથી વળી એ વખતે ખાધેલુ જોઈએ તેવું હજમ થતુ નથી, કફ વગેરેનો ઉપદ્રવ વધારે હોય છે અને બીજા પણ રોગો લાગુ પડે છે ઉપરાત અનેક પ્રકારની ચિંતાઓ હોય છે આ સ્થિતિમા ધર્મનુ આરાધન કેવું થાય ? આગ

ધન તો દૂર રહ્યું, પરંતુ ધર્મશ્રવણ પણ એકચિત્તે થતું નથી. ઘણાના હાલ તો ગોમતી ડોશી જેવા થાય છે.

## ગોમતી ડોશીનું દૃષ્ટાંત

શ્રીપુર નામે નગર હતું. તેમાં વસુ નામે એક શેઠ રહેતો હતો. તેને ગોમતી નામે સ્ત્રી હતી અને ધનપાલ નામે પુત્ર હતો. હવે આયુષ્યની દોરી તૂટતાં વસુ શેઠ મરણ પામ્યા અને ઘરનો બધો ભાર ગોમતી ડોશી ઉપર આવ્યો. આ ડોશીની વાણી ઘણી કડવી, એટલે રોજ પુત્રવધૂ સાથે તકરાર થાય આથી કંટાળીને એક વાર ધનપાળે કહ્યું કે 'માજી! હવે તો તમારે ધર્મ કરવાના દિવસો છે, માટે બધી ફીકરચિંતા છોડીને ધર્મકથા સાંભળો આવતી કાલથી આપણે ત્યાં એક બહુ સારા પંડિત કથા વાંચવા આવશે.' અને તેણે પંડિતનો પ્રબંધ કર્યો.

બીજા દિવસે પંડિત મહાભારતની પોથી લઈને ગોમતી ડોશીનાં ઘરે આવ્યા અને એક ઊંચા આસન પર વિરાજમાન થયા. ગોમતી ડોશી વગેરે તેમની સામે ગોઠવાઇ ગયા. પછી પંડિતજીએ પોથી વાંચવાની શરૂઆત કરી: ભીષ્મ ઉવાચ–ભીષ્મ બોલ્યા. ત્યાં કથા સાંભળવા બેઠેલી ગોમતી ડોશીનું ધ્યાન ખડકીમાં ઊભેલા કૂતરા સામું ગયું અને તે ઊભા થઈ ગયા. પછી હાથમાં લાકડી લઈ ને હડ–હડ કરતાં તેની પાસે ગયા અને તેને લાકડીથી ફટકાર્યો. પછી લાકડી ઠેકાણે મૂકી કથા સાંભળવા બેઠા.

પંડિતજીએ ફરી શરૂઆત કરી: ભીષ્મ ઉવાચ–ત્યાં

ડોશીની નજર રમોડા પર પડી ત્યા એક બિલાડી ચૂપકીથી દૂધની તપેલી તરફ જઈ રહી હતી આ જોતા જ ડોશી બેઠી થઈ ગઈ અને 'આ રાડ તો બધુ દૂધ પી, જશે, કોઈ બરાબર ધ્યાન રાખતુ નથી,' વગેરે શબ્દો બોલવા લાગ્યા પછી બિલાડીને દૂર કરી, વસ્તુ–વાનુ ઢાકી–ઢુબી પાછા આવ્યા અને પોતાના આસને ગોઠવાઈ ગયા

ડોશી થોડી વાર આસને સ્થિર બેસે તો પડિતજી કથા આગળ ચલાવે, પણ ડોશીનુ ચિત્ત ઘરમા ચારે બાજુ ભમતું એટલે તે સ્થિર બેસે નહિ ત્રીજી વાર પડિતજીએ શરુ કર્યું ભીષ્મ ઉવાચ–ત્યા ડોશીનુ ધ્યાન પાસે રહેલી ગમાણ તરફ ગયુ ત્યા વાછરડો ખીલેથી છૂટી ગયો હતો તે કદાચ ઉપર ચડી ન આવે, તેથી ડોશી ઉઠયા અને તેને ખીલે બાધી આવ્યા પછી પાછા કથા સાભળવા બેઠા

પડિતજીને આ ઘણું વિચિત્ર લાગતુ હતું, પણ યજમાનને શું કહે? તેમણે ચોથી વાર કથા વાચવાનુ ચાલુ કર્યું અને કહ્યુ ભીષ્મ ઉવાચ ત્યા વળી ડોશી બેઠા થયા અને હાથમા લાકડી લઈને છાપરા ઉપર બેઠેલા કાગડાને ઉડાડવા લાગ્યા 'આ મારો રોયો કા–કા કરીને કથા સાભળવા દેતો નથી'

કાગડાને ઉડાડી તે પોતાના સ્થાને આવ્યા અને પડિતજી સામે મીટ માડી પડિતજી સમજ્યા કે હવે કથા બરાબર ચાલશે એટલે તે ઉત્સાહના આવેશમા આવીને બોલ્યા ભીષ્મ ઉવાચ એજ વખતે ડોશી બારણામા ઊભેલા એક ભીખારીને જોઈ સળવળ્યા અને પડિતજીની ધારણા

ખોટી પડી. ડોશીએ ભીખારીને કહ્યું: 'તારા જેવા અહીં રોજ ચાલ્યા આવે છે. કેટલાકને દેવું? અને તું સમય-કસમય કંઈ જોતો જ નથી. કથા ચાલી રહી છે, ત્યાં આવી પહોંચ્યો, માટે જલ્દી અહીંથી દૂર થા.'

આ રીતે લગભગ એક પહોર વીતી ગયો, પણ પંડિતજી સીષ્મ ઉવાચ થી આગળ વધી શક્યા નહિ બીજા દિવસે તેમણે એ ઘરમાં કથા કરવાનું માંડી વાળ્યું.

જેમણે આખી જીંદગી ઘરબારને—વ્યવહારને જ ડોકે વળગાડ્યાં હોય, તેમની સ્થિતિ પ્રાયઃ આવી હોય છે. 'પાકા ઘડે કાંઠા ચડતા નથી,' એમ જે કહેવાય છે, તે ખોટું નથી. જેમને નાનપણથી ધર્મનો કંઈ પણ રંગ લાગ્યો હોય તે આગળ જતાં વૃદ્ધિ પામે, પણ જેમણે ધર્મ તરફ કોઈ દિવસ દૃષ્ટિ જ ન કરી હોય તે ઘરડે ઘડપણ શું કરે? વળી ધર્મનું આરાધન કરવામાં કંઇક જોમ અને જુસ્સો પણ જોઇએ, તેનો આ અવસ્થામાં પ્રાયઃ અભાવ હોય છે, તેથી ધર્મારાધન જોઇએ તેવું થઈ શકતું નથી. આ પરથી બોધ એ લેવાનો કે જ્યારે ઇંદ્રિયો બરાબર કામ આપતી હોય અને શરીરની અવસ્થા સારી હોય, ત્યારે ધર્મનુ આરાધન કરવાનું ચૂકવું નહિ

## ધર્મારાધન માટે ચાર અયોગ્ય પુરુષો

ધર્મ પણ કોની સાથે દોસ્તી કરવી તે જુએ છે. તે ચાર પ્રકારના મનુષ્યો સાથે દોસ્તી બાંધતો નથી. એક તો જે દુષ્ટ એટલે દયારહિત હોય, બીજો મૂઢ એટલે સારા સારનો વિવેક કરી શકતો ન હોય, ત્રીજો કદાગ્રહી એટલે

પોતાની વાત ખોટી હોય છતા છેડતો ન હોય અને ચોથો પક્ષપાતી એટલે અન્યાયથી વર્તનારો હોય આ વસ્તુ દ્દષ્ટાતથી વધારે સ્પષ્ટ થશે

## દુષ્ટતા ઉપર લુબ્ધકનુ દ્દષ્ટાત

નરપતિ નામનો એક રાજા હતો તેને ઘણા સેવકો હતા, તેમા લુબ્ધક નામનો સેવક ઘણો જ દુષ્ટ હતો તેનાથી કોઈનુ સારુ જોઇ શકાતુ નહિ જો તેને એમ ખબર પડે કે અમુક માણસ ખૂબ કમાયો છે અથવા તેણે ઘણો પૈસો ખર્ચીને સુન્દર મકાન-મહેલ બનાવ્યા છે, તો તે કોઇ પણ ઉપાયે તેને ગુનામા લાવી તેનો ભારે દડ કરાવતો અને ત્યારે જ તેના ઈર્ષ્યાથી સળગી રહેલા હૃદયમા કઈક શાતિ થતી

સગાવહાલા તથા મિત્રોએ લુબ્ધકને આ ટેવ સુધારવાની શિખામણ આપી અને કેટલાક સાધુસતો પાસે ઉપદેશ અપાવ્યો, પણ તેણે પોતાની એ ટેવ છોડી નહિ દુષ્ટ માણસો પોતાની ટેવ એ રીતે થોડા જ છોડે છે?

લુબ્ધક જીભનો મીઠો હતો એટલે તેનો દરજ્જો ધીમે ધીમે વધતો ગયો અને એક દિવસ એવો આવ્યો કે આખા રાજ્યમા તેનુ ચલણ થઈ ગયુ આથી તેની મહેરબાની મેળવવા માટે કે તેની કરડી નજરમાથી બચી જવા માટે શ્રીમતો, આબરૂદારો અને ગરજુઓ તેને સલામ ભરવા લાગ્યા અને ભેટસોગાદના રૂપમા લાચ-રૂશ્વત પણ આપવા લાગ્યા.

લુબ્ધક ધર્મને જાણતો ન હતો, સદાચાર કે સન્ની-

તિને માનતો ન હતો અને પરભવનો કોઈ પણ પ્રકારનો ડર ધરાવતો ન હતો, એટલે તેણે આ રીતે આવી રહેલાં દ્રવ્યનો સ્વીકાર કર્યો અને માલેતુજાર બની ગયો.

હવે લુબ્ધકનાં ગામની નજીક તુંગભદ્ર નામનો એક કણબી રહેતો હતો. તે પૈસે-ટકે સુખી હતો, ન્યાતજાતમાં સારી આબરૂ ધરાવતો હતો અને એકંદર જોરાવર ગણાતો હતો. તે ઘણું દાન-પુણ્ય કરતો, સાધુસંતોને જમાડતો અને કોઈ પણ ગરીબ, નિરાધાર કે અપંગ આવ્યું તો તેને યથેષ્ટ દાન આપીને સંતુષ્ટ કરતો. તેની આ ઉદારતા તથા સેવા-પરાયણ વૃત્તિને લીધે તે ભગતનાં નામથી ઓળખાતો. બધા લોકો તેનુ બહુ સન્માન કરતા.

આ જોઈ લુબ્ધકનું ઈર્ષ્યાળુ હૃદય બળવા લાગ્યું. તે વિચાર કરે છે: 'આ બળદનાં પૂંછડાં આંબળનારો પટેલ તે પાંચ ભગત-ભિખારાને રોટલાના ટુકડા ફેંકીને મોટો ધર્માત્મા થઈ પડ્યો. અને મને તો કોઈ દિવસ સલામ ભરવા પણ આવતો નથી, તેથી તેને જરૂર જોઈ લેવો.'

તુંગભદ્ર સલામ ભરવા આવતો ન હતો, એ એનો મોટો ગુનો અને તે માટે એને ભારે દંડ દેવાની તૈયારી! અહો! આ જગતમાં દુષ્ટ પુરુષોની દુષ્ટતા ક્યાં સુધી પહોંચે છે? લુબ્ધકે તુંગભદ્રને ફસાવવા એક પેંતરો રચ્યો, પણ તે નિષ્ફળ ગયો. તુંગભદ્ર તેમાં ફસાયો નહિ. એટલે લુબ્ધકે બીજો દાવ અજમાવ્યો, તે પણ ખાલી ગયો. ત્રીજી વાર પણ તેમજ બન્યું.

હવે તુંગભદ્રને તારાજ કરવા માટે તે નવો દાવ વિચારવા લાગ્યો, પણ પુણ્યશાળીને પાયમાલ કરવાનુ કામ સહેલુ નથી વધારે સ્પષ્ટ કહીએ તો ઘણુ અઘરૂ છે, લગભગ અશકય છે ગમે તેવા કુટિલ કારસ્થાનો ગોઠવવામા આવે તો પણ એ પ્રાય નિષ્ફળ જાય છે

તે તુંગભદ્રનુ કઇ પણ અનિષ્ટ કરે તે પહેલા બિમાર પડયો અને બિમારી દિન પ્રતિદિન વધતી ચાલી પાસે ધન ઘણું હતું તેથી કુશળ વૈદ્ય-હકીમોને બોલાવ્યા અને તેમને સારામા સારા ઉપાયો અજમાવવા કહ્યુ, પણ તૂટી એની બૂટી નથી તેને પોતાનો મરણ સમય નજીક દેખાયો આ વખતે તેને ખૂબ અકળામણ થવા લાગી જેણે જીવનમા ધર્મનુ સારી રીતે આરાધન કર્યું હોય છે, તેને આ વખતે શાતિ હોય છે, કોઇ પણ પ્રકારનો ગભરાટ હોતો નથી, પણ લુબ્ધકે તો ધર્મની સામે જોયુ પણ ન હતુ, તેથી તેની સ્થિતિ આ પ્રકારની થઈ પડી હતી

લુબ્ધકને ખૂબ અકળાતો જોઈને પુત્રોએ કહ્યુ 'પિતાજી ! આપ આટલા બધા કેમ અકળાઓ છો ? જો આપની કોઈ ઈચ્છ અધૂરી રહી હોય તો અમને જણાવો અમે તે પૂરી કરીશુ આપ કહો તો ગાયોને શણગારીને તેનુ દાન કરીએ, બ્રાહ્મણોને શય્યા આપીએ અથવા આપને રૂપિયાથી તોળીને તેને પુણ્યના કામમાં વાપરી નાખીએ, જેથી આપની સદ્ગતિ થાય અને આપનો આત્મા શાતિ પામે '

લુબ્ધકે કહ્યું : ‘ મારે એવાં દાન–પુણ્યની જરૂર નથી. તમે એક વાત સાંભળી લો કે જેને જેને મેં દાઢમાં ઘાલ્યા હતા, તે બધાનો મેં ભારે દંડ કરાવ્યો છે અને તેમની માલ-મિલકતો જપ્ત કરાવી છે, પણ એક તુંગભદ્ર પટેલ તેમાંથી છટકી જવા પામ્યો છે, માટે તેનો દંડ થાય એવો કોઈ ઉપાય કરજો. ’

પુત્રોએ કહ્યું : ‘ પિતાજી ! આવી વાત ન કરો. અત્યારે તો પ્રભુનું નામ લ્યો અને જે કંઇ દાન–પુણ્ય થાય તે કરી લો. ’

લુબ્ધકે કહ્યું : ‘ મારે પ્રભુ કે દાનપુણ્યનું કામ નથી. જો તમે મારા સાચા પુત્ર હો તો મારી આટલી ઇચ્છા પૂરી કરો. ’

પિતાની હઠ આગળ પુત્રોને નમવું પડ્યું. તેમણે એ વાતનો સ્વીકાર કર્યો. ત્યારે લુબ્ધકે કહ્યું કે ‘ એ માટે હું કહું તેવો જ ઉપાય કરજો, બીજો ઉપાય કરશો નહિ. હું મરી જાઉં, એટલે મારી પાછળ કોઈ રડશો નહિ. તમે રડો તો મારા સોગન છે. તમે મારા મડદાંને ગુપચુપ તુંગભદ્રનાં ખેતરમાં મૂકી આવજો અને તેણે જ મને મારી નાખ્યો છે, એવી બૂમરાણ મચાવજો, એટલે રાજના સેવકો તેને પકડી જશે અને તેના પર કામ ચલાવીને તેને યોગ્ય દંડ આપશે. ’

પુત્રોએ એ વાત કબૂલ કરી, એટલે લુબ્ધકના જીવે દેહ છોડ્યો.

પછી પુત્રોએ શુ કર્યું અને તેનુ પરિણામ શુ આવ્યુ એ લાંબી કથા છે તે કહેવાની અહીં જરૂર નથી અહીં તો એટલુ જ બતાવવાનો ઉદ્દેશ છે કે જે માણસો પ્રકૃતિના અતિ દુષ્ટ છે, તે જીવનમા ધર્મ પામી શકતા નથી

## મૂઢતા ઉપર ભૂતમતિનુ દૃષ્ટાંત

કંડાપુર નામનુ ગામ હતું તેમા ભૂતમતિ નામનો બ્રાહ્મણ હતો આ બ્રાહ્મણ કાશીએ જઈને વિદ્યાભ્યાસ કરી આવ્યો હતો પણ ધનરહિત હોવાથી મોટી ઉમર સુધી તેના લગ્ન થયા ન હતા તે એક પાઠશાળા ચલાવીને પોતાનો નિર્વાહ કરતો હતો

એક વખત યજમાનોએ ભેગા થઈને તેને લગ્ન કરવા માટે ધન આપ્યુ, તેથી ભૂતમતિ યજ્ઞદત્તા નામની એક સુંદર બ્રાહ્મણકન્યાથી વિવાહિત થયો અનુક્રમે તેને યજ્ઞદત્તા ઉપર અત્યંત અનુરાગ ઉત્પન્ન થયો અને તેના સહવાસથી પોતને ખૂબ સુખી માનવા લાગ્યો

ભૂતમતિની પાઠશાળામા કેટલાક વિદ્યાર્થીઓ બહાર-ગામથી ભણવા આવતા એ રીતે એક દિવસ દેવદત્ત નામનો વિદ્યાર્થી ભણવા આવ્યો તે સ્થિતિનો ઘણો ગરીબ હતો, એટલે ભૂતમતિએ તેને પોતાના ઘરમા ખાવા-પીવાની સગવડ કરી આપી તથા સૂઈ રહેવા માટે ઘરની બહારનો ઓટલો કાઢી આપ્યો

દેવદત્ત ભણવામા હોશિયાર હતો, એટલે વિદ્યાભ્યાસમા સારી પ્રગતિ કરી શકયો અને ભૂતમતિની તેના પર ભારે

કૃપાદૃષ્ટિ રહેવા લાગી. એમ કરતાં તે ઘરના માણસ જેવો બની ગયો.

યજ્ઞદત્તા ગમે તેમ પણ નવયૌવના હતી, તેથી તેનું મન ભૂતમતિથી તૃપ્ત થતું ન હતું, એટલે તેની નજર દેવદત્ત પર પડી અને તે એની સાથેનો પરિચય વધારવા લાગી. એવામાં ભૂતમતિને મથુરાનગરીમાં થનાર એક મોટા યજ્ઞમાં જવાનું આમંત્રણ આવ્યું. આ યજ્ઞમાં ભાગ લેવાથી બે પસાની પ્રાપ્તિ થાય તેમ હતી અને પ્રતિષ્ઠા વધવા સંભવ હતો, એટલે તેણે એનો સ્વીકાર કર્યો.

મથુરા જતી વખતે ભૂતમતિએ યજ્ઞદત્તાને કહ્યું કે 'તને છોડીને જતાં મારો જીવ ચાલતો નથી, પણ શું કરું? પાસેના પૈસા ખૂટી ગયા છે, એટલે મારે જવું જ પડશે. મને ત્યાં ચાર મહિના થશે, એટલે તું સંભાળીને રહેજે.'

એ સાંભળીને યજ્ઞદત્તા આંખમાંથી આંસુ પાડતાં બોલી કે 'મારાથી તો તમારો એક પણ દિવસનો વિયોગ સહન થઈ શકશે નહિ. માટે હાલ મથુરા જવાનું મુલતવી રાખો.'

ભૂતમતિએ કહ્યું કે 'મારી હાલત પણ તારા જેવી જ છે, પણ તું રાજી થઈને રજા આપ કે જેથી બધું કામ પૂરું કરીને હું જલ્દી પાછો આવી શકું.'

યજ્ઞદત્તાએ રાજી થઈને રજા આપી, એટલે ભૂતમતિ દેવદત્તને ઘરની સારસંભાળ રાખવાની ભલામણ કરી અને મથુરાનો રસ્તો પકડયો.

યજ્ઞદત્તા એકલી પડી, એટલે તેણે દેવદત્તને કહ્યુ કે 'હવે તુ મારી સાથે નિ શક થઈને ભોગ ભોગવ, કારણુ કે યુવાનીનુ ફળ ભોગવિલાસ છે ' દેવદત્તે પ્રથમ તો તેનો ઈનકાર કર્યો, પણ આખરે તે એની માગણીને વશ થયો અને પછી તો એ પણ પાપકર્મમા રીઢો બની ગયો એમ કરતા ચાર માસ પૂરા થવા આવ્યા, એટલે દેવદત્તે કહ્યુ કે 'હવે તારા સ્વામી આવી પહોચશે અને મને જરૂર કાઢી મૂકશે '

યજ્ઞદત્તાએ કહ્યુ 'તુ એ વાતની ફીકર કરીશ નહિ હુ એવો પ્રપચ કરીશ કે જેથી આપણે બને કાયમને માટે સાથે રહી શકીશુ '

પછી એક રાત્રિએ યજ્ઞદત્તા સ્મશાનમા ગઈ અને એક મડદુ સ્ત્રીનુ તથા એક મડદુ પુરુષનુ લઈ આવી તેને અનુક્રમે ઘરમાના ઢોલિયા પર તથા બહારના ઓટલા પર ગોઠવ્યા ત્યારબાદ ઘરમાથી જે કઈ લેવા જેવું હતું, તે લઈ લીધુ અને ઘરને આગ લગાવી ત્યાથી ચલતી પકડી

આગ જોતજોતામા વધી ગઈ અને ત્યા માણસો ભેગા થઈ ગયા એ આગ બીજા ઘરને ભરખી ન જાય તે માટે તેઓ એને ઓલવવાની કોશીશ કરવા લાગ્યા કેટલીક વારે એ આગ કાબૂમા આવી, ત્યારે લોકોએ ઢોલિયા પર સ્ત્રીનુ અને ઓટલા પર મનુષ્યનુ એમ તદ્દન બળી ગયેલા બે મડદા જોયા આથી યજ્ઞદત્તા અને દેવદત્ત આ આગમા બળી ગયા છે, એમ માન્યુ અને તે માટે હાહાકાર કરવા

લાગ્યા. કોઈકે આ સમાચાર ખેપિયા મારફત ભૂતમતિને પહોંચાડયા.

ભૂતમતિ તો આ સમાચાર સાંભળીને અવાક્ જ બની ગયો. તે બનતી ત્વરાએ કંઠાપુર આવ્યો અને જોયું તો સર્વસ્વ નાશ પામ્યું હતું. આ દૃશ્ય જોતાં જ તેને મૂર્ચ્છા આવી ગઈ. પછી જ્યારે મૂર્ચ્છા વળી ત્યારે યજ્ઞદત્તા માટે કરુણ વિલાપ કરવા લાગ્યો અને દેવદત્ત માટે પણ ખૂબ લાગણીભરેલા શબ્દો બોલવા લાગ્યો.

આ વખતે યજ્ઞદત્તા અને દેવદત્તના આડા સંબંધની ગંધ પામી ચૂકેલા એક બ્રાહ્મણ સ્નેહીએ કહ્યું કે–' પંડિત પુરુષો ગઈ વસ્તુનો શોક કરતા નથી. વળી સ્ત્રીઓ ઘણા ભાગે કપટક્રિયાવાળી હોય છે, માટે તેના પર આટલો બધો મોહ રાખવો ઉચિત નથી.'

શબ્દો તદ્દન સાચા હતા, પણ જેનું મન મોહથી મૂઢ બની ગયેલું છે, તેનાં ગળે એ કેમ ઉતરે? ઉલટો ભૂતમતિ એ બ્રાહ્મણ સ્નેહીને કહેવા લાગ્યો કે ' મારા જેવા સમર્થ પંડિતને શિખામણ દેનારો તું કોણ? યજ્ઞદત્તા કેવી હતી અને કેવી ન હતી, તે તું શું જાણે? એનું રૂપ કે એના ગુણ મારી સ્મૃતિમાંથી જરા પણ અળગાં થઈ શકતા નથી. ઓ યજ્ઞદત્તા! હું તને ફરીને ક્યારે ભાળીશ? અરે દેવદત્ત! તું પણ ચાલ્યો ગયો!'

પેલા બ્રાહ્મણસ્નેહીએ કહ્યું: ' અતિ મોહથી પંડિતોની બુદ્ધિ પણ કુંઠિત થઈ જાય છે, નહિ તો હિતનાં વચનો કેમ ન ગમે? એ સ્ત્રી ગમે તેવી હતી, પણ હવે તમે એને

દેખવાના નથી, માટે એના પરનો મોહ ઉતારો અને પર આત્માનુ ભજન કરો, જેથી પાછળની જીદગી બગડે નહિ '

બધા હિતસ્વીઓ દિલાસો દઈને જુદા પડ્યા પછી ભૂતમતિએ બે મોટા તુંબડા મેળવ્યા અને તેમા માની લીધેલી યજ્ઞદત્તાના તથા માની લીધેલા દેવદત્તના હાડકા નાખ્યા પછી તે ગગામા પધરાવવા માટે એક વહેલી સવારે કઠાપુરથી નીકળી ગયો

હવે યોગાનુયોગ કેવો બને છે તે જુઓ યજ્ઞદત્તા અને દેવ ત્ત જે ગામમા રહેતા હતા, તે જ ગામ રસ્તામા આવ્યુ અને તેમા પ્રવેશ કરતા એ બે જણ જ સામા મળ્યા તેઓ વિમાસણમા પડી ગયા કે હવે શુ કરવુ ? ભૂતમતિએ આપણને નજરોનજર જોયા છે, એટલે આપણને છોડશે નહિ એમ વિચારી બને જણ પડિતના ચરણમા પડ્યા અને કહેવા લાગ્યા કે ' પડિતરાજ ! અમારો ગુનો માફ કરો અમે બહુ મોટી ભૂલ કરી, પણ હવે અમને ભારે પસ્તાવો થાય છે અમે તમ રી પાસે આવવાનો વિચાર કરતા હતા, એવામા જ આપ મળી ગયા '

ભૂતમતિએ કહ્યુ ' અરે તમે કોણ છો ? અને કોની સાથે વ તો કરો છો ? '

દેવદત્તે કહ્યુ ' આપે અમને ઓળખ્યા નહિ આ તમારી પ્રિયતમા યજ્ઞત્તા છે અને હુ તમારો માનીતો દેવદત્ત છુ અમે કઠાપુરના વિદ્યાર્થીઓને વિદ્યાદાન આપનાર પડિતરાજ ભૂતમતિ સાથે વ તો કરી રહ્યા છીએ '

પરતુ ભૂતમતિની બુદ્ધિમા આ ઉતર્યું નહિ તે કહેવા

લાગ્યો કે 'અરે દુષ્ટો! તમે આ શું બોલી રહ્યા છો? તમે નક્કી મારી બનાવટ કરવા માગો છો, પણ એમ હું બની જાઉં તેમ નથી. મારી પ્રિયતમા યજ્ઞદત્તા અને મારો માનીતો વિદ્યાર્થી દેવદત્ત એકાએક લાગેલી આગમાં માર્યા ગયા છે અને તેમનાં હાડકાં લઈને હું ગંગાજીમાં પધરાવવા જઈ રહ્યો છું. તમે લાગો છો યજ્ઞદત્તા અને દેવદત્ત જેવા, પણ ખરેખર યજ્ઞદત્તા અને દેવદત્ત નથી. કદાચ તેનાં પ્રેત હો, તેમ બને. પ્રેતો ઘણી વખત મનુષ્યોને છળવા આવે છે, પણ યાદ રાખજો કે હું એક ભૂદેવ છું અને ધારું તો તમને મંત્રબળથી બાળીને ભસ્મ કરી નાખું તેમ છું. પણ તમારા પર દયા લાવીને તમને જતા કરું છું. તમે મારી નજર આગળથી જલ્દી દૂર થાઓ, નહિ તો પરિણામ ભયંકર આવશે.'

યજ્ઞદત્તા અને દેવદત્તને જોઈતું હતું, તે મળી ગયું. તેઓ ત્યાંથી જલ્દી જલ્દી ચાલ્યા ગયા. આ બાજુ ભૂતમતિ ગંગાએ પહોંચ્યો અને તેનાં જળમાં પેલાં હાડકાં પધરાવતાં બોલ્યો કે 'હે જગન્નિયંતા! હે પરમેશ્વર! તું યજ્ઞદત્તા અને દેવદત્ત જ્યાં હોય ત્યાં તેમને સુખી રાખજે. તેઓ ઘણાં પવિત્ર હતાં અને તારી કૃપાને પાત્ર હતાં.'

મોહથી મૂઢ થયેલા મનુષ્યો પોતાની શક્તિ કેટલી હદે ગુમાવે છે, તે જુઓ. સત્ય સામે આવીને ઊભું રહે છે, તો પણ તેને માનવાને તેઓ તૈયાર થતા નથી. આવાઓને સત્ય ક્યાંથી સમજાય? અને સત્ય ન સમજાય તો ધર્મ ક્યાંથી પામે?

વિશેષ અવસરે કહેવાશે.



વ્યાખ્યાન અઠ્ઠાવીશમુ

## ધર્મનુ આરાધન

### [ ૨ ]

મહાનુભાવો !

ગણિતમા એક એવો દાખલો આવે છે કે 'એક ગોકળગાય દિવસે બે ઇંચ ઊંચી ચડે છે અને રાત્રે પોણા બે ઇંચ નીચી ઉતરી પડે છે, તો ૬૦ ફુટના થાભલાની ટોચે તે ક્યારે પહોંચશે?' આ દાખલો સહેલો છે, થોડુ ગણિત જાણનાર પણ કરી શકે એવો છે દિવસે બે ઇંચ ચડે અને રાત્રે પોણા બે ઇંચ નીચે ઉતરી પડે, એટલે ચોવીશ કલાકના એક અહોરાત્રમા તે પા (¼) ઇંચ ઊંચી ચડે આ રીતે રોજ પા-પા ઇંચ ઊંચી ચડતા ૪ દિવસે ૧ ઇંચ ઊંચી ચડે, ૪૮ દિવસે ૧ ફુટ ઊંચી ચડે અને ૨૮૮૦ દિવસે એટલે આઠ વર્ષ પૂરા થયે તે થાભલાની ટોચે પહોંચે

આ જવાબ સાભળીને તમને એમ થતુ હશે કે માણસ તો ૬૦ ફુટનો થાભલો બે-ત્રણ કલાકમા ચડી જાય અને ગોકળગાયને આઠ વર્ષ લાગે, એ તેની કેટલી ધીમી ગતિ! પણ મહાનુભાવો! તમારે મનમા મલકાવા જેવુ નથી ધર્મની બાબતમા તમારી ગતિ આથી પણ ઘણી મદ

છે ! સમજો કે ધર્મ એ ૯૦ ફુટ ઊંચો સ્થંભ છે, તો તમે એની ટોચે ક્યારે પહોંચી શકો છો ? કેટલાક સાઠ, સીત્તેર કે એંશી વર્ષનાં આયુષ્ય સુધીમાં પણ તેની ટોચે પહોંચી શકતા નથી.

મનુષ્યનું આયુષ્ય ૧૦૦ વર્ષનું ગણાય છે, પણ આ કાળે ૧૦૦ વર્ષ પૂરા કરનારા બહુ ઓછા. સાઠ, સીત્તેર અને એંશીની ગણતરી પણ સારું જીવ્યામાં જ થાય છે. બાકી ઘણા તો વનમાં જ વિદાય લે છે. વન એટલે એકાવન, બાવન, પંચાવન, સત્તાવન વગેરે એકાવનથી સાઠ સુધીની સાલો. આપણા બાપજી મહારાજ એટલે પરમ પૂજ્ય આચાર્ય શ્રી વિજયસિદ્ધિ સૂરીશ્વરજી મહારાજ ૧૦૪ વર્ષની વયે સ્વર્ગવાસ પામ્યા, તે વર્તમાન કાળમાં અજોડ ગણાયા.

ગોકળગાય રોજ પા–પા ઇંચ ઉપર ચડે છે, તો આઠ વર્ષમાં ૯૦ ફુટનો સ્થંભ ચડી રહે છે, પણ તમે એંશી વર્ષે પણ એ સ્થંભ પૂરો ચડી શકતા નથી, તો તમારી ગતિ કેટલી થઈ ? કેટલાક તો આ વખતે ૧/૨, ૧/૪ કે ૧/૬ જ ચડ્યા હોય છે, એનું ગણિત કરો એટલે તમારી ગતિનું માપ તમને સમજાઈ જશે. જે એંશી વર્ષે પૂરો સ્થંભ ચડે તેની ગતિ એક ઇંચના ચાલીશમા ભાગની એટલે ૧/૪૦ ઇંચ થઈ, ચોથો ભાગ ચડે તેની ગતિ એક ઇંચના એકસો સાઠમા ભાગની એટલે ૧/૧૬૦ થઈ, છઠ્ઠો ભાગ ચડે તેની ગતિ એક ઇંચના બસો ચાલીશમા ભાગની એટલે ૧/૨૪૦ થઈ

અને જે આઠમો ભાગ ચડે તેની ગતિ એક ઇંચના ત્રણસો વીશમા ભાગની એટલે ૧/૩૨૦ થઈ અહો! કેટલી મદ ગતિ! પરતુ જેઓ આટલુ યે ચડતા નથી, તેની ગતિ કેટલી મદ સમજવી?

ગોકળગાય દિવસમા બે ઇંચ ઉપર ચડે છે અને રાત્રે પોણા બે ઇંચ નીચે ઉતરી પડે છે, પણ તમારામાના કેટલાક બે ઇંચ ઊચા ચડી, બે ઇંચ નીચે ઉતરી પડનારા છે તેઓ એક ફુટ, અરે! છ ઇંચ, અરે! ચાર, ત્રણ કે બે ઇંચ પણ ઉપર શી રીતે ચડી શકવાના?

સાધુસતોના સમાગમમા આવો, ઉપદેશ સાભળો કે કોઈ બહુ સારા પુસ્તકનુ વાચન કરો, ત્યારે ધર્મ કરવાનો ઉત્સાહ જાગૃત થાય અને થોડો ધર્મ કરવા માડો, પણ ત્યા પ્રમાદ, આળસ, ઉપેક્ષા કે વ્યવહારની જજાળ આવી પહોચે અને ધર્મ કરવાનો માડી વાળો એ બે ઇંચ ઊચા ચડીને બે ઇંચ નીચે ઉતરવાની ક્રિયા નહિ તો બીજુ શુ કહેવાય?

## જીવનનુ સરવૈયુ

દીવાળીના દિવસો આવે છે, ત્યારે તમે વેપારનું સરવૈયુ ખેંચો છો અને કેટલુ કમાયા, કેટલુ ખોયુ તેનો હિસાબ લગાવો છો, તો તમારા સાઠ, સિત્તેર કે એશી વર્ષના જીવનનુ સરવૈયુ કાં નથી ખેંચતા? તેમા કેટલુ જમા થયુ અને કેટલુ ઉધાર થયુ? એ જરૂર તપાસો

તમે ખાવાપીવામા, નાવાધાવામા, ફરવાહરવામા, બેસી

રહેવામાં, સૂઈ રહેવામાં, ભોગવિલાસમાં, ગપાટાસપાટામાં, નિંદાકુથલીમાં, રમતગમતમાં, નાટક-સીનેમામાં, રગડા ઝઘડામાં અને માંદગીમાં જે સમય ગાળ્યો તે બધો ઊધાર બાજુમાં સમજવો. અને સાધુસંતોના સમાગમમાં, ધર્મોપદેશ સાંભળવામાં, સ્વાધ્યાય કરવામાં, પ્રભુભક્તિ કરવામાં, પરોપકાર કરવામાં તથા ધર્મધ્યાનનું આરાધન કરવામાં જે સમય ગાળ્યો તે જમા બાજુમાં સમજવો. આંકડા બરાબર માંડજો એટલે સાચી સ્થિતિ સમજાઈ જશે.

જે વેપારીની મૂડી ઘટતી જાય છે અને દેવું વધતું જાય છે, તે આખરે દેવાળિયો ઠરે છે અને તેની આબરૂનું લીલામ થાય છે, એ તમને વેપારીઓને કહેવાનું ન હોય જો તમારો કારભાર દેવાળિયો હોય તો સ્થિતિ અત્યારથી જ સંભાળી લેજો.

શાસ્ત્રકાર ભગવંતો તો સ્પષ્ટ કહે છે કે—

सामाइय–पोसह–संठिअस्स जीवस्स जाइ जो कालो ।
सो सफलो बोधव्वो, सेसो संसारफलहेऊ ॥

'સામાયિક અને પોષધમાં રહેલા જીવનો જે કાલ જાય છે, તે સફળ સમજવો અને બાકીનો સંસારફલનો હેતુ જાણવો, અર્થાત્ સંસાર વધારનારો સમજવો.'

અહીં સામાયિક અને પોષધની સાથે ઉપલક્ષણથી પ્રભુપૂજાદિ બધી ધાર્મિક ક્રિયાઓ સમજવાની છે. આ ધાર્મિક ક્રિયાઓ કરવામાં જે સમય જાય તે કર્મને ઘટાડનારો—કર્મને તોડનારો હોવાથી સફલ ગણાય છે અને બાકીનો

સમય જે વ્યવહારના કાર્યોમા જાય તે કર્મને લાવનારો, કર્મને બાધનારો હોવાથી વિફલ ગણાય છે,[×] સસાર વધારનારો ગણાય છે

અમે આ વ્યાખ્યાનમાળાના પ્રારભમા જ જિણવયણે અણુરત્તા આદિ શબ્દોથી શરૂ થતી ગાથાના અર્થમા કહ્યુ હતું કે 'જે આત્માઓ જિનવચનમા અનુરક્ત છે-શ્રદ્ધાવાન છે, જિનવચનમા પ્રરૂપાયેલા-કહેવાયેલા અનુષ્ઠાનો હૃદયના ઉલ્લાસ પૂર્વક કરે છે જે મલરહિત તથા સકલેશ રહિત પરિણામવાળા છે, તે પરિમિત સસારી બને છે '

## સસાર ઘટાડનારી ચાર વસ્તુઓ

હવે આ અર્થનુ હાર્દ તમને સમજાયુ હશે સસાર ઘટાડવા માટે, અલ્પસસારી થવા માટે ચાર વસ્તુની જરૂર છે પ્રથમ તો જિનવચનમા અનુરક્તતા-શ્રદ્ધા 'જે જિનેશ્વર ભગવતે કહ્યુ તે સત્ય છે તેને અનુસરવામા જ મારુ શ્રેય છે, મારુ કલ્યાણ છે, મારા આત્માનો ઉદ્ધાર છે ' આવી દૃઢ માન્યતા પ્રકટયા વિના તેમણે બતાવેલા માર્ગ પર ચાલવાનું શકય શી રીતે બને? અમે પૂર્વ વ્યાખ્યાનોમા તમને સ્પષ્ટ જણાવ્યુ હતું કે દાન, શીલ, તપ, પૂજા, તીર્થયાત્રા, દયા, વ્રતપાલન વગેરે સમ્યક્ત્વપૂર્વક હોય તો જ સફળ થાય છે મજબૂત પાયો નાખ્યા વિના કોઈ

[×] पावाइय-गेवद-मठिअस्स जीवस्स जाइ जो कालो ।
सो सयलो बोधव्वो सेसो पुण आण विरल त्ति ॥
આવો પાઠ પણ મળે છે

ઈમારત ચણવા માડો તો એ નહિ જ ટકવાની. પરંતુ જિનવચનમાં અનુરક્તતા–શ્રદ્ધા પ્રકટે શી રીતે? એ વિચારવાનું છે. કેટલાક આત્માઓમાં એ નૈસર્ગિક પ્રકટે છે, પણ તેમની સંખ્યા ઘણી થોડી. બાકીનાઓને તો એ અધિગમથી એટલે ગુરુના સમાગમ–ઉપદેશથી જ પ્રાપ્ત થાય છે. તમે ગુરુમુખેથી ધાર્મિક વ્યાખ્યાનો સાંભળો, એટલે શ્રી જિનેશ્વર ભગવંતનાં વચનોમાં અનુરકતતા–શ્રદ્ધા ઉત્પન્ન થતી જાય અને તે વજ્રલેપ જેવી દઢ બને. પછી કોઈ ગમે તેવા સવાલ પૂછે, પણ તમારું મન ચલવિચલ થાય નહિ.

કેટલાક માણસો દેવ–ગુરુની ભક્તિ કરનારને પૂછે છે કે 'ધર્મ એટલે શું?' જો એ માણસ બરાબર જવાબ ન આપી શકે તો તેને દબાવવા કહે છે કે 'લો, તમે તો ધર્મ એટલે શું? એ જાણતા નથી અને ધર્મક્રિયા કરો છો, એટલે તમારી ક્રિયા સમજ વગરની ક્રિયા છે. આ સમજ વગરની ક્રિયાનો અર્થ શો?' આ સાંભળીને ઢીલો પોચો માણસ મુંઝવણમાં પડી જાય છે અને જે સ્વલ્પ ધર્મક્રિયા કરતો હોય તે પણ છોડી દે છે, પરંતુ તમે ગુરુનો સમાગમ કર્યો હોય, વ્યાખ્યાનવાણી સારી રીતે સાંભળી હોય તો એને સામેથી પૂછી શકો કે 'સમજીને ધર્મક્રિયા કરવી એટલે શું? શબ્દનો અર્થ જાણ્યો, એટલે સમજીને ક્રિયા કરી ગણાય? પ્રતિક્રમણસૂત્રના અર્થ જાણીને ક્રિયા કરીએ તો એ સમજપૂર્વકની ક્રિયા ગણાય કે કેમ?' અહીં પ્રશ્ન પૂછનાર પોતે ઢીલો પડવાનો, કારણ કે એ પૂરણજ્ઞાની–કેવળજ્ઞાની નથી. એની સમજ પણ અધૂરી જ છે. એ પોતે

પણ જે થોડું ઘણું સમજ્યો તે પરથી જ ક્રિયા કરતો હોય છે

જો તમે ધાર્મિક વાતાવરણમા રહો, ધાર્મિક પુસ્તકોનુ વાચન કરતા રહો અને સદ્ગુરુના પડખા સેવતા રહો તો જરૂર સમજી શકો કે ' ધર્મ આત્માના કલ્યાણ માટે છે, કર્મને તોડવા માટે છે, તે મુક્તિ અપાવનાર છે ' અને આ સમજ એ સાચી સમજ છે, તેથી આટલુ સમજીને ધર્મક્રિયા કરો તો એ સમજપૂર્વકની ધર્મક્રિયા કહેવાય

જેને ધર્મ પર શ્રદ્ધા નથી, જેઓ ભૌતિકવાદથી રગા ગેલા છે અને લગભગ નાસ્તિકની કોટિમા છે, તે ધાર્મિક ક્રિયાઓને ઉતારી પાડવા માટે તરેહ-તરેહની કુયુક્તિઓ લડાવે છે અને વાત એવી સફાઈથી મૂકે છે કે ભલભલા માણસો પણ વિચારમા પડી જાય પરતુ તમારે એવાઓની વાત સાભળવી નહિ, કદાચ સાભળી હોય તો એ પર વિચાર કરવો નહિ, અને કદાચ વિચાર કર્યો હોય, તો તેના પર કોઈપણ જાતનો ઈતબાર રાખવો નહિ

શાસ્ત્રકારોએ શ્રદ્ધાના ચાર અગો બતાવ્યા છે, તેમા વ્યાપન્નદર્શની અને કુદૃષ્ટિના ત્યાગ પર ખાસ ભાર મૂકેલો છે જેમ કે-

परमत्थसथवो खलु, सुमुणियपरमत्थ जइजणसेवा ।
वावन्नकुदिट्ठीण य, वज्जणमिह सम्मत्तसद्दहण ॥

' પરમાર્થ સસ્તવ, પરમાર્થને જાણનાર મુનિઓની

સેવા, વ્યાપન્નદર્શની અને કુદૃષ્ટિનો ત્યાગ, એ ચાર શ્રદ્ધાનાં અંગો છે.'

પરમાર્થસંસ્તવ એટલે તત્ત્વની વિચારણા. પરમાર્થને જાણનાર મુનિઓની સેવા એટલે ગીતાર્થની સેવા. વ્યાપન્ન દર્શની એટલે જેનું દર્શન–સમ્યક્ત્વ વ્યાપન્ન થયું છે, નષ્ટ થયું છે. તાત્પર્ય કે એક વાર જેને જીવ, અજીવ વગેરે તત્ત્વો અને તેની સૂક્ષ્મ વિચારણાઓ પર શ્રદ્ધા હતી, પણ પછીથી કદાગ્રહ મિથ્યાગ્રહ કે મિથ્યાત્વનો ઉદય થતાં તેવી શ્રદ્ધા ચાલી ગઈ, તે વ્યાપન્નદર્શની. તેમનો સંગ ભયંકર પરિણામને લાવનારો હોવાથી ત્યાજ્ય મનાયો છે. અન્યત્ર પણ કહેવાયું છે કે–

कुसंगतेः कुबुद्धिः स्यात्, कुबुद्धेः कुप्रवर्तनम् ।
कुप्रवृत्तेर्भवेज्जन्तु–र्भाजनं दुःखसंततेः ॥

'કુસંગતિથી કુબુદ્ધિ થાય છે, કુબુદ્ધિથી કુપ્રવર્તન થાય છે અને કુપ્રવર્તનથી પ્રાણી દુઃખ પરંપરાનુ ભાજન બને છે.' કુદૃષ્ટિ એટલે મિથ્યા દૃષ્ટિ.

સમ્યક્ત્વનું રક્ષણ કરવા માટે, સમ્યક્ત્વને નિર્મળ બનાવવા માટે તેના સડસઠ બોલો બરાબર સમજી લેવા જેવા છે, તેનો વિચાર અમે હવે પછીથી એક સ્વતંત્ર વ્યાખ્યાનમાં કરીશું.

'જિણવયણે અણુરત્તા' આ ગાથાની ચાર વસ્તુઓમાંની બીજી વસ્તુ તે જિનવચનમાં કહેવાયેલી ધર્મકરણીનું હૃદયના ઉલ્લાસપૂર્વક અનુષ્ઠાન છે. જિનવચનને સત્ય માનીએ, તેમાં

કહેલી ક્રિયાઓને સારી કહીએ, પણ તેનું અનુષ્ઠાન ન કરીએ તો કર્મનો નાશ કેવી રીતે થાય? એક માણસ એમ જાણે કે અમુક દવાથી મારો રોગ મટશે, પણ તે દવા મેળવે નહિ કે મેળવીને તેનો ઉપયોગ કરે નહિ તો તેનો રોગ શી રીતે મટે? એટલે શ્રદ્ધા અને સમજ સાથે ક્રિયાઓનું અનુષ્ઠાન પણ જરૂરી છે

કેટલાક કહે છે કે એકલા જ્ઞાનથી મુક્તિ મળે અને કેટલાક કહે છે કે એકલી ક્રિયાથી મુક્તિ મળે, પણ આ બંને એકાંતવાદ છે એકાંતવાદ એટલે મિથ્યાત્વ અનેકાન્તવાદ તો એમ કહે છે કે જ્ઞાન અને ક્રિયા ઉભયથી મુક્તિ મળે, એકલું જ્ઞાન કે એકલી ક્રિયા મુક્તિમાં લઈ જવા માટે સમર્થ નથી તે અંગે જૈન મહર્ષિઓએ અંધપંગુન્યાય કહ્યો છે, તે બરાબર લક્ષમાં લેવા જેવો છે

## અંધપંગુન્યાય

એક નગરમાં દાહ લાગ્યો અને બધા નગરજનો નગર ખાલી કરી ગયા, પણ તે વખતે એક આંધળો (અંધ) અને એક પાંગળો (પંગુ) એમ બે જણ એક શેરીમાં રહી ગયા આંધળો વિચાર કરે છે કે 'અરેરે! મને આંખે દેખાતું નથી, તો આ નગરની બહાર શી રીતે નીકળું?' પાંગળો વિચાર કરે છે કે 'આ તો ભારે થઈ! મારા પગે બિલકુલ ચાલી શકાતું નથી, તો આ નગરની બહાર શી રીતે નીકળું?'

આગ તો ફૂદકે અને ભૂસકે આગળ વધતી હતી અને પ્રતિપળે પેલા બંનેની નજીક આવતી હતી, પણ તેમને

બહાર નીકળવાનો ઉપાય સૂઝતો ન હતો. એવામાં પાંગળાને એક વિચાર આવ્યો અને તેણે કહ્યું: 'અરે ભાઈ સુરદાસ! તું શરીરે ખડતલ છે અને તારા ખભા પર બેસાડી મને ઉચકી શકે એમ છે. જો તું મને તારા ખભા પર બેસાડી દે તો હું ઉપર બેઠો બેઠો માર્ગ ચીંધુ અને તું એ માર્ગ પકડીને ચાલ તો આપણે બંને નગરમાંથી સહીસલામત બહાર નીકળી જઈએ. હવે તો આગ બહુ નજીક આવી પહોચી છે અને આપણે આવું કંઈ નહિ કરીએ તો એ આપણા બંનેને ભરખી જશે.'

આંધળાએ એ વાત કબૂલ રાખી અને તેણે પંગુને પોતાના ખભા પર બેસાડી દીધો. પંગુએ રસ્તો બતાવ્યો, તે પ્રમાણે ચાલતાં એ બંને જણ સહીસલામત નગરની બહાર નીકળી ગયા.

અહીં અંધ તે જ્ઞાનરહિત સમજવો અને પંગુ તે ક્રિયારહિત સમજવો. એકલો અંધ કે એકલો પંગુ નગરની બહાર નીકળી શકે નહિ, તેમ એકલું જ્ઞાન કે એકલી ક્રિયા મનુષ્યને તારી શકે નહિ. જ્યારે એ બંનેનો મેળ થાય ત્યારે જ સંસારરૂપી પ્રજ્વલિત નગરમાંથી બહાર નીકળી શકાય.

## પાંચ પ્રકારનાં અનુષ્ઠાનો

ક્રિયાનું અનુષ્ઠાન બધા મનુષ્યો એક જ ભાવથી કરતા નથી, જૂદા જૂદા ભાવથી કરે છે, તેથી શાસ્ત્રકારોએ તેની કક્ષા સમજવા માટે તેના પાચ પ્રકારો બતાવ્યા છે. તેમાં પહેલું વિષાનુષ્ઠાન છે, બીજું ગરાનુષ્ઠાન છે, ત્રીજું અનનુષ્ઠાન

છે, ચોથુ તદ્ધેતુઅનુષ્ઠાન છે અને પાચમુ અમૃતાનુષ્ઠાન છે આ અનુષ્ઠાનને સામાન્ય પરિચય આપી દઈએ

જે અનુષ્ઠાન વિષતુલ્ય છે, તે વિષાનુષ્ઠાન અહીં પ્રશ્ન થશે કે 'અનુષ્ઠાન વિષતુલ્ય કેમ હોય ?' તેનો ઉત્તર એ છે કે જો દૃષ્ટિ વિકૃત થાય, તો અનુપમ ફળ દેનારુ અનુષ્ઠાન પણ વિષતુલ્ય બની જાય છે જે અનુષ્ઠાન લબ્ધિ, કીર્તિ, સામાજિક ભોગ વગેરે મેળવવાની ઇચ્છાથી કરવામા આવે તેને વિષાનુષ્ઠાન સમજવાનુ છે વિષનો આપણે ત્યાગ કરીએ છીએ, તેમ આ અનુષ્ઠાનનો ત્યાગ કરવાનો છે

જે અનુષ્ઠાન ગરતુલ્ય છે તે ગરાનુષ્ઠાન આ લોકના ભોગો વિષે નિસ્પૃહતા, પણ પરલોકમા દિવ્ય ભોગો ભોગવવાની અભિલાષાપૂર્વક જે અનુષ્ઠાન કરવામા આવે તેને ગરાનુષ્ઠાન સમજવું વિષાનુષ્ઠાન કરતા આ કઈક સારુ, પણ એની કક્ષા તો હેયની જ ગણાય આ લોકના ભોગની ઇચ્છા છોડી અને પરલોકના ભોગની ઇચ્છા રાખી, એ સરવાળે તો સરખુ જ ગણાય મૂળ વાત એ છે કે આ લોકના કે પરલોકના ભોગોની ઇચ્છાથી ધાર્મિક અનુષ્ઠાન કરવુ યોગ્ય નથી

જે અનુષ્ઠાન જ્ઞાન એટલે ન કરવા બરાબર છે, તે અનનુષ્ઠાન અનુષ્ઠાન શા માટે કરવામા આવે છે ? તેના સ્પષ્ટ ખ્યાલ વિના અનુષ્ઠાન કરવામા આવે તેને અનનુષ્ઠાન સમજવાનુ છે આ અનુષ્ઠાન ધર્મના વિષયમા મુગ્ધબુદ્ધિ વાળા જીવોને અમુક રીતે ઉપકારક નીવડે છે, તેથી તેને કથંચિત્ ઉપાદેય માનવામા આવ્યુ છે

જે અનુષ્ઠાન તદ્ હેતુવાળું હોય તે તદ્ + હેતુ + અનુષ્ઠાન = તદ્ધેત્વનુષ્ઠાન. તદ્ હેતુ એટલે તે હેતુ, મોક્ષનો હેતુ, તાત્પર્ય કે જે અનુષ્ઠાન મોક્ષ, પરમપદ કે નિર્વાણ મેળવવાના હેતુથી શુભ ભાવપૂર્વક કરવામાં આવે તેને તદ્ધ-ત્વનુષ્ઠાન સમજવાનું છે. આ અનુષ્ઠાનની ઉપાદેયતા સ્પષ્ટ છે.

જે અનુષ્ઠાન અમૃત તુલ્ય હોય, તે અમૃતાનુષ્ઠાન. અહીં એક છેડે વિષ છે, એટલે બીજા છેડે અમૃતને મૂકવામાં આવ્યું છે. વિષ જેટલું ખરાબ છે, તેટલું અમૃત સારું છે. જે અનુષ્ઠાન શુદ્ધ શ્રદ્ધાપૂર્વક પરમ સંવેગથી ભાવિત થયેલાં મન વડે કેવલ નિર્જરા માટે કરવામાં આવે તેને અમૃતા-નુષ્ઠાન સમજવાનું છે. આ અનુષ્ઠાન બધામાં શ્રેષ્ઠ હોવાથી વિશેષ પ્રકારે કરવા યોગ્ય છે.

અનુષ્ઠાનના આ પ્રકારો પરથી એ સ્પષ્ટ થાય છે કે ક્રિયા ભલે એક જ પ્રકારની હોય પણ તેમાં હેતુ અનુસાર ઉત્તમપણું, મધ્યમપણું અને કનિષ્ઠપણું દાખલ થાય છે. તેથી ક્રિયાનો હેતુ ઊંચો હોવો જોઈએ. જે ક્રિયા ઊંચા હેતુથી એટલે મોક્ષ પ્રાપ્તિ માટે કર્મનો નાશ કરવા માટે કરવામાં આવે તે ઊંચી અને જે ક્રિયા નીચા હેતુથી એટલે સાંસારિક સુખભોગની ઈચ્છાથી કરવામાં આવે તે નીચી.

બે માણસ એક સરખો આહાર કરે છે, તેમાં એક માત્ર દેહને ટકાવવા પૂરતો કરે છે અને તે દ્વારા બની શકે તેટલું ધર્મારાધન કરી લેવા ઈચ્છે છે અને બીજો દેહને પુષ્ટ કરવા માટે કરે છે અને તે દ્વારા વિવિધ ભોગો ભોગવવાની ઈચ્છા રાખે છે, તો પ્રથમની ક્રિયા પ્રશસ્ત ગણાશે અને

બીજાની ક્રિયા અપ્રશસ્ત ગણાશે માટે ક્રિયા કરતી વખતે હેતુ હમેશા ઊંચો રાખો

ગાથાની ચાર વસ્તુઓમાની ત્રીજી વસ્તુ મલરહિતપણુ છે આપણે શ્રી જિનવચનમા અનુરક્ત થઈએ, તેમા કહેલી ક્રિયાઓ કરીએ, પણ અતરનો મેલ હઠે નહિ તો પવિત્રતા કે પૂર્ણતા શી રીતે પ્રાપ્ત થાય? મિથ્યાત્વ વગેરે દોષો અતરનો મેલ ગણાય છે કામ, ક્રોધ, લોભ, માન, મત્સર અને હર્ષ એ છ ને પણ આપણે અતરનો મેલ કહી શકીએ જે કોઈ અતરને મલિન કરે તે બધાને અતરનો મેલ સમજવો તપ, જપ અને ધ્યાન અતરનો મેલ ટાળવાની ખાસ ક્રિયાઓ છે

ગાથાની ચાર વસ્તુઓમાની ચોથી વસ્તુ તે સક્લેશ-રહિતપણુ છે રાગદ્વેષના પરિણામને સક્લેશ કહેવામા આવે છે એ સક્લેશ દૂર થાય એટલે સમભાવ આવે અને આત્મા પોતાના મૂળ સ્વભાવનુ દર્શન કરી શકે આવાઓનો સસાર અતિ અતિ અલ્પ બની જાય એમા આશ્ચર્ય શુ?

મહાનુભાવો! શ્રદ્ધા, ક્રિયાતત્પરતા, આતરિક શુદ્ધિ સમતા એ ચાર વસ્તુઓ દ્વારા આત્મા અલ્પ સસારી બને છે અને એ ચારે વસ્તુ ધર્મના આરાધનથી જ પ્રાપ્ત થાય છે

ગત વ્યાખ્યાનમા અમે જણાવ્યુ કે ધર્મ ચાર પ્રકારના પુરુષો સાથે દોસ્તી કરતો નથી દુષ્ટ, મૂઢ, કદાગ્રહી અને પક્ષપાતી તેમાથી બેના દૃષ્ટાત કહ્યા અને બેના દૃષ્ટાત બાકી છે, તે આજે સભળાવીશું

## કદાગ્રહ ઉપર અંધરાજ કુમારનું દૃષ્ટાંત

એક રાજાનો પુત્ર જન્મથી આંધળો હતો, પણ સ્વભાવનો ઘણો ઉદાર હતો. તે પોતાની પાસેનાં ઘરેણાંગાંઠા યાચકોને દાનમાં આપી દેતો. મંત્રીને આ વાત પસંદ નહિ. તેને થતું કે જો આ.વી રીતે આ કુમાર ઘરેણાંગાંઠાં યાચકોને આપતો રહેશે તો રોજ નવાં ઘરેણાંગાંઠાં લાવીને આપીશું ક્યાંથી ?

એક દિવસ તેણે રાજાને કહ્યુ કે 'મહારાજ ! લક્ષ્મીના ત્રણ ઉપયોગ છેઃ દાન, ભોગ અને નાશ. તેમાં દાન સહુથી શ્રેષ્ઠ છે, કારણ કે પોતાનું તથા પારકાનું એમ બંનેનુ હિત કરે છે. આમ છતાં તે મર્યાદામાં રહીને અપાય તો સારું, કારણ કે अति सर्वत्र वर्जयेत्। એ નીતિકારોનો મત છે. જો રાજકુમાર હાલની ઢબે દાન દેવાનું ચાલુ રાખશે તો આપણો રાજભંડાર ટુંક સમયમાં ખાલી થઇ જશે.'

રાજાએ કહ્યુ: 'મંત્રીશ્વર! તમારી વાત સાચી છે, પણ હુ કુમારનું દિલ દુભાવવા ઇચ્છતો નથી, તેથી એવો કોઇ ઉપાય કરો કે જેથી તેમનું દિલ દુભાય નહિ અને રાજભંડાર ખાલી થાય નહિ.'

આ સૂચનાનો મંત્રીએ સ્વીકાર કર્યો અને એક ઉપાય શોધી કાઢયો. તેણે રાજકુમારને એકાંતમાં બોલાવીને કહ્યું કે 'કુમારશ્રી ! આપને આભૂષણોનો ઘણો શોખ છે, તેથી તમારા પૂર્વજોનાં બનાવેલાં મહામૂલ્યવંત આભૂષણો મેં ભંડારમાંથી બહાર કઢાવ્યાં છે. તે તમે બીજા કોઈને આપી ન દેવા કબૂલ થતા હો તો તમને પહેરવા આપુ. આપ આ

આભૂષણો ધારણ કરશો, એટલે ગજરાજેશ્વર જેવા દેખાશો અથવા તો દેવકુમાર જેવા દીપી નીકળશો પરતુ એક વાત ધ્યાનમા રાખજો કે આ જગતમા સ્વાર્થી-આપમતલબિયા માણસોની ખોટ નથી તેઓ આ આભૂષણો જોશે કે તેમની દાનત બગડશે અને તેને પડાવી લેવા માટે જાત જાતની યુક્તિઓ રચશે કોઈ તો એમ પણ કહેશે કે આ આભૂષણોમા છે શું ? એ તો લોઢાના છે, તમારે એ કામના નથી, માટે અમને આપી દો, પણ તમારે એ કોઈ વાત ઉપર ધ્યાન આપવુ નહિ '

કુમારે કહ્યુ કે 'તમારી શરત મને કબૂલ છે હુ એ આભૂષણ કોઈને પણ આપી દઈશ નહિ જો કોઈ એમ કહેશે કે આ આભૂષણ લોહના છે, તો હુ તેની બરાબર ખબર લઈશ માટે મને એ આભૂષણ પહેરવા આપો '

આ પ્રમાણે કુમારનુ મન પહેલેથી જ વ્યુદ્ગ્રાહિત કરીને મત્રીએ તેને ખરેખર લોહના આભૂષણ જ પહેરવા આપ્યા કુમારના હર્ષનો પાર નથી મારા પૂર્વજોએ બનાવેલા અપૂર્વ આભૂષણો મેં આજે ધારણ કર્યા છે, એના મનમા ભારે ખુમારી છે એ ખુશખુશાલ થતો રાજમહેલના પ્રવેશ-દ્વાર આગળ બેઠો છે એવામા ત્યા થોડા યાચકો આવ્યા અને તે કુમારના આભૂષણો જોઈને આશ્ચર્યથી કહેવા લાગ્યા કે 'કુમારશ્રી ! આ શુ ? આજે કઈ નહિ ને લોહના આભૂષણો ધારણ કર્યા ? આ આભૂષણો તમને શોભતા નથી'

કુમારે આ શબ્દો સાભળ્યા કે પાસે પડેલી લાકડી લીધી અને ધડાધડ એક-બેને ચોડી દીધી 'હરામખોરો !

મને મૂર્ખ બનાવીને મારાં આભૂષણો પડાવી લેવા છે કેમ? હું બધું સમજું છું. માટે અહીંથી દૂર થાઓ.'

યાચકો જીવ લઈને નાઠા. થોડી વારે ત્યાં રાજસેવકો આવ્યા. તે પણ રાજકુમારના ગળામાં લોહનાં આભૂષણો જોઈ આશ્ચર્ય પામ્યા અને હિતબુદ્ધિથી કહેવા લાગ્યા કે 'કુમારશ્રી! આપે આજે જે આભૂષણો ધારણ કર્યાં છે, તે આપને બિલકુલ શોભતા નથી. આપના ખજાનામાં આભૂષણોની ક્યાં ખોટ છે કે આ લોહનાં આભૂષણો ધારણ કર્યાં?'

કુમારે કહ્યું: 'સંભાળીને બોલો. જો તમે મારાં આભૂષણોની જરા પણ નિંદા કરશો, તો તમારી ખબર લઈ નાખીશ. મારા પૂર્વજોનાં બનાવેલાં આવાં સુંદર આભૂષણો મેં પૂર્વે કદી પહેર્યાં ન હતાં.' એકે કહ્યું: 'પણ કુમાર સાહેબ—' હજી વાક્ય પૂરું કરે તે પહેલાં કુમારે લકડી ઉગામી અને એક-બેને તેનો સ્વાદ ચખાડી દીધો. એટલે રાજસેવકો પણ પોતાના રસ્તે પડ્યા.

પછી કેટલાક સ્વજન-સંબંધી ત્યાં આવ્યા અને તેમણે પણ એજ કહ્યું કે 'આપને આ લોહનાં આભૂષણો શોભતા નથી, માટે ઉતારી નાખો.' કુમારે કહ્યું: 'મારે કોઈની સલાહ જોઈતી નથી. તમે તમારું કામ કરો, નહિ તો નાહકનું મારે કંઈ બોલવું પડશે.' અને તેઓ પણ ત્યાંથી ચાલ્યા ગયા.

આ રીતે બીજા પણ જે કોઈ મિત્ર-ભાઈબંધ-દોસ્તદારે

તેને ઘરેણા લોહના હોવા વિષે કહ્યું, તે દરેકનું તેણે અપમાન કર્યું અને કોઈની વાત માની નહિ

આ રીતે જે પુરુષનું મન પહેલેથી જ વ્યુદ્ગ્રાહિત થયેલું હોય છે અને કદાગ્રહી બની જાય છે, તે મહા-પુરુષોના ગમે તેવી સારી અને સુંદર શિક્ષાનો પણ સ્વીકાર કરી શકતા નથી અને પરિણામે ધર્મ પામી શકતા નથી

પક્ષપાત ઉપર સુભટનું દૃષ્ટાંત

સુભટ નામનો એક રાજ્યાધિકારી હતો તેને સુરંગી નામની બહુ ભલી સ્ત્રી હતી તેનાથી મોનપાલ નામનો એક પુત્ર થયો હતો આ પુત્રને જન્મ આપ્યા પછી સુરંગીની તબિયત લથડી અને તેના સૌંદર્યમાં ઘટાડો થયો તેથી સુભટનું મન તેના પરથી ઉતરી ગયું હલકા મનુષ્યના સ્નેહને કવિઓએ મધ્યાના આડંબર અને રેતીની ભીંત સાથે સરખાવ્યો છે, તે ખોટું નથી

થોડા વખત બાદ સુભટે કોથળીનું મો છોડીને રંગી નામની એક સ્ત્રી સાથે લગ્ન કર્યાં આ સ્ત્રીનો રંગ ઉજળો હતો, વળી તે હાવભાવ વગેરેમાં નિપુણ હતી, એટલે તેણે સુભટનું દિલ જિતી લીધું અને સુભટના ચારે હાથ તેના પર રહેવા લાગ્યા આ જગતમાં મનુષ્યને કંચન અને કામિની એ બે વસ્તુઓનું ભારે આકર્ષણ હોય છે અને તેમાં પણ કામિનીનું આકર્ષણ વિશેષ હોય છે તેથી જ કોઈ કવિએ કહ્યું છે કે–

નારી મદન તલાવડી, બૂડ્યો ગમ મસાર,
કાઢણહારો કો નહીં, કહ્યા કરુ પોકાર ?

કુરંગીનું ચામડું ઉજળું પણ દિલ કાળું હતું. તેમાં ઇર્ષ્યા, દ્વેષ, અભિમાન વગેરે અનેક દુર્ગુણો ભરેલા હતા. વળી શિયળવ્રતમાં પણ તે શિથિલ હતી, એટલે નવા નવા પુરુષોને જોઈ તેમની સાથે ક્રીડા કરવાને ઇચ્છતી, પણ સુરંગી છાતી પર બેઠી હતી, એટલે તેની એ ઇચ્છા પાર પડતી નહિ. એક તો શોકય અને બીજું આ કારણ મળ્યું, એટલે તેને સુરંગી પ્રત્યે ઘણો દ્વેષ થવા લાગ્યો. તે સુભટના કાન ભંભેરવા લાગી અને મનગમતા આક્ષેપો કરવા લાગી.

કુરંગીની કમનીય કાયાએ સુભટને કામણ કર્યાં હતાં, એટલે તે એની નજરે જ જોતો હતો. તેણે સુરંગીને થોડું રાચરચીલું તથા પૈસાટકા આપી જૂદી કાઢી. ખરેખર! પંડિત, શૂરા અને શાણા સહુને નારી નાચ નચાવી શકે છે.

હવે એક વખત લડાઈનાં નગારાં ગગડયાં અને સુભટને લડાઈમાં જવાનું થયુ. તે વખતે કુરંગી ગળગળી થઈને કહેવા લાગી કે ‘હે નાથ! તમારા વિના હું એક પણ દિવસ રહી શકીશ નહિ. મારી સ્થિતિ જળ વિનાની માછલડી જેવી જાણજો. જો તમે મારું ભલું ઇચ્છતા હો, તો મને લડાઈમાં સાથે લઈ ચાલો.’

સુભટે કહ્યું ‘લડાઈ એક ભયંકર વસ્તુ છે. તેમાં સ્ત્રીઓનું કામ નહિ. વળી અમને તો રાજાજી તરફથી સખત ફરમાન છે કે કોઈએ પોતાની સાથે સ્ત્રીને લેવી નહિ. માટે હે પ્રિયે! તું અહીં જ રહે અને મનગમતું ખાઈપીઈને મોજ કર. આપણાં ઘરમાં કોઈ વસ્તુની ખોટ નથી.’

કુરગીએ કહ્યુ 'આપની આજ્ઞા હુ માથે ચડાવુ છુ, પણ બને તેટલા વહેલા આવજો આ ઘરમા તમારા સિવાય મારો એક પણ દહાડો જવો મુશ્કેલ છે વળી આપણા પાડોશીઓ ઠેના નટખટ છે, તે તમે જાણો છો '

સુભટે કુરગીની વિદાય લીધી અને તે સૈનિકો સાથે લડાઈમા ગયો આ બાજુ કુરગી એકલી પડી, એટલે ઘણા દિવસની પોતાની ઈચ્છા પૂરી કરવાના નિર્ણય પર આવી

હવે એજ ગામમા એક યુવાન સોની હતો, તે દેખાવે રૂપાળો હતો અને ફૂલફટાયો થઈને ફરતો હતો તેનુ નામ હતુ ચગો કુરગીએ તેને નજરમા ઘાલ્યો અને ઘરેણા ધોવડાવવાના બહાને ઘરે બોલાવ્યો પ્રારંભમા થોડી આડી-અવળી વાત કરી તેણે ચગાને કહ્યુ કે 'આપણી સરખે સરખી જોડ છે, બને રગીલા છીએ, માટે તુ કબૂલ થા તો આપણે સસારસુખ ભોગવીએ જો તુ મારી આ માગણી કબૂલ નહિ કરે તો હુ આપઘાત કરીશ અને તેનુ પાપ તને લાગશે '

ચગો પૂરો બદમાશ હતો તે દારૂ પીતો, જુગાર રમતો, વેશ્યાગમન કરતો અને કોઈ રૂપાળી સ્ત્રી નજર ચડી તો તેને ફસાવવાનુ ચૂકતો નહિ અહીં તો આમત્રણ સામેથી આવ્યુ હતું, એટલે તેને જતું શેનો કરે ? પણ તે દાક્ષિણ્યતાથી બોલ્યો કે 'જગતમા ઘણુ જોખમ રહેલુ છે, પરતુ તુ આપઘાતની વાત કરે છે, એટલે તારી માગણી કબૂલ રાખુ છુ ' પછી બને જણ યથેષ્ટ ભોગ ભોગવવા લાગ્યા અને પૈસા છૂટથી ઉડાડવા લાગ્યા

દિવસોને જતાં શી વાર ? ચાર મહિના તો જોતજોતામાં પૂરા થવા આવ્યા અને સુભટનો સંદેશો આવી ગયો કે 'હું ચાર દિવસમાં ઘરે આવું છુ ' આથી ચંગાએ રહીસહી સારી સારી વસ્તુઓને કુરંગી પાસેથી છીનવી લીધી અને તેને ખૂબ કફોડી હાલતમાં મૂકી દીધી. કુરંગીએ વ્યભિચાર કરીને શું સાર કાઢયો ? એક તો શિયળ ગયું, બીજું પતિનો વિશ્વાસઘાત કર્યો અને ત્રીજું ઘરની ઘરવખરી પણ ગુમાવી. વ્યભિચાર ભયંકર દોષ છે અને તેનું સેવન કરનારને અવશ્ય નરકમાં લઈ જાય છે.

સુભટ તદ્દન નજીક આવ્યો, ત્યારે બીજો સંદેશો આવ્યો કે ' કાલે બાર વાગતાં ઘરે આવું છું, માટે રસોઈ પાણી કરી રાખજો. ' આ સંદેશો મળતાં જ કુરંગી વિચારમાં પડી હવે શું કરવું ? સારી રસોઈ કરીને ખવડાવું, એવું તો ઘરમાં કંઈ રહ્યું નથી. છેવટે અક્કલ લડાવીને તે સુરંગીનાં ઘરે ગઈ. કોઈ દિવસ નહિ ને આજે એકાએક કુરંગીને ઘરે આવેલી જોઈને સુરંગી વિચારમાં પડી ગઈ. આ શા માટે આવી હશે ? એવામાં કુરંગીએ કહ્યું: 'બહેન ! એક વધામણી લાવી છું. '

સુરંગીએ કહ્યું: ' બહેન ! શું વધામણી લાવી છે?

કુરંગીએ કહ્યું : ' આપણા સ્વામીનાથ બાર મહિને કાલે બપોરે ઘરે આવે છે.'

સુરંગીએ કહ્યું : 'બહેન ! તારાં મોઢામાં સાકર પણ હું

તેમનું સ્વાગત શી રીતે કરી શકીશ ? એ તો મારી સાથે બોલતા પણ નથી !'

કુરંગીએ કહ્યું 'તેની ફીકર કરશો નહિ એ તો સમજાવીને તમારે ત્યાં જ ભોજન કરાવીશ માટે કાલે ભોજન કરી રાખજો '

સુરંગીને આનંદ થયો તેણે બીજા દિવસે સવારમાં વહેલા ઉઠીને નાહીધોઈને ભાતભાતના ભોજન તૈયાર કર્યાં પછી તે પતિના આગમનની રાહ જોવા લાગી

બીજા દિવસે બપોરે બાર વાગતા સુભટ આવ્યો, પણ તે વખતે પોતાના ઘરના બારણા બંધ દીઠા પોતે સંદેશો મોકલ્યો હતો, તેથી એમ માનતો હતો કે હું ઘરે જઈશ ત્યારે કુરંગી મારું ભાવભીનું સ્વાગત કરવા દરવાજામાં જ ઊભી હશે પણ આ તો જુદું જ દૃશ્ય જોયું તેણે મોટેથી કહ્યું 'હે પ્રિયે ! હું બહારથી આવી ગયો છું બારણા ઉઘાડ ' પણ અંદરથી કંઈ જવાબ આવ્યો નહિ આથી સુભટે અનેક પ્રકારના મધુર વચનો કહ્યા, ત્યારે કુરંગીએ બારણા ઉઘાડયા અને પોતે મોં ચડાવી એક બાજુએ બેઠી સુભટને લાગ્યું કે ગમે તે કારણે કુરંગીને આજે માઠું લાગ્યું છે, નહિ તો આમ હોય નહિ આથી તેણે કુરંગીને મનાવવા કહ્યું કે 'હે પ્રિયે ! મારો એવો કયો અપરાધ છે કે તું મને સ્નેહપૂર્વક બોલાવતી નથી ! તું ઊઠી થા અને આજ મારું ભાણું પીરસ '

એ વખતે કુરંગીએ છણકો કરીને કહ્યું કે 'તમારા

જેવા ઢોંગી માણુસ આ દુનિયામાં બીજા કોણ હશે ? પોતે સુરંગીને ત્યાં કહેવડાવે છે, કે કાલે તમારે ત્યાં ભોજન કરવા આવીશ અને મને કહે છે કે ભાણુ પીરસ!'

એવામાં સુરંગીએ મોકલેલો સોનપાલ ત્યાં આવી પહોંચ્યો અને સુભટને વિનયથી પ્રણામ કરીને કહેવા લાગ્યો કે 'પિતાજી! ભોજન તૈયાર છે, માટે જમવા પધારો.'

આ બધી શી ગરબડ છે? એની સુભટને ખબર પડી નહિ. તે કુરંગીના મોં સામું જોઈ રહ્યો, ત્યારે કુરંગીએ તિરસ્કાર કરતાં કહ્યું કે 'હવે વધારે ઢોંગ કરવા રહેવા દો. તમે તમારી માનીતી સુરંગીને ત્યાં જાઓ. તે તમને મનગમતાં ભોજન કરાવશે.'

કુરંગીનાં આવાં કઠોર વચનોથી કંટાળીને સુભટ આખરે સુરંગીને ત્યાં ગયો. સુરંગી તેનું સ્વાગત કરવાને ખડા પગે ઊભી હતી. તેણે પતિનું ઉમળકાભેર સ્વાગત કર્યું, તેને ગરમ પાણીથી સ્નાન કરાવ્યું અને પછી પાટલા પર જમવા બેસાડ્યો. ત્યાં થાળમાં અનેક જાતની વાનીઓ પીરસી, પણ સુભટે જમવા માટે હાથ લાંબો કર્યો નહિ.

સુરંગીએ પૂછ્યું : 'હે સ્વામી! તમે ભોજન કેમ કરતા નથી? શું આમાં કોઈ વસ્તુની ખામી રહી ગઈ છે?'

સુભટે કહ્યું : 'હા. આમાં એક વસ્તુની ખામી છે. જો કુરંગીએ બનાવેલું શાક એમાં ઉમેરાય તો બધું ભોજન અમૃત જેવું મીઠું લાગે.'

સુરંગીએ કહ્યું : 'પરંતુ આમાંનું કોઈ પણ શાક

ચાખ્યા વિના તમને શી ખબર પડી કે એ કુરંગીના હાથે બનાવેલા જેવું સ્વાદિષ્ટ નથી?'

સુભટે કહ્યુ 'એ તો એની મોડમજ કહો આપે એમા ચાખવાની શી જરૂર છે?'

સુરંગી સમજી ગઈ કે 'પતિની બુદ્ધિનો કબજો પક્ષ પાતે લીધો છે, એટલે ગમે તેવી દલીલો કરીશ, તો પણ તે સમજશે નહિ એટલે તે ઉઠીને ઊભી થઈ અને વાડકો લઈને કુરંગીને ત્યા ગઈ તેતુ કુરંગીને કહ્યુ કે 'બહેન' સ્વામીનુ મન તારામા વસ્યુ છે, એટલે મારા કરેલા પકવાન્ન કે શાક ભાવતા નથી તારા હાથે કરેલુ થોડુ શાક આપ તો એ ઉલટથી ભોજન કરે '

કુરંગીએ જોયુ ક આટઆટલો તિરસ્કાર કરવા છતા તેનુ મન મારા પર ચોટયુ છે, એટલે તે મને અતરથી ચાહે છે આમ છતા તેની વિશેષ પરીક્ષા કરવી જોઈએ તેતે સુરંગીને કહ્યુ 'બહેન! થોડી વાર તમે પરસાળમા બેસો, હું ગરમાગરમ શાક તૈયાર કરી આપુ છુ ' સુરંગી પરસાળમા બેસી, એટલે કુરગી મકાનના પાછલા બા ામા ગઈ અને ત્યા પાડીનુ તાજુ છાણ પડયુ હતુ, તે લઈ આવી તેમા આગ, લૂણ, મગ વગેરે નાખીને તેને હિંગ વડે વઘાર્યું પછી તેને લીંબુનો પટ દઈને ગરમાગર ι શાકનો વાડકો ભરી આપ્યો

મુ રેીએ એ શાક સુભટ આગળ ધર્યું એટલે તે બોલી ઉઠયો 'જોઈ આ શાકની સોડમ! તેમાથી કેવી સુદર વાસ

આવી રહી છે? વળી તેનો દેખાવ જ કહી આપે છે કે તે એક ઘણું સુંદર શાક છે.' પછી તેણે ભોજન કરવા માંડયું. તેમાં સુરંગીએ બનાવેલી વસ્તુઓ થોડી ખાધી અને કુરંગીનું બનાવેલુ શાક વધારે ખાધું. એ શાક ખાતાં ખાતાં તેણે અનેક વાર તેના સ્વાદનાં વખાણ કર્યાં.

આ દૃષ્ટાંત પરથી સમજી શકાશે કે જેનું મન પક્ષપાતથી ઘેરાઈ ગયું હોય છે, તે સત્ય વસ્તુ સમજી શકતા નથી અને તેથી તેઓ ધર્મને પામી શકતા નથી.

વિશેષ અવસરે કહેવાશે.



## વ્યાખ્યાન ઓગણચાલીસમુ
# ધર્મના પ્રકારો

મહાનુભાવો !

ધર્મનો વિષય ચાલી રહ્યો છે અને તેની વિચારણામા આપણે ઠીક ઠીક આગળ વધ્યા છીએ પ્રથમ ધર્મની આવશ્યકતા વિચારી, પછી ધર્મની શક્તિનો પરિચય મેળવ્યો, પછી ધમની વ્યાખ્યા પણ જાણી અને તેના લક્ષણોથી વાકેફ થયા છેલ્લે ધર્મનુ આરાધન ક્યારે કરવું અને કેમ કરવું ? તેનો સ્પષ્ટ ખ્યાલ મેળવ્યો, પરતુ આટલેથી વાત પૂરી થતી નથી હજી આપણે અર્ધો પથ કાપ્યો છે અને અર્ધો પથ બાકી છે તેમા પણ ઘણા અગત્યના મુદ્દા ચર્ચવાના છે

તમે આત્માના વ્યાખ્યાનો પૂરા સાભળ્યા, કર્મના વ્યાખ્યાનો પણ પૂરા સાભળ્યા, તો ધર્મના વ્યાખ્યાનો પણ પૂરા સાભળી લેજો કેટલાક કહે છે કે 'ન્હાયા એટલુ પુણ્ય કદાચ છેલ્લા બે-ચાર વ્યાખ્યાનો ન સાભળ્યા તો શું થઈ ગયુ ?' પણ અરધુ સાભળવું અને અરધુ ન સાભળવું તે ઉચિત નથી ખાસ કરીને છેલ્લા વ્યાખ્યાનો તો સાભળવા જ જોઈએ, કારણ કે વિષયનો ખરો સાર તેમા હોય છે

તમે વલોણુ (દધિમથન) શરૂ કરો અને અર્ધે મૂકી દો, તો તેમાથી માખણ નીકળે ખરૂ ? અથવા મુંબાઈથી અમદાવાદ જવાનુ હોય અને વચ્ચે સુરત, ભરૂચ કે વડોદરા

ઉતરી પડો તે ચાલે ખરું ?–નીતિવિશારદોએ 'आरब्धस्यान्तगमनं–શરૂ કર્યું તેના છેડે જવું' એ નીતિને ઉત્તમ કહી છે અને બધા સત્પુરુષો તેનું અનુસરણ કરે છે, તો તમે પણ તેનું અનુસરણ કેમ ન કરો ?

આ જગતમાં અનેક જાતના ધર્મો પ્રવર્તે છે. તેમાં કેટલાક અતિ પ્રાચીન છે, કેટલાક પ્રાચીન છે, કેટલાક પચીસસોથી પંદરસો વર્ષ પહેલાં સ્થપાયેલા છે, તો કેટલાક પાંચસોથી સો વર્ષ પહેલાં સ્થપાયેલા છે. દાખલા તરીકે જૈન ધર્મ અતિ પ્રાચીન છે, વૈદિક ધર્મ પ્રાચીન છે; બૌદ્ધ, ખ્રિસ્તી અને ઈસ્લામ ધર્મ પચીસસોથી પંદરસો વર્ષની અંદર સ્થપાયેલા છે અને શીખ, આર્યસમાજ, બ્રહ્મસમાજ, પ્રાર્થનાસમાજ વગેરે પાંચસોથી સો વર્ષની અંદર સ્થપાયેલા છે.

'જે ખૂબ જૂનું તે સોનું' એ ન્યાયને લાગુ કરીએ તો જૈન ધર્મ સર્વ શ્રેષ્ઠ ઠરે, કારણ કે તે સહુથી વધારે પ્રાચીન છે. કેટલાક એમ સમજે છે કે શ્રીમહાવીર પ્રભુથી જૈન ધર્મ ચાલ્યો, પણ એ વાત બરાબર નથી. તેમની પહેલા તેવીશ તીર્થંકરો થઈ ગયેલા છે. કેટલાક એમ સમજે છે કે શ્રી રીખવદેવથી જૈન ધર્મની શરૂઆત થઈ, પરંતુ એ વાત પણ બરાબર નથી. આ અવસર્પિણી કાળની અપેક્ષાએ આપણે શ્રી રીખવદેવ ભગવાનને જૈન ધર્મની શરૂઆત કરનારા અર્થાત્ યુગાદિદેવ કહી શકીએ, પણ સમગ્ર કાલ-ચક્રની અપેક્ષાએ તો આ લોકમાં એવી કેટલીયે અવસર્પિણીઓ–ઉત્સર્પિણીઓ વ્યતીત થઈ ગઈ. એ દરેક અવસર્પિણી–

ઉત્સર્પિણી કાલમા તીર્થંકરો થયેલા છે અને તેમણે જૈન ધર્મનુ પ્રવર્તન કરેલુ છે, એટલે જૈન ધર્મ અનાદિ છે

કેટલાક કહે છે કે ' એક વસ્તુ ઘણી જૂની, માટે સારી, એમ માનવુ યોગ્ય નથી ' પણ એક વસ્તુ ઘણી જૂની કેમ થઈ ? એ પણ વિચારવુ જોઈએ એક પેઢી બસો વર્ષથી કામ કરી રહી હોય તો એની આટ બજારમા ઘણી હોય છે અને લોકો તેની સાથે છૂટથી લેવડદેવડનો વ્યવહાર કરી શકે છે નવી પેઢી સાથે એવો વ્યવહાર થઈ શકતો નથી જો કે જૈન ધર્મ તો ગુણની કસોટીમા પણ મોખરે આવે તેમ છે, પણ આ તો દલીલ પૂરતો વિચાર થયો

કેટલાક કહે છે કે પ્રાચીનતાને લક્ષમા લો છો, તેમ સખ્યાને પણ લક્ષમા લો અને જેની સખ્યા સહુથી વધારે હોય તેને શ્રેષ્ઠ માનો એ ધર્મ શ્રેષ્ઠ ન હોય તો તેના સહુથી વધારે અનુયાયીઓ કેમ થાય ? પરન્તુ અમે પૂર્વ વ્યાખ્યાનમા જણાવ્યુ છે, તેમ સખ્યા પરથી શ્રેષ્ઠતાનુ માપ કાઢવું એ રીત ખોટી છે, ખતરનાક છે અનુયાયીઓની સખ્યા ઉપરથી ધર્મની શ્રેષ્ઠતા ગણાતી હોય તો ધર્મને નખરો લાગશે, કારણ કે ધર્મો ઘણા છે અને તેને માનનારની સખ્યાઓ જૂદી જૂદી છે જે દુકાન પર ગ્રાહક વધારે આવે તે દુકાન ન્યાયથી જ ચાલે છે, એમ કહી શકાય નહિ કારણ મોકાની દુકાન હોય અથવા પ્રચાર વધારે હોય અથવા છૂટછાટ વધારે હોય અને આજુબાજુ એવી દુકાન ન હોય અથવા ગ્રાહકોને સાચી સમજ ન હોય તો પણ ગ્રાહક વધારે આવે છે, માટે ધર્મની શ્રેષ્ઠતા તેની સત્યતા ઉપર સમજવાની છે

કેટલાક કહે છે કે 'જૂદા જૂદા ધર્મોની વાત સાંભળીને અમારી મતિ મુંઝાય છે. તેના કરતાં એક જ ધર્મ કરી નાખો તો શું ખોટું? પછી કોઇ ધર્મ પાળવાની મૂંઝવણ તો નહિ'. પરંતુ આ કથન વિશ્વ, દુનિયા કે જગતની વાસ્તવિકતા સમજ્યા વિનાનું છે. વિવિધતા એ જગતનો સ્વભાવ છે અને તે દૂર થઈ શકતો નથી. એક જ ધર્મની ઇચ્છા કરનારે એ પણ વિચારવું જોઈએ કે બધા મનુષ્યો સરખો પોશાક કેમ પહેરતા નથી? સરખો ખોરાક કેમ ખાતા નથી? સરખા રીતરિવાજોનું અનુસરણ કેમ કરતા નથી? આ બધું શકય હોય તો જ એક ધર્મ થવાનું શકય છે. પરંતુ આજે તો સ્થિતિ એવી છે કે એક જ ઘરની ચાર સ્ત્રીઓ પણ સરખો પોશાક પહેરતી નથી. એક ગુજરાતી પસંદ કરે છે, તો બીજી દક્ષીણી ઢબ પસંદ કરે છે, ત્રીજી પંજાબી ઢબ પસંદ કરે છે, તો ચોથીની પસંદગી બંગાળી ઢબ ઉપર ઉતરે છે. ઘરમાં વિવાહવાજન જેવું કોઈ ટાણું હોય કે બીજો કોઈ શુભ પ્રસંગ હોય ત્યારે એક સ્ત્રી આઠ—આઠ કે દસ દસ વખત પોશાક બદલે છે અને ખુશી થાય છે. વિવિધતાની આટલી રુચિવાળી દુનિયામાં એક જ જાતનો ધર્મ શી રીતે સંભવે ?

જેની પાછળ વાસ્તવિકતાની કોઈ ભૂમિકા ન હોય એવા વિચારોને આપણે શેખચલ્લીના તર્ક કહીએ છીએ. એક મીયાંભાઇ તળાવના કિનારે વડનાં ઝાડ નીચે બેઠા હતા. તે વિચાર કરવા લાગ્યા કે 'આ તળાવનુ બધું પાણી ઘી થઈ જાય અને વડનાં બધાં પાન રોટી થઈ જાય તો

ખદા ! ઝબોલ ઝબોલ કે ખાવે ! ' હવે તળાવનુ પાણી ઘી શી રીતે થાય અને વડના પાન રોટી શી રીતે બને ? અને જો ન બને તો ખદાને ઝબોલ ઝબોલ કે ખાવાનો વખત ક્યારે આવે ?

કેટલાક કહે છે કે બધા ધર્મો એક ભલે ન થઇ જાય, પણ આપણે તેમને માન આપવું જોઇએ અને તેમાની સારી વસ્તુઓ ગ્રહણ કરવી જોઇએ પરતુ આ વિચારસરણી પણ બરાબર નથી આપણે કોઈ પણ ધર્મને ગાળ દઈએ કે ખોટી રીતે ઉતારી ન પાડીએ, પણ તેના ગુણદોષની પરીક્ષા તો જરૂર કરીએ અને તેમા જે સારો લાગે તેને જ સારો કહીએ સારાખોટાની પરીક્ષા કર્યા વિના બધાને સારા માની લેવા અને તેમને માન આપવાનુ જણાવવું એ તો ગોળ અને ખોળને તથા કચન અને કથીરને સરખા ગણવા જેવુ છે જે ધર્મ સૂક્ષ્મમા સૂક્ષ્મ જતુની દયા પાળવાનુ ફરમાવે તે પણ સારો અને જે ધર્મ પશુનો વધ કે કુરબાની કરવાનુ ફરમાવે તે પણ સારો ! જે ધમ માસ અને મદિરાનો સપૂર્ણ ત્યાગ ફરમાવે તે પણ સારો અને જે ધર્મ માસાહાર કે મદ્યપાનની છૂટ આપે તે પણ સારો ! શુ આ એક પ્રકારનો બુદ્ધિભ્રમ નથી ?

સારી વસ્તુ ગમે ત્યાથી પણ ગ્રહણ કરવામા હરકત નથી, પણ સારી વસ્તુ કોને કહેવી ? તેનુ ધોરણ શાસ્ત્રકારોએ ઠરાવેલુ છે જેમા અહિંસા હોય, સયમ હોય, તપ હોય તે સારી વસ્તુ અને જેમા તેનો અભાવ કે અતિ

અલ્પપણું હોય તે ખરાબ વસ્તુ. આ ધોરણે આપણે સારી વસ્તુને જરૂર ગ્રહણ કરીએ.

મહાનુભાવો! આજે ધર્મના પ્રકારો વિષે વિવેચન કરવાનું છે, તેમાં આટલી વાત પ્રાસંગિક થઇ. એ વાત કરવાની જરૂર હતી, માટે જ કરી છે. આજના કુમાર-કુમારિકાઓ અને યુવક-યુવતીઓ શાળા-કોલેજોમાં જઈને, જૂદી જૂદી સભાઓ કે પરિષદોમાં હાજરી આપીને આવા વિચારો લઈ આવે છે અને તે એક ઉત્તમ આદર્શ હોય એ રીતે તેનું સેવન કરવા લાગે છે, એટલે તેમનો એ ભ્રમ ભાંગવાની જરૂર છે.

હવે ધર્મના પ્રકારો પર આવીએ. અહીં એક મહાનુભાવ પ્રશ્ન કરે છે કે 'નવકાર મંત્રમાં દેવ અને ગુરુને વંદના આવે છે, પણ ધર્મને વંદના આવતી નથી, તેથી એમ સિદ્ધ થાય છે કે ધર્મ એ મૂળભૂત વસ્તુ નથી. પછી તેના પ્રકારો વગેરેનું વર્ણન શા માટે?' અમે આ મહાનુભાવને પૂછીએ છીએ કે તમે નવકાર મંત્રનો અર્થ તો બરાબર જાણો છો ને? એના પર સારી રીતે વિચાર તો કર્યો છે ને? તેમાં પ્રથમ પાંચ પદો પછી 'एसो पंच-नमुक्कारो, सव्वपावप्पणासणो। मंगलाणं च सव्वेसि, पढमं हवइ मंगलं ॥ એ પદો આવે છે. અહીં પંચપરમેષ્ઠિને કરવામાં આવતો નમસ્કાર એ ધર્મ છે. આ ધર્મને સર્વ પાપપ્રણાશક અને સર્વ મંગલોમાં ઉત્કૃષ્ટ મંગલ કહ્યો છે, તે એની સ્તુતિ-રૂપ વંદના છે અને તેથી ધર્મ એ મૂળભૂત વસ્તુ છે.

નવકારના પ્રથમ પદે શ્રી અરિહંત દેવ એટલે તીર્થંકર પરમાત્માઓને નમસ્કાર કરવામા આવે છે, તેનુ મુખ્ય કારણ તેમણે કરેલુ ધર્મપ્રવર્તન છે વળી આચાય, ઉપાધ્યાય અને સાધુ ભગવતોને ત્રીજા, ચોથા અને પાચમા પદે વદના કરવામા આવે છે, તેનુ કારણ એ છે કે તેઓ ભાવિકોને ધર્મલાભ આપે છે આ રીતે નવકારમત્રમા ધર્મ ઓતપ્રોત છે, એટલે તે મૂળભૂત-મુખ્ય વસ્તુ છે

પ્રશ્ન-અહીં પહેલા, ત્રીજા, ચોથા અને પાચમા પદે થતા નમસ્કારમા ધર્મનો સબધ બતાવ્યો, પણ બીજા પદે થતા નમસ્કારમા ધર્મનો કોઈ સબધ બતાવ્યો નહિ, તો નવકારમત્રમા ધર્મ ઓતપ્રોત છે, એમ કેમ કહી શકાય ?

ઉત્તર-બીજા પદે શ્રી સિદ્ધ ભગવતોને નમસ્કાર કરવામા આવે છે, તે ધર્મારાધનની પ્રાપ્ત થતા મોક્ષલાભના સાક્ષી છે સિદ્ધ ભગવત એટલે ધર્મના ઉત્કૃષ્ટ આરાધનથી સર્વ કર્મનો નાશ કરી મોક્ષને પ્રાપ્ત કરનાર શુદ્ધાત્મા એટલે તેમનો નમસ્કાર પણ ધર્મનો જ પ્રબોધક છે

'હજી એક પ્રશ્ન પૂછવો છે '

'પૂછી શકો છો '

પ્રશ્ન-એક વખત એમ કહેવામા આવે છે કે દુર્ગતિમા પડતા પ્રાણીઓને ધારી રાખે અને સ્વર્ગાદિ ઉચ્ચગતિમાં સ્થાપે તે ધર્મ અને બીજી વાર એમ કહેવામા આવે છે કે પચપરમેષ્ઠિને કરવામા આવતો નમસ્કાર એ ધર્મ, તો એમા સાચુ શુ ?

ઉત્તર–બંને વસ્તુ સત્ય છે. પ્રાણીઓને દુર્ગતિમાં પડતા ધારી રાખે અને સ્વર્ગાદિ ઉચ્ચ ગતિમાં સ્થાપે તે ધર્મ એ વ્યાખ્યા લક્ષણથી થઈ અને પંચપરમેષ્ઠિને કરવામાં આવતો નમસ્કાર તે ધર્મ, એ વ્યાખ્યા સ્વરૂપથી થઈ. પંચપરમેષ્ઠિને કરવામાં આવતો નમસ્કાર પ્રાણીઓને દુર્ગતિમાં પડતો અટકાવે છે અને સ્વર્ગાદિ ઉચ્ચ ગતિમાં સ્થાપે છે. શાસ્ત્રમાં સ્પષ્ટ કહ્યું છે કે–

जे केइ गया मुक्खं, गच्छंति य केऽवि कम्ममलमुक्का ।
ते सव्वे च्चिय जाणसु जिणनवकारप्पभावेण ॥

—નવકારફલપ્રકરણ, ગાથા ૧૭

‘જે કોઈ મોક્ષે ગયા અને જે કોઇ કર્મમલથી રહિત બનીને મોક્ષે જાય છે, તે સર્વે પણ શ્રી જિનનવકારના જ પ્રભાવે છે, એમ જાણો.’

જે નવકારના પ્રભાવે તેજ ભવમાં કોઇ કારણસર મોક્ષ ન પામે, તે ઉચ્ચ કોટિના દેવની ગતિ અવશ્ય પામે છે. તેનાં અનેક દૃષ્ટાંતો જિનશાસનમાં પ્રસિદ્ધ છે. કાષ્ઠમાં બળતા નાગે નવકારમંત્ર સાંભળ્યો અને તે ધરણેન્દ્ર થયો.

હવે પ્રસ્તુત વિષય પર આવીએ. ધર્મ એક પ્રકારનો હોઇ શકે, બે પ્રકારનો પણ હોઇ શકે, ત્રણ પ્રકારનો પણ હોઈ શકે, ચાર પ્રકારનો પણ હોઈ શકે, પાંચ પ્રકારનો પણ હોઈ શકે અને છ પ્રકારનો પણ હોઈ શકે.

આત્મશુદ્ધિ એ ધર્મનો એક પ્રકાર છે. આત્મશુદ્ધિ એટલે વિભાવદશાનું ટળવાપણું. જેમ જેમ વિભાવદશા ટળતી

જાય, તેમ તેમ આત્મા શુદ્ધ થતો જાય અને પોતાના મૂળ સ્વરૂપમા આવતો જાય

वत्थुसहावो धम्मो—એટલે વસ્તુના સ્વાભાવને પણ ધર્મ કહેવામા આવે છે જેમ મરચાની તીખાશ, ગોળનું ગળપણ અને લીમડાનુ કડવાપણુ એ તેનો ધર્મ છે, તેમ આત્માનો સ્વભાવ એ ધર્મ છે આત્માનો મૂળ સ્વભાવ જ્ઞાન, દર્શન, ચારિત્ર છે, એ તમે જાણો છો પૂર્વે તેના પર ઘણું વિવેચન થયેલુ છે

પ્રશ્ન–ધર્મની આ નવી વ્યાખ્યા કરતા દુર્ગતિમા પડતા પ્રાણીઓને ધારી રાખે અને સ્વર્ગાદિ ઉચ્ચ ગતિમા સ્થાપે તે ધર્મ, એ વ્યાખ્યા બાધિત તો નહિ થાય?

ઉત્તર–બિલકુલ નહિ આત્મા શુદ્ધ થતો જાય, એટલે તેની દુર્ગતિ અટકે અને તે અવશ્ય સદ્દગતિનો ભાગી થાય

અસદ્‌નિવૃત્તિ અને સત્પ્રવૃત્તિ એ ધર્મના બે પ્રકારો છે જે મિથ્યા છે, અનિષ્ટ છે, પાપકારી છે, કર્મબંધનને પેદા કરનાર છે તે અસત તેમાથી નિવૃત્ત થવું, છૂટા થવું અર્થાત તેનો ત્યાગ કરવો એ અસદ્‌નિવૃત્તિ છે અને જે સત્ય છે, હિતકારી છે, શ્રેયસ્કર છે, કર્મ બધનને કાપનાર છે, તે સત્ તેમા પ્રવૃત્તિ કરવી એટલે તેની આરાધના કરવી એ સત્પ્રવૃત્તિ છે અઢાર પાપસ્થાનકનો ત્યાગ અસદ્‌નિવૃત્તિમા આવે અને સામાયિક, પ્રભુપૂજા, પ્રતિક્રમણ, પૌષધ, ચારિત્રપાલન, દાનદયાદિ કરવું એ સત્પ્રવૃત્તિમા આવે

નિશ્ચય અને વ્યવહાર એવા ભેદથી પણ ધર્મના બે પ્રકારો સંભવે છે. તેમાં જે નિશ્ચયદૃષ્ટિને અનુસરે તે નિશ્ચય ધર્મ અને વ્યવહાર દૃષ્ટિને અનુસરે તે વ્યવહારધર્મ. નિશ્ચયદૃષ્ટિ તત્ત્વલક્ષી હોવાથી તે આત્માના શુદ્ધ સ્વરૂપને ધર્મ માને છે અને વ્યવહાર દૃષ્ટિ સાધનલક્ષી હોવાથી તે આત્માનો સાક્ષાત્કાર કરવાના સર્વ ઉપાયોને ધર્મ માને છે. આમાં એક દૃષ્ટિ સાચી અને બીજી ખોટી એમ કહેવાય એવું નથી. નિશ્ચયનો આધાર વ્યવહાર પર છે અને વ્યવહારનું લક્ષ નિશ્ચય પર છે.

કેટલાક એમ કહે છે કે 'તમે આજ સુધી અનેક પ્રકારની ક્રિયાઓ કરી, છતાં આત્માનું કલ્યાણ થયું નહિ, માટે ક્રિયાકાંડને છોડો અને આત્માને ઓળખવાનો જ પ્રયત્ન કરો.' પણ સાધન વિના આત્માને ઓળખાય શી રીતે? ગુરુ, વ્યાખ્યાન, પુસ્તક, વગેરે સાધનો છે.

કેટલાક એમ કહે છે કે 'તમે ક્રિયા જ કરો, કારણ કે ક્રિયા વગર કોઈની મુક્તિ થઈ નથી.' પણ ક્રિયામાં યે લક્ષ તો આત્મશુદ્ધિનું જ હોવું જોઈએ. જેનું લક્ષ આત્મશુદ્ધિ નથી, એ ક્રિયાઓ કદી પણ મુક્તિની પ્રાપ્તિ કરાવી શકતી નથી.

આમ નિશ્ચય અને વ્યવહાર ઉભયની સરખી જરૂર છે. જેમણે નિશ્ચયને રાખ્યો અને વ્યવહારને ઉથાપ્યો કે વ્યવહારને રાખ્યો અને નિશ્ચયને ઉથાપ્યો, તેમની હાલત કફોડી થયેલી છે.

દ્રવ્ય અને ભાવથી પણ ધર્મના બે પ્રકારો પડે છે.

તેમા દ્રવ્યધર્મ એ વ્યવહારધર્મ છે અને ભાવધર્મ એ નિશ્ચયધર્મ છે

શાસ્ત્રકાર ભગવતોએ શ્રુતધર્મ અને ચારિત્રધર્મ એ રીતે પણ ધર્મના બે પ્રકારોનુ પ્રતિપાદન કર્યું છે તેમા શ્રુતધર્મ એ દ્વાદશાગી અને તેને લગતા સાહિત્યના અભ્યાસ રૂપ છે અને ચારિત્રધર્મ એ સયમનુ પાલન છે

ઉપરાત સર્વવિરતિ અને દેશવિરતિ એવા પણ ધર્મના બે ભેદો પ્રસિદ્ધ છે તેમા સર્વવિરતિ એ સાધુનો ધર્મ છે અને દેશવિરતિ એ ગૃહસ્થોનો ધર્મ છે

મનોદડથી વિરમવું, વચનદડથી વિરમવું અને કાય દડથી વિરમવું એ ધર્મના ત્રણ પ્રકારો છે મનોદડથી વિરમવુ એટલે કોઈને મનથી દડ દેવો નહિ, કોઈનુ અશુભ ચિંતન કરવુ નહિ વચનદડથી વિરમવુ, એટલે કોઈનુ વચનવડે અહિત કરવુ નહિ, વચનથી દુ ખ ઉપજાવવુ નહિ અને કાયદડથી વિરમવું એટલે કોઈ ને કાયાની પ્રવૃત્તિથી આઘાત પહોચાડવો નહિ, પરિતાપ ઉપજાવવો નહિ, કોઈની હિંસા કરવી નહિ ×

સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્રની આરાધના એમ પણ ધર્મના ત્રણ પ્રકારો છે શ્રી ઉમાસ્વાતિ મહારાજે તત્ત્વાર્થાધિગમસૂત્રના પ્રારભમા આ ત્રણ વસ્તુને

× જરથુસ્ત્ર ધર્મમાં પણ મનની પવિત્રતા વચનની પવિત્રતા અને કાયાની પવિત્રતાને ધર્મ માનવામા આવ્યો છે

જ મોક્ષમાર્ગ કહેલો છે. જેમ કે ' सम्यग्दर्शन-ज्ञान-चारित्राणि मोक्षमार्गः । '

જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપની આરાધના એ ધર્મના ચાર પ્રકારો છે. તે અંગે શાસ્ત્રોમાં કહ્યું છે કે-

नाणं च दंसणं चेव, चरित्तं च तवो तहा ।
एयमग्गमणुपत्ता, जीवा गच्छन्ति सोग्गइं ॥

' જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ, આ માર્ગને પ્રાપ્ત થયેલા જીવો સદ્‌ગતિમાં જાય છે. ' અહીં દુર્ગતિમાં જતાં રોકનાર અને સદ્‌ગતિમાં લઈ જનાર તે ધર્મ, એ લક્ષણ બરાબર લાગુ પડે છે. નવપદજીનાં છઠ્ઠા, સાતમા, આઠમા તથા નવમા પદે ધર્મના આ ચાર પ્રકારોને લેવામાં આવ્યા છે.

દાન, શીલ, તપ અને ભાવ એ ધર્મના ચાર પ્રકારો છે. તે અંગે શાસ્ત્રોમાં કહ્યું છે કે-

दानशीलतपोभावभेदैर्धर्मश्चतुर्विधः ।
भवाब्धियानपात्राभः, प्रोक्तोऽर्हद्भिःकृपापरैः ।

' પરમ કૃપાળુ અર્હદ્‌દેવોએ સંસારસાગરને તરવામાં વહાણ જેવો ધર્મ દાન, શીલ, તપ અને ભાવના ભેદથી ચાર પ્રકારનો કહેલો છે. '

વળી એમ પણ કહ્યું છે કે-

दानं च शीलं च तपश्च भावो,
धर्मश्चतुर्धा जिनबान्धवेन ।
निरूपितो यो जगतां हिताय,
स मानसे मे रमतामजस्रम् ॥

'પરમ કારુણિક એવા જિનેશ્વર દેવોએ જગતના હિતને માટે દાન, શીલ, તપ અને ભાવ એ ચાર પ્રકારનો ધર્મ કહેલો છે, તે મારા મનમા નિરંતર રમો '

દાન કોને કહેવાય ? તેના કેટલા પ્રકારો છે ? તે દેવાની સાચી રીત શી છે ? શીલની ઓળખાણ શી ? તેના ભેદો–પ્રભેદો કેટલા ? તપનુ સ્વરૂપ શુ ? તપની તાકાત કેટલી ? ભાવ કોને કહેવાય ? તેની શ્રેષ્ઠતા શા માટે ? વગેરે બાબતો બરાબર સમજવા યોગ્ય છે, પણ તે અવસરે કહેવાશે

અપેક્ષાવિશેષથી આચારને ધર્મ કહેવામા આવે છે તે આચાર પાચ પ્રકારનો છે, તેથી ધર્મને પણ પાચ પ્રકારનો માનવામા આવ્યો છે તે આ પ્રમાણે જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર અને વીર્યાચાર તેમા જ્ઞાનાચાર કાલ, વિનય, બહુમાન આદિ આઠ પ્રકારનો છે, દર્શનાચાર નિ શક્તિ, નિષ્કાક્ષિત, નિર્વિચિકિત્સ વગેરે આઠ પ્રકારનો છે, ચારિત્રચાર પાચસમિતિ અને ત્રણ ગુપ્તિના ભેદથી આઠ પ્રકારનો છે તપાચાર બાહ્ય અને અભ્યતર તપના ભેદથી બે પ્રકારનો છે, અને તે દરેકના છ–છ ભેદો ગણતા કુલ બાર પ્રકારનો થાય છે અને વીર્યાચાર મન, વચન અને કાયાના બળથી ત્રણ પ્રકારનો છે

પાચ ઇંદ્રિયો અને છઠ્ઠુ મન એ છનો વિજય કરવો એ છ પ્રકારનો ધર્મ છે જે પાચ ઇંદ્રિયો અને છઠ્ઠા મનનો વિજય કરે છે, તેને અધ્યાત્મનો પૂરો પ્રસાદ પ્રાપ્ત થાય

છે અને દુર્ગતિનો ભય બિલકુલ રહેતો નથી. તે અંગે જૈન શાસ્ત્રોમાં એક સુંદર પ્રસંગ નોંધાયેલો છે.

શ્રમણ કેશિકુમાર ભગવાન પાર્શ્વનાથની પરંપરામાં ઉતરી આવ્યા હતા અને શ્રી ગૌતમ ભગવાન મહાવીરના મુખ્ય શિષ્ય હતા. એક વખત આ બંને મહાત્માઓનો મેળાપ થયો. ત્યારે શ્રમણ કેશિકુમારે પૂછ્યું કે 'હે ગૌતમ! તમે હજારો વૈરીઓની વચ્ચે વસી રહ્યા છો અને તે વૈરીઓ તમારી સામે આક્રમણ કરી રહ્યા છે, તેને તમે કેવી રીતે જિતો છો ?'

શ્રી ગૌતમસ્વામીએ કહ્યું: 'હે મહાત્મન્! એકને જિતવાથી પાંચને જિતાય છે, પાંચને જિતવાથી દશને જિતાય છે અને દશને જિતવાથી સર્વને જિતાય છે. આ આ રીતે હું સર્વ શત્રુઓને જિતું છું.'

પૂછાયેલો પ્રશ્ન માર્મિક હતો, એટલે ઉત્તર પણ માર્મિક જ અપાયો હતો. આ વસ્તુને વિશેષ સ્પષ્ટ કરવા માટે શ્રમણ કેશિકુમારે પૂછ્યું: 'હે ગૌતમ! તમે શત્રુ કોને ગણો છો ?'

ઉત્તરમાં શ્રી ગૌતમસ્વામીએ કહ્યું: 'હે મુનિવર! ન જિતાયેલો આત્મા (ન જિતાયેલું ભાવમન) એ એક શત્રુ છે. ન જિતાયેલા કષાયો અને ઇંદ્રિયો એ બીજા શત્રુઓ છે, તેને જિતીને હું યથાન્યાય એટલે જિનેશ્વરોએ બતાવેલા માર્ગ પ્રમાણે વિચરું છું.' ×

---

× एगप्पे अजिए सत्तू, कसाया इन्दियाणि य ।
ते जिणित्तु जहानायं, विहरामि अहं मुणी ! ॥

श्री ઉત્તરાધ્યયનસૂત્ર.

કહેવાનો ભાવાર્થ એ હતો કે એક મનને જિતવાથી ચાર કષાયોને જિતી શકાય છે, એટલે કુલ પાચ શત્રુઓને જિતી શકાય છે અને એ પાચને જિત્યા કે પાચ ઇંદ્રિયો પર પૂરો કાબૂ આવી જાય છે આ રીતે કુલ દશ શત્રુઓ જિતાયા કે બાકીના બધા શત્રુઓને જિતી શકાય છે

આ વખતે શ્રમણ કેશિકુમારે એક બીજો પણ માર્મિક પ્રશ્ન રજૂ કર્યો ' હે ગૌતમ ! આ મહા સાહસિક, ભયકર અને દુષ્ટ ઘોડો ખૂબ દોડી રહ્યો છે તેના પર બેઠેલા તમે ઉન્માર્ગે કેમ જતા નથી ?'

શ્રી ગૌતમે કહ્યુ ' હે મહામુનિ ! તે વેગભર દોડી રહેલા ઘોડાને હુ શ્રુત (શાસ્ત્ર) રૂપી લગામથી બરાબર કાબૂમા રાખુ છુ, તેથી તે ઉન્માર્ગે જતો નથી '

શ્રમણ કેશિકુમારે પૂછ્યુ ' તે ઘોડો કયો ?'

શ્રી ગૌતમે કહ્યુ ' સસારના વિવિધ વિષયોમા દોડી રહેલુ મન જ તો '

આ પરથી ઇદ્રિય અને મનને જિતવાનુ કામ કેટલુ મહત્ત્વનુ છે, તે બરાબર સમજી શકાય છે શ્રી આનદઘનજી-એ સત્તરમા તીર્થંકર શ્રી કુથુનાથ ભગવાનનુ સ્તવન કરતા ' કુથુજિન ! મનડુ કિમ હિ ન બાજે ' એ શબ્દો વડે મનની અવસ્થાનુ જે વર્ણન કર્યું છે, તે બરાબર સમજવા યોગ્ય છે

આ રીતે ધર્મના વિશેષ પ્રકારો પણ સભળાવે છે, પરતુ તે બધા એક યા બીજી રીતે આ પ્રકારોમા અતર્ગત થઈ જાય છે, એટલે તેનો વિશિષ્ટ ઉલ્લેખ અહીં કરતા નથી

ધર્મના વિવિધ પ્રકારો જોઈને મુંઝાવું નહિ. મહાપુરુષોએ મુમુક્ષુઓને માર્ગદર્શન મળે તે માટે એ પ્રકારો પ્રરૂપેલા છે અને તે કલ્યાણકારી છે.

મહાપુરુષો જીવની યોગ્યતા પ્રમાણે કેટલીક વખત વિચિત્ર સાધનનો પણ ઉપદેશ કરે છે, એ લક્ષમાં રાખવાનું છે. આપણને એમ લાગે કે આવું શું કહ્યું? પણ એ રીતે જીવનું કલ્યાણ થાય છે. એક-બે દૃષ્ટાંતોથી આ વાત સ્પષ્ટ સમજાશે.

## કુંભારની ટાલ જોવાનો નિયમ !

એક ધર્મિષ્ઠ શેઠ હતો. તેને એક પુત્ર હતો. તે ઘણો ઉદ્ધત અને સ્વચ્છંદી હતો. ધર્મ શું કહેવાય? તેની એને ખબર ન હતી. ન જવું દહેરે, ન જવું ઉપાશ્રયે. માતાપિતા બે શબ્દો હિતના કહે તે પણ સાંભળવા નહિ. આવાઓને ધર્મની ખબર શું પડે?

એક વાર એ ગામમાં કોઈ સાધુ મહાત્મા પધાર્યા. તેમનો ઉપદેશ સાંભળવા ઘણા લોકો એકઠા થયા, તેમાં આ શેઠ પણ પોતાના પુત્રને લઈને ગયો. જ્યારે ઉપદેશ સાંભળીને બધા માણસો વિખરાયા, ત્યારે શેઠે સાધુ મહાત્માને વિનંતિ કરી કે 'કૃપાળુ! મારા પુત્રને કંઈક ધર્મ પમાડો, જેથી તેનું કલ્યાણ થાય. મારી વાત તો એ કંઈ પણ માનતો નથી.'

સાધુ મહાત્માએ તેને ધર્મનો સુંદર ઉપદેશ આપ્યો અને કંઈ પણ નિયમ લેવાનો આગ્રહ કર્યો. ત્યારે એ ઉદ્ધત

અને સ્વચ્છંદી પુત્રે મશ્કરીમા કહ્યુ કે 'મારાથી બીજા તો કોઈ નિયમ લેવાય એમ નથી, પણ મારા ઘરની નજીક એક કુભાર રહે છે, તેની ટાલ જોઈને પછી ખાવું, એવો નિયમ લઈ શકીશ '

સાધુ મહાત્માએ કહ્યુ 'આ તો ઘણું સરસ ! તું લીધેલો નિયમ જરૂર પાળજે જે માણસો નિયમ લઈને તોડે છે, તેની દુર્ગતિ થાય છે '

કુભાર વાડામા એક જ સ્થળે બેસીને વાસણ ઉતારતો હતો અને તેનુ માથુ પોતાના ઘરમાથી જરા ઊચા થતા જ દેખાતું હતું, એટલે તેમા ખાસ તકલીફ નહિ પડે એમ માની વણિકપુત્રે એ નિયમનો સ્વીકાર કર્યો અને સાધુ મહાત્મા અન્યત્ર વિહાર કરી ગયા

હવે પેલો વણિકપુત્ર રોજ કુભારના માથા પરની ટાલ જોઈને ભોજન કરે છે પરતુ એક વખત તે કામ પરથી ઘરે આવ્યો અને કુભારની ટાલ જોવા ઊચો થયો, ત્યારે કુભાર તેના સ્થાને દેખાયો નહિ તેણે બે ત્રણ વાર ઊચા થઈને જોયુ છતા કુભાર દેખાયો નહિ, એટલે તે કુભારના ઘરે ગયો અને કુભારણને પૂછવા લાગ્યો કે, 'આજે પટેલ કેમ દેખાતા નથી ?'

કુભારણે કહ્યુ 'એ તો વહેલી સવારથી માટીખાણે ગયા છે, તે હજી આવ્યા નથી હુ પણ તેમની રાહ જોઈ રહી છુ હવે તે થોડી વારમા આવવા જોઈએ ' અહી વણિકપુત્રને ખૂબ ભૂખ લાગી હતી અને ભોજન કરવાની

તાલાવેલી થઈ હતી, એટલે તે થોડી વાર થોભે એમ ન હતો. તે ઉતાવળો ઉતાવળો ગામ બહાર ગયો અને જ્યાં માટીખાણ આવેલી હતી, તે તરફ ચાલ્યો.

અહીં કુંભારે સવારમાં આવીને માટી ખોદવાનું ચાલુ કર્યું કે તેમાંથી સોનામહોર–ભરેલો એક ઘડો મળી આવ્યો હતો. આથી તે ખૂબ ખુશ થઈ ગયો હતો. જેણે હમેશાં કુશકા અને કોદરાનું ભોજન કર્યું હોય, તેને સ્વાદિષ્ટ સુગંધી ખીરનું ભોજન મળે તો અતિશય આનંદ થાય એમાં નવાઈ શું ? આ ઘડાને કોઈ જોઈ ન જાય તે માટે એને માટીથી ઢાંકી દીધો હતો અને કદાચ આવો બીજો ઘડો પણ મળી આવે એવા ઈરાદાથી તેણે માટીખાણ ખોદવાનું ચાલુ રાખ્યું હતું. એમ કરતાં તે પરસેવે રેબઝેબ થઈ ગયો હતો, એટલે માથા પરની પાઘડી પલળી ન જાય, તે માટે તેને ઉતારીને ખાણના એક છેડે મૂકી હતી.

હવે પેલો વણિકપુત્ર માટીખાણથી થોડે છેટે રહ્યો કે તેને માટી ખોદી રહેલા કુંભારની ટાલનાં દર્શન થઈ ગયાં. આથી તે હર્ષના આવેશમાં આવીને બોલી ઉઠયો કે ‘ જોઈ લીધી, જોઈ લીધી. ’

આ શબ્દો કુંભારના કાને પડયા અને તે ચમકી ઉઠયો. તેણે બહાર નજર કરીને જોયું તો વણિકપુત્રને દીઠો. આથી તેનાં મનમાં વહેમ પડયો કે જરૂર આ વાણિયાના છોકરાએ મેં મેળવેલી લક્ષ્મી જોઈ લીધી અને તેથી જ તે બોલ્યો કે ‘ જોઈ લીધી, જોઈ લીધી. ’ હવે શું કરવું ? જો તે જઈને રાજાના કોઈ અધિકારીને ખબર આપી દેશે તો આવેલી

લક્ષ્મી ચાલી જશે અને મારે દરબારમા આટાફેરા ખાવા પડશે એ ફોગટમા એના કરતા વાણિયાના આ છોકરાને મનાવી લઉ તો શું ખોટુ ? આથી તેણે ઘાટો પાડીને કહ્યુ 'શેઠ! તમે જોઈ લીધી તે મારુ કર્યું, પણ પાસે આવો આમા મારો અને તમારો અર્ધોઅર્ધ ભાગ '

વાણિયાની જાત એટલે ઘણી ચકોર તે ઈશારામા બધી વાત સમજી જાય આ છોકરો ધર્મની બાબતમા પછાત હતો, પણ બુદ્ધિનો બારદાન ન હતો તે વાત તરત સમજી ગયો, અટલે નજીક જઈને કહેવા લાગ્યો કે 'ઓઝા! આખુ કહોળુ ખાવામા મજા નહિ તેમાથી આપણે થોડો ભાગ રાજ્યાધિકારીને પણ આપીશુ અને તો જ બાકીની લક્ષ્મી આપણા ઘરમા રહેશે ' કુભાર કહે, 'તમે કહો એમ ' પછી તેણે વણિકપુત્રની સલાહ મુજબ કર્યું અને બને જણા માલદાર થઈ ગયા

હવે વણિકપુત્રને એવો વિચાર આવ્યો કે મેં તો મશ્કરીમા આ નાનકડો નિયમ લીધો હતો, છતા તેનુ પરિણામ આવુ સુદર આવ્યુ, તો સમજણપૂર્વક મોટા નિયમો લેવાથી કેવો ફાયદો થાય ? માટે પેલા મહાત્મા ફરી ગામમા આવે તો તેમની પાસે બીજા મોટા નિયમો લેવા

થોડા વખત બાદ પેલા મહાત્મા ફરતા ફરતા તે ગામમા આવ્યા, ત્યારે વણિકપુત્રે બનેલી બધી હકીકત કહી સભળાવી અને મોટા નિયમોની માગણી કરી એ વખતે મહાત્માએ કહ્યુ કે 'સહુથી મોટા અને સુદર નિયમો તો પાચ મહાવ્રત છે તેનુ [illegible] ર પાલન કરવાથી મનુષ્ય

અનંત સુખની પ્રાપ્તિ કરી શકે છે.' આથી તે વણિકપુત્રે પાંચ અણુવ્રતનો સ્વીકાર કર્યો અને તેનું નિરતિચાર પાલન કરવા માંડયું. આ વ્રતપાલનનાં પરિણામે તે મૃત્યુ બાદ બારમા દેવલોકમાં એક મહર્દ્ધિક દેવ થયો.

## ચાર વિચિત્ર નિયમો

જ્ઞાનતુંગ નામના એક આચાર્ય પોતાના શિષ્યની સાથે વિહાર કરતા એક પલ્લી આગળ આવી પહોંચ્યા. તે વખતે વરસાદની ઋતુ પહોંચી ગઈ હતી અને ઝરમર ઝરમર મેહુ વરસવો શરૂ થઈ ગયો હતો. એટલે તેમણે ત્યાં જ રોકાવાનો વિચાર કર્યો. વંકચૂલ નામે એક ક્ષત્રિયપુત્ર આ પલ્લીનો નાયક હતો. હાલ તે ચોરી અને લુટફાટ વડે જ પોતાનો નિર્વાહ કરતો હતો. તેની આગળ આચાર્યે સ્થાનની માગણી કરી, એટલે વંકચૂલે સ્થાન આપ્યું, પરંતુ સાથે એ પણ જણાવ્યું કે તમે જ્યાં સુધી મારી હદમાં રહો, ત્યાં સુધી કોઈને ધર્મોપદેશ આપવો નહિ. પોતાના સાથીઓ ધર્મોપદેશ સાંભળીને ચોરી કરવાનો ધંધો છોડી દે તો પોતાનું શું થાય? એ તેનાં મનમાં ભીતિ હતી. આચાર્યે એ શરત કબૂલ કરી અને ત્યાં ચાતુર્માસ પૂર્ણ કર્યું.

આ આચાર્ય ઘણા જ્ઞાની હતા, વળી ત્યાગી અને તપસ્વી પણ તેવા જ હતા. તેમના થોડા સહવાસથી પણ વંકચૂલને તેમના માટે માન ઉત્પન્ન થયું હતું, એટલે જ્યારે તેમણે વિહાર કર્યો, ત્યારે તેમને વિદાય આપવા માટે પોતાના કુટુંબને લઈને સાથે ચાલ્યો. તેણે આ રીતે કેટલુંક અંતર

વટાવ્યું ત્યારે આચાર્યે પૂછ્યું કે 'હે વંકચૂલ! આ હદ કોની?' વંકચૂલે કહ્યું કે 'મારી હદ તો પૂરી થઈ આ હદ બીજાની છે '

એ સાંભળી આચાર્યે કહ્યું 'અત્યાર સુધી અમે તારા વચનથી બંધાયેલા હતા, એટલે કોઈને ધર્મોપદેશ કર્યો નથી પણ હવે તારા પોતાના હિતને માટે કહું છું કે તું કંઈક નિયમો ધારણ કર ' વંકચૂલે કહ્યું 'આપ ખુશીથી મારે યોગ્ય નિયમો આપો ' ત્યારે આચાર્યે તેને ચાર નિયમો આપ્યા (૧) અજાણ્યું ફળ ખાવું નહિ (૨) કોઈ પર ઘાનો પ્રહાર કરવો હોય તો સાત ડગલાં પાછા હઠવું (૩) રાજાની રાણી સાથે સંગ કરવો નહિ અને (૪) કાગડાનું માંસ ખાવું નહિ '

તમને એમ લાગશે કે આચાર્યે આપી આપીને આવા નિયમો શું આપ્યા? આમાં તે શું કરવાનું હતું? વંકચૂલને પોતાને પણ એમ જ લાગ્યું કે 'આ નિયમો ઘણા સરળ છે અને તેને પાળવામાં ખાસ તકલીફ પડે એવું કંઈ જ નથી ' તેણે એ નિયમોનો સ્વીકાર કર્યો અને આચાર્ય પોતાના રસ્તે ચાલ્યા ગયા

હવે આ વિચિત્ર લાગતા નિયમો પણ કેવી કસોટી કરે છે અને તેનું શું પરિણામ આવે છે, તે જુઓ એક વખત વંકચૂલ ઘણા ચોરો સાથે કોઈ ગામ પર ધાડ પાડવા ગયો ત્યાંથી પાછા ફરતા અટવીમાં ભૂલો પડ્યો અને તે ત્યાં તેના બધા સાથીઓ ભૂખથી વ્યાકુળ થવા લાગ્યા તે

વખતે ખોરાકની શોધમાં નીકળેલા તેના સાથીઓએ એક વૃક્ષ પર સુંદર ફળો જોયાં, એટલે લાવીને વંકચૂલ આગળ હાજર કર્યાં. વંકચૂલે પૂછયું: 'આનું નામ શું?' સાથીઓએ કહ્યું: 'એની ખબર નથી.' વંકચૂલે કહ્યું: 'આ ફળ મારાથી ખવાશે નહિ, કારણ કે મારે અજાણ્યાં ફળો ન ખાવાનો નિયમ છે.' પરંતુ તેના બધા સાથીઓએ એ ફળ ખાધાં અને થોડી વારમાં જ તેઓ મૃત્યુ પામ્યા, કારણ કે એ કિંપાક વૃક્ષનાં ફળો હતાં. આ જોઈ વંકચૂલને વિચાર આવ્યો: 'અહો! એક નાનકડા નિયમે મારો જાન બચાવ્યો! માટે આચાર્યે આપેલા નિયમો બહુ સારા છે અને મારે તેનું બરાબર પાલન કરવું.' પછી તે કોઈ પણ રીતે અટવીમાંથી બહાર નીકળી ગયો અને પોતાનાં સ્થાને પહોંચ્યો.

હવે એક વખત તે બહારગામ ગયો હતો, ત્યારે કેટલાક નાટકિયા (ભવાઈયા) તેની પલ્લીમાં આવ્યા. તેમણે ખેલ કરતાં પહેલાં ત્યાંના રાજાને–પલ્લીપતિને આમંત્રણ આપવું જોઈએ, એટલે તેઓ વંકચૂલને બોલાવવા તેનાં મકાનમાં આવ્યા. આ વખતે વંકચૂલની બહેને જોયું કે આ નાટકિયા તો આપણા શત્રુ રાજાના ગામમાંથી આવેલા છે. તે વંકચૂલની ગેરહાજરી જાણી જશે અને તેની ખબર પોતાના રાજાને આપી દેશે, તો તે એકાએક ચડાઈ કરીને આ પલ્લીનો નાશ કરી નાખશે. તેથી નાટકિયાઓને વંકચૂલની ગેરહાજરીની ખબર પડવા ન દેવી. તેણે કહ્યું: 'તમે ખેલ શરૂ કરો. વંકચૂલ હમણાં બહાર આવે છે.'

પછી તેણે બરાબર વંકચૂલના જેવો જ પોશાક પહેર્યો અને તે વંકચૂલની પત્ની સાથે બહાર આવીને બેઠી નાટક મોડી રાત સુધી ચાલ્યુ પછી તે નાટકિયાઓને યથેષ્ટ દાન આપીને ઘરમા આવી અને પેલો પોશાક કાઢયા વિના જ પોતાની ભાભીની સાથે સૂઈ રહી

ભવિતવ્યતાના યોગે વંકચૂલ તે જ રાત્રે પાછો ફર્યો અને લગભગ પરોઢિયાની વેળાએ પોતાના ઘરમા આવ્યો ત્યા પોતાની પત્ની સાથે એક પુરુષને સૂતેલો જોઈ તે એકદમ ગુસ્સામા આવી ગયો અને તેનો ઘાત કરવા માટે તૈયાર થઈ ગયો તેણે પોતાની તરવાર મ્યાનમાથી બહાર કાઢી, ત્યા નિયમ યાદ આવ્યો કે કોઈ પર શસ્ત્રનો પ્રહાર કરવો હોય તો સાત ડગલા પાછા હઠવુ એ નિયમનુ પાલન કરવા તે એક, બે, ત્રણ એમ પગલા ગણતો પાછો હઠયો એ રીતે જ્યા તેણે સાતમુ પગલુ ભર્યું, ત્યા તરવાર ભીંત સાથે અથડાઈ અને તેનો અવાજ થતા તેની બહેન જાગી ગઈ અને 'ખમ્મા મારા વીરને!' એમ કહેતી બાજુએ ઊભી રહી પછી તેની પત્ની પણ જાગી ગઇ વંકચૂલને આ બધુ શુ છે? તેની ખબર પડી નહિ પણ બહેને બનેલી બધી હકીકત કહી સભળાવી, એટલે તેના મનનુ સમાધાન થયુ અને બીજો નિયમ પણ ઘણો લાભદાયક નીવડયો એ વિચારે અતિ આનદ થયો જો તેને આ નિયમ ન હોત તો પોતાની બહેનનુ ખૂન પોતાના હાથે જ થાત એ નિશ્ચિત હતુ

હવે એક વાર વંકચૂલ ચોરી... ના નિમિત્તે ગુપ્ત રીતે

રાજમહેલમાં દાખલ થયો. તે વખતે ઘણી સાવચેતી રાખવા છતાં તેનો હાથ રાણીને અડી ગયો અને તે જાગી ગઈ. આજે કોઈ કારણવશાત્ રાજા બાજુના ખંડમાં સૂઈ રહ્યો હતો, એટલે રાણી એકલી હતી. વળી દાસીઓ બાજુની પરસાળમાં સૂઈ રહેલી હતી. આમ એકાંત અને પ્રૌઢ પુરુષનો યોગ જોતાં રાણીને તેની સાથે ભોગ ભોગવવાની ઇચ્છા થઈ. તેણે ધીમેથી કહ્યું : 'ઓ પુરુષ! તું અહીં શા માટે આવ્યો છે? જો તને ધનમાલની ઇચ્છા અહીં ખેંચી લાવી હોય તો ધનમાલ પુષ્કળ આપીશ, પણ તું મારી સાથે ભોગ ભોગવ.'

વંકચૂલે કહ્યું: 'હું નિયમથી બંધાયેલો છું, એટલે મારાથી એ બની શકશે નહિ.' એક રાજરાણી, વળી યૌવનમસ્ત અને વસ્ત્રાલંકારથી વિભૂષિત, તેમાં એકાંતનો યોગ અને સામેથી રાણીની ઇચ્છા. આ બધી વસ્તુઓ સામાન્ય મનુષ્યનું પતન કરવા માટે પૂરતી છે, પણ વંકચૂલ નિયમનું મહત્ત્વ સમજ્યો હતો અને તેને કદાપિ તોડવા નહિ, એવા નિર્ણય પર આવેલો હતો, એટલે તેણે એ માગણીનો ઈનકાર કર્યો. નિયમ, માણસનો ક્યાં-કેવી રીતે બચાવ કરે છે, એ જુઓ!

પોતાની માગણીનો ઈનકાર થયેલો જોઈ રાણીએ શોર મચાવ્યો અને ત્યાં જોતજોતામાં અનેક રાજસેવકો આવી પહોંચ્યા. તેમણે વંકચૂલને પકડયો અને દોરડાથી બાંધી કેદમાં પૂરી દીધો. પછી સવાર થતાં રાજાની સમક્ષ રજૂ કર્યો.

કોટવાળે ફરિયાદ કરી કે 'મહારાજ ! આ દુષ્ટે રાજમહેલમા પ્રવેશ કર્યો છે, તેમા પણ એ અંતપુરમા દાખલ થયો છે અને રાણી સાહેબની છેડતી કરી છે, માટે તેને સખ્ત શિક્ષા થવાની જરૂર છે ' કોટવાળની બધી હકીકત લક્ષમા લેતા તો તેને પ્રાણદંડથી ઓછી શિક્ષા થાય જ નહિ, પરંતુ વકચૂલ રાજમહેલમા દાખલ થયો, ત્યારે રાજા જાગી ગયો હતો અને ભીંતના આતરે રહીને શુ બને છે, તે જોયા કરતો હતો આ રીતે તેણે બનેલી ઘટના નજરે નિહાળી હતી

રાજાએ કહ્યુ 'કોટવાલજી ! આ ચોરને બંધનમાથી મુક્ત કરો તેણે રાજમહેલ અને અંતપુરમા પ્રવેશ કરવાનો ભારે ગુનો કર્યો છે, પણ રાણીની છેડતી કરી નથી એ બાબતમા તેણે એક મહાપુરુષ જેવો વર્તાવ કર્યો છે અને તે મેં નજરે જોયો છે, તેથી હુ તેને આજથી મારો સામત બનાવુ છુ '

વકચૂલ આ શબ્દો સાભળતા જ આભો બની ગયો જ્યા મૃત્યુ માથે તોળાઈ રહ્યુ હતું, ત્યા સામતપદની નવાજેશ થઇ ! આ બધો ચમત્કાર તેણે નિયમપાલનનો માન્યો અને તેથી હવે પછી નિયમપાલનમા વધારે દૃઢ બન્યો

ધીમે ધીમે વકચૂલ રાજાનો માનીતો થયો અને રાજાના ચારે હાથ તેના પર રહેવા લાગ્યા એમ કરતા એક દિવસ વકચૂલ બિમાર પડયો અને તેની બિમારી વધતી ચાલી ઘણા ઘણા ઉપાયો કરવા છતા તે મટી નહિ આખરે

રાજાએ ઢંઢેરો પીટાવ્યો કે જે કોઈ વૈદ કે મંત્રવાદી વંકચૂલની બિમારી મટાડશે, તેને હું ભારે ઈનામ આપીશ.' એ વખતે વૃદ્ધ વૈદ્યે આગળ આવી, વંકચૂલની તબિયત તપાસીને જણાવ્યું કે 'જો આને કાગડાનું માંસ ખવડાવવામાં આવે તો એ સારો થઇ જશે.'

વંકચૂલે કહ્યું : 'જીવ કાલે જતો હોય તો ભલે આજે જાય, પણ મારાથી કાગડાનું માંસ ખાઇ શકશે નહિ.'

રાજાએ તેના નિયમની આવી દૃઢતા જોઈ ઘણી પ્રશંસા કરી અને તેને શાંતિ પમાડવા માટે જિનદાસ નામના એક શ્રાવકને તેની સારવારમાં રોકયો. જિનદાસે વંકચૂલને કહ્યું : 'હે ભાઇ ! આ જીવ એકલો આવ્યો છે અને એકલો જનારો છે. સગાંસંબંધીઓ, મિત્રો, દોસ્તારો, માલમિલકત એ બધી મોહની જાળ છે, માટે એમાં જીવ રાખીશ નહિ. સાચું શરણ પંચપરમેષ્ઠિનું છે. તેને ભાવથી નમસ્કાર કરતાં જીવની સદ્ગતિ થાય છે, માટે હું તને પંચપરમેષ્ઠિનો નમસ્કાર સંભળાવું તે શાંતિથી સાંભળ.' પછી જિનદાસ પંચપરમેષ્ઠિનું એક એક પદ બોલતો ગયો અને વંકચૂલ નમસ્કાર કરતો ગયો. એ રીતે આખર સમયે નમસ્કાર પામતાં તે મૃત્યુ બાદ બારમા દેવલોકમાં ઉત્પન્ન થયો. લીધેલા નિયમો દૃઢતાથી પાળતાં કેટલો લાભ થાય છે, એ જુઓ.

કહેવાની મતલબ એ છે કે ધર્મ પમાડવા નિમિત્તે મહાપુરુષો જે કંઈ નિયમો આપે છે, ક્રિયાઓ બતાવે છે



# વ્યાખ્યાન ચાલીસમું

## પાપત્યાગ

મહાનુભાવો !

અત્યાર સુધીનાં વિવેચન પરથી તમે સમજી શક્યા હશો કે આત્મગુણો—આત્માના ગુણો એજ ધર્મ છે અને એજ મોક્ષમાર્ગ છે. આત્મગુણો એટલે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર. આ સિવાય આત્મામાં બીજા ગુણો પણ છે, પરંતુ મુખ્યતાએ આ ત્રણ સમજવાના છે.

મિથ્યાદર્શન, મિથ્યાજ્ઞાન અને મિથ્યાચારિત્ર એ આત્માના ગુણો નથી, પણ કર્મજન્યભાવો છે. આ કર્મજન્ય-ભાવો સંસારને વધારનારા છે, જન્મ–મરણ કરાવનારા છે અને આત્માને ચોરાશી લાખ યોનિમાં વારંવાર પરિભ્રમણ કરાવનારા છે.

મિથ્યાદર્શન એટલે મિથ્યાત્વ, વિપરીત તત્ત્વશ્રદ્ધાન, ખોટી માન્યતા. પૂર્વ વ્યાખ્યાનોમાં તેના વિષે ઘણું વિવેચન થઈ ગયું છે, એટલે અહીં તેનો વિસ્તાર નહિ કરીએ.

મિથ્યાજ્ઞાન એટલે મિથ્યાત્વયુક્ત જ્ઞાન, અજ્ઞાન. મતિ-અજ્ઞાન, શ્રુતઅજ્ઞાન અને વિભંગજ્ઞાન એ ત્રણ અજ્ઞાન છે. તેના વિષે પણ પૂર્વ વ્યાખ્યાનોમાં ઠીક ઠીક વિવેચન થઈ ગયેલું છે.

મિથ્યાચારિત્ર એટલે પાપાચરણ, પાપકર્મોનુ સેવન, પાપસ્થાનકોનુ સેવન જ્યા સુધી પાપસ્થાનકોનુ સેવન છૂટે નહિ, ત્યા સુધી સમ્યક્ ચારિત્ર પ્રકટે નહિ, અને જ્યા સુધી સમ્યક્ ચારિત્ર પ્રકટે નહિ, ત્યા સુધી આત્મા નિર્વાણ પામે નહિ જિનાગમોમા કહ્યુ છે કે–

नादसणिस्स नाण, नाणेण विना न हूति चरणगुणा ।
अगुणिस्स नत्थि मोक्खो, नत्थि अमोक्खस्स निव्वाण ॥

'જેને સમ્યગ્ દર્શન પ્રાપ્ત થયુ નથી, તેને સમ્યગ્ જ્ઞાન પ્રાપ્ત થતું નથી, જેને સમ્યગ્ જ્ઞાન પ્રાપ્ત થયુ નથી, તેને સમ્યક્ ચારિત્રના ગુણો પ્રકટતા નથી, જેને સમ્યક્ ચારિત્રના ગુણો પ્રકટ થતા નથી, તે કર્મબધનમાથી મુક્ત થતો નથી, અને જે કર્મબધનમાથી મુક્ત થતો નથી, તે નિર્વાણ પામતો નથી '

આજે આ પાપસ્થાનકોના ત્યાગ પર, પાપત્યાગ પર કેટલુક વિવેચન કરવાનુ છે

પાપ કોને કહેવાય ? પાપની વ્યાખ્યા શી ? આવો પ્રશ્ન મુમુક્ષુઓ તરફથી પૂછાય છે તેનો ઉત્તર શ્રીરત્નશેખરસૂરિ મહારાજે શ્રાવકપ્રતિક્રમણસૂત્ર ઉપરની અર્થદીપિકા ટીકામા આ પ્રમાણે આપ્યો છે 'पायति–शोषयति पुण्य पाशयति वा गुण्डयति वा जीववस्त्रमिति पापम् । – જે પુણ્યનુ શોષણ કરે અથવા જીવરૂપી વસ્ત્રને રજવાળુ કરે, મલિન કરે તે પાપ '

પાપ કરવાના જે કર્મો છે, સ્થાનો છે, તે પાપસ્થાનક

આવાં પાપસ્થાનકો અઢાર છે : (૧) પ્રાણાતિપાત, (૨) મૃષાવાદ, (૩) અદત્તાદાન, (૪) મૈથુન, (૫) પરિગ્રહ, (૬) ક્રોધ, (૭) માન, (૮) માયા, (૯) લોભ, (૧૦) રાગ, (૧૧) દ્વેષ, (૧૨) અભ્યાખ્યાન, (૧૩) કલહ, (૧૪) પૈશુન્ય, (૧૫) રતિઅરતિ, (૧૬) પરપરિવાદ, (૧૭) માયામૃષાવાદ અને (૧૮) મિથ્યાત્વ શલ્ય.

પ્રશ્ન–પ્રતિક્રમણસૂત્રમાં સાત લાખ પછી અઢાર પાપસ્થાનકનો પાઠ આવે છે, તે ગુજરાતી ભાષામાં છે; એટલે અઢાર પાપસ્થાનકની ગણના આપણાં પ્રાચીન સૂત્રોમાં હતી કે કેમ ?

ઉત્તર–પંચપ્રતિક્રમણમાં સંથારાપોરિસીનો પાઠ આવે છે. તેમાં નીચેની ગાથાઓ છે :

पाणाइवायमलिअं, चोरिक्कं मेहुणं दविण-मुच्छं ।
कोहं माणं मायं, लोहं पिज्जं तहा दोसं ।।
कलहं अब्भक्खाणं, पेसुन्नं रइ-अरइ-समाउत्तं ।
परपरिवायं माया-मोसं मिच्छत्त-सल्लं च ।।
वोसिरिसु इमाइं मुक्ख-मग्ग-संसग्ग-विग्घभूआइं ।
दुग्गइ-निबंधणाइं, अट्ठारस पाव-ठाणाइं ।।

પ્રવચન સારોદ્ધારના ૨૩૭મા દ્વારમાં પણ અઢાર પાપ-સ્થાનકોની ગાથાઓ આવે છે અને સ્થાનાંગસૂત્રમાં પણ તેનાં નામો જણાવેલાં છે. વળી પંચમાંગ શ્રી ભગવતી સૂત્રમાં પણ તેને લગતા પ્રશ્નો આવે છે, જે આપણે આગળ

પર જોઈશું આ રીતે અઢાર પાપસ્થાનકની પ્રરૂપણા ઘણી પ્રાચીન છે, એટલે અનાદિની છે

**પ્રાણાતિપાત** એટલે પ્રાણનો અતિપાત કરવો, પ્રાણનો નાશ કરવો કોઈ પણ પ્રાણીના પ્રાણનો નાશ કરવામા આવે તેને પ્રાણાતિપાત કહેવાય મારણ, ઘાતના, વિરાધના, આરભ-સમારભ, હિંસા એ તેના પર્યાયશબ્દો છે બધા પાપોમા હિંસા એ મોટુ પાપ છે, તેથી તેને પહેલુ સ્થાન આપેલુ છે

**મૃષાવાદ** એટલે મૃષા બોલવું મૃષા એટલે અપ્રિય, અપથ્ય અને અતથ્ય જે વચન પ્રિય ન હોય, કર્કશ હોય, તે અપ્રિય કહેવાય જે વચન પથ્ય એટલે હિતકારી ન હોય તે અપથ્ય કહેવાય જે વચનમા તથ્ય એટલે વાસ્તવિકતા ન હોય તે અતથ્ય કહેવાય વ્યવહારમા આપણે મૃષાવાદને જૂઠ્ઠુ બોલવુ કહીએ છીએ અલીકવચન એ તેનો પર્યાય શબ્દ છે

**અદત્તાદાન** એટલે અદત્તનુ આદાન જે વસ્તુ તેના માલિકે રાજીખુશીથી ન આપી હોય તે અદત્ત કહેવાય તેનુ આદાન કરવુ, એટલે તેને ગ્રહણ કરવી તે અદત્તાદાન વ્યવહારમા તેને માટે ચોરી શબ્દ પ્રસિદ્ધ છે

**મૈથુન** એટલે કામક્રીડા, અબ્રહ્મસેવન મૈથુન શબ્દ મિથુન પરથી બનેલો છે મિથુનનો જે ભાવ તે મૈથુન. મિથુન એટલે સ્ત્રીપુરુષનુ જોડકુ

**પરિગ્રહ** એટલે માલીકીભાવથી વસ્તુનો સ્વીકાર તેના ધનધાન્યાદિ નવ ભેદો પ્રસિદ્ધ છે

**ક્રોધ** એટલે ગુસ્સો, કોપ કે રોષ.

**માન** એટલે અભિમાન, અહંકાર, મદ કે ગર્વ.

**માયા** એટલે કપટ, છળ, દગો કે લુચ્ચાઈ.

**લોભ** એટલે તૃષ્ણા, વધારે મેળવવાની વૃત્તિ.

**રાગ** એટલે આસક્તિ.

**દ્વેષ** એટલે અણગમો કે તિરસ્કાર.

**કલહ** એટલે કજિયો, કંકાસ.

**અભ્યાખ્યાન** એટલે અછતા દોષોનું આરોપણ.

**પૈશુન્ય** એટલે ચાડી-ચુગલી, પીઠ પાછળ દોષનું પ્રકાશન.

**રતિ-અરતિ** એટલે હર્ષ અને ઉદ્વેગ.

**પરપરિવાદ** એટલે બીજાનું વાકું બોલવું, નિંદા કરવી.

**માયામૃષાવાદ** એટલે માયા સાથેનો મૃષાવાદ. તેને વ્યવહારમાં છેતરપીંડી કે પ્રતારણા કહેવામાં આવે છે.

**મિથ્યાત્વ શલ્ય** એટલે મિથ્યાત્વરૂપી પાપ.

પાપસ્થાનકોની આ સંખ્યામાં અપેક્ષાવિશેષથી વધારો કે ઘટાડો થઇ શકે છે, પણ શાસ્ત્રમાં તથા વ્યવહારમાં આ અઢાર પાપસ્થાનકોની જ પ્રસિદ્ધિ છે.

જગતનો કોઈ પણ ધર્મ પાપ કરવાનું કહેતો નથી, કહે તે ધર્મ નથી. ધર્મનું પહેલું કામ પાપનો નિષેધ કરવાનું છે. જૈન શાસ્ત્રોમાં જણાવ્યું છે કે 'पावकम्मणो अण्णेसि ते परिण्णाय मेहावी-બુદ્ધિમાન પુરુષે પાપકર્મનું સ્વરૂપ બરાબર જાણીને તેને આચરવું નહિ.' વળી એમ

પણ કહ્યુ છે કે ' पापकम्म नेव कुज्जा, न कारवेज्जा–પાપ–કર્મ સ્વય કરવુ નહિ અને બીજાની પાસે કરાવવુ પણ નહિ ' સથારાપોરિસીની જે ગાથાઓ ઉપર આપવામા આવી છે, તેમા પાપસ્થાનકોને दुग्गइ–निबघणाइ એટલે દુર્ગતિના કારણ કહ્યા છે

બૌદ્ધ ધર્મમા પણ ' सव्वपावस्स अकरण, कुसलस्स उपसम्पदा ' વગેરે વચનો વડે પાપકર્મોનો નિષેધ કરવામા આવ્યો છે અને વૈદિક ધર્મમા પણ ' प्रशस्तानि सदा कुर्यात, अप्रशस्तानि वर्जयेत्–આદિ શબ્દો વડે પાપનો નિષેધ ફરમાવવામા આવ્યો છે

ખ્રિસ્તી, ઇસ્લામ, જરથુષ્ટ્ર, યહુદી વગેરે ધર્મોમા પણ પાપ ન કરવા વિષે સ્પષ્ટ આજ્ઞાઓ છે ' એટલે માણસે પાપ ન કરવુ જોઈએ, એ બાબતમા જગતના બધા ધર્મો એકમત છે

પાપક્રિયા કોને કહેવી ? એ બાબતમા જુદા જુદા મતો પ્રવર્તે છે આમ છતા હિસા, જૂઠ ચોરી, વ્યભિચાર અને વધારે પડતી પરિગ્રહવૃત્તિને તો જગતના બધા જ માન્ય ધર્મોએ પાપની કોટિમા મૂકેલ છે, એ પરથી તેની અનિષ્ટતા કે ભયકરતા સમજી શકાશે

જૈન શાસ્ત્રોમા વ્રત, નિયમ કે પ્રત્યાખ્યાનની ઘણી જ પ્રશસા કરવામા આવી છે આ વ્રત, નિયમ કે પ્રત્યાખ્યાન શુ છે ? પાપનુ વિરમણ–પાપનો ત્યાગ કે બીજુ કઈ ? તમે કોઈ વસ્તુનુ પ્રત્યાખ્યાન કરો છો, દાખલા તરીકે તમે

પ્રાણાતિપાત-વિરમણ વ્રત નામનું વ્રત લીધું તો પ્રાણાતિપાત નામના પાપનો ત્યાગ કર્યો.

પ્રશ્ન—નવકારશીનું પ્રત્યાખ્યાન કરતાં કયા પાપનો ત્યાગ થાય ?

ઉત્તર—નવકારશીનું પ્રત્યાખ્યાન કરતાં અવિરતિનો ત્યાગ થાય. અવિરતિ એ પણ પાપ જ છે.

તમે પ્રત્યાખ્યાન એટલે પ્રતિજ્ઞા કે બાધા એટલું સમજીને ચાલો છો, પણ તેનો વાસ્તવિક અર્થ કદી વિચાર્યો છે ખરો ? શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજે આવશ્યક સૂત્રની ટીકામાં તેનો અર્થ આ પ્રમાણે કર્યો છે: 'प्रत्याख्यायते निषिध्यतेऽनेन मनो-वाक्-कायजालेन किञ्चिदनिष्टमिति-જેનાથી મન, વચન અને કાયાના સમૂહવડે કંઈ પણ અનિષ્ટનો નિષેધ થાય તે પ્રત્યાખ્યાન.' આ પ્રત્યાખ્યાનને જ પ્રાકૃત ભાષામાં પચ્ચકખાણ કહેવામાં આવે છે.

વ્યાખ્યાનશ્રવણનું ફળ શું ? જ્ઞાન. જ્ઞાનનું ફળ શું ? વિજ્ઞાન વિજ્ઞાનનું ફળ શું ? પ્રત્યાખ્યાન. આ વસ્તુ બરાબર સમજ્યા ? સદ્ગુરુનાં મુખેથી વીતરાગની વાણી સાંભળો એટલે તમને જ્ઞાન થાય. એ જ્ઞાનની સત્સંગ-સ્વાધ્યાય વગેરે વડે વૃદ્ધિ કરતા રહો, એટલે વિશેષ જ્ઞાન થાય, વિજ્ઞાન થાય. અને એ વિશેષજ્ઞાન થાય એટલે પાપકર્મનો ત્યાગ કરવાની વૃત્તિ થાય, અર્થાત્ વિરતિના પરિણામ જાગે. 'ज्ञानस्य फलं विरतिः' એ ઉક્તિ તમે સાંભળી હશે. આ ઉપાશ્રયમાં જ કોઈ ઠેકાણે આવા અક્ષરવાળું બોર્ડ લટકાવેલું

છે તેનો અર્થ પણ એજ કે 'જાણવાનો સાર વિરતિ એટલે વ્રત-નિયમની ધારણા છે' અમે ઉપદેશ આપીએ અને તમે કઈ પણ વ્રત-નિયમ કે પચ્ચક્ખાણ ન કરો તો એ વ્યાખ્યાનશ્રવણનુ-જ્ઞાનનુ ફળ મળ્યુ ન કહેવાય વ્યાખ્યાનનો અમુક ભાગ વચાયા પછી 'પચ્ચક્ખાણ' નો સાદ પડે છે, ત્યારે તમે યથાશક્તિ પચ્ચક્ખાણ લો છો, તે આપણી પ્રાચીન જૈન પરંપરા છે

કેટલાક કહે છે કે 'પહેલી વાત પાપત્યાગની કેમ કરો છો? પુણ્યવૃદ્ધિની કરો ને? માણસે ગમે તેવા પાપ કરીને પૈસો ભેગો કર્યો હોય પણ તે દીન-દુખિયાને દાન આપે, સાધુસંતોની સેવામા લગાવે તથા તેનાથી બીજા પરોપકારના કાર્યો કરે તો એ પાપ ભૂસાઈ જાય છે કે નહિ?' પણ આ કથન સમજ્યા વિનાનુ છે ધર્મશાસ્ત્રો પાપથી પૈસો પેદા કરીને દાન-પુણ્ય કરવાનુ કહેતા જ નથી એ તો કહે છે કે ધન કમાવામા કોઈ પણ જાતનો અન્યાય ન થાય, અનીતિ ન થાય, અધર્મ ન થાય, તેનુ બરાબર ધ્યાન રાખો એ રીતે કમાયેલો પૈસો થોડો હશે તો પણ સુખી થશો અને તેનાથી દાન-પુણ્ય કરશો તો તેનુ ફળ અનેકગણુ મળશે અહીં એ સ્પષ્ટતા પણ કરી દઈએ કે પાપ-પુણ્ય કદી સરભર થતા નથી તમારે કરેલા પાપનુ ફળ પણ ભોગવવુ પડે છે અને કરેલા પુણ્યનુ ફળ પણ ભોગવવુ પડે છે એટલે જે માણસે અનેક પાપસ્થાનકો સેવીને પૈસો ભેગો કર્યો હોય, તેનુ ફળ તેને ભોગવવું પડે છે અને તેનુ દાન કરતા જે કઈ પુણ્ય હાસલ થાય તેનુ ફળ પણ તેને

ભોગવવાનું હોય છે. એટલે પાપનો ત્યાગ અવશ્ય કરવો જોઈએ.

એક બહારવટીઓ શ્રીમંતોને લૂંટીને ગરીબોને તેનું દાન કરી દે છે, તો એ ધર્મ કરે છે કે પાપ ? બરાબર વિચારીને જવાબ આપજો. જો આ વસ્તુને તમે ધર્મ કહેશો તો દારૂના વ્યાપારને પણ ધર્મ કહેવો પડશે, કારણ કે એમાં દારૂ બનાવવો એ પાપ છે, પણ અનેક આત્માઓને તેનું પાન કરાવી તેમની તલપ બુઝવવામાં આવે છે. પછી તો વેશ્યાગીરીને પણ તમારે ધર્મમાં લઈ જવી પડશે. એટલે ધર્મ કરવા નિમિત્તે પાપ કરવાની છૂટ નથી. પાપ એ પાપ છે અને તેથી તેનો ત્યાગ અવશ્ય કરવો જોઈએ.

પાપત્યાગનો ઉપદેશ પ્રથમ કેમ ? એનો પણ ઉત્તર આપીશું. એક કપડાંને સારો સુંદર રંગ ચડાવવો હોય તો પ્રથમ તેને ધોઈને સાફ કરવું પડે છે. તે સિવાય તેના પર સુંદર રંગ ચડી શકતો નથી. મેલાંઘેલાં કે કાળા ડાઘ પડેલાં કપડાં પર આછો પીળો કે આછો ગુલાબી રંગ ચડાવવો હોય તો ચડશે ખરો ? તેજ રીતે આત્માનું છે. આત્મા અનાદિ કાલથી કર્મના સંસર્ગને લીધે પાપ કરતો આવ્યો છે અને તેને પાપ કરવાની ટેવ પડી ગઈ છે. તેથી તે પાપ કર્યા જ કરે છે. જો તેની આ પાપ કરવાની ટેવ છૂટે નહિ, તો સત્પ્રવૃત્તિ–સત્ક્રિયાઓ શી રીતે કરી શકે ?

આદત છોડાવવાનું કામ સહેલું નથી. કોઈ માણસને અફીણનું બંધાણ–વ્યસન લાગુ પડી ગયું હોય અને તે

છોડાવવુ હોય તો કેટકેટલા ઉપાયો કરવા પડે છે, તે જાણો છો ? કોઈ છોકરા–છોકરીને વસ્તુ ચોરવાની ટેવ પડી ગઈ હોય તો એ પણ કેમે કરી જતી નથી

## લાલીના લક્ષણ જાય નહિ

લાલી નામની એક છોકરી હતી તેને વસ્તુ ચોરવાની ટેવ પડી તે ગમે ત્યા જાય, ત્યાથી કઈ પણ વસ્તુ ચોરી લે, ત્યારે જ તેને સતોષ થાય માબાપે ઘણી શિખામણ આપી અને કેટલાક ઉપાય પણ અજમાવ્યા, પરતુ તેની એ ટેવ ગઈ નહિ હવે એક વાર આખા કુટુબને કોઈ વિવાહપ્રસગે જવાનુ થયુ ત્યારે માતાપિતાએ કહ્યુ કે ‘ બધાને લઈ જઈશુ, પણ આ લાલીને લઈ જઈશું નહિ, કારણ કે તે કોઈ પણ વસ્તુ ચોર્યા વિના રહે નહિ અને એ રીતે વસ્તુ ચોરે એટલે આપણી બદનામી થાય ’ લાલીએ કહ્યું ‘ મને વિવાહમા લઈ જાઓ હુ કોઈ પણ વસ્તુ ચોરીશ નહિ ’ માતાપિતાએ કહ્યુ ‘ પણ તારો ભરોસો પડતો નથી, ’ લાલીએ કહ્યું ‘ ગમે તેમ થશે પણ હુ વસ્તુ ચોરીશ નહિ માટે મને જરૂર લઈ જાઓ ’

ઘરના બધા માણસો વિવાહમા ગયા અને લાલીને પણ સાથે લેતા ગયા લાલી પોતાનુ લક્ષણ ન બતાવે તે માટે તેઓ પૂરતી કાળજી રાખવા લાગ્યા એમ કરતા વિવાહ પૂરો થયો, એટલે બધા ગાડામા બેસી પોતાનાં ગામે આવવા નીકળ્યા માતાપિતાને સતોષ હતો કે આ વખતે લાલી અગે કોઈ જાતનો ઠપકો સાભળવો પડયો નહિ.

હવે રસ્તો ઊંચોનીચો આવ્યો અને ગાડું ઊંચીનીચી પછડાટ ખાતું ચાલવા લાગ્યું, ત્યારે લાલીનાં કપડાં ભીનાં થયાં અને આજુબાજુ બેઠેલાઓનાં કપડાં પર પણ ડાઘ પડયાં. આમ શાથી બન્યું ? તેની તપાસ કરી તો લાલીએ ત્યાંથી નીકળતી વખતે એઠવાડનાં તપેલામાંથી માટીનો એક લોટકો ભરી લીધો હતો અને તેને પોતાનાં કપડામાં છૂપાવીને તે ગાડામાં બેસી ગઈ હતી. ગાડું ખૂબ ઊંચું-નીચું ચાલ્યું, એટલે લોટકો છલકાયો અને તેનાં તથા બાજુવાળાનાં કપડા બગડયાં. આ જોઈ માતાપિતાએ કહ્યું : 'હાલ જાય, હવાલ જાય, પણ લાલીનાં લક્ષણ ન જાય. છેવટે તેણે પોતાનો ભાવ ભજવ્યો ખરો.'

આપણો આત્મા પણ આ લાલી જેવો જ છે. તેણે સદ્‌ગુરુનો ઉપદેશ સાંભળીને કે પાપકર્મોનાં ફળોથી ધ્રૂજી ઉઠીને અનેક વખત નિર્ણય કર્યો કે હવે મારે પાપ કરવું નહિ, પણ પાછો તે પાપ કરવા લાગી જાય છે અને કર્મથી ભારે થાય છે. અહીં શ્રી ભગવતીસૂત્રનો એક પ્રસંગ યાદ આવે છે.

ચરમ તીર્થંકર શ્રમણ ભગવાન મહાવીર કૌશાંબી નગરીમાં પધારે છે, ત્યારે ઉદાયી રાજા, તેની ફોઈ જયંતી શ્રાવિકા અને તેની માતા મૃગાવતી એ ત્રણ ભગવાનનાં દર્શને આવે છે.

જયંતી શ્રાવિકા સમકિતધારી હતી, તત્ત્વની જાણકાર હતી તથા શય્યાતરી તરીકે ઘણી પ્રસિદ્ધ હતી, કારણ કે

સાધુ મુનિરાજો મોટા ભાગે તેણે આપેલી વસ્તીમા ઉતરતા તેની વસ્તી-તેનુ સ્થાન વિશાળ હતું અને તેમા સાધુઓને ઉતરવાની તથા સ્વાધ્યાય-ધ્યાન વગેરે કરવાની સારી સગવડ હતી અને તે પોતે સાધુ મુનિરાજોની ભક્તિ ઉત્તમ પ્રકારે કરતી ભગવાનની ત્રણ લાખ ને અઢાર હજાર શ્રાવિકાઓમા તેનુ નામ આગળીના વેઢે ચડે છે, ત્યારે એ કેટલી યોગ્ય હશે, તેનો વિચાર કરો

અહીં ત્રણ લાખ ને અઢાર હજાર શ્રાવિકાઓ કહી તે વ્રતધારી સમજવી સામાન્ય શ્રાવિકાઓની આમા ગણતરી નથી કેટલાક એમ માને છે કે પ્રભુ મહાવીરના અનુયાયીઓની સખ્યા બહુ મોટી ન હતી, પરતુ તેમણે શાસ્ત્ર તથા ઇતિહાસનો ઊંડો અભ્યાસ કરવો જોઇએ શાસ્ત્રમા પ્રભુના પરિવારની નોધ નીચે પ્રમાણે પ્રાપ્ત થાય છે ' શ્રી વીર પ્રભુને ચૌદ હજાર મુનિઓ, છત્રીશ હજાર સાધ્વીઓ, ત્રણસો ચૌદ પૂર્વધારી શ્રમણો, તેરસો અવધિજ્ઞાની સોળસો વૈક્રિય લબ્ધિવાળા, તેટલા જ કેવળી અને તેટલા જ અનુત્તર વિમાને જનારા, પાચસો મન પર્યવજ્ઞાની, ચૌદસો વાદી, એક લાખ ને ઓગણ સાઠ હજાર શ્રાવકો અને ત્રણ લાખ ને અઢાર હજાર શ્રાવિકાઓ એટલો પરિવાર થયો ' સામાન્ય શ્રાવક-શ્રાવિકાઓની આમા ગણતરી નથી જ્યારે વ્રતધારી શ્રાવક-શ્રાવિકાઓ આટલી મોટી સખ્યામા છે, ત્યારે સામાન્ય શ્રાવક-શ્રાવિકાઓ કેટલી મોટી સખ્યામા હશે ? તે સહેજે સમજી શકાય એવું છે

વિધિપૂર્વક વંદન કર્યા પછી જયંતી શ્રાવિકા પ્રશ્ન કરે છે કે ' હે ભગવન ! આત્મા ભારે ક્યારે બને અને હલકો ક્યારે બને ? '

ભગવાને કહ્યું : ' હે શ્રાવિકા ! અઢાર પાપસ્થાનકથી આત્મા ભારે બને અને તેના ત્યાગથી હલકો બને. ' કેવો સુંદર અને સચોટ જવાબ !

શરીર રોગથી પણ ભારે બને છે અને વજનથી પણ ભારે બને છે, તેમ આત્મા કર્મથી ભારે બને છે. પરંતુ આ ભાર–બોજો બીજા સ્થૂલ બોજાઓની જેમ જણાતો નથી અને તે જ સહુથી મોટી ખરાબી છે.

જો આત્માને કર્મનો બોજો ન હોત તો તે પૂરણ જ્ઞાની હોત અને બધાં દુઃખોને પાર કરી ગયો હોત, પણ તેને કર્મનો બોજો છે, એટલે વિવિધ દુઃખોનો અનુભવ થાય છે. પરંતુ આપણે દુઃખને દુઃખ સમજતા નથી, એ મોટું આશ્ચર્ય છે ! ગુરુ મહારાજનો ઉપદેશ તમને આ ભારનું ભાન કરાવવા માટે અને દુઃખોને દુઃખ તરીકે ઓળખાવવા માટે જ છે.

આત્માને કર્મની પરાધીનતા જબરી છે. એક માણસ જે નોકરી કરે છે, તે તેના શેઠને પરાધીન છે, પણ તેનો શેઠ જે કોઈની નોકરી કરતો નથી, તે પણ પરાધીન છે. આ પરાધીનતા કર્મની છે. શેઠને દુકાને આવવું પડે છે, ચોપડા જોવા પડે છે, ગુમાસ્તા–વાણોતરની ખબર રાખવી પડે છે, દેશાવરથી કોઈ આડતિયા આવ્યા હોય તો તેની

ખબર પૂછવી પડે છે અને બૈરા–છોકરા તથા તીજોરીની સભાળ રાખવી પડે છે વળી તેને બરાબર સમયસર જ ભોજન કરી લેવું પડે છે અહીં તો શેઠિયાઓ ભોજન ખડની વચ્ચે જ ઘડિયાળ રાખે છે અને તેના સામુ જોઈને જ ભોજન કરે છે જો દશ મીનીટ મોડુ થઈ ગયુ તો રસોઇયા, નોકર તથા ઘરવાળાની ધૂળ નીકળી જાય છે ’ પરંતુ કર્મની આગળ તેમનુ કઈ ચાલતું નથી ત્યાં તો નીચી મુડીએ બધુ સહન કરી લેવુ પડે છે

કર્મનો બોજો ખરેખર ! ઘણો ભયકર છે જે એને બોજારૂપ સમજે તે ઓછો કરવાની–હલકો કરવાની કોશીશ **કરે બોજો ઘટે તે કમાઈ અને વધે તે ખોટ**

મહાનુભાવો ! કર્મના આ બોજાને લીધે આત્મા જન્મ–જન્મમા મરે છે અને સમય–સમયમા મરે છે આપણે વિચારવાનુ એ છે કે ‘ આ બોજો ઓછો કેમ કરી શકીએ ?’

દરેક મુમુક્ષુએ પ્રતિપળ એ વિચાર કરવો જોઈએ કે આ પાપસ્થાનકમાથી હુ કેટલા સેવુ છુ અને કેટલા છોડ્યા ?

સાધુના પચ્ચકખાણ નવ કોટિના છે મન, વચન, કાયાથી પાપકર્મ કરવુ નહિ, કરાવવું નહિ અને અનુમોદવુ પણ નહિ શ્રાવકોના પચ્ચકખાણ છ કોટિના છે મન, વચન, કાયાથી પાપકર્મ કરવું નહિ તથા કરાવવું નહિ શ્રાવકને અનુમોદનની છૂટ છે, પણ એનો અર્થ એ નહિ કે તેણે એ છૂટનો ગમે તેમ ઉપયોગ કરવો એક માણસે પચીશ શાક ખાવાની છૂટ રાખી હોય, તેનો અર્થ એ નથી કે તેણે

રોજ પચીશ શાક ખાવા. એ તો વધારેમાં વધારે કેટલા શાક ખાવા ? તેની મર્યાદા છે.

એક માણસે એવો નિયમ કર્યો કે ‘ મારે ચાતુર્માસમાં બિમાર સાધુની દવા કરવી, એટલે તે રોજ આવીને સાધુને પૂછે કે ‘ સાહેબ ! આપને કંઈ દવા જોઈએ છે ? ’ પરંતુ એ ચાતુર્માસમાં કોઈ પણ સાધુ બિમાર ન પડ્યા, એટલે તેનાથી કોઇની દવા થઈ શકી નહિ. આથી તે પસ્તાવો કરવા લાગ્યો કે ‘ હાય ! હાય ! કોઇ સાધુ બિમાર પડ્યા નહિ અને મારો નિયમ પળાયો નહિ ! ’ આનું નામ અજ્ઞાન. નિયમ સારો પણ ભાવના સમજ વિનાની.

આપણે ત્યાં જયણા એટલે યતના શબ્દ પ્રચારમાં છે. તેનો અર્થ એ છે કે છૂટ ગમે તેટલી હોય તો પણ તેનો બહુ સંભાળીને, ખાસ જરૂર જેટલો જ ઉપયોગ કરવો.

પ્રશ્ન—સામાયિકમાં બે ઘડી પણ નવ કોટિનાં પચ્ચક્ખાણ કેમ નહિ ?

ઉત્તર—કારણ કે તે પળાય નહિ. છોકરો પરદેશથી ધન લઇને આવે તો ખુશી થાય; એટલે અનુમોદના થઈ.

પ્રશ્ન—સાધુપણામાં આવું અનુમોદન ન થાય ?

ઉત્તર—સાધુપણામાં તો મારો છોકરો એવું રહેતું જ નથી. આ મારો છોકરો છે, આ મારાં સગાં છે, આ મારું મકાન છે, આ મારી મિલકત છે, એ વિચારો—ખ્યાલો વિભાવ દશાના છે. સાધુને એ દશા વર્તતી નથી, એટલે અનુમોદના ક્યાંથી હોય ? માટે ત્યાં નવ કોટિનાં પચ્ચક્ખાણ.

પ્રશ્ન-સ્થાનકવાસીઓ આઠ કોટિના પચ્ચકખાણ કરે છે, તો બે કોટિ વધારે કઇ ?

ઉત્તર-વચન અને કાયાથી અનુમોદન ન કરવુ, એ બે કોટિ વધારે પરતુ શાસ્ત્રમા તો શ્રાવકોને છ કોટિના જ પચ્ચકખાણ કહેલા છે જેઓ જુદા પડે તે પોતાની પ્રસિદ્ધિ માટે કંઈક કઈક નવુ કરે

સસ્કૃતમા એક શ્લોક છે કે-

घट भित्वा पट छित्वा, कृत्वा गर्दभारोहणम् ।
येन केन प्रकारेण, प્રसिद्ध पुरुषो भवेत् ॥

'ઘડો ફોડીને, કપડા ફાડીને કે ગધેડા પર બેસીને પણ પુરુષ પ્રસિદ્ધ થાય છે '

હવે બચાવ કરવો હોય તો એમ કહે કે 'હાલ દેશની સ્થિતિ બહુ ખરાબ છે અને ઘોડા બહુ ઓછા છે, તેથી ગધેડા પર સ્વારી કરુ છુ ' આ વાતને હાજિયો પૂરનાર પણ મળે અને તાળીથી વધાવી લેનારા પણ મળે

ગધેડે બેસીને પ્રસિદ્ધ થનાર બીજા પણ બે-ચારને ગધેડે બેસાડે અને પોતે શુભ શરૂઆત કરી તેની તારીફ કરાવે આજે તો ધૂર્તોના ગળામા હાર પડે છે અને અનીતિથી કમાય તે પૂજાય છે

ઠાણાગસૂત્રમા કહ્યુ છે કે 'જ્યા અપૂજ્ય-ભોગી પુરુષો પૂજાય છે અને ત્યાગી સતોની નિદા, અવગણના કે અવર્ણવાદ થાય છે, ત્યા દુકાળ પડે છે, ભયો ઊભા થાય છે

અને મરણસંખ્યા વધે છે.' આજે આપણે આ વસ્તુ આપણી નજર સામે જોઈ રહ્યા છીએ, એટલે ખૂબ ખૂબ વિચારવાનું છે

જો પાપત્યાગની ભાવના બુદ્ધિમાં વસેલી હોય તો કર્મની મોટી નિર્જરા થાય, પરંતુ તેના સેવનની જ ભાવના હોય તો કર્મનો બંધ પડે અને આત્મા ભારે થાય. પછી એ ભાવના સૂતાં, ઉઠતાં, બેસતાં ગમે તે હાલતમાં કરી હોય. એટલે ખરી જરૂર મનમાંથી પાપસેવનની ભાવના દૂર કરવાની છે.

તમારી સમજણ સુધરે, તમે કાયાને હું માનતાં અટકો અને સત્સંગ તથા વૈરાગ્ય કેળવો તો પાપસેવનની ભાવના દૂર થાય અને તમને મોટો લાભ પહોંચે.

પાપ લાગી ગયા પછી તેની શુદ્ધિ કરવા માટે શાસ્ત્રકારોએ નિંદા, ગર્હા, પ્રાયશ્ચિત આદિ અનેક ઉપાયો બતાવ્યા છે અને તેણે આજ સુધીમાં અસંખ્ય–અનંત આત્માઓને લાભ પહોંચાડેલો છે, પરંતુ અમારું કહેવું એ છે કે પાપમાં ન પડાય તે માટે મનુષ્યે પ્રથમથી જ પૂરી કાળજી રાખવી જોઈએ. ધર્મીનું પ્રથમ લક્ષણ એ છે કે તે બને ત્યાં સુધી પાપ કરતો નથી અને જે પાપ થઈ ગયું હોય તે માટે અત્યંત દિલગીર થાય છે.

વિશેષ અવસરે કહેવાશે.



## વ્યાખ્યાન એકતાલીશમું

## સમ્યક્ત્વ

## [ ૧ ]

મહાનુભાવો !

અમારા આજ સુધીના વ્યાખ્યાનોથી તમે એ વસ્તુ તો સમજી શક્યા જ હશો કે ધર્મપાલન, ધર્મારાધન કે ધર્માચરણના વિષયમાં સમ્યક્ત્વ એ અતિ અગત્યની વસ્તુ છે અમે એક વખત શાસ્ત્રકાર ભગવંતના ટંકશાળી વચનો ટાંકીને તમને જણાવ્યું હતું કે 'સમ્યક્ત્વ અર્થાત્ સમ્યગ્ દર્શન વિના સમ્યગ્ જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી, સમ્યગ્જ્ઞાન વિના સમ્યક્ ચારિત્રની પ્રાપ્તિ થતી નથી, સમ્યક્ ચારિત્ર વિના સકલ કર્મોનો નાશ કરી શકાતો નથી અને સકલ કર્મોનો નાશ કર્યા વિના નિર્વાણ, મુક્તિ, મોક્ષ કે પરમ પદની પ્રાપ્તિ થઈ શકતી નથી' એટલે સમ્યક્ત્વ એ પાયાની વસ્તુ છે, ધર્માચરણની મૂળ ભૂમિકા છે

આ સમ્યક્ત્વનો મહિમા પ્રકાશતા શાસ્ત્રકાર ભગવંતોએ જણાવ્યું છે કે-

सम्यक्त्वरत्नान्न परं हि रत्नम्,
सम्यक्त्वमित्रान्न परं हि मित्रम्।
सम्यक्त्वबन्धोर्न परो हि बन्धुः,
सम्यक्त्वलाभान्न परो हि लाभो ॥

'સમ્યક્ત્વરત્નથી કોઈ શ્રેષ્ઠ રત્ન નથી, સમ્યક્ત્વ મિત્રથી કોઈ શ્રેષ્ઠ મિત્ર નથી, સમ્યક્ત્વબંધુથી કોઈ શ્રેષ્ઠ બંધુ નથી અને સમ્યક્ત્વના લાભથી વધારે કોઈ લાભ નથી.'

તમે લોઢા કરતાં ત્રાંબાને, ત્રાંબા કરતાં રૂપાને, રૂપા કરતાં સોનાને અને સોના કરતાં રત્નને અધિક મહત્ત્વ આપો છો, કારણ કે તેનું મૂલ્ય ઉત્તરોત્તર વધારે છે. રત્નોમાં પણ જેનુ પાણી અને વજન વધારે હોય તેને તમે અધિક મૂલ્યવાન માનો છો.

હમણાં એક વર્તમાનપત્રમાં જગતના જાણીતા હીરાઓ વિષે માહિતી આવી હતી. તેમાં તેનાં નામ, વજન અને કિંમત જણાવ્યાં હતાં. એ મુજબ આજે જગતનો સહુથી મોટો હીરો 'જ્યુબિલી' છે, તેનું વજન ૨૩૯ કેરેટનું છે અને તેની કિંમત રૂપિયા ૭૦,૦૦,૦૦૦ સીત્તેર લાખ અંકાય છે. બીજા નંબરનો હીરો 'રિજન્ટ' છે, તેનુ વજન ૧૩૭ કેરેટ છે અને તેની કિંમત રૂપિયા ૬૭,૦૦,૦૦૦ સડસઠ લાખ અંકાય છે. ત્રીજા નંબરનો હીરો 'ગ્રેટમોગલ' છે, તેનું વજન ૨૬૯ કેરેટ છે અને કિંમત રૂપિયા ૫૫,૦૦,૦૦૦ પંચાવન લાખ અંકાય છે. જ્યારે ચોથા નંબરનો હીરો 'કોહીનુર' છે, તેનું વજન ૧૦૬ કેરેટ છે અને મૂલ્ય રૂપિયા ૫૨,૦૦,૦૦૦ લાખ અંકાય છે.

આ હીરાઓમાં કોઈ હીરો પૂરા ક્રોડ રૂપિયાનો નથી, પણ માની લઈએ કે હજી જગતમાં બીજા હીરાઓ છે અને તેની કિંમત એક ક્રોડ, બે ક્રોડ કે ત્રણ ક્રોડ રૂપિયા છે.

પરંતુ આમાનો કોઈ હીરો, આમાનું કોઈ રત્ન સમ્યક્ત્વની બરોબરી કરી શકે ખરું ? અમે તો એમ કહીએ છીએ કે એક બાજુ જગતના તમામ રત્નો મૂકી દો, અરે ! ચક્રવર્તીનું આખું રાજ્ય ધર્ન દો અને બીજી બાજુ સમ્યક્ત્વને રાખો, તો સમ્યક્ત્વનું પલ્લું નમશે, કેમકે સમ્યક્ત્વની આગળ દુનિયાની બધી વસ્તુ હલકી છે

હીરાઓ, રત્નો, રાજ્યની રિદ્ધિ મનુષ્યને લલચાવે છે, તેની પાસે અનેક કુકર્મો કરાવે છે અને છેવટે તેને દુર્ગતિમા લઈ જાય છે, જ્યારે સમ્યક્ત્વ મનુષ્યને સમ્યગ્–સાચી દૃષ્ટિ આપે છે, ધર્મમાર્ગમા સ્થિર બનાવે છે અને છેવટે અનંત અક્ષય સુખથી ભરેલા સિદ્ધિસદનમા લઈ જાય છે હવે તમે જ કહો કે સમ્યક્ત્વની સરખામણી આ જગતના કોઈ પણ પાર્થિવ પદાર્થ સાથે શી રીતે થાય ? એટલે 'સમ્યક્ત્વ-રત્નથી કોઈ શ્રેષ્ઠ રત્ન નથી' એ શબ્દો યથાર્થ છે

હિતોપદેશ નામના પ્રસિદ્ધ નીતિગ્રંથમા કહ્યું છે કે 'अपुत्रस्य गृहं शून्य, सन्मित्ररहितस्य च–જેને પુત્ર નથી, તેનું ઘર શૂન્ય છે તે જ રીતે જેને સન્મિત્રો નથી, તેનું ઘર પણ શૂન્ય છે' અહીં સન્મિત્ર શબ્દ બરાબર યાદ રાખજો, કારણ કે આ જગતમા મિત્રનો દેખાવ કરીને છેતરનારા તથા સ્વાર્થને કારણે મિત્રતા કરનારા ઘણા હોય છે જેમણે સ્વાર્થને કારણે મિત્રતા કરી હોય છે, તેઓ પોતાનો સ્વાર્થ સરતા જ અલગ થઈ જાય છે અને જાણે ઓળખતા જ ન હોય એવો વ્યવહાર કરવા લાગે છે આવાઓને સન્મિત્ર કહી શકાય નહિ સન્મિત્ર તો તેને જ કહી શકાય કે જે

સાચો સ્નેહ કરે, આપણાં દુઃખે દુઃખી થાય અને સંકટ સમયે પૂરેપૂરી સહાય કરે. આ સંબંધમાં પંચતંત્રકારે ચાર મિત્રોની વાત કહી છે, તે તમારે જાણવા જેવી છે.

## ચાર મિત્રોની વાત

ગોદાવરી નામની સુંદર નદી હતી. તેના કિનારે શિમળાનું મોટું ઝાડ હતું. તેના પર લઘુપતનક નામનો એક કાગડો રહેતો હતો. તેણે એક દિવસ સવારના પહોરમાં જ એક શિકારીને જોયો, એટલે વિચાર કરવા લાગ્યો કે 'આજે ઉઠતાં વેંત એક કાળમુખાનું મ્હોં જોયું છે, માટે દિવસ ખરાબ જશે.' તમે ઉઠતાં વેત બે હાથ ભેગા કરો છો અને તેમાંની બીજકલા જેવી રેખાવડે સિદ્ધશિલાનું સ્મરણ કરો છો, તે એટલા માટે જ કે તમારો દિવસ શુભ કાર્યોમાં પસાર થાય.

શિકારીએ ચોખાના દાણા વેર્યા, જાળ પાથરી અને ઝાડીમાં લપાઈ બેઠો. આકાશમાં ઉડતા કબૂતરોએ આ દાણા જોયા અને તેથી નીચે ઉતરી તેને ચણવાના વિચાર પર આવ્યા. ત્યારે ચિત્રગ્રીવ નામના તેમના વયોવૃદ્ધ નાયકે કહ્યું કે 'ભાઈઓ! જે કામ કરવું તે બરાબર વિચારીને કરવું આ નિર્જન જંગલમાં અનાજ ક્યાંથી હોય? અને અનાજ ન હોય તો ચોખાના દાણા ક્યાંથી હોય? માટે મને દાળમાં કંઈક કાળું લાગે છે.'

પરંતુ યુવાન કબૂતરોનાં ગળે આ વાત ઉતરી નહિ. તેઓ તો દૂધ જેવા સફેદ ચોખાના દાણા ચણી લેવા તત્પર

થયા અને નીચે ઉતર્યા પછી ત્યા ચોખાના દાણા ચણવા ગયા કે જાળમા સપડાઈ ગયા 'હવે શુ કરવુ?' તેઓ આપસમા અનેક પ્રકારની ગડમથલ કરવા લાગ્યા તે વખતે ચિત્રગ્રીવે કહ્યુ કે 'ભાઈઓ! આ સમય આપસમા લડવાનો નથી હમણા જ શિકારી આવી પહોચશે અને આપણે બધા પકડાઈ જઈશુ, માટે જરા પણ સમય ગુમાવ્યા વિના તમે બધા એકી સાથે બળ કરો, જેથી આપણે આ જાળ સાથે જ આકાશમા ઉડી જઈશુ અને આપણા પ્રાણ બચાવી શકીશુ '

જે કામ એક વ્યક્તિથી નથી થતું, તે સઘસમુદાયથી થાય છે, અને તેથી જ સઘ કે સગઠનની હિમાયત કરવામા આવે છે બીજા વિશ્વયુદ્ધ વખતે ઇગ્લેન્ડ પર આફતના ઓળા ઉતર્યા અને કઇ ક્ષણે તેનો જર્મનીના ભયકર બોબ મારાવી નાશ થઇ જશે, એ કલ્પવુ મુશ્કેલ બન્યુ, ત્યારે મહામાત્ય ચર્ચિલે કહ્યુ કે 'આપણે કોઈ પણ જાતનો વાદવિવાદ કર્યા વિના સગઠિત થઇને ઊભા રહીશુ તો જિતાશુ ' ઇગ્લેન્ડે તેમ કર્યું અને તે જિત્યુ અહીં કબૂતરોએ પણ પોતાના વયોવૃદ્ધ નાયકની સલાહ માની એક સામટુ બળ કર્યું તો જાળના ખીલા ઉખડી ગયા અને તેઓ જાળ સાથે આકાશમા ઉડવાને શક્તિમાન થયા

આ જોઈ શિકારી નિરાશ થયો અને તે ચાલ્યો ગયો પેલો લઘુપતનક કાગડો 'હવે શું બને છે?' તે જોવા માટે કબૂતરોની પાછળ પાછળ ઉડવા લાગ્યો

કેટલેક દૂર ગયા પછી ચિત્રગ્રીવે કહ્યુ કે 'ભાઈઓ!

આપણે ભયમાંથી તદ્દન મુક્ત થયા છીએ, માટે આ નીચે વહી રહેલી ગંડકી નદીના કિનારે ઉતરો. ત્યાં હિરણ્યક નામનો ઊંદરોનો રાજા રહે છે, તે આપણો મિત્ર હોવાથી આપણને આ જાળમાંથી મુક્ત કરશે.' આથી બધા કબૂતરો ગંડકી નદીના કિનારે જ્યાં હિરણ્યકનું રહેઠાણ હતું, ત્યાં ઉતર્યા.

હિરણ્યકે ચિત્રગ્રીવ અને તેના સાથીઓનો સુંદર સત્કાર કર્યો અને પોતાના તીક્ષ્ણ દંતો વડે જાળ કાપી નાખી બધા કબૂતરોને બંધનમુક્ત કર્યા. આથી કબૂતરો રાજી થઈ પોતાનાં સ્થાને ચાલ્યાં ગયાં.

આ જોઈ લઘુપતનક વિચાર કરવા લાગ્યો કે 'આ હિરણ્યક ઉત્તમ બુદ્ધિવાળો જણાય છે. હું જો કે પ્રકૃતિથી ચંચળ છું અને કોઈનો વિશ્વાસ કરતો નથી તથા બનતાં સુધી કોઈથી છેતરાતો નથી, પણ આની સાથે મિત્રતા કરું, કારણ કે વિત્તહીન કે સાધનહીન દશામાં બુદ્ધિવાળો મિત્ર મદદગાર થાય છે.' પછી તે હિરણ્યકનાં દર આગળ આવીને કહેવા લાગ્યો કે 'હે હિરણ્યક! હું લઘુપતનક નામનો કાગડો છું અને તારી મિત્રતા કરવા ઈચ્છું છું.'

ચતુર હિરણ્યકે કહ્યું: 'હે કાગડાભાઈ! હું ભોજ્ય છું અને તમે ભોક્તા છો, તેથી આપણા બે વચ્ચે પ્રીતિ કેવી રીતે થાય?'

કાગડાએ કહ્યું: 'હે ઊંદરજી! તમારી વાત સાચી છે, પણ આવા કોઈ દુષ્ટ વિચારથી હું તમારી મિત્રતા ઈચ્છતો નથી. તમે આજે ચિત્રગ્રીવને ઉપયોગી થયા, તેમ

મને પણ કોઈ વાર ઉપયોગી થાઓ, તેથી તમારી મિત્રતા ઈચ્છુ છુ, માટે મહેરબાની કરીને મારી આ માગણીનો અસ્વીકાર કરશો નહિ '

હિરણ્યકે કહ્યુ 'પણ કાગડાભાઈ ! તમે સ્વભાવના ખૂબ ચપળ રહ્યા અને ચપળ સાથે સ્નેહ કરવામા સાર નહિ કહ્યુ છે કે–બિલાડીનો, પાડાનો, મેઢાનો, કાગડાનો અને કાપુરુષનો કદી પણ વિશ્વાસ કરવો નહિ '

લઘુપતનકે કહ્યુ 'આ બધુ ઠીક છે પ્રમાણો તો બને બાજુના મળે, માટે તમે મારી ભાવના સામે જુઓ હું કોઈ પણ રીતે તમારી મિત્રતા ઇચ્છુ છુ જો તમે મારુ કહ્યુ નહિ માનો તો હુ અનાહારી રહીને પ્રાણનો ત્યાગ કરીશ '

લઘુપતનકના આવા શબ્દો સાભળીને હિરણ્યકે તેની મિત્રતાનો સ્વીકાર કર્યો હવે એક વાર લઘુપતનકે હિરણ્યકને કહ્યુ કે 'મિત્ર ! આ પ્રદેશમા ભારે દુકાળ પડયો છે અને પેટ ભરતા ઘણી મુશ્કેલી પડે છે, તેથી હુ પાસેના દક્ષિણાપથમા, કર્પૂરગૌર નામનુ એક સરોવર છે ત્યા, મારો પ્રિય મિત્ર મથરક નામનો કાચબો વસે છે, એની પાસે જાઉ છુ '

હિરણ્યકે કહ્યુ 'કાગડાભાઈ! તો પછી મારે એકલાને અહીં રહીને શું કામ છે? મને તો તમારા વિના જરા પણ ગોઠશે નહિ, માટે હુ પણ તમારી સાથે જ આવીશ '

કાગડાએ ઉદરને ચાચમા લીધો અને તે બને દક્ષિણાપથમા જ્યા કર્પૂરગૌર નામનુ સરોવર હતું, તેના કિનારે આવ્યા મથરકે તે બને સ્વાગત ... અને જણાવ્યુ કે

'આ સ્થાન તમારું જ છે, તેથી તમે બંને અહીં રહો અને ખાઈ-પીને મોજ કરો.' જે સાચો મિત્ર હોય તે સંકટ સમયે સહાય આપે છે અને પોતાથી બનતી બધી આગતા-સ્વાગતા કરે છે, જ્યારે નિત્યમિત્ર અને પર્વમિત્ર જેવા એક યા બીજું બહાનું કાઢી પોતાનાં દ્વાર બંધ કરે છે અને મિત્રને રખડતો મૂકે છે.

હવે ત્રણે મિત્રો સરોવરના કિનારે રહે છે અને વિવિધ પ્રકારની વાતચીતોમાં પોતાનો સમય પસાર કરે છે. એવામાં એક દિવસ ચિત્રાંગ નામનો એક મૃગ ત્યાં પાણી પીવાને આવ્યો. તેને જોઈને અતિથિસત્કારમાં કુશળ એવા મંથરકે કહ્યું કે 'પધારો હરણભાઈ! મજામાં તો ખરા ને?'

ચિત્રાંગે કહ્યું કે 'ભાઈ! મજા તો એવી જ! શિકારી કૂતરાઓ પાછળ પડ્યા હતા, તેમનાથી માંડમાંડ બચ્યો છું.'

મંથરકે કહ્યું: 'તમારાં સ્થાનમાં ભય હોય, તો અહીં આવો. અહીં લીલું કુંજાર વન છે, તેમાં ચારો ચરજો અને શીતળ જળથી ભરેલાં સરોવરનું પાણી પીજો.'

ચિત્રાંગે કહ્યું: 'ધન્ય છે તમારી સજ્જનતાને! જો આ જગતમાં બધા તમારા જેવા ભલા હોય તો કેવું સારું! પણ એક વાત છે. હું આ પ્રદેશનો સાવ અજાણ્યો છું, તેથી મારો વખત આનંદમાં જાય નહિ. જો તમે મારા મિત્ર બનો તો હું જરૂર અહીં રહેવાનું પસંદ કરું.'

મંથરકે કહ્યું: 'હરણભાઈ! તમે ઘણા નિખાલસ છો,

તમારી વાણી મધુર છે, તેવી તમારા સાથે મિત્રતા કરવામા કોઈ જાતનો વાધો નથી આજથી તમે મારા મિત્ર '

આ રીતે લઘુપતનક કાગડો, હિરણ્યક ઉદર, મથરક કાચબો અને ચિત્રાગ મૃગ એ ચારે જણ પરમ મિત્ર બન્યા અને સુખપૂર્વક પોતાનો કાળ નિર્ગમન કરવા લાગ્યા

એક વખત ઘણો સમય વ્યતીત થવા છતા ચિત્રાગ પાછો ફર્યો નહિ, એટલે બધા મિત્રોને ચિંતા થવા લાગી અને 'શું થયુ હશે?' તેનો વિચાર કરવા લાગ્યા છેવટે લઘુપતનકે તેની ભાળ કાઢી લાવવાનુ માથે લીધુ અને તે આકાશમા ઉડીને ચારે બાજુ જોવા લાગ્યો ત્યા એક તળાવના કિનારે પાશમા બધાઈ ગયેલા ચિત્રાગને જોયો તે જોઈને લઘુપતનકે પૂછ્યુ કે 'ભાઈ! આવી હાલત શાથી થઈ?'

ચિત્રાગે કહ્યુ 'એ કહેવાનો અત્યારે સમય નથી તું જરા પણ વિલંબ કર્યા વિના હિરણ્યકને અહીં તેડી લાવ, જેથી તે મને આ પાશમાથી છૂટો કરે '

લઘુપતનક જલ્દી મથક પાછો ફર્યો અને હિરણ્યકને ચાચમા ઉપાડીને લેતો આવ્યો ધીમે ધીમે ચાલતો મથરક પણ ત્યા આવી પહોચ્યો આ જોઈ હિરણ્યકે કહ્યુ કે 'ભાઈ! મથરક તેં આ ઠીક કર્યુ નહિ તારે તારુ સ્થાન છોડવુ જોઈતું ન હતું, કારણ કે આ પાશ છેદાતા ચિત્રાગ નાસી છૂટશે, લઘુપતનક ઝાડ ઉપર ચડી જશે અને હું આજુ બાજુના કોઈ દરમા પેસી જઈશ, પણ તું શું કરીશ?'

મંથરકે કહ્યું કે 'મિત્ર મુશીબતમાં આવી પડ્યો છે, એ જાણ્યા પછી મારું હૈયું હાથ રહ્યું નહિ. મને થયું કે હું પણ ત્યાં જઈને મારાથી બનતી મદદ કરું, એટલે ધીમે ધીમે ચાલતો અહીં આવી પહોંચ્યો છું. હવે બને તે ખરું !'

હિરણ્યક ચિત્રાંગનો પાશ ઝડપથી કાપવા લાગ્યો, એવામાં જ શિકારી ત્યાં આવી ચડ્યો. આ જોઈ હિરણ્યક પાસેના દરમાં પેસી ગયો, લઘુપતનક આકાશમાં ઉડી ગયો અને ચિત્રાંગ જોર કરીને નાસી છૂટયો. માત્ર બાકી રહ્યો મંથરક. તેને મંદ મંદ ચાલતો જોઈ શિકારીએ કહ્યું કે 'મૃગલો તો છટકી ગયો, પણ આ કાચબો ઠીક છે.' અને તે કાચબાને પકડી દોરીથી બાંધી, ધનુષ્યના છેડે લટકાવી ચાલવા લાગ્યો.

પાછળ ત્રણ મિત્રો ભેગા થયા અને મંથરકને કોઈ પણ ઉપાયે બચાવવો જોઈએ એવા નિર્ણય પર આવ્યા. પછી તેમણે એક યોજના ઘડી. એ યોજના મુજબ ચિત્રાંગ આગળ જઈને નદીના કિનારે મડદું થઈને પડ્યો અને લઘુપતનક તેની આંખ ઠોલતો હોય તેવો દેખાવ કરવા લાગ્યો. આ જોઈને શિકારીએ કાચબાને જમીન પર ફેંક્યો અને તે હરણને લેવા માટે આગળ વધ્યો. તે જ વખતે હિરણ્યકે મંથરકનું બંધન કાપી નાખ્યું અને તે નદીનાં ઊંડાં પાણીમાં સરકી ગયો. અહીં ચિત્રાંગે મંથરકને છૂટો થયેલો જોતાં જ છલંગ મારી અને તે વનભણી નસી ગયો. લઘુ-

પતનક કાન્ડા કરતો આકાશમા ઉડયો અને હિરણ્યક નજી-કના દરમા પેસી ગયો

શિકારીએ પાછા આવીને જોયુ તો દોરી કાપેલી પડી હતી અને કાચબો તેમાથી અદ્રશ્ય થઈ ગયો હતો

પછી આ ચારે મિત્રોએ ઘણા સમય સુધી એક બીજાના સહકારથી ખાધુ, પીધુ ને મોજ કરી

આવા મિત્રોને સન્મિત્ર કહી શકાય, પણ સમ્યકત્વની મિત્રતા તો આ બધા કરતા શ્રેષ્ઠ છે, કારણ કે તે અપાર દુખથી ભરેલા આ સસારમા પરિભ્રમણ કરી રહેલા પ્રાણીને તેમાથી બહાર નીકળવાનો માર્ગ સરળ કરી આપે છે તાત્પર્ય કે 'સમ્યકત્વમિત્રથી કોઈ શ્રેષ્ઠ મિત્ર નથી' એ વચનો પણ યથાર્થ જ છે

જે સગાવહાલા હોય, સગોત્રી હોય, નાતીલા હોય તેને બધુ કહેવાય તે સારા-નરસા બધા ટાણે સાથે ઊભા રહે છે અને તેથી મનુષ્યને મોટુ આશ્વાસન પ્રાપ્ત થાય છે જો કે આજે તો કળિયુગના પ્રતાપે કાકા-મામા કહેવા માત્રના રહી ગયા છે અને પાસે બે પૈસાનો કસ હોય તો જ કોઈ ભાવ પૂછે છે પાસેથી કસ ગયો તો સગી બહેન પણ ભાવ પૂછતી નથી પિતાને પણ પુત્ર ત્યારે જ વહાલો લાગે છે કે જ્યારે તે બે પૈસા કમાઈને લાવતો હોય પરતુ સમ્યકત્વનુ સગપણ આવુ નથી એની સાથે સગપણ બધાયુ કે તે તમારી બરાબર સારસભાળ રાખે છે અને તમે

આગળ વધો એ રીતે મદદ કર્યા કરે છે. તેથી જ શાસ્ત્રકાર ભગવંતોએ તેને શ્રેષ્ઠ બંધુની ઉપમા આપી છે.

હવે રહી લાભની વાત. તમને સુંદર ભોજનની ઇચ્છા હોય અને સુંદર ભોજન મળી જાય તો ખુશ થાઓ છો, તમને સુંદર વસ્ત્રાભૂષણની ઈચ્છા હોય અને સુંદર વસ્ત્રાભૂષણ મળી જાય તો ખુશ થાઓ છો, અથવા તમને લક્ષ્મી કે અધિકારની પ્રબળ ઈચ્છા હોય અને તે મળી જાય તો અત્યંત ખુશ થાઓ છો. પણ આ બધા લાભો સમ્યક્ત્વના લાભ આગળ કોઈ વિસાતમાં નથી. ચતુર્દશપૂર્વધર શ્રી ભદ્રબાહુ સ્વામી ઉવસગ્ગહરં સ્તોત્રમાં કહે છે કે–

तुह सम्मत्ते लद्धे, चिंतामणिकप्पपायवब्भहिए ।
पावंति अविग्घेणं, जीवा अयरामरं ठाणं ॥

'હે પાર્શ્વનાથ પ્રભો ! તમારું સમ્યક્ત્વ ચિંતામણિ-રત્ન અને કલ્પવૃક્ષથી પણ અધિક છે, કારણ કે તેનો લાભ થવાથી જીવો વિઘ્ન વિના અજરામર સ્થાન એટલે મોક્ષને પામે છે.'

આ રીતે 'સમ્યક્ત્વના લાભથી કોઈ લાભ વધારે નથી' એ વચનો પણ પરમ સત્યને જ પ્રકટ કરનારા છે.

શાસ્ત્રકાર ભગવંતોએ સમ્યક્ત્વનો મહિમા પ્રકાશતાં એમ પણ કહ્યું છે કે–

दानानि शीलानि तपांसि पूजा,
सत्तीर्थयात्रा प्रवरा दया च ।

सुश्रावकत्वं व्रतपालनं च,
सम्यक्त्वमूलानि महाफलानि ॥

' વિવિધ પ્રકારના દાનો, વિવિધ પ્રકારના શીલ, વિવિધ પ્રકારના તપો, પ્રભુપૂજા, મહાન તીર્થોની યાત્રા, ઉત્તમ પ્રકારની જીવદયા, સુશ્રાવકપણુ અને કોઈ પણ વ્રતનુ પાલન સમ્યકત્વપૂર્વક હોય તો જ મહાફલને આપનાર થાય છે '

આનો અર્થ એ થયો કે ગમે તેવી ધર્મક્રિયાઓ કરો, ગમે તેવા ધાર્મિક અનુષ્ઠાનો કરો, પણ તેના મૂળમા સમ્યકત્વ હોવુ જોઈએ જો સમ્યકત્વ ન હોય તો એ બધી ક્રિયાઓનુ, એ બધા અનુષ્ઠાનોનુ જે ફળ મળવુ જોઈએ, તે મળતું નથી એક લાખ મળવાના સ્થાને પચાસ-સોની પ્રાપ્તિ થાય, એ કઈ તેનુ વાસ્તવિક ફળ મળ્યુ ગણાય નહિ

સમ્યકત્વની સ્પર્શના, સમ્યકત્વની પ્રાપ્તિ, સમ્યકત્વનો લાભ એ આત્મવિકાસના ઈતિહાસમા અતિ મોટી ઘટના છે, કારણ કે ત્યારથી અપરિમિત ભવભ્રમણને પામેલો આત્મા વધારેમા વધારે અર્ધપુદ્ગલપરાવર્તનકાળમા તો અવશ્ય મોક્ષે જાય છે અને જઘન્યથી તો અતર્મુહૂર્તમા પણ તે સકલ કર્મનો નાશ કરી મોક્ષગામી થઈ જાય છે

તીર્થંકર ભગવતોના ભવની ગણના પણ જ્યારથી તેમનો આત્મા સમ્યકત્વને સ્પર્શે ત્યારથી જ થાય છે આ સમ્યકત્વની સ્પર્શના કેવા સયોગોમા, કેવી રીતે થાય છે? તે ધન સાર્થવાહની કથા દ્વારા જણાવીશુ

## ધન સાર્થવાહની કથા

જંબુદ્વીપના પશ્ચિમ મહાવિદેહ ક્ષેત્રમાં ક્ષિતિપ્રતિષ્ઠિત નામનું નગર હતું. ત્યાં ધન નામનો એક શ્રીમંત સાર્થવાહ વસતો હતો. ઔદાર્ય, ગાંભીર્ય, ધૈર્ય આદિ ગુણોથી તેનું જીવન વિભૂષિત હતું. જીવનનું સાચું ભૂષણ સુવર્ણ અને મણિમુક્તા નહિ, પણ સદ્‌ગુણો છે, એ વાત તમારે બરાબર લક્ષમાં રાખવાની છે.

એક વખત ધન સાર્થવાહે વિચાર કર્યો કે 'ગૃહસ્થો ધનોપાર્જનથી જ શોભે છે; માટે સંપત્તિવાળો હોવા છતાં મારે પ્રમાદનો ત્યાગ કરીને ધનોપાર્જન કરવું જોઈએ. પુષ્કળ જળસમૂહથી પરિપૂર્ણ હોવા છતાં સાગર નદીઓ દ્વારા જળનો સંગ્રહ નથી કરતો શું ? પુણ્યોદયને કારણે વ્યાપાર લક્ષ્મીને પ્રાપ્ત કરાવે છે, તો કરિયાણાં ભરીને હું વસંતપુર નગરે જાઉં.'

આ પ્રમાણે વિચાર કરીને તેણે પોતાનાં માણસો દ્વારા નગરમાં ઉદ્‌ઘોષણ કરાવી કે 'હે નગરજનો ! ધન સાર્થવાહ વસંતપુર જવાના છે, માટે જેમને ચાલવું હોય તે ચાલો. તે ભાતાની જરૂરીઆતવાળાને ભાતું આપશે, પાત્રની જરૂરવાળાને પાત્ર આપશે; વળી માર્ગમાં ચોરચખાર અને વાઘ–વરુથી સહુનું રક્ષણ કરશે.'

આ ઉદ્‌ઘોષણા સાંભળીને ઘણા માણસો તેની સાથે જવા તૈયાર થયા. આ વખતે ક્ષાંત, દાંત અને નિરારંભી એવા ધર્મઘોષ નામના શાંતમૂર્તિ આચાર્ય તેની પાસે આવ્યા.

એટલે સાર્થવાહે ઊભા થઈને, બે હાથ જોડીને તેમને વિનય પૂર્વક વંદન કર્યું અને આગમનનું કારણ પૂછ્યું આચાર્યે કહ્યું 'મહાનુભાવ! અમે પણ સપરિવાર તમારી સાથે વસંતપુર આવીશું ' તે સાંભળીને ધન સાર્થવાહે કહ્યું ' પ્રભો! આપ ઘણી ખુશીથી મારી સાથે ચાલો હું આપનું સર્વ ઉચિત સાચવીશ ' પછી તેણે પોતાના માણસોને આજ્ઞા કરી કે 'તમારે આ આચાર્ય મહારાજ અને તેમના પરિવાર માટે રોજ ખાનપાન તૈયાર કરવા '

આ સાંભળી આચાર્યે કહ્યું કે 'મહાનુભાવ! સાધુઓને માટે કરેલો, કરાવેલો અને સંકલ્પેલો આહાર તેમને કલ્પતો નથી વળી વાવ કૂવા અને તળાવમાં રહેલું સચિત્ત જળ, અગ્નિ વગેરે શસ્ત્રો પરિણમ્યા વિના અચિત્ત થતું નથી, તેથી તે પણ તેમને કલ્પતું નથી ' એવામાં કોઈ માણસે આવીને સાર્થવાહ પાસે પાકી કેરીઓનો થાળ મૂક્યો તેથી તેણે હર્ષ પામીને કહ્યું 'ભગવન્! આપ આ તાજાં ફળો ગ્રહણ કરીને મારા પર અનુગ્રહ કરો '

પ્રત્યુત્તરમાં આચાર્યે કહ્યું 'હે દેવાનુપ્રિય! સાધુઓને સચિત્ત વસ્તુઓનો ત્યાગ હોય છે, તેથી આ સચિત્ત ફળો લેવા અમને કલ્પતા નથી '

આ સાંભળી ધન સાર્થવાહ અત્યંત આશ્ચર્ય પામ્યો અને કહેવા લાગ્યો કે 'આપના વ્રતનિયમો અતિ દુષ્કર જણાય છે, તો પણ આપ મારી સાથે ચાલો આપને કલ્પતા હશે, તેવા આહારપાણી આપીશ '

ધન સાર્થવાહે મંગલ મુહૂર્તે મોટા કાફલા સાથે પ્રયાણ કર્યું અને ધર્મઘોષ આચાર્યે પણ સપરિવાર તેની સાથે ચાલ્યા. તેઓ બધા વિષમ વનોને વટાવતાં, નાનાં–મોટાં નદી નાળાંને ઓળંગતાં અને ઊંચી–નીચી ભૂમિને પસાર કરતાં અનુક્રમે એક મહા અરણ્યમાં આવી પહોંચ્યા. તે વખતે વર્ષાએ પોતાનું તાંડવ શરુ કર્યું અને જવા–આવવાના સર્વ માર્ગોને કાંટા, કાદવ અને પાણીથી ભરી દીધા. આથી આગળ વધવાનું અશક્ય જાણી ધન સાર્થવાહે તે જ અરણ્યમાં સ્થિરતા કરી અને સાર્થ–સંઘના સર્વ માણસોએ વર્ષાઋતુ નિર્ગમન કરવા માટે ત્યાં નાના–મોટા આશ્રયો ઊભા કર્યાં. કોઈએ સાચું જ કહ્યું છે કે 'દેશકાલને ઉચિત ક્રિયા કરનારાઓ દુઃખી થતા નથી.'

શ્રી ધર્મઘોષ આચાર્યે આવા એક આશ્રયને યાચીને તેમાં પોતાના શિષ્યો સહિત આશ્રય લીધો અને તેઓ સ્વાધ્યાય, તપ તથા ધર્મધ્યાનમાં પોતાનો સમય વીતાવવા લાગ્યા.

અહીં અણધાર્યું લાંબું રોકાણ થવાથી સાર્થના લોકોની પોતાની સાથે લાવેલી ખાન–પાનની સામગ્રીઓ પૂરી થઈ ગઈ અને તેઓ કંદ, મૂળ તથા ફલફૂલ વગેરેથી પોતાનો નિર્વાહ કરવા લાગ્યા. આ વાતની જાણ થતાં ધન સાર્થવાહ ખૂબ ચિંતાતુર બન્યો અને સહુની ચિંતા કરવા લાગ્યો. આ રીતે એક રાત્રિના પાછલા પ્રહરે સહુની ચિંતા કરતાં તેને યાદ આવ્યું કે 'મારી સાથે શ્રી ધર્મઘોષ આચાર્ય તેમના પરિવાર સાથે આવેલા છે. તેઓ પોતાના માટે કરેલું, કરાવેલું કે સંકલ્પેલુ લેતા નથી. વળી તેઓ સચિત્ત વસ્તુના

ત્યાગી છે, તો તેઓ અત્યારે પોતાનો નિર્વાહ ની રીતે કરતા હશે ? મેં માર્ગમાં તેમનું સર્વ ઉચિત કરવાનું અંગી કાર કર્યું હતું, પરન્તુ આજ સુધી તેમની સારસંભાળ લીધી નથી અહો ! મે આ શું કર્યું ? હવે હું તેમને મારું મુખ શી રીતે બતાવીશ ?'

પછી પ્રાતઃકાળ થતા ઉજ્જવલ વસ્ત્રાભૂષણ ધારણ કરીને તે સાર્થવાહ પોતાના ખાસ માણસોને સાથે લઈને આચાર્યશ્રીના આશ્રય પર આવ્યો ત્યાં ક્ષમા, નમ્રતા, સરલતા અને સંતોષની મૂર્તિ સમા આચાર્ય તેના જોવામાં આવ્યા તેમની આસપાસ બીજા મુનિઓ બેઠેલા હતા તેમાના કોઈએ ધ્યાન ધર્યું હતું, કોઈએ મૌન ધારણ કર્યું હતું, કોઈએ કાયોત્સર્ગનું અવલંબન લીધું હતું, કોઈ સ્વાધ્યાયમાં લીન હતા, તો કોઈ ભૂમિપ્રમાર્જનાદિ ક્રિયાઓ કરતા હતા જ્ઞાન-ધ્યાન અને જપ-તપના આ પવિત્ર વાતાવરણની ધનસાર્થવાહના મન પર ઊંડી અસર થઈ પછી તેણે આચાર્યશ્રીને વંદન કર્યું તથા બીજા મુનિઓને પણ નમસ્કાર કર્યા અને છેવટે આચાર્યશ્રીના ચરણસમીપે બેસીને ગદ્ગદ્ કંઠે કહ્યું કે 'હે પ્રભો ! મારો અપરાધ ક્ષમા કરો. મેં આપની અત્યંત અવજ્ઞા કરી છે અને કંઈ પણ ઉચિત સાચવ્યું નથી મારા આ પ્રમાદ માટે હું ખૂબ જ શરમાઉં છું અને પશ્ચાત્તાપ કરું છું'

ઉત્તરમાં આચાર્યશ્રીએ જણાવ્યું કે 'હે મહાનુભાવ ! માર્ગમાં હિંસક પશુઓથી અને ચોર-ડાકુઓથી તમે અમારી

રક્ષા કરી છે, તેથી અમારો સર્વ પ્રકારે સત્કાર થયો છે. વળી તમારા સંઘના લોકો અમને યોગ્ય અન્નપાનાદિ આપે છે, તેથી અમને કંઈપણ દુઃખ થયું નથી, માટે તમે જરા પણ ખેદ કરશો નહિ.'

સાર્થવાહે કહ્યું : 'સત્પુરુષો તો હમેશાં ગુણોને જ જોનારા હોય છે, તેમ આપ મારા ગુણોને જ જુઓ છો, પણ મારા અપરાધને જોતા નથી. હવે હે ભગવન્! આપ પ્રસન્ન થઈને સાધુઓને મારી સાથે ભિક્ષા લેવા મોકલો, જેથી હું ઇચ્છા પ્રમાણે અન્નપાન આપીને કૃતાર્થ થાઉં.'

આચાર્યે કહ્યુ : 'વર્તમાન જોગ.' પછી સાર્થવાહ પોતાનાં રહેઠાણે ગયો, ત્યારે બે સાધુઓ તેને ત્યાં ભિક્ષા લેવા માટે ગયા, પણ દૈવયોગે તે સમયે તેનાં ઘરમાં સાધુને વહોરાવવા યોગ્ય કંઈપણ અન્નપાન હતું નહિ. આથી તેણે આમતેમ જોવા માંડ્યું. તે વખતે તાજાં ઘીનો ભરેલો એક ગાડવો તેના જોવામાં આવ્યો. એટલે તેણે કહ્યું : 'ભગવન્! આ તમારે કલ્પશે ?'

સાધુઓએ પોતાના આચાર પ્રમાણે 'કલ્પશે,' એમ કહીને પાત્ર ધર્યું. આ જોઈને ધન સાર્થવાહનું સમસ્ત શરીર રોમાંચિત થઈ ગયુ અને હું ધન્ય થયો, કૃતાર્થ થયો, પુણ્યવાન થયો, એવી પ્રબલ ભાવનાપૂર્વક તેણે એ મુનિઓને ઘી વહોરાવ્યું. પછી તેણે એ મુનિઓને વંદન કર્યું; એટલે તેમણે સર્વ કલ્યાણના સિદ્ધમંત્ર જેવો 'ધર્મલાભ' આપ્યો અને તેઓ પોતાના આશ્રયે પાછા ફર્યા. આ ઉલ્લાસભર્યા

દાનના પ્રભાવથી ધનસાર્થવાહે મોક્ષવૃક્ષના બીજરૂપ સમ્યક્ત્વ ને પ્રાપ્ત કર્યું

રાત્રે ફરીને તે સાર્થવાહ આચાર્યના આશ્રયમા ગયો અતિ ભક્તિભાવથી વદન કરીને તેમના ચરણ સમીપે બેઠો તે વખતે આચાર્યશ્રીએ ગભીર વાણીથી ધર્મનો ઉપદેશ આપતા કહ્યુ કે–

'ધર્મ ઉત્કૃષ્ટ મગળ છે, સ્વર્ગ અને મોક્ષને આપનાર છે તથા સસારરૂપી દુસ્તર વનને ઓળગવા માટે શ્રેષ્ઠ માર્ગદર્શક ( ભોમિયો ) છે

'ધર્મ માતાની પેઠે પોષણ કરે છે, પિતાની પેઠે રક્ષણ કરે છે, મિત્રની જેમ પ્રસન્ન કરે છે, બધુની પેઠે સ્નેહ રાખે છે, ગુરુની પેઠે ઉજ્જવલ ગુણોમા આરૂઢ કરે છે અને સ્વામીની જેમ ઉત્કૃષ્ટ પ્રતિષ્ઠાને પ્રાપ્ત કરાવે છે

'ધર્મ સુખનુ મહાહર્મ્ય છે, શત્રુરૂપ સકટમા અભેદ્ય બખ્તર છે અને જડતાનો નાશ કરનારુ મહારસાયણ છે

'ધર્મથી જીવ રાજા, બળદેવ, વાસુદેવ, ચક્રવર્તી અને ઇંદ્ર થાય છે તથા ત્રિભુવનપૂજિત તીર્થંકરપણાને પ્રાપ્ત કરે છે તાત્પર્ય કે જગતની તમામ ઋદ્ધિસિદ્ધિ અને સકલ ઐશ્વર્ય ધર્મને આધીન છે

'આ ધર્મનુ અનુષ્ઠાન દાન, શીલ, તપ અને ભાવની યથાર્થ આરાધનાથી થાય છે જેમ મહારાજેશ્વરનુ નિમ-

ત્રણ મળતાં માંડલિક રાજાઓ તેની પાસે આવે છે, તેમ સુપાત્રદાનથી શીલ વગેરે બાકીના ધર્મ પ્રકારો પણ આત્માની સમીપે આવે છે.

'જો દાન સુપાત્રને વિષે અપાયેલું હોય તો તે ધર્મોત્પત્તિનું કારણ બને છે, જો અન્યને અપાયેલુ હોય તો કરુણાની કીર્તિને પ્રકાશનારું થાય છે, જો મિત્રને અપાયેલું હોય તો પ્રીતિને વધારનારું થાય છે, જો શત્રુને અપાયેલુ હોય તો વૈરનો નાશ કરનારું થાય છે, જો નોકર-ચાકરને અપાયેલું હોય તો તેમની સેવાવૃત્તિને ઉત્કટ બનાવનારું થાય છે, જો રાજાને અપાયું હોય તો સન્માન અને પૂજાને લાવનારું થાય છે અને જો ભાટ-ચારણને અપાયેલુ હોય તો યશનો ફેલાવો કરનારું થાય છે. આમ કોઈ પણ ઠેકાણે અપાયેલું દાન નિષ્ફળ જતું નથી.

દાનથી ધનનો નાશ થતો નથી, પણ વૃદ્ધિ થાય છે તેથી જ કહેવાયું છે કે-

જે દીજે કર આપણે, તે પામો પરલોય;
દીજંતા ધન નીપજે, કૂપ વહંતો જોય.

જે આપણા હાથે કરીને આપીએ છીએ, તેજ આપણે પરભવમાં પામીએ છીએ. દેવાથી ધન મળે છે, પણ ઘટતું નથી. કૂવો પોતાનું પાણી નિરંતર આપતો રહે છે, તો તેમાં નવાં પાણીની આવક ચાલુજ રહે છે.

આ રીતે નિત્ય ધર્મ શ્રવણ કરતાં ધનસાર્થવાહ ધર્મમાર્ગમાં દૃઢ શ્રદ્ધાવંત થયો અને યથાશક્તિ ધર્મનું આરાધન

કરવા લાગ્યો પછી વર્ષાઋતુ પૂરી થતા અને માર્ગો સરલ બનતા તે સમસ્ત સાર્થ સાથે વસતપુર પહોચ્યો અને કરિયાણાના ક્રયવિક્રયથી ઘણુ ધન કમાયો અહીંથી શ્રી ધર્મઘોષ આચાર્ય અન્યત્ર વિહાર કરી ગયા અને પોતાની પતિતપાવની દેશના વડે પૃથ્વીને પાવન કરવા લાગ્યા

કાલાતરે ધનસાર્થવાહ ક્ષિતિપ્રતિષ્ઠિત નગરે પાછો ફર્યો અને ધર્મના જે સસ્કારો પામ્યો હતો તેને દઢ કરતો અનુક્રમે કાલધર્મ પામ્યો

આ રીતે ધન સાર્થવાહ બીજા ભવે ઉત્તર કુરુક્ષેત્રમા યુગલિયારૂપે ઉત્પન્ન થયો ત્યાથી કાલધર્મ પામીને તે સૌધર્મ દેવલોકમા દેવ તરીકે ઉત્પન્ન થયો ચોથા ભવે તે પશ્ચિમ મહાવિદેહમા વૈતાઢ્ય પર્વતને વિષે મહાબલ નામનો વિદ્યાધર થયો અને સસારથી વૈરાગ્ય પામીને અણગાર બન્યો તેમા અતકાળે બાવીશ દિવસનું અણશણ કરીને કાલધર્મ પામતા ઈશાન નામના દેવલોકમા લલિતાગ નામે દેવ થયો ત્યાથી ચ્યવીને છઠ્ઠા ભવે પૂર્વમહાવિદેહના પુષ્કલાવતી વિજયમા લોહાર્ગલા નામની નગરીમા સુવર્ણજઘ રાજાને ત્યા વજ્રજઘ નામે કુમાર થયો અનુક્રમે તે રાજ્યનો માલીક બન્યો અને પુત્રને રાજ્ય સોપી પ્રવ્રજ્યા ગ્રહણ કરવાનો વિચાર કરતો હતો, ત્યા રાજ્યલોભી પુત્રે અગ્નિપ્રયોગથી તેનુ મરણ નીપજાવ્યુ

સાતમા ભવે તે ઉત્તર કુરુક્ષેત્રમા ફરી યુગલિયારૂપે ઉત્પન્ન થયો, આઠમા ભવે સૌધર્મ દેવલોકમા ઉત્પન્ન થયો,

નવમા ભવે મહાવિદેહ ક્ષેત્રના ક્ષિતિપ્રતિષ્ઠિત નગરમાં સુવિધિ વૈદ્યને ઘેર જીવાનંદ પુત્ર તરીકે ઉત્પન્ન થયો.

આ રીતે દશમો ભવ બારમા દેવલોકમાં, અગિયારમો ભવ મહાવિદેહમાં તથા બારમો ભવ સર્વાર્થસિદ્ધમાં પસાર કરીને તેરમા ભવે તે ભરતક્ષેત્રમાં નાભિ કુલકર તથા મરુદેવીના પુત્ર તરીકે ઉત્પન્ન થયા અને ઋષભદેવ નામે પ્રથમ તીર્થંકર બની જગત પર અનેક પ્રકારના ઉપકારો કરી સિદ્ધ, બુદ્ધ, નિરંજન થયા.

તાત્પર્ય કે સમ્યક્ત્વની સ્પર્શના થતાં ધનસાર્થવાહનો આત્મા અનુક્રમે વિકાસ પામતો જ ગયો અને તે પોતાના આત્માનું કલ્યાણ કરી શક્યો, તેથી જ સમ્યક્ત્વની આટલી પ્રશંસા છે, સમ્યક્ત્વનાં આટલાં વખાણ છે, સમ્યક્ત્વનો આટલો ગુણાનુવાદ છે.

સમ્યક્ત્વ વિષે હજી ઘણું કહેવાનું છે, તે અવસરે કહેવાશે.



### વ્યાખ્યાન બેતાલીસમુ

### સમ્યકત્વ

### [૨]

મહાનુભાવો !

સરોવર જેમ કમળથી શોભે છે, રાત્રિ જેમ ચદ્રથી શોભે છે, સહકાર (આંબો) જેમ કોયલથી શોભે છે અને મુખ જેમ નાસિકથી શોભે છે, તેમ ધર્મ–ધર્માચરણ સમ્યકત્વથી શોભે છે જેમ પાયા વિના ઈમારત ચણાતી નથી, વરસાદ વિના ખેતી થતી નથી અને નાયક વિના સેના લડી શકતી નથી, તેમ સમ્યકત્વ વિના ધર્મનુ આચરણ યથાર્થ સ્વરૂપે થઈ શકતુ નથી

જ્ઞાન અને ક્રિયાથી મોક્ષ મળે છે, એ વાત સાચી, પણ તે સમ્યકત્વથી યુક્ત હોય તો સમ્યક્ત્વ વિનાનુ જ્ઞાન કે સમ્યક્ત્વ વિનાની ક્રિયા કોઈને પણ સિદ્ધિસદનમા લઈ જવાને સમર્થ નથી ગુણસ્થાનના વિષયમા અમે એ વસ્તુ સ્પષ્ટ કરી છે કે જ્યારે આત્મા સમ્યક્ત્વથી વિભૂષિત થાય, ત્યારે જ તે દેશવિરતિ, સર્વવિરતિ આદિ આગળની ભૂમિકાઓને સ્પર્શી પોતાનો વિકાસ સાધી શકે છે

સમ્યક્ત્વનો અર્થ તમે જાણો છો ખરા? એ સબધી કોઈ વાર ઊડી વિચારણા કરી છે ખરી? દિવસ અને રાત્રિની સાઠ સાઠ ઘડીઓ થાય છે તેમા ધર્મનો વિચાર કરવા માટે કેટલી ઘડી? બરાબર હિસાબ કરીને કહેજો ઘણા

ભાગ્યશાળીઓ તો ધર્મસંબંધી કંઈ પણ વિચારણા જ કરતા નથી, તેમને સમ્યક્ત્વનો અર્થ શી રીતે સમજાય ?

## સમ્યક્ત્વનો અર્થ

સમ્યક્ પદને ત્વ પ્રત્યય લાગી સમ્યક્ત્વ શબ્દ બનેલો છે, એટલે તેનો અર્થ સમ્યક્પણું, સારાપણું કે સુંદરતા થાય છે. આ સમ્યક્પણું, સારાપણું કે સુંદરતા કોની ? આત્માની, પુદ્ગલની નહિ. જ્યાં સુધી આત્મા મિથ્યાત્વથી યુક્ત હોય છે, ત્યાં સુધી તેનામાં સમ્યક્પણું, સારાપણું કે સુંદરતા પ્રકટતી નથી. એ મિથ્યાત્વનો મલિન ભાવ દૂર થયો કે આત્મામાં સમ્યક્પણું, સારાપણું કે સુંદરતા પ્રકટે છે. તાત્પર્ય કે સમ્યક્ત્વ એ આત્માની સુંદરતા છે, આત્માનો શુદ્ધ પરિણામ છે.

## સમ્યક્ત્વના પ્રકારો

શાસ્ત્રકાર ભગવંતો કહે છે કે 'एगविहं दुविहं तिविहं, चउहा पंचविहं दसविहं सम्मं—સમ્યક્ત્વ એક પ્રકારનું, બે પ્રકારનું, ત્રણ પ્રકારનું, ચાર પ્રકારનું, પાંચ પ્રકારનું અને દશ પ્રકારનુ હોય છે.' આ વસ્તુ તમને સ્પષ્ટતાથી સમજાવવા ઇચ્છીએ છીએ, કારણ કે તેથી સમ્યક્ત્વનાં સ્વરૂપ પર ઘણો પ્રકાશ પડશે અને સમ્યક્ત્વ સંબંધી તમારો ખ્યાલ અતિ સ્પષ્ટ થઈ જશે.

સમ્યક્ તત્ત્વની રુચિ એટલે શ્રી જિનકથિત તત્ત્વોમાં યથાર્થપણાની બુદ્ધિ એ સમ્યક્ત્વનો એક પ્રકાર છે. કહ્યું છે કે—

जीवाइ नवपयत्थे, जो जाणइ तस्स होइ सम्मत्त ।
भावेण सद्दहतो, अयाणमाणे वि सम्मत्त ॥

'જીવ-અજીવાદિ નવ પદાર્થોને જે યથાથ સ્વરૂપે જાણે તેને સમ્યકત્વ હોય છે અને મદમતિપણાને લીધે અથવા છદ્મસ્થપણાથી જે ન સમજાય તે પણ 'શ્રી જિનેશ્વર દેવનુ કહેલુ બધુ સત્ય જ છે' એમ શ્રદ્ધાથી માને તેને પણ સમ્યકત્વ હોય છે '

શાસ્ત્રોમા એમ પણ કહ્યુ છે કે-

अरिह देवो गुरुणा, सुसाहुणो जिणमय पमाण च ।
इच्चाइ सुहो भावो, सम्मत बिंति जगगुरुणो ॥

' અરિહત એ દેવ, સુસાધુ એ ગુરુ અને જિનમત એ પ્રામાણિક સત્ય ધર્મ, આવો જે આત્માનો શુદ્ધ પરિણામ તેને શ્રી જિનેશ્વર દેવો સમ્યકત્વ કહે છે'

અમે ઉપર 'સમ્યક્ તત્ત્વની રુચિ' એમ કહ્યુ છે, ત્યા તત્ત્વ શબ્દથી જીવાજીવાદિ નવ તત્ત્વો અને દેવ, ગુરુ, ધર્મ એ બને વસ્તુ સમજવાની છે

નૈસર્ગિક અને આધિગમિક એ સમ્યકત્વના બે પ્રકારો છે નૈસર્ગિક એટલે સ્વાભાવિક રીતે થતું અને આધિગમિક એટલે ગુરુના ઉપદેશ આદિ નિમિત્તોથી થતું અથવા દ્રવ્ય સમ્યકત્વ અને ભાવસમ્યકત્વ એવા પણ તેના બે પ્રકારો છે તેમા શ્રી જિનેશ્વરદેવકથિત તત્ત્વોમા જીવની સામાન્ય રુચિ તે દ્રવ્ય-સમ્યકત્વ છે અને વસ્તુને જાણવાના ઉપાયરૂપ

પ્રમાણ–નય વગેરેથી જીવાજીવાદિ તત્ત્વોને વિશુદ્ધ રૂપે જાણવા એ ભાવ સમ્યક્ત્વ છે.

પ્રમાણ એટલે વસ્તુનો સર્વગ્રાહી બોધ અને નય એટલે વસ્તુનો અંશાત્મક બોધ. ‘આ ઘડો છે’ એ વસ્તુનો સર્વગ્રાહી બોધ થયો અને ‘આ ઘડો લાલ છે,’ ‘આ ઘડો ઊંચો છે,’ ‘આ ઘડો સુંદર છે.’ એ વસ્તુનો અંશાત્મક બોધ થયો. પ્રમાણ અને નયનો વિષય ઘણો ઊંડો છે અને તે માટે અનેક શાસ્ત્રો રચાયેલાં છે; તે અંગે કોઈ વાર વિશેષ વિવેચન કરીશું.

શાસ્ત્રકારોએ નિશ્ચય–સમ્યક્ત્વ અને વ્યવહાર–સમ્યક્ત્વ એવા પણ તેના બે પ્રકારો માનેલા છે. તેમાં આત્માનો જે શુદ્ધ પરિણામ તે નિશ્ચય સમ્યક્ત્વ અને તેમાં હેતુભૂત સડસઠ ભેદોનું જ્ઞાન પ્રાપ્ત કરી તેનું શ્રદ્ધા અને ક્રિયારૂપે યથાશક્ય પાલન કરવું તે વ્યવહાર–સમ્યક્ત્વ છે.

ઔપશમિક, ક્ષાયોપશમિક અને ક્ષાયિક એ સમ્યક્ત્વના ત્રણ પ્રકારો છે. તે અંગે પૂર્વ વ્યાખ્યાનોમાં અમે યોગ્ય સ્પષ્ટીકરણ કરેલું છે.

કારક, રોચક અને દીપકના ભેદથી પણ સમ્યક્ત્વના ત્રણ પ્રકારો માનવામાં આવે છે. શ્રદ્ધાનાં કારણભૂત, જપ, તપ વગેરે ક્રિયાઓનો આદર કરવો તે કારક સમ્યક્ત્વ. શાસ્ત્રના હેતુ કે ઉદાહરણો જાણ્યા વિના પણ માત્ર રુચિથી તત્ત્વ પર શ્રદ્ધા થવી તે રોચક સમ્યક્ત્વ અને પોતાની શ્રદ્ધા બરાબર ન હોવા છતાં બીજાને તત્ત્વ શ્રદ્ધા પમાડવી

તે દીપક સમ્યક્ત્વ આ ત્રીજા પ્રકારનુ સમ્યક્ત્વ એ માત્ર વ્યવહારથી જ સમ્યક્ત્વ છે, પણ તાત્ત્વિક દૃષ્ટિએ સમ્યક્ત્વ નથી

ઔપશમિક વગેરે સમ્યક્ત્વના ત્રણ પ્રકારોમા સાસ્વદાન ઉમેરીએ તો તેના ચાર પ્રકારો થાય ગુણસ્થાનના વર્ણન પ્રસગે તમને આ સમ્યક્ત્વનો પરિચય કરાવેલો છે

આ ચાર પ્રકારોમા વેદક ઉમેરીએ તો સમ્યક્ત્વના પાચ પ્રકારો થાય ક્ષાયિક સમ્યક્ત્વ પ્રકટ થતા પહેલા સમ્યક્ત્વ મોહનીયના જે ચરમ દળો વેદાય છે, તેને વેદક સમ્યક્ત્વ કહેવામા આવે છે

આ પ્રાચ પ્રકારના સમ્યક્ત્વના નૈસર્ગિક અને આધિગમિક એવા બે બે પ્રકારો કરીએ તો સમ્યક્ત્વ દશ પ્રકારનુ થાય અથવા શાસ્રમા તેના દશ પ્રકારો આ પ્રમાણે વર્ણવેલા છે

(૧) નિસર્ગરુચિ—જે જીવ શ્રી જિનેશ્વર દેવોએ યથાર્થ અનુભવેલા ભાવોને પોતાની મેળે જાતિસ્મરણાદિ જ્ઞાનથી જાણીને ' તે એમ જ છે, પણ અન્યથા નથી ' એવી અડગ શ્રદ્ધા રાખે તે નિસર્ગરુચિ

(૨) ઉપદેશરુચિ—કેવલી કે છદ્મસ્થ ગુરુઓ વડે કહેવાયેલા ઉપર્યુક્ત ભાવો પર શ્રદ્ધા રાખે તે ઉપદેશરુચિ

(૩) આજ્ઞારુચિ—રાગ, દ્વેષ, મોહ, અજ્ઞાન વગેરે દોષોથી રહિત મહાપુરુષની આજ્ઞા પર રુચિ ધરાવે તે આજ્ઞારુચિ

(૪) સૂત્રરુચિ—જે અંગપ્રવિષ્ટ કે અંગબાહ્ય સૂત્રો ભણીને તત્ત્વમાં રુચિવાળો થાય તે સૂત્રરુચિ. વર્તમાન શાસનમાં શ્રી ગૌતમસ્વામી આદિ ગણધરોએ રચેલાં શાસ્ત્રો અંગપ્રવિષ્ટ કહેવાય છે. તેના આચારાંગ, સૂત્રકૃતાંગ, સ્થાનાંગ, સમવાયાંગ, વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ (શ્રી ભગવતીજી), જ્ઞાતાધર્મકથા, ઉપાસક દશાંગ, અન્તકૃદ્દશાંગ, અનુત્તરોપપાતિક દશાંગ, પ્રશ્નવ્યાકરણ, વિપાકશ્રુત અને દૃષ્ટિવાદ એવા બાર પ્રકારો છે. તેને સમગ્રપણે દ્વાદશાંગી કહેવામાં આવે છે. 'સ્નાતસ્યા' સ્તુતિની ત્રીજી થોય તો તમને બધાને જ યાદ હશે :

अर्हद्वक्त्र-प्रसूतं गणधररचितं द्वादशांगं विशालं,
चित्रं वह्वर्थयुक्तं मुनिगण-वृषभैर्धारितं वुद्धिमद्भिः ।
मोक्षाग्रद्वारभूतं व्रत-चरण-फलं-ज्ञेय-भाव-प्रदीपं,
भक्त्या नित्यं प्रपद्ये श्रुतमहमखिलं सर्वलोकैकसारम् ॥

'શ્રી જિનેશ્વરદેવનાં મુખમાંથી અર્થરૂપે પ્રકટેલાં અને ગણધરો વડે સૂત્રરૂપે ગુંથાયેલાં, બાર અંગવાળાં, વિસ્તીર્ણ અદ્‌ભુત રચના–શૈલીવાળાં, ઘણા અર્થોથી યુક્ત, બુદ્ધિનિધાન એવા શ્રેષ્ઠ મુનિઓએ ધારણ કરેલાં, મોક્ષના દરવાજા સમાન, વ્રત અને ચારિત્રરૂપી ફલવાળાં, જાણવા યોગ્ય પદાર્થોને પ્રકાશવામાં દીપક સમાન અને સકળ વિશ્વમાં અદ્વિતીય સારભૂત એવાં સમસ્ત શ્રુતનો હું ભક્તિપૂર્વક અહર્નિશ આશ્રય કરું છું.'

આ પરથી દ્વાદશાંગી કેવી છે ? તેનો ખ્યાલ તમને બરાબર આવી જશે

આ ઉપરાંત જૈન શ્રુતમાં શ્રી ભદ્રબાહુસ્વામી વગેરે ચતુર્દશપૂર્વધરાદિ વૃદ્ધ આચાર્યોએ રચેલા બીજા સૂત્રો પણ છે તે અનંગપ્રવિષ્ટ કહેવાય છે

(૫) બીજરુચિ—જેમ એક બીજ વાવવાથી અનેક બીજો ઉત્પન્ન થાય છે, તેમ એક પદ, એક હેતુ કે એક દૃષ્ટાંત સાભળીને જે જીવ ઘણા પદો, ઘણા હેતુઓ અને ઘણા દૃષ્ટાંતો પર શ્રદ્ધાવાળો થાય, તે બીજરુચિ

(૬) અભિગમરુચિ—જે શાસ્ત્રોનો વિસ્તૃત બોધ પામીને તત્ત્વ પર રુચિ ધરાવે, તે અભિગમરુચિ

(૭) વિસ્તારરુચિ—જે છ દ્રવ્યોને પ્રમાણ અને નયો વડે જાણીને અર્થાત્ વિસ્તારથી બોધ પામીને તત્ત્વ પર રુચિવાળો થાય, તે વિસ્તારરુચિ

(૮) ક્રિયારુચિ—જે અનુષ્ઠાનોમાં કુશલ હોય તથા ક્રિયા કરવામાં રુચિવાળો હોય તે ક્રિયારુચિ

(૯) સંક્ષેપરુચિ—જે થોડું સાભળીને પણ તત્ત્વની રુચિવાળો થાય તે સંક્ષેપરુચિ ચિલાતીપુત્ર મહાત્મા ઉપશમ, વિવેક અને સંવર, એ ત્રણ પદો સાભળીને જ તત્ત્વમાં રુચિવાળા થયા હતા

(૧૦) ધર્મરુચિ—જે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય વગેરે પદાર્થોને કહેનારાં જિનવચનો સાભળીને શ્રુત-ચારિત્ર

૩૫ ધર્મ પર શ્રદ્ધાવાળો થાય તે ધર્મરુચિ.

આ દરેક આત્માનું સમ્યક્ત્વ તે સમ્યક્ત્વનો એક પ્રકાર, એમ દશ પ્રકારો સમજવા.

## સમ્યક્ત્વના સડસઠ બોલ

વ્યવહારથી સમ્યક્ત્વનું પાલન કરવા માટે સડસઠ ભેદોનું જ્ઞાન અત્યંત જરૂરી છે, એટલે તે સંબંધી અહીં વિવેચન કરીશું. શ્રીપ્રવચનસારોદ્ધારમાં આ ભેદનો સંગ્રહ કરનારી બે ગાથાઓ નીચે પ્રમાણે આપી છે:

चउसद्दहण-तिलिंगं, दसविणय-तिसुद्धिपंचगयदोसं ।
अट्ठपभावण-भूसण-लक्खण-पंचविहसंजुत्तं ॥ १ ॥
छव्विह जयणागारं, छब्भावणभाविअं च छट्ठाणं ।
इय सत्तसट्ठिलक्खणभेयविसुद्धं च सम्मत्तं ॥ २ ॥

આ ગાથાનો અર્થ એમ છે કે ચાર સદ્દહણા, ત્રણ લિંગ, દશ પ્રકારનો વિનય, ત્રણ પ્રકારની શુદ્ધિ, પાંચ દૂષણોનો ત્યાગ, આઠ પ્રભાવકો, પાંચ ભૂષણો, પાંચ લક્ષણો, છ જયણા, છ આગારો, છ ભાવનાઓ અને છ સ્થાનો એમ સડસઠ ભેદોથી યુક્ત હોય તે સમ્યક્ત્વ શુદ્ધ કહેવાય.

## ચાર સદ્દહણા

સદ્દહણા એટલે શ્રદ્ધા. તે અંગે શાસ્ત્રકારોએ ચાર બોલ કહ્યા છે: (૧) પરમાર્થસંસ્તવ, (૨) પરમાર્થજ્ઞાતૃસેવન, (૩) વ્યાપન્નવર્જન અને (૪) કુદષ્ટિવર્જન.

આ ચાર બોલ ઘણા મહત્વના છે, તેથી જ પ્રથમ વિચારણા તેની કરવામાં આવી છે.

પરમાર્થસંસ્તવ એટલે પરમાર્થભૂત જીવાજીવાદિ તત્ત્વો નો પરિચય તેની સદ્દહણા આ પ્રકાર કરવી જોઈએ

(૧) શુભ-અશુભ કર્મનો કર્તા, શુભ-અશુભ કર્મનો ભોક્તા, સંસર્તા-પરિનિર્વાતા, ચૈતન્યવત, ઉપયોગ-લક્ષણ, જીવ તે પ્રથમ તત્ત્વ છે આ જીવતત્ત્વ કે આત્મતત્ત્વની તમને યથાર્થ ઓળખાણ થાય તે માટે અમે આ વ્યાખ્યાન માળાના પ્રારંભમાં નોળ વ્યાખ્યાનો આપેલા છે

(૨) ચૈતન્યથી રહિત ધર્મ, અધર્મ, આકાશ, કાલ અને પુદ્ગલ એ પાંચ દ્રવ્યો તે બીજુ અજીવ તત્ત્વ છે વ્યાખ્યાનમાળામાં આ તત્ત્વનો પણ તમને યથાર્થ પરિચય આપવામાં આવ્યો છે

(૩) શુભકર્મ અથવા પુણ્ય એ ત્રીજુ તત્ત્વ છે

(૪) અશુભ અથવા પાપ એ ચોથુ તત્ત્વ છે

(૫) જેનાથી કર્મનુ આત્મા ભણી આવવુ થાય, એ આશ્રવ નામનુ પાંચમું તત્ત્વ છે

(૬) જેનાથી કર્મ આત્મા ભણી આવતા અટકે, એ સંવર નામનુ છઠ્ઠુ તત્ત્વ છે

(૭) બાહ્ય-અભ્યંતર તપ વડે કર્મને આત્માથી અમુક અંશે છૂટા પાડવા, એ નિર્જરા નામનુ સાતમુ તત્ત્વ છે. કર્મની નિર્જરા સંબંધી અમે તમને એક સ્વતંત્ર વ્યાખ્યાન આપ્યુ હતુ, તે તમે નહિ જ ભૂલ્યા હો *

---

* વ્યાખ્યાન તેત્રીસમુ

(૮) કર્મનો આત્મપ્રદેશો સાથે ક્ષીરનીરવત્ સંબંધ થવો એ બંધ નામનું આઠમું તત્ત્વ છે.

(૯) કર્મનો આત્મપ્રદેશથી સર્વથા વિયોગ થવો એ મોક્ષ નામનું નવમું તત્ત્વ છે.

આ તત્ત્વો પર યથાર્થ શ્રદ્ધા જામે તો જ આત્મવિકાસ સાધી શકાય.

પ્રશ્ન— આમાંનું કોઈ પણ તત્ત્વ ઓછું માને તો ?

ઉત્તર— તો આત્મવિકાસની ભાવના ખંડિત થાય અને પરિણામે જીવ ચાર ગતિ અને ચોરાશી લક્ષ જીવયોનિમાં રખડતો જ રહે.

પ્રશ્ન—કેટલાક પુણ્ય-પાપને સ્વતંત્ર તત્ત્વ નથી માનતા, તેનું કેમ ?

ઉત્તર— જેઓ પુણ્ય-પાપને સ્વતંત્ર તત્ત્વ નથી માનતા, તેઓ એનો સમાવેશ આશ્રવમાં કરે છે. શુભ કર્મનો આશ્રવ તે પુણ્ય, અશુભ કર્મનો આશ્રવ તે પાપ. એટલે તેઓ કોઈ તત્ત્વને મૂળથી ઉડાવતા નથી. જેઓ નવ તત્ત્વમાંના કોઇપણ તત્ત્વને મૂળથી ઉડાવે છે, તેઓ પરમાર્થને પામી શકતા નથી. પરિણામે તેમનું અનંત ભવ-ભ્રમણ ચાલુ જ રહે છે. દાખલા તરીકે જીવને માને પણ બંધ-મોક્ષને ન માને તો તેમને કોઈ પણ પ્રકારનો ધર્મ આચરવાનો રહ્યો જ ક્યાં ? જ્યાં આત્માને કોઈ પણ પ્રકારનો કર્મબંધ થતો નથી, ત્યાં તેના છૂટકારા માટે પ્રયત્ન શા માટે કરવો ? એ વિચાર તેમની સન્મુખ આવે છે અને

તેઓ ધર્માચરણમા ઢીલા પડી જાય છે વધારે સ્પષ્ટ કહીએ તો ધર્માચરણથી વિમુખ બની જાય છે

પરમાર્થજ્ઞાતૃસેવન એટલે જીવાજીવાદિ તત્ત્વોના જાણકાર, સવેગરગમા રમતા, શુદ્ધ ધર્મના ઉપદેશક એવા ગીતાર્થ મુનિઓની સેવા કરવી જેઓ ગીત એટલે સૂત્ર અને તેના અર્થ એટલે ભાવ કે રહસ્યને બરાબર જાણે તે ગીતાર્થ કહેવાય ગીતાર્થ મહાપુરુષોમા 'શાસ્ત્રજ્ઞાન સાથે સવેગ, નિર્વેદ આદિ ગુણો પણ ઉત્કૃષ્ટ ભાવે ખીલેલા હોય છે અને તેઓ શ્રી જિનેશ્વરદેવકથિત શુદ્ધ ધર્મનો ઉપદેશ કરે છે તેમની સેવા, આરાધના, ઉપાસના કરવાથી જીવા જીવાદિ તત્ત્વોનો યથાર્થ બોધ થાય છે અને તેમા શ્રદ્ધા ઉપજે છે તથા તે ક્રમશ વધતી રહે છે વળી તત્ત્વના વિષયમા કોઈ શકા પડે તો આવા ગીતાર્થ મહાપુરુષો તેનુ સુદર સમાધાન કરે છે અને તેથી શ્રદ્ધા–સમ્યકત્વ નિર્મળ રહે છે, એટલે દરેક મુમુક્ષુએ પરમાર્થના જ્ઞાતા એવા ગીતાર્થ મહાપુરુષની બની શકે તેટલી વધારે સેવા કરવી જોઈએ

'જેઓ સદ્‌ગુરુની સેવા કરતા નથી, તેમને આધ્યાત્મિક જ્ઞાન પ્રાપ્ત થતું નથી' એ ભારતના સર્વ ઋષિ–મહર્ષિઓએ એકીમતે–એકી અવાજે કરેલુ એલાન છે અને આજ સુધીનો અનુભવ એ વસ્તુને બરાબર ટેકો આપે છે

પુસ્તકો વાચીને તમે ગમે તેવું જ્ઞાન પ્રાપ્ત કરો, પણ

તે સદ્ગુરુએ આપેલાં જ્ઞાન જેટલું નક્કર કે ઉજ્જવળ હોતું નથી. તેથી પંડિત કે વિદ્વાનોએ પણ સદ્ગુરુની સેવા કરવાની જરૂર છે. પંડિતાઈ પ્રાપ્ત કરીને જેમણે સદ્ગુરુની સેવા કરવાનું છોડી દીધું, તેના આખરે કેવા હાલ થયા તે તમે બધા જાણો છો!

સદ્ગુરુકૃપાથી તત્ત્વબોધ દૂષિત ન થાય તે માટે શાસ્ત્રકાર ભગવંતોએ ત્રીજો અને ચોથો બોલ કહ્યો છે. ત્રીજો બોલ છે વ્યાપન્ન વર્જન, એટલે વ્યાપન્નદર્શનીનો ત્યાગ. જેનુ દર્શન અર્થાત્ સમ્યક્ત્વ વ્યાપન્ન થયું હોય, ખંડિત થયું હોય, તેને વ્યાપન્નદર્શની કહેવાય. તાત્પર્ય કે એક વખત જે જીવાજીવાદિ નવતત્ત્વોમાં શ્રી જિનેશ્વરદેવોએ કહ્યા પ્રમાણે યથાર્થ શ્રદ્ધા ધરાવતો હોય, પણ પછી કોઈ પણ કારણે તેમાંથી ચલિત થયો હોય તેને વ્યાપન્નદર્શની સમજવો. આવાનો પરિચય રાખવાથી આપણું સમ્યક્ત્વ મલિન થાય છે, અરે! સમ્યક્ત્વથી ભ્રષ્ટ થવાનો પ્રસંગ પણ આવે છે અને સર્વસ્વ હારી જવાય છે.

ચોથો બોલ છે કુદૃષ્ટિવર્જન. કુદૃષ્ટિ એટલે કુત્સિત દૃષ્ટિવાળો અર્થાત્ મિથ્યાત્વી. મિથ્યાત્વીના સંસર્ગનું પરિણામ પણ માઠું જ આવે છે. આજે તમારા આચાર–વિચારમાં જે શિથિલતા આવી છે, તે મિથ્યાત્વીઓના વિશેષ સંસર્ગનું પરિણામ છે. એ સંબંધમાં અમે પ્રસંગોપાત્ત તમારું ધ્યાન ખેંચ્યું છે અને આજે વિશેષ ખેંચીએ છીએ.

## ત્રણ લિંગો

લિંગ એટલે ચિહ્ન, ઓળખવાનુ નિશાન એક આત્માને સમ્યકત્વ પ્રકટ થયુ છે કે કેમ ? તે ઓળખવા માટે શાસ્ત્રકાર ભગવતોએ તેના ત્રણ લિંગો બતાવ્યા છે તેમાનુ પ્રથમ લિંગ તે પરમાગમની શુશ્રૂષા છે, બીજુ લિંગ તે ધર્મસાધનમા પરમ અનુરાગ છે અને ત્રીજુ લિંગ તે દેવ તથા ગુરુનુ નિયમપૂર્વક વૈયાવૃત્ત્ય છે

પરમાગમ એટલે શ્રી જિનેશ્વરદેવોએ પ્રરૂપેલા આગમો ‘ અહીં પરમ વિશેષણ શા માટે લગાડ્યુ ? ’ એવો પ્રશ્ન તમારા મનમા ઉઠશે તેનુ સમાધાન એ છે કે ‘ શાકત લોકો તેમજ બીજા પણ કેટલાક પોતાના ધર્મ ગ્રંથોને આગમ તરીકે ઓળખાવે છે તે આગમોથી આ આગમોની ભિન્નતા-શ્રેષ્ઠતા દર્શાવવા માટે અહીં પરમ વિશેષણ લગાડેલુ છે ’ શુશ્રૂષા એટલે સાભળવાની જિજ્ઞાસા મતલબ કે શ્રી જિનેશ્વરદેવોએ પ્રરૂપેલા આગમો સાભળવાની ઉત્કટ જિજ્ઞાસા થવી, એ સમ્યકત્વનુ પ્રથમ લિંગ છે જેને અરિહત દેવ, નિર્ગ્રંથ ગુરુ અને સર્વજ્ઞકથિત શુદ્ધ ધર્મ પર શ્રદ્ધા જામી હોય તેને ભગવાનના વચનો સાભળવાની ઉત્કટ ઈચ્છા થયા વિના કેમ રહે ? તમે અમુક દેશનેતા કે અમુક વિદ્વાનને બહુ સારા માનો છો, તો તેમનુ ભાષણ સાભળવાની કેટલી ઈંતેજારી ધરાવો છો ? બેસવાની જગા મળવાનો સભવ ન હોય, ભારે ધમાલ ચાલતી હોય, બે-ત્રણ માઈલ ચાલીને જવાનુ હોય તો પણ તમે એ ભાષણમા

પહોંચી જાઓ છો અને જ્યારે એ ભાષણ સાંભળો ત્યારે જ સંતોષ પામો છો. તો પછી જેને તમે જીવનના સાચા સૂકાની સમજો, જેમનાં વચનોને સત્ય અને પ્રમાણભૂત માનો, તેને સાંભળવાની તાલાવેલી કેમ ન જાગે ? જો એવી તાલાવેલી જાગતી ન હોય તો સમજજો કે તમારાં સમ્યક્ત્વનું ઠેકાણું નથી.

ધર્મસાધનમાં પરમ અનુરાગ હોવો એ સમ્યક્ત્વનું બીજું લિંગ છે. 'ધર્મ થયો તો પણ ઠીક અને ન થયો તો પણ ઠીક' એવી મિશ્ર ભાવનાને ધર્મનો અનુરાગ કહી શકાય નહિ. ધર્મનો પરમ અનુરાગ કોને કહેવાય ? તે સમજાવવા માટે શ્રીમદ્ યશોવિજયજી મહારાજ કહે છે કે–

ભૂખ્યો અટવી ઉતર્યો રે, જિમ દ્વિજ ઘેબર ચંગ;
ઈચ્છે જિમ તે ધર્મને રે, તેહિજ બીજું લિંગ રે, પ્રાણી. ૧૩.

'કોઈ બ્રાહ્મણ અટવી ઉતરીને આવ્યો હોય, તેને કકડીને ભૂખ લાગી હોય અને સુંદર ઘેબર જોતાં તેને ખાવાની જેવી ઉત્કટ ઈચ્છા કરે, તેવી ઈચ્છા ધર્મનું આરાધન કરવા માટે થાય, ત્યારે ધર્મસાધનમાં પરમ અનુરાગ નામનું સમ્યક્ત્વનું બીજું લિંગ પ્રકટ થયું જાણવું.'

આજે તમારો ધર્મરાગ કેવો છે, તે બરાબર તપાસો. જ્યાં રાગનો જ વાંધો છે, ત્યાં પરમ રાગની વાત શી કરવી? કોઈ નવી ફીલ્મ આવી હોય તો જોવાની તાલાવેલી લાગે છે, કોઈ ક્રિકેટની ટીમ પરદેશથી રમવા આવી હોય તો જોવાની તાલાવેલી લાગે છે અને તે માટે ટીકીટ ન

મળતી હોય તો બમણા-તમણા ભાવ આપીને પણ તેની ટીકીટ બી એમ માથાં મેળવો છો! વળી કોઈ નાચરગનો જલસો હોય કે મુશાયરો હોય ત્યા અગાઉથી ટીકીટ રીઝર્વ કરાવો છો અને સમયસર પહોચી જાઓ છો, પરતુ જ્યારે ધર્મસાધનની વાત આવે ત્યારે કહો છો કે 'સમય નથી. શુ કરીએ ?' અથવા 'અમારાથી બનતુ કરીએ છીએ. વિશેષ અમારાથી થાય તેમ નથી' વગેરે વગેરે જો ધર્મ સાધનમા પરમ અનુરાગ હોય તો આવા વચનો કદી પણ તમારા મુખમાથી નીકળે નહિ અને પરિસ્થિતિ આવી હોય નહિ! ધર્મસાધનના પરમ અનુરાગવાળા પ્રથમ તો ફિઝુલ બાબતોમા પોતાનો સમય બગાડે નહિ, વળી તેઓને જે કઈ સમય મળે તેમા વધારેમા વધારે ધર્મ કરી લેવાની ભાવના રાખે અને સમયનો નાનામા નાનો ટુકડો પણ વ્યર્થ જવા દે નહિ એ સમયમા તે નમસ્કારાદિ મત્રનુ બને તેટલુ સ્મરણ કરી લે અને પોતાના આત્માને શુભ પરિણામવાળો બનાવે

દેવ અને ગુરુનુ નિયમપૂર્વક વૈયાવૃત્ત્ય એ સમ્યકત્વનુ ત્રીજુ લિંગ છે જેમ વિદ્યાસાધક વિદ્યા સાધવા માટે તેનુ નિત્ય-નિયમિત આરાધન કરે છે, તેમ સમકિતધારી આત્મા દેવ તથા ગુરુનુ નિત્ય-નિયમિત આરાધન કરે એ આરાધનથી તે એટલો બધો ટેવાઈ જાય કે તેના વિના એને બિલકુલ ચેન ન પડે

રાવણને નિત્ય જિનપૂજા કરવાનો નિયમ હતો તે

જિનપૂજા કર્યા વિના ભોજન લેતો નહિ. એક વાર તે કોઈ કામપ્રસંગે વિમાનમાં પ્રવાસ કરતો હતો. ત્યાં મધ્યાહ્ન વેળા થઈ, એટલે સેવકોએ વિમાન નીચે ઉતાર્યું. આ વખતે સેવકને યાદ આવ્યું કે 'જિનપ્રતિમા તો ઘરે વિસરી ગયા છીએ. હવે શું થાય ?' પરંતુ સેવકોએ તે જ વખતે ત્યાં વેલુની મૂર્તિ બનાવી, અને રાવણે તેનું યથાવિધિ પૂજન કર્યા પછી જ ભોજન લીધું. ત્યાર બાદ તેણે એ મૂર્તિ પાસેનાં એક સરોવરમાં પધરાવી. તે અનુક્રમે અંતરીક્ષ પાર્શ્વનાથજીનાં નામથી પ્રસિદ્ધ થઈ.

સદ્‌ગુરુસેવા માટે પણ સમકિતધારીનાં હૃદયમાં આવો જ આગ્રહ હોવો જોઈએ. નજીકમાં ગુરુદેવ બિરાજતા હોય તો તેમનાં દર્શન કર્યા વિના, તેમને સુખશાતા પૂછ્યા વિના, તેમને વિધિપૂર્વકનું વંદન કર્યા વિના સાચા સમકિતીને ચેન પડે જ નહિ.

## દશ પ્રકારનો વિનય

સમ્યક્ત્વની શુદ્ધિ માટે, સમ્યક્ત્વનાં સંરક્ષણ માટે દશ પ્રકારનો વિનય હોવો જરૂરી છે. અહીં વિનયથી પ્રણામ, અંતરંગ પ્રેમ, ગુણાનુવાદ, અવગુણવર્જન અને આશાતના-વર્જન એ પાંચ વસ્તુઓ સમજવાની છે મતલબ કે જેનો વિનય કરવો હોય તેને પ્રણામ અવશ્ય કરવા જોઇએ. વળી તેના પ્રત્યે અંતરંગ પ્રેમ બતાવવો જોઇએ. હાથ જોડો, મસ્તક નમાવો, પણ તેના પ્રત્યે અંતરંગ પ્રેમ ન હોય તો એ શિષ્ટાચાર લૂખો બની જાય છે. જેનો વિનય કરવો હોય તેનો ગુણાનુવાદ

કરવો જોઈએ ગુણાનુવાદ એટલે ગુણની સ્તુતિ, નહિ કે ખોટી ખુશામત તે જ રીતે જેનો વિનય કરવો હોય તેમા કોઈ અવગુણ દેખાય તો તેને ઢાકવા જોઈએ અને તેની આશાતના ન થાય એ રીતે વર્તવુ જોઈએ

વિનય દશ વસ્તુઓનો કરવાનો છે તે અગે કહ્યુ છે કે–

अरिहंत सिद्ध चेइय, सुए अ धम्मे अ साहुवग्गे य।
आयरिय उवज्झाए, पवयणे दंसणे विणओ ॥

'અર્હત્, સિદ્ધ, ચૈત્ય, શ્રુત, ધર્મ, સાધુ, આચાર્ય, ઉપાધ્યાય, પ્રવચન, અને દર્શન એ દશનો વિનય કરવો '

અર્હત્‌નો વિનય એટલે વર્તમાન કાળે વિહરતા શ્રી સીમધર સ્વામી વગેરેનો વિનય 'સિદ્ધનો વિનય એટલે આઠે પ્રકારના કર્મો ખપાવી સિદ્ધશિલામા બિરાજતા સિદ્ધ ભગવતોનો વિનય ચૈત્યનો વિનય એટલે જિનપ્રતિમા અને જિનમદિરનો વિનય

જિનમદિરમા જનારે ૮૪ પ્રકારની આશાતના વર્જવી જોઈએ, તે જાણો છો ને ?

## જિનમદિરમા વર્તવાના નિયમો

(૧) ખળખા આદિ નાખવા નહિ
(૨) જૂગટુ રમવું નહિ
(૩) કલહ કરવો નહિ
(૪) ધનુર્વેદનો અભ્યાસ કરવો નહિ
(૫) કોગળા નાખવા નહિ
(૬) પાનસોપારી ખાવા નહિ

(૭) પાન આદિના કૂચા નાખવા નહિ.
(૮) કોઈને ગાળ દેવી નહિ.
(૯) ઝાડે કે પેશાબે જવું નહિ.
(૧૦) નહાવું નહિ.
(૧૧) વાળ ઓળવા નહિ.
(૧૨) નખ કાઢવા નહિ.
(૧૩) લોહી–માંસ વગેરે નાખવા નહિ.
(૧૪) શેકેલાં ધાન્ય વગેરે ખાવાં નહિ.
(૧૫) ચામડી વગેરે નાખવું નહિ.
(૧૬) ઓસડ ખાઈ ઉલટી કરવી નહિ.
(૧૭) ઉલટી કરવી નહિ.
(૧૮) દાતણ કરવું નહિ.
(૧૯) આરામ કરવો નહિ, પગ ચંપાવવા નહિ.
(૨૦) પશુઓને બાંધવાં નહિ.
(૨૧–૨૭) દાંત, આંખ, નખ, ગંડસ્થલ, નાક, કાન, માથા વગેરેનો મેલ નાખવો નહિ.
(૨૮) સૂવું નહિ.
(૨૯) મંત્ર, ભૂત, રાજા વગેરેનો વિચાર કરવો નહિ.
(૩૦) વાદ–વિવાદ કરવો નહિ.
(૩૧) નામાં–લેખાં કરવાં નહિ.
(૩૨) ધન વગેરેની વહેંચણી કરવી નહિ.
(૩૩) પોતાનો દ્રવ્યભંડાર ત્યાં સ્થાપવો નહિ.
(૩૪) પગ ઉપર પગ ચડાવીને બેસવું નહિ.
(૩૫) છાણાં થાપવાં નહિ.

(૩૬) કપડા સૂકવવા નહિ
(૩૭) દાળ વગેરે ઊગાડવા નહિ
(૩૮) પાપડ વણવા નહિ
(૩૯) સેવ વણવી, વડી મૂકવી વગેરે કામો કરવા નહિ
(૪૦) રાજા વગેરેના ભયથી મંદિરમા સતાઈ જવું નહિ
(૪૧) શોક કરવો નહિ
(૪૨) વિકથા કરવી નહિ ભક્તકથા, સ્ત્રીકથા, રાજકથા, દેશકથા એ વિકથાના પ્રકારો છે
(૪૩) બાણ, તલવાર વગેરે હથિયાર ઘડવા કે સજવા નહિ
(૪૪) ગાય-ભેંસ રાખવા નહિ
(૪૫) તાપણી કરી તાપવું નહિ
(૪૬) અન્નાદિ રાધવા નહિ
(૪૭) નાણું પારખવુ નહિ
(૪૮) નિસ્સીહિ કહ્યા વિના મંદિરમા દાખલ થવુ નહિ
(૪૯-૫૨) છત્ર, ચામર, હથિયાર તથા પગરખા સાથે પ્રવેશ કરવો નહિ
(૫૩) મનને ચચલ રાખવું નહિ
(૫૪) તેલ વગેરે શરીરે ચોપડવું નહિ
(૫૫) સચિત્ત પુષ્પ ફલાદિક અંદર લાવવા નહિ જે પુષ્પ ફલ વગેરે ચડાવાવાના હોય તેજ અંદર લાવવા
(૫૬) વસ્ત્રાભૂષણ બહાર મૂકી શોભારહિત થઈ દાખલ થવું નહિ

(૫૭) ભગવંતને જોતાં જ હાથ જોડવા
(૫૮) ઉત્તરાસંગ વિના પૂજા કરવી નહિ.
(૫૯) મસ્તકે મુગટ ધારણ કરવો નહિ.
(૬૦) મુખ, પાઘડી આદિ પર ખુકાનું હોય તે છોડી નાખવું.
(૬૧) ફૂલના હારતોરા માથેથી મૂકી દેવા.
(૬૨) શરત બકવી નહિ.
(૬૩) ગેડીદડે રમવું નહિ.
(૬૪) પરોણા આદિને જુહાર કરવો નહિ.
(૬૫) ભાંડભવૈયાની રમત કરવી નહિ.
(૬૬) કોઇને હુંકારે બોલાવવો નહિ.
(૬૭) લેવાદેવા અંગે જિનમંદિરે આવી લાંઘણ કરવી નહિ.
(૬૮) રણસંગ્રામ કરવો નહિ.
(૬૯) માથાના વાળ જૂદા કરવા કે માથું ખણવું નહિ.
(૭૦) પલાંઠી વાળીને બેસવું નહિ.
(૭૧) ચાખડીએ ચડવું નહિ.
(૭૨) પગ પસારીને બેસવું નહિ.
(૭૩) ઇશારા માટે પિપૂડી કે સીટી બજાવવી નહિ.
(૭૪) પગનો મેલ કાઢવો નહિ.
(૭૫) કપડાં ઝાટકવાં નહિ.
(૭૬) માંકડ-જૂ આદિ વીણીને નાખવા નહિ.
(૭૭) મૈથુનક્રિયા કરવી નહિ.
(૭૮) જમણ કરવું નહિ.

(૭૯) ક્રય-વિક્રય કરવો નહિ
(૮૦) વૈદુ કરવું નહિ
(૮૧) ખાટલો ખ ખેરવો નહિ
(૮૨) ગુહ્ય ભાગ ઉઘાડવો કે સમારવો નહિ
(૮૩) મુચ્છાબાજી તથા કૂકડા વગેરેનું યુદ્ધ કરાવવું નહિ
(૮૪) ચોમાસામાં પાણી સંઘરી તેનાથી સ્નાન કરવું નહિ, તેમજ પીવાને માટે પાણીના પાત્ર રાખવા નહિ

શ્રુતનો વિનય એટલે સામાયિકથી માંડીને બિંદુસાર પર્યંતના જિનાગમોનો વિનય ધર્મનો વિનય એટલે દેશ વિરતિ અને સર્વવિરતિરૂપ ચારિત્રનો વિનય સાધુનો વિનય એટલે સર્વવિરતિને ધારણ કરનાર સત્તાવીશ ગુણોએ કરીને સહિત મહાપુરુષોનો વિનય આચાર્યનો વિનય એટલે આચાર પાળનાર અને પળાવનાર વિશિષ્ટ પદથી વિભૂષિત ધર્માચાર્યનો વિનય ઉપાધ્યાયનો વિનય એટલે સાધુઓને શ્રુતનું અધ્યયન કરાવનાર તથા ક્રિયામાર્ગની તાલીમ આપનાર વિશિષ્ટ પદથી વિભૂષિત ઉપાધ્યાયનો વિનય પ્રવચનનો વિનય એટલે શ્રમણપ્રધાન ચતુર્વિધ સંઘનો વિનય અને દર્શનનો વિનય એટલે ક્ષાયિક, ક્ષાયોપશમિક અને ઔપશમિક એ ત્રણે પ્રકારના સમ્યકત્વનો વિનય

## ત્રણ પ્રકારની શુદ્ધિ

સમ્યકત્વ નિર્મળ રાખવા માટે દશ પ્રકારના વિનય

ઉપરાંત ત્રણ પ્રકારની શુદ્ધિ છે. તેમાં જિનમત સિવાય બીજાને અસાર માનવા એ પ્રથમ મનઃશુદ્ધિ છે. જિનાગમોમાં જીવાજીવાદિ તત્ત્વોનું સ્વરૂપ જે રીતે દર્શાવ્યું છે, તેથી વિપરીત બોલવું નહિ, એ બીજી વચનશુદ્ધિ છે અને ખડ્ગાદિથી છેદાવા છતાં કે બંધનથી પીડાવા છતાં શ્રી જિનેશ્વરદેવ સિવાય અન્ય કોઈને નમસ્કાર કરવો નહિ, એ ત્રીજી કાયશુદ્ધિ છે.

મહાકવિ ધનપાળ પ્રથમ બ્રાહ્મણધર્મી હતા, પણ પછીથી જિનેશ્વરદેવકથિત માર્ગમાં સ્થિર થયા હતા અને દૃઢ સમકિતી બન્યા હતા. એક વખત ભોજરાજા અન્ય પંડિતો સાથે તેમને પણ પોતાની સાથે મૃગયામાં લઈ ગયો. ત્યાં એક શિવાલય આવતાં રાજાએ તેમાં પ્રવેશ કર્યો, એટલે બધા પંડિતો શિવને સ્તુતિપૂર્વક નમસ્કાર કરવા લાગ્યા, પણ મહાકવિ ધનપાળ શાંત ઊભા રહ્યા. તેમણે પોતાનું મસ્તક શિવને નમાવ્યું નહિ. આ જોઈ રાજાએ કહ્યું : ' ધનપાળ ! બધા પંડિતો શિવને નમસ્કાર કરે છે અને તું ચૂપ કેમ ઊભો છે ? ' ત્યારે ધનપાળે જરાયે સંકોચ અનુભવ્યા વિના કહ્યું કે—

जिनेन्द्रचन्द्रप्रणिपातलालसं,
मया शिरोऽन्यस्य न नाम नम्यते ।
गजेन्द्रगल्लस्थलदानलालसं,
शुनीमुखे नालिकुलं निलीयते ॥

' હે રાજન્ ! જિનેન્દ્રરૂપી ચન્દ્રને નમસ્કાર કરવાને

તલપી રહેલુ મારુ શિર હુ અન્ય કોઈની સામે ઝુકાવતો નથી મદોન્મત્ત હાથીના ગડસ્થલમાથી ઝરતો મદ પીવાને ઉત્સુક ભમરાઓનો સમૂહ શુ કદી પણ કૂતરાના મુખમાથી નીકળતી લાળ પર લીન થાય છે ખરો ?'

આ જવાબથી રાજાને ઘણું જ માઠુ લાગ્યુ, પણ મહાકવિએ તેની દરકાર કરી નહિ સમકિતધારી આત્મા કેવો દઢ હોય છે, તે આ પરથી સમજી શકાશે

## પાચ પ્રકારના દૂષણો

શાસ્ત્રકાર ભગવતો કહે છે કે–

शका–काक्षा–विचिकित्सा,–मिथ्यादृष्टिप्रशसनम् ।
तत्सस्तवश्च पञ्चापि, सम्यक्त्व दूषयन्त्यमी ॥

'શકા, કાક્ષા, વિચિકિત્સા, મિથ્યાદૃષ્ટિપ્રશસા અને મિથ્યાદૃષ્ટિસસ્તવ એ પાચ સમ્યક્ત્વને દૂષિત કરનાર છે'

વદિત્તુસૂત્રની છઠ્ઠી ગાથામા शका कखा विगिच्छा પદથી શરૂ થતી ગાથામા આ પાચ વસ્તુને સમ્યક્ત્વના અતિચાર તરીકે ઓળખાવવામા આવી છે અતિચારથી વ્રત મલિન થાય છે, વ્રતમા દૂષણ લાગે છે, એટલે દૂષણ અને અતિચાર એ બે એક જ વસ્તુ છે

જે શ્રદ્ધાથી અરિહત અને સિદ્ધનુ દેવ તરીકે, પચ-મહાવ્રતધારીનુ ગુરુ તરીકે અને વીતરાગપ્રણીત માર્ગનુ ધર્મ તરીકે આલબન લેવામા આવે છે, તેની યથાર્થતા વિષે શકા ઉઠાવવી નહિ, કારણ કે તેથી સમ્યક્ત્વ મલિન બને છે

વળી સુદેવ, સુગુરુ અને સુધર્મ પામ્યા પછી અન્ય-

કોઈ મતની આકાંક્ષા કરવી નહિ. તાજું આમ્રફળ મળ્યા પછી અન્ય ફળની ઇચ્છા કોણ કરે? જિનમતની શ્રેષ્ઠતા વિષે શાસ્ત્રોમાં કહ્યું છે કે—

निव्वाणमग्गे वरजाणकप्पं ।
पणासियासेसकुवाइदप्पं ।
मयं जिणाणं सरणं वुहाणं,
नमामि निच्चं तिजगप्पहाणं ॥

मयं जिणाणं એટલે શ્રી જિનેશ્વરદેવોએ પ્રરૂપેલો મત, તે निव्वाणमग्गे वरजाणकप्पं નિર્વાણના માર્ગમાં સુંદર વાહન સમાન છે. તાત્પર્ય કે જલ્દી મોક્ષ પમાડે તેવો છે. વળી તે કેવો છે? पणासियासेसकुवाइदप्पं—જેમાં કુવાદીઓના દર્પનો—અભિમાનનો સર્વથા નાશ કરી નાખેલો છે. શ્રીજિન-શાસન અનેકાન્તમય કે સ્વાદ્વાદમય હોવાથી તેની સામે કોઈ કુવાદીઓની દલીલ કે યુક્તિ ચાલતી નથી અને તે અવશ્ય હારી જાય છે, એટલે જ તેને કુવાદીઓના ધર્મનો સર્વથા નાશ કરી નાખનાર જણાવેલો છે. વળી તે કેવો છે? તો सरणं वुहाणं—વિદ્વાનોને—પંડિતોને પણ શરણ લેવા યોગ્ય છે. ઇદ્રભૂતિ ગૌતમ વગેરે ધુરંધર વિદ્વાનો હતા, છતાં તેમણે આ જિનમતનો આશ્રય લીધો હતો; કારણ કે તેમનાં મનમાં રહેલી સર્વશંકાઓનુ નિવારણ આ મત સાંભળવાથી જ થયું હતું. આવા तिजगप्पहाणं ત્રણે જગતમાં શ્રેષ્ઠ મતને निच्चं नमामि . હું નિત્ય નમસ્કાર કરું છું.

ધર્મના ફળમાં સંદેહ રાખવો કે સાધુસાધ્વીનાં મલિન

ગાત્ર-વસ્ત્રો જોઈને દુગછા કરવી એ વિચિકિત્સા કહેવાય તેનાથી પણ સમ્યકત્વ મલિન થાય છે

મિશ્યાદષ્ટિની પ્રશસા કરવાથી મનનુ તે તરફ આકર્ષણ થાય છે અને સમ્યકત્વમા શિથિલતા-મલિનતા આવે છે, માટે તેનાથી બચવું જોઈએ

મિથ્યાદષ્ટિના પરિચયથી પણ સમ્યકત્વમા શિથિલતા આવે છે કે સમ્યકત્વને ડાઘ લાગે છે, તેથી તે પણ ત્યાગ કરવા યોગ્ય છે

સમ્યકત્વના સડસઠ ભેદોમાથી ચાર પ્રકારની સદ્દહણા, ત્રણ લિંગ, દશ પ્રકારનો વિનય, ત્રણ પ્રકારની શુદ્ધિ અને પાચ પ્રકારના દૂષણો એમ કુલ પચીશ ભેદોનુ વર્ણન થયુ બાકીના બેતાલીશ ભેદોનુ વર્ણન અવસરે કરાશે



## વ્યાખ્યાન તેંતાલીસમું

## સમ્યક્ત્વ

## [ ૩ ]

મહાનુભાવો !

શાસ્ત્રકાર ભગવંતોએ જેને અતુલ ગુણોનું નિધાન, સર્વ કલ્યાણનું બીજ, જન્મ-મરણાદિમય સંસારસાગરને તરી જવા માટેનું વહાણ, પાપરૂપી વૃક્ષને છેદવા માટેનો કુહાડો અને ભવ્ય જીવોનુ એક લક્ષણ કહ્યું છે, તે સમ્યક્ત્વના સડસઠ ભેદોનું વર્ણન ચાલી રહ્યું છે. સમ્યક્ત્વધારીની શ્રદ્ધા કેવી હોય ? તેનાં લક્ષણો શું ? તેણે કોનો-કેવો વિનય કરવો જોઈએ ? કેવી શુદ્ધિ રાખવી જોઈએ ? અને કયા દોષોથી બચવું જોઈએ ? એનું વર્ણન થઈ ગયું. હવે ક્રમ-પ્રાપ્ત આઠ પ્રભાવકોનું વર્ણન કરીશું.

### આઠ પ્રભાવકો

સમ્યક્ત્વનો પ્રભાવ વિસ્તારવામાં જેમનું સામર્થ્ય હેતુભૂત હોય એવા મહાપુરુષને પ્રભાવક કહેવામાં આવે છે. સંખ્યાની દૃષ્ટિએ આવા પ્રભાવકો આજ સુધીમાં અનંત થઈ ગયા, કારણ કે જિનશાસન અનાદિકાલથી ચાલ્યું આવે છે. પરંતુ તેના પ્રકારો આઠ છે. તે અંગે શાસ્ત્રમાં કહ્યું છે કે-

पावयणी धम्मकही, वाई नेमित्तिओ तवस्सी य ।
विज्जा-सिद्धो अ कवी, अट्ठेव पभावगा भणिया ॥

'પ્રાવચનિક, ધર્મકથી, વાદી, નૈમિત્તિક, તપસ્વી, વિદ્યાવાન્, સિદ્ધ અને કવિ એ આઠ પ્રભાવકો કહેલા છે'

જે મહાપુરુષ વિદ્યમાન જિનાગમોના પારગામી બની શાસનની પ્રભાવના કરે તે પ્રાવચનિક નામના પ્રભાવક કહેવાય. જેમકે શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ

જે મહાપુરુષ ધર્મકથા કરવાની અર્થાત્ બીજાને ધર્મ પમાડવાની અદ્‌ભુત શક્તિ ધરાવતા હોય તે ધર્મકથી નામના બીજા પ્રભાવક કહેવાય જેમ કે મહર્ષિ નદિષેણ

જિનશાસનમા નદિષેણ નામના ત્રણ મહાત્માઓ પ્રસિદ્ધ છે એક તો મુનિઓનુ અદ્‌ભુત વૈયાવૃત્ત્ય કરનાર, બીજા શ્રી અજિતશાતિના કર્તા અને ત્રીજા ધર્મકથી આ ધર્મકથી નદિષેણમુનિ શ્રેણિક રાજાના પુત્ર હતા અને શ્રી મહાવીર પ્રભુની ધર્મદેશના સાભળીને પ્રતિબોધ પામ્યા હતા તેમણે ભોગેચ્છાઓ દબાવવા માટે ઉગ્ર તપશ્ચર્યા કરી હતી અને એમ કરતા વિશિષ્ટ લબ્ધિ પામ્યા હતા કહ્યુ છે કે—

धर्म खपावे चीकणा, भावमगळ तप जाण ।
पचास लब्धि ऊपजे, जय जय तप गुणखाण ॥

એક વખત નદિષેણ મુનિ ભિક્ષા અર્થે નીકળ્યા છે, ત્યા ઊચુ ધવલગૃહ જોઈ તેમા પ્રવેશ કરે છે અને 'ધર્મલાભ' કહી ઊભા રહે છે એ વખતે ઘરની માલિકણ કહે છે કે 'મહારાજ! અહીં ધર્મલાભની નહિ, પણ અર્થલાભની જરૂર છે' આ શબ્દો સાભળવા જ મુનિવરને ચાનક લાગે છે

અને નજીકમાંથી એક તરણુ ખેંચે છે, ત્યાં સોનૈયાની વૃષ્ટિ થાય છે.

આ જોઈ પેલી સ્ત્રી–વેશ્યા કહે છે કે 'હે પ્રભો! મૂલ્ય આપીને માલ લીધા વિના જવાય નહિ. આપ મારા પર દયા કરો. જો આપ મને તરછોડીને, મારો તિરસ્કાર કરીને ચાલ્યા જશો તો આપને સ્ત્રીહત્યાનું પાપ લાગશે.'

આ વચનો સાંભળીને મુનિશ્રીની દબાયેલી ભોગેચ્છા જાગૃત થાય છે અને તેઓ વેશ્યાને ત્યાં રહી જાય છે. નિમિત્તને શાસ્ત્રકારોએ બળવાન કહ્યું છે તે આટલા જ માટે. તે ક્યારે, કેવું પરિણામ લાવે તે કંઈ કહી શકાય નહિ.

નંદિષેણ મુનિ વેશ્યાને ત્યાં રહી ગયા, પણ એ વખતે એવો નિયમ કર્યો કે રોજ ઉપદેશ આપી દશ પુરુષોને ધર્મ પમાડવો અને પછી ભોજન કરવું. આ નિયમ મુજબ નંદિષેણ મુનિ રોજ દશ પુરુષોને ધર્મ પમાડે છે અને પછી ભોજન કરે છે. અહીં વિચારવાનું એ છે કે વેશ્યાને ત્યાં આવનારા મોટા ભાગે દુરાચારી પુરુષો હોય, છતાં તેને વીતરાગકથિત શુદ્ધ ધર્મ પમાડે છે, અને ચારિત્ર લેવા મોકલે છે તો એમની ધર્મ પમાડવાની શક્તિ કેટલી?

આવો ક્રમ બાર વર્ષ સુધી ચાલે છે. હવે એક દિવસ નવ માણસો પ્રતિબોધ પામે છે, પણ દશમો માણસ પ્રતિબોધ પામતો નથી. નંદિષેણ તેને સમજાવવા માટે પૂરો પ્રયત્ન કરે છે. એવામાં વેશ્યા આવીને કહે છે કે 'હે સ્વામી! હવે તો ભોજનવેળા વીતી જાય છે, માટે ઉઠો ને

ભોજન કરી લો આજે દશમો કોઈ પ્રતિબોધ પામે તેમ લાગતું નથી '

નદિષેણ કહે છે કે ' દશમા પુરુષને ધર્મ પમાડવો જ જોઈએ તે સિવાય ભોજન થઈ શકે નહિ '

આ શબ્દો સાભળી વેશ્યા હસતી હસતી કહે છે કે ' દશમા તો તમે પોતે પ્રતિબોધ પામો તો ભલે ! '

એજ વખતે નદિષેણની મોહનિદ્રા તૂટે છે અને તેમણે સાધુના કપડા તથા ઉપકરણો બાજુએ મૂકયા હતા તે સભાળી લે છે હસતામાથી ખસતું થયુ, એ જોઈ વેશ્યા ઘણી કરગરે છે, પણ નદિષેણ ડગતા નથી પછી તેઓ શ્રી મહાવીર પ્રભુ પાસે આવે છે અને યોગ્ય પ્રાયશ્ચિત ગ્રહણ કરી, ફરી સયમની સાધના કરી આત્મકલ્યાણ સાધે છે

જે મહાત્મા પ્રમાણ, યુક્તિ અને સિદ્ધાતના બલથી પરવાદીઓ સાથે વાદ કરીને તેમના એકાત મતનો ઉચ્છેદ કરી શકે, તે વાદી નામના ત્રીજા પ્રભાવક ગણાય છે જેમ કે શ્રી મલ્લવાદિસૂરિ તેમણે દ્વાદશારનયચક્ર આદિ ન્યાયના મહાન ગ્રથો લખ્યા હતા અને ભરુચમા બૌદ્ધાચાર્ય સાથે વાદ કરી તેને સખ્ત હાર આપી હતી

જે મહાત્મા અષ્ટાગનિમિત્ત તથા જ્યોતિષશાસ્ત્રના પારગામી બની શાસનની પ્રભાવના કરે તે નૈમિત્તિક નામના ચોથા પ્રભાવક ગણાય છે જેમ કે શ્રીભદ્રબાહુસ્વામી

શ્રી ભદ્રબાહુ સ્વામીને વરાહમિહિર નામનો એક

ભાઈ હતો, તેણે પ્રથમ જૈન દીક્ષા લીધી હતી, પરંતુ કારણવશાત્ મૂકી દીધી હતી અને જ્યોતિષશાસ્ત્ર દ્વારા પોતાની મહત્તા બતાવી જૈન સાધુઓની નિંદા કરતો હતો. એક વખત આ વરાહમિહિરે રાજાના પુત્રની કુંડલી બનાવી અને તેમાં લખ્યું કે 'પુત્ર સો વરસનો થશે.' આથી રાજાને ઘણો હર્ષ થયો અને તે વરાહમિહિરનું બહુમાન કરવા લાગ્યો. આ તકનો લાભ લઈ વરાહમિહિરે કહ્યું કે 'મહારાજ! આપને ત્યાં પુત્રજન્મ થતાં બધા ખુશાલી દર્શાવવા આવી ગયા, પણ જૈનોના આચાર્ય ભદ્રબાહુ આવ્યા નથી. તેનું કારણ તો જાણો!'

રાજાએ તે અંગે તપાસ કરવા માણસ મોકલ્યો. ત્યારે શ્રીભદ્રબાહુસ્વામીએ કહ્યું કે 'નકામું બે વખત શું કામ આવવું-જવું? આ પુત્ર તો સાતમા દિવસે બિલાડીથી મરણ પામવાનો છે.'

માણસે આ હકીકત રાજાને કહી. આથી રાજાએ ગામમાં જેટલી બિલાડીઓ હતી, તે બધીને પકડાવીને દૂર મોકલી દીધી અને પુત્રની રક્ષા કરવાને માટે સખ્ત ચોકી પહેરા મૂકી દીધા.

હવે સાતમા દિવસે ધાવમાતા બારણામાં બેઠી બેઠી પુત્રને ધવરાવતી હતી, એવામાં અકસ્માત લાકડાનો આગળિયો પુત્રનાં મસ્તક પર પડ્યો અને તે મરણ પામ્યો. આથી વરાહમિહિર ખૂબ શરમાઈ ગયો અને તે પોતાનું મુખ છૂપાવવા લાગ્યો. આ વખતે શ્રીભદ્રબાહુસ્વામી

રાજા પાસે ગયા અને તેમણે રાજાને સસારનુ સ્વરૂપ સમજાવી આશ્વાસન આપ્યુ રાજાએ તેમના જ્યોતિષવિષયક અગાધ જ્ઞાનની પ્રશસા કરી અને સાથે એ પણ પૂછ્યુ કે 'બિલાડીથી મરણ થશે, એ વાત સાચી કેમ ન પડી?' એ વખતે શ્રીભદ્રબાહુસ્વામીએ લાકડાનો આગળિયો મગાવ્યો, તો તેના પર બિલાડીનુ મોઢુ કોરેલુ હતું, એટલે બાળકનું મરણ બિલાડીથી જ થયુ હતુ, એ વાત પણ બરાબર સાચી હતી આથી રાજા તેમનો ભક્ત બન્યો અને જિન-શાસનની ખૂબ પ્રભાવના થઈ

જે મહાત્મા વિવિધ પ્રકારની તપશ્ચર્યા વડે શાસનની પ્રભાવના કરે તે તપસ્વી નામના પાચમા પ્રભાવક ગણાય જેમ કે શ્રી વિષ્ણુકુમાર મુનિ તેમની કથા અમે આગળ કહી ગયા છીએ

જે મહાત્મા મત્રતત્ર આદિ વિદ્યાનો ઉપયોગ શાસનની ઉન્નતિ માટે કરે તે વિદ્યાવાન નામના છઠ્ઠા પ્રભાવક ગણાય જેમ કે શ્રી આર્યખપુટાચાર્ય

આજથી લગભગ બે હજાર વર્ષ પહેલા આ મહાત્મા વિદ્યમાન હતા અને તેઓ ભરુચ આસપાસના પ્રદેશમા વિચરતા હતા તેમણે બૌદ્ધો અને બ્રાહ્મણોના આક્રમણ સામે મત્રતત્રની અજબ શક્તિ બતાવી શ્રી જિનશાસનની સુદર પ્રભાવના કરી હતી

જે મહાત્મા અજન-ચૂર્ણ-લેપ આદિ સિદ્ધ કરેલા યોગો વડે શ્રી જિનશાસનનુ ગૌરવ વધારે તેમને સિદ્ધ

નામના સાતમા પ્રભાવક ગણાય. જેમ કે શ્રી પાદલિપ્તસૂરિ. તેઓ લેપના પ્રયોગથી આકાશગમન કરી શકતા હતા તથા સુવર્ણસિદ્ધિ વગેરે પ્રયોગો જાણતા હતા. તેમણે આ શક્તિ વડે શાસનની સુંદર પ્રભાવના કરી હતી. પ્રસિદ્ધ રસશાસ્ત્રી નાગાર્જુને તેમના શિષ્ય બની આકાશગમનની શક્તિ પ્રાપ્ત કરી હતી. તેણે પોતાના ગુરુની સ્મૃતિમાં શ્રી શત્રુંજયની તળેટીમાં પાદલિપ્તપુરી નામનું નગર વસાવ્યું હતું, જે આજે પાલીતાણા તરીકે પ્રસિદ્ધ છે.

જે મહાત્મા અદ્ભુત કાવ્યશક્તિ વડે સહુનાં હૃદયનું હરણ કરી શકે, તે કવિરાજ નામના પ્રભાવક ગણાય. જેમ કે શ્રી સિદ્ધસેન દિવાકર, શ્રી બપ્પભટ્ટિસૂરિ, શ્રી હેમચંદ્રાચાર્ય વગેરે.

તમે કહેશો કે હાલ તો આવા કોઈ મહાન પ્રભાવક આચાર્યો દેખાતા નથી, પણ તે કાલાંતરે પાકે છે અને કોઈ કોઈ સમય એવો પણ આવી જાય છે કે જ્યારે એક સાથે અનેક પ્રભાવકો હોય છે. જે કાળમાં આવા પ્રભાવકો ન દેખાતા હોય ત્યારે નિર્મળ સંયમની સાધના કરનારા તથા વિધિપૂર્વક તીર્થયાત્રા કરનારા તથા કરાવનારા તથા આડંબરથી પૂજા વગેરે મહોત્સવો કરાવનારા વગેરેને પ્રભાવક સમજવા. શ્રી યશોવિજયજી મહારાજે સમકિતની સડસઠ બોલની સજ્ઝાયમાં આ ખુલાસો કરેલો છે.

## પાંચ ભૂષણો

જેનાથી વસ્તુ શોભે–દીપે તેને ભૂષણ કહેવાય. સમ્ય

કત્વને શોભાવનારી-દીપાવનારી પાચ વસ્તુઓ છે, તેને સમ્યકત્વના પાચ ભૂષણો કહેવામા આવે છે તેમાનુ પ્રથમ ભૂષણ તે સ્થૈર્ય એટલે ધર્મપાલનમા સ્થિરતા-દઢતા છે લોભ લાલચથી ડગી જનારા કે મુશ્કેલી પડતા ધર્મને આઘો મૂકનારાઓનુ સમ્યકત્વ શી રીતે શોભે? ત્રીજા વ્યાખ્યાનમા તમને એક મત્રીનુ દૃષ્ટાત કહ્યુ હતુ ચતુર્દશીના દિવસે તેણે પોસહ કર્યો હતો અને રાજાનુ તેડુ આવ્યુ, ત્યારે તેણે શુ કહ્યુ, એ યાદ છે ને? 'આજે મારે પોસહ છે, માટે આવી શકીશ નહિ' આથી રાજા ગુસ્સે થાય છે, મત્રી મુદ્રા પાછી મગાવે છે, છતા તે ધર્મપાલનમાથી ડગતો નથી એ મત્રી મુદ્રા પાછી સોપે છે અને કહે છે કે 'મુદ્રા ગઈ તો ઉપાધિ ગઈ તે હતી, ત્યારે ધર્મધ્યાનની વચ્ચે આવતી હતી હવે ધર્મધ્યાન નિરાતે કરી શકીશ' જ્યારે આત્માના પરિણામો આવા દઢ થાય ત્યારે સમજવું કે તેમા સ્થૈર્ય આવ્યુ છે

બીજુ ભૂષણ તે પ્રભાવના છે આજે તો તમે પ્રભાવનાનો અર્થ એટલો જ સમજો છો કે પતાસા, સાકર, બદામ, લાડુ કે શ્રીફળ વહેંચવા તેનુ નામ પ્રભાવના પણ પ્રભાવનાનો અર્થ ઘણો વિશાળ છે જેનાથી ધર્મનો પ્રભાવ વધે તેવા સર્વ કાર્યોને પ્રભાવના કહેવાય તેમા ધાર્મિક ઉત્સવ-મહોત્સવો આવે, રથયાત્રાદિ આવે અને સારુ સાહિત્ય તૈયાર કરી તેનો પ્રચાર કરવાનુ પણ આવે, કારણ કે તેનાથી ધર્મનો પ્રભાવ વિસ્તરે છે અને હજારો આત્મા ધર્માભિમુખ થાય છે

ત્રીજુ ભૂષણ તે ભક્તિ છે ભક્તિ એટલે શ્રી જિનેશ્વર

દેવની ભક્તિ અને ગુરુ મહારાજની ભક્તિ. આજકાલ એવું કહેનાર પણ નીકળ્યા છે કે જૈનધર્મ તો ત્યાગ-વૈરાગ્યનો ઉપદેશ આપનારો છે, તેમાં ભક્તિની વાત વૈષ્ણવ સંપ્રદાય અર્થાત્ ભક્તિમાર્ગમાંથી આવી છે. આવાઓને શું કહેવું ? નથી શાસ્ત્રનો અભ્યાસ, નથી ઇતિહાસનું જ્ઞાન. મનફાવતું વિધાન કરવું એ કંઈ ડહાપણભરેલું ગણાય નહિ. જૈનધર્મ ક્યારનો અને વૈષ્ણવ ધર્મ કે ભક્તિ સંપ્રદાય ક્યારનો ? વૈષ્ણવધર્મ તો વલ્લભાચાર્યે ચલાવ્યો અને ભક્તિસંપ્રદાયને પ્રથમનો માનીએ તો પણ એ બે હજાર વર્ષથી તો જૂનો નથી જ. જ્યારે જૈન ધર્મ તો ક્રોડો વર્ષથી ચાલ્યો આવે છે અને તેના પાયામાં જ સમ્યક્ત્વ એટલે શ્રદ્ધા-ભક્તિ-સમર્પણનો સિદ્ધાંત રહેલો છે. છ આવશ્યકમાં બીજું આવશ્યક ચતુર્વિંશતિસ્તવ અને ત્રીજું આવશ્યક વંદન છે. તેમાં શ્રી જિનેશ્વરદેવ અને ગુરુની ભક્તિનું જ વિધાન છે.

સ્મરણ, વંદન, પૂજન વગેરે દ્વારા શ્રી જિનેશ્વરદેવની ભક્તિ થાય છે. તેમાં પૂજનના અનેક પ્રકારો છે. પાચ પ્રકાર, આઠ પ્રકાર, સત્તર પ્રકાર, ચોસઠ પ્રકાર, યાવત્ એકસોને આઠ પ્રકાર. શાસ્ત્રકાર ભગવંતો કહે છે કે 'भत्तीइ जिणवराणं खिज्जंती पूव्वसंचिआ कम्मा–શ્રી જિનેશ્વરદેવની ભક્તિ કરવાથી પૂર્વસંચિત કર્મો ક્ષય પામે છે.'

વિધિસર વંદન કરવું, સુખશાતાની પૃચ્છા કરવી, અશનપાનાદિ ચારે પ્રકારનો આહાર વહોરાવવો, ઔષધ-ઉપધિ-પુસ્તક-વસતિ વગેરે આપવા એ ગુરુની ભક્તિ છે.

તેનુ ફળ પણ ઘણું મહાન છે ધન સાર્થવાહે તાજુ ઘી વહોરાવીને ગુરુભકિત કરી તો સમ્યક્ત્વ પામ્યો અને કાલાતરે શ્રી ઋષભદેવ નામનો પ્રથમ તીર્થંકર થયો નગસારને પણ ગુરુભકિત કરતા જ સમ્યક્ત્વની સ્પર્શના થઈ હતી અને આગળ જતા તીર્થંકરપદ પ્રાપ્ત થયુ હતું

શ્રી ગૌતમસ્વામી પૂછે છે કે 'હે ભગવન્! ગુરુને વદન કરવાથી જીવને શુ ફળ મળે ?' ત્યારે ભગવાન ઉત્તર આપે છે કે 'હે ગૌતમ! ગુરુને વદન કરવાથી જીવ ગાઢ બધન વાળી આઠે કર્મની પ્રકૃતિઓને શિથિલ બધનવાળી કરે છે, ચિરકાલની સ્થિતિ પામેલા કર્મોને અલ્પ સ્થિતિવાળા કરે છે, તીવ્ર અનુભાવવાળા આઠે કર્મને મદ અનુભાવવાળા કરે છે અને બહુ પ્રદેશવાળા આઠે કર્મને અલ્પ પ્રદેશવાળા કરે છે, તેથી તે અનાદિ અનત સસારમા પરિભ્રમણ કરતો નથી ' આ રીતે ગુરુવદનનું અતિમ ફળ મોક્ષ છે પચ પરમેષ્ઠિના ત્રણ પદોમા પ્રથમ બે પદ દેવના અને પછીના ત્રણ પદ ગુરુના છે, એ તમારા લક્ષમા હશે જ

ચોથુ ભૂષણ તે કિયાકુશલતા છે શ્રી જિનેશ્વર ભગવતોએ આત્મશુદ્ધિ—આત્મવિકાસ માટે અનેક પ્રકારની ક્રિયાઓ બતાવી છે તેમા કુશલતા રાખવી એ સમ્યક્ત્વનુ ચોથુ ભૂષણ છે તત્ત્વબોધ યથાર્થ હોય, પણ કિયામા કઈ ન હોય તો આત્માનો ઉદ્ધાર શી રીતે થાય? જ્ઞાન અને ક્રિયા બનેના યોગથી જ શ્રી જિનશાસનમા મુક્તિ માનેલી છે

પાચમુ ભૂષણુ તે તીર્થસેવન છે અહીં તીર્થ શબ્દથી

સ્થાવર અને જંગમ બંને પ્રકારનાં તીર્થો સમજવાનાં છે. શ્રી શત્રુંજય, શ્રીગિરનાર, શ્રી આબૂ વગેરે સ્થાવર તીર્થો છે અને પંચમહાવ્રતધારી ત્યાગી મુનિવરો એ જંગમ તીર્થો છે. તેમનું સેવન કરવાથી સમ્યક્ત્વની શોભા વધે છે. શ્રાવકોએ સ્થાવર તીર્થોની યાત્રાએ વર્ષમાં એક વાર તો આવશ્ય જવું, એવો શાસ્ત્રકારોનો આદેશ છે, કારણ કે તેથી જીવનની ચાલુ ઘરેડમાંથી મુક્ત થવાય છે અને ભાવોલ્લાસ પૂર્વક જિનભકિત આદિ થઈ શકે છે.

## પાંચ લક્ષણો

શાસ્ત્રકારોએ સમ્યક્ત્વનાં પાંચ લક્ષણો બતાવ્યાં છે; શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિક્ય. જેમ ધૂમાડાથી અગ્નિનું અસ્તિત્વ જાણી શકાય છે, તેમ આ લક્ષણોથી સમ્યક્ત્વનું અસ્તિત્વ જાણી શકાય છે.

શમ એટલે શાંતિ, ક્રોધાદિ અનંતાનુબંધી કષાયોનો અનુદય. ગમે તેવાં બળવાન કારણો ઉપસ્થિત થવા છતાં ક્રોધાદિને વશ થવું નહિ. ક્ષમાદિ રાખવા, શાંતિ ધારણ કરવી, એ સમ્યક્ત્વનું પ્રથમ લક્ષણ છે.

સંવેગ એટલે મોક્ષનો અભિલાષ. તે અંગે શાસ્ત્રકાર મહર્ષિઓએ કહ્યું છે કે--

नरविबुहेसरसुक्खं, दुक्खं चिय भावओ अ मन्नंतो ।
संवेगओ न मुक्खं, मुत्तूण किं पि पत्थेह ॥

'સંવેગવાળો આત્મા રાજા અને ઇંદ્રોનાં સુખને પણ અંતરથી દુઃખ માને છે. તે મોક્ષ સિવાય કોઈ પણ વસ્તુની

રુચિ ધરાવતો નથી ' તાત્પર્ય કે સમકિતી આત્મા આત્માના સુખને જ સાચુ સુખ માને છે અને પૌદ્ગલિક સુખને દુખ માને છે, કારણકે તેનુ અતિમ પરિણામ દુખ છે

નિર્વેદ એટલે ભવભ્રમણનો કટાળો ભવભ્રમણમ જન્મ, જરા, રોગ, શોક, મરણ આદિ અનેક પ્રકારના દુખો રહેલા છે, પણ જ્યા સુધી તેનો કટાળો આવે નહિ, ત્યા સુધી તેમાથી છૂટવાની વૃત્તિ જોરદાર બને નહિ અને એ વૃત્તિ જોરદાર બને નહિ, ત્યા સુધી ભવભ્રમણને ટાળવાના ઉપાયો માટે હૃદયમા તાલાવેલી જાગે નહિ કારાગારમા પડેલો માનવી તેમાથી છૂટો થવા માટે જે પ્રકારની મનોવૃત્તિ ધરાવે, તેવી જ મનોવૃત્તિ સસારરૂપી કારાગારમાથી છૂટવાની થાય, ત્યારે સમજવુ કે નિર્વેદ ઉત્પન્ન થયો છે

અનુકપા એટલે દુખીઓ પ્રત્યે દયાની લાગણી, કરુણાની ભાવના આનો અર્થ એમ સમજવાનો કે જે આત્મા સમકિતી હોય તેનુ હૃદય કોમળ હોય અને તે કોઈ પણ વસ્તુ નિર્દયતાના પરિણામથી કરે નહિ પૂર્વ વ્યાખ્યાનોમા આ વસ્તુ તમારા લક્ષમા લાવવામા આવી છે

આસ્તિક્ય એટલે જિનવચન પર પરમ વિશ્વાસ, નવતત્ત્વમા પૂરી શ્રદ્ધા, દેવગુરુધર્મ પ્રત્યે અડગ નિષ્ઠા જ્યા આ પ્રકારનુ આસ્તિક્ય—આ પ્રકારની આસ્થા ન હોય, ત્યા સમ્યક્ત્વનો સદ્ભાવ શી રીતે માનવો ? તાત્પર્ય કે ન જ મનાય

સમ્યકત્વના આ લક્ષણોનો ક્રમ પ્રાધાન્ય ગુણને અનુ-

લક્ષીને જ સમજવાનો છે. ઉત્પત્તિના ક્રમથી વિચાર કરીએ તો આસ્તિક્ય પહેલું છે, અનુકંપા બીજી છે, નિર્વેદ ત્રીજો છે, સંવેગ ચોથો છે અને શમ પાંચમો છે.

જ્યાં સમ્યક્ત્વ સ્પર્શ્યું કે આત્માને તત્ત્વના અર્થમાં શ્રદ્ધા થાય છે, એજ આસ્તિક્ય છે. જ્યાં આસ્તિક્ય આવ્યું કે આત્મા દયાવાન્ બને છે અને તે સર્વ પ્રત્યે દયાભાવ રાખે છે. આ રીતે આત્મા સ્વદયા અને ભાવદયામાં રમતો થયો કે તેને ભવભ્રમણનો ભારે ખેદ ઉપજે છે અને તેજ નિર્વેદ છે. આવા નિર્વેદવાન્ આત્માને જીવનમા એક જ અભિલાષા રહે છે અને તે મોક્ષની. જ્યાં માત્ર મોક્ષાભિલાષા જ વર્તતી હોય ત્યાં કષાયનાં મૂળ આપોઆપ ઢીલાં પડી જાય છે અને શમનું સામ્રાજ્ય જામે છે.

## છ યતના

સમ્યક્ત્વધારીએ કઈ વસ્તુમાં પ્રયત્નશીલ રહેવાનું છે, તેનો વિચાર પણ શાસ્ત્રમાં સુંદર રીતે થયેલો છે. શાસ્ત્રકાર ભગવંતો કહે છે કે સમ્યક્ત્વધારીએ છ પ્રકારની યતના કરવી, એટલે કે છ બાબતમાં પ્રયત્નશીલ રહેવું. તે આ પ્રમાણે :

( ૧–૨ ) પરતીર્થિક, તેમના દેવ અને તેમણે ગ્રહણ કરેલાં ચૈત્યને વંદન કરવું નહિ, તેમજ તેને પૂજવાં નહિ.

( ૩–૩) પરતીર્થિકને, તેમના દેવોને, તેમણે ગ્રહણ કરેલાં ચૈત્યોને સુપાત્ર બુદ્ધિથી દાન દેવું નહિ તથા અનુપ્રદાન કરવું નહિ, એટલે કે ભેટો વગેરે ચડાવવી નહિ.

(૫-૬) પરતીર્થિકે બોલાવ્યા વિના પ્રથમ જ તેની સાથે બોલવુ નહિ કે તેની સાથે લાંબો વાર્તાલાપ કરવો નહિ

છ આગાર

જેમ કાયદો ઘડતી વખતે તેમા અપવાદની કલમો રાખવામા આવે છે, તેમ પ્રતિજ્ઞા લેતી વખતે તેમા કેટલીક છૂટો-કેટલાક આગારો રાખવામા આવે છે આથી ગ્રહણ કરેલી પ્રતિજ્ઞાનો ભગ થતો નથી સમ્યક્ત્વના છ આગારો નીચે મુજબ છે

(૧) રાજાભિયોગ એટલે અતરની ઈચ્છા ન હોય, પણ રાજાનો આજ્ઞાથી કોઈ કામ કરવુ પડે તો સમ્યકત્વનો ભગ ન થાય

(૨) ગણાભિયોગ એટલે અતરની ઈચ્છા ન હોય, પણ ગણ એટલે લોકસમૂહના આગ્રહથી કોઈ કામ કરવું પડે તો સમ્યકત્વનો ભગ ન થાય

(૩) બલાભિયોગ એટલે અતરની ઈચ્છા ન હોય, પણ કોઈ વધારે બલવાનની ઈચ્છાથી કોઈ કામ કરવુ પડે-તો સમ્યકત્વનો ભગ ન થાય

(૪) દેવાભિયોગ એટલે અતરની ઈચ્છા ન હોય, પણ દેવના હઠાગ્રહથી કોઈ કામ કરવુ પડે તો સમ્યકત્વનો ભગ ન થાય

(૫) ગુરુનિગ્રહ એટલે અતરની ઈચ્છા ન હોય, પણ માતા, પિતા, કલાચાર્ય વગેરેનુ દબાણ થવાથી કોઈ કાર્ય કરવું પડે તો સમ્યકત્વનો ભગ ન થાય

(૬) વૃત્તિકાંતાર એટલે આજીવિકાની પરાધીનતા અંગે શુદ્ધ ધર્મથી પ્રતિકૂળ નિરુપાયે કોઈ પ્રવૃત્તિ કરવી પડે, તો સમ્યક્ત્વનો ભંગ ન થાય.

## છ ભાવના

સમ્યક્ત્વને પુષ્ટ કરવા માટે છ પ્રકારની ભાવના ભાવવી આવશ્યક છે.

સમ્યક્ત્વ એ ચારિત્રધર્મરૂપી વૃક્ષનું મૂળ છે, એમ ચિંતવવું એ પ્રથમ ભાવના છે. મૂળ લીલું હોય, રસાલ હોય તો વૃક્ષ ફાલે-ફૂલે છે, તેમ સમ્યક્ત્વ સુદૃઢ હોય તો ચારિત્રરૂપી વૃક્ષ ફાલે-ફૂલે છે, એ વિચાર આ ભાવનાથી દૃઢ કરવાનો છે.

સમ્યક્ત્વ એ ધર્મનગરમાં પેસવાનું દ્વાર છે, એમ ચિંતવવું એ બીજી ભાવના છે. પહેલાના જમાનામાં નગર ફરતો કોટ બાંધવામાં આવતો અને તેમાં અમુક દરવાજા રાખવામાં આવતા. એ દરવાજા મારફત જ નગરમાં દાખલ થઈ શકાતું. આજે તો નગરની રચનાઓ ફરી ગઈ છે અને કોટ-કિલ્લાનું વિશેષ મહત્ત્વ રહ્યું નથી. પરંતુ અહીં એવો ભાવ હૃદયમાં દૃઢ કરવાનો છે કે જો સમ્યક્ત્વરૂપી દરવાજો હશે તો જ ધર્મરૂપી નગરમાં દાખલ થઈ શકાશે અને તેમાં જે ઉત્તમોત્તમ વસ્તુઓ પડેલી છે, તેનાં દર્શન થઈ શકશે.

સમ્યક્ત્વએ ધર્મરૂપી મહેલનો પાયો છે, એમ ચિંતવવું એ ત્રીજી ભાવના છે. પાયા વિના મહેલ ટકે નહિ, તેમ

સમ્યક્ત્વ વિના ધર્માચરણુ ટકે નહિ આ સબધમા કેટલુક વિવેચન પૂર્વે થઈ ગયુ છે

સમ્યકત્વ એ જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ ગુણુનો નિધિ છે, એમ ચિંતવવું એ ચોથી ભાવના છે જો સમ્યકત્વરૂપ ભડાર ન હોય તો મૂળ અને ઉત્તર ગુણુરૂપી રત્નો છૂટા શી રીતે રહી શકે ? જો રત્ન છૂટા પડ્યા હોય તો તેને ઉપાડી લેવા માટે ચોર-બદમાશ વગેરે તૈયાર જ બેઠા હોય છે, તેમ આ મૂળ અને ઉત્તર ગુણુરૂપી રત્નો છૂટા પડ્યા હોય તો તેને ઉપાડી લેવા રાગ અને દ્વેષરૂપી બળવાન ચોરો ભવોભવથી તાકી રહેલા છે

સમ્યકત્વ એ ચારિત્રરૂપી જીવનનો આધાર છે, એમ ચિંતવવુ એ પાચમી ભાવના છે જેમ પૃથ્વી સકલ વસ્તુનો આધાર છે, તેમ સમ્યકત્વ એ ચારિત્રરૂપી જીવનનો આધાર છે તાત્પર્ય કે જ્યા સુધી સમ્યકત્વ હોય છે, ત્યા સુધી શમ, દમ, તિતિક્ષા, ઉપરતિ આદિ ગુણો રહે છે અને સમ્યકત્વ ન હોય તો એ ગુણો ટકી શકતા નથી

સમ્યકત્વ એ ચારિત્રરૂપી રસનુ પાત્ર છે, એમ ચિંતવવું એ છઠ્ઠી ભાવના છે શ્રુત અને ચારિત્ર આત્મવિકાસ માટે અનુપમ વસ્તુ છે, પણ તે સમ્યકત્વરૂપી પાત્ર હોય તો જ ઝીલી શકાય છે

આ રીતે સમ્યક્ત્વ સબધી જુદી જુદી રીતે વિચાર કરવાથી સમ્યકત્વ દૃઢ થાય છે અને તેમા મલિનતા આવતી નથી

## છ સ્થાનો

સમ્યક્ત્વને ટકાવવા માટે તાત્ત્વિક ભૂમિકાની જરૂર છે. આ તાત્ત્વિક ભૂમિકા છ સ્થાનો કે છ સિદ્ધાંતોનો સ્વીકાર કરવાથી તૈયાર થાય છે. તે આ પ્રમાણે :

(૧) જીવ છે.

(૨) તે નિત્ય છે.

(૩) તે શુભાશુભ કર્મનો કર્તા છે.

(૪) તે શુભાશુભ કર્મફળનો ભોક્તા છે.

(૫) તે સર્વ કર્મનો ક્ષય કરી મોક્ષ મેળવી શકે છે.

(૬) મોક્ષનો ઉપાય સુધર્મ છે.

આત્મા અને કર્મ પરની વ્યાખ્યાનમાળામાં આ છ સિદ્ધાંતો અંગે ઘણું વિવેચન કરેલું છે, એટલે અહીં તેની પુનરુક્તિ નહિ કરીએ.

આ રીતે સમ્યક્ત્વના સડસઠ ભેદોનું વર્ણન અહીં પૂરું થાય છે. તેને બરાબર સમજીને ચાલનાર શુદ્ધ સમકિતી બની શકે છે અને આ દુઃખપૂર્ણ સંસારનો પાર પામી શકે છે.

વિશેષ અવસરે કહેવાશે.



## વ્યાખ્યાન ચુમાલીસમુ

## સમ્યગ્જ્ઞાન

મહાનુભાવો !

ત્રિકાલાબાધિત અવિચ્છિન્ન પ્રભાવશાળી શ્રી જિન-શાસનમા નવપદજીનો મહિમા ઘણો મોટો છે, તેથી જ તેનુ નિત્ય-નિયમિત આરાધન કરવામા આવે છે આ નવપદજીમા नमो अरिहंताण અને नमो सिद्धाण એ બે પદો દેવના છે, नमो आयरियाण, नमो उवज्झायाण અને नमो लोए सव्व साहूण એ ત્રણ પદો ગુરુના છે, તથા नमो दसणस्स, नमो नाणस्स, नमो चारित्तास અને नमो तवस्स એ ચાર પદો ધર્મના છે આ રીતે નવપદજીમા સુદેવ, સુગુરુ અને સુધર્મના તત્ત્વો બરાબર ગોઠવાયેલા છે

ધર્મના ચાર પદોમા પહેલુ દર્શન છે, બીજુ જ્ઞાન છે, ત્રીજુ ચારિત્ર છે અને ચોથુ તપ છે તેમા પ્રથમ દર્શનપદ સબધી વિસ્તારથી વિવેચન કર્યું દર્શન એટલે સમ્યગ્દર્શન અર્થાત્ સમ્યક્ત્વ હવે ક્રમપ્રાપ્ત બીજા જ્ઞાનપદ સબધી કેટલુક વિવેચન કરવા ઈચ્છીએ છીએ, તે તમે એકાગ્ર ચિત્તે સાભળો

અહીં એકાગ્ર ચિત્તની સૂચના એટલા માટે કરીએ છીએ કે ઘણા મહાનુભાવો વ્યાખ્યાન સાભળવા હોશથી

આવે છે, પણ ચિત્તની જોઈએ તેવી એકાગ્રતા ન હોવાનાં કારણે અહીં કહેવાતો વિષય બરાબર ગ્રહણ કરી શકતા નથી. જ્યાં વિષય જ બરાબર ગ્રહણ ન થાય, ત્યાં તેના પર ચિંતન-મનન કરવાનું બને ક્યાંથી ?

'सवणे नाणे विन्नाणे' એ જિનાગમનાં વચનો છે. તેનો અર્થ એ છે કે સદ્ગુરુમુખેથી શાસ્ત્રોનું શ્રવણ કરતાં જીવાજીવાદિ તત્ત્વોનું જ્ઞાન થાય છે અને એ જ્ઞાનનાં પરિણામે આત્માને વિશિષ્ટ રીતે ઓળખવારૂપ વિજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. પરંતુ શાસ્ત્રશ્રવણ જ યથાર્થ રીતે ન થાય તો જ્ઞાન-વિજ્ઞાનની પ્રાપ્તિ શી રીતે થાય ?

કેટલાક કહે છે કે 'અમે ચિત્તને-મનને એકાગ્ર કરવાનો પ્રયત્ન તો કરીએ છીએ, પણ તે એકાગ્ર થતું નથી; માટે કોઈ એવો ઉપાય બતાવો કે જેથી તે જલ્દી એકાગ્ર થઈ શકે.' આના ઉત્તરમાં અમારે એ કહેવાનું છે કે વૈરાગ્ય અને અભ્યાસ એ મનને શાંત કરવાના-એકાગ્ર કરવાના મુખ્ય ઉપાયો છે, એટલે તેનું અવલંબન લો. તમારાં અંતરમાં અનેક પ્રકારની આશાઓ-તૃષ્ણાઓ ભરેલી છે, એટલે તમારું ચિત્ત સદા વ્યાકુલ રહે છે અને તે જે તે વસ્તુનો વિચાર કર્યા કરે છે. જો તમે એ આશાઓને છોડી દો, તૃષ્ણાનો તાર કાપી નાખો તો તમારું મન શાંત થશે અને તે જ્યાં ત્યાં ભટકશે નહિ. પછી તો એકાગ્રતા સરળ થઈ જશે. બીજી વસ્તુ અભ્યાસની છે. તમે રોજ સામાયિક કરો અને તેનો અભ્યાસ વધારતા જાઓ તો

તમારુ મન જલ્દી શાંત થશે, પછી તેને એકાગ્ર કરવામાં તમને જરાયે મુશ્કેલી નહિ પડે

અમે તમને રોજ ધર્મનો ઉપદેશ આપીએ છીએ અને સંસારની અસારતા સમજાવીએ છીએ, તે એટલા જ માટે કે તમારુ મન વૈરાગ્યના રંગે રંગાય અને તમે શાંતિનો અનુભવ કરી શકો, પણ પરિસ્થિતિ વિચિત્ર છે માખી જેમ બળખામાં ચોંટી જાય, તેમ તમારુ મન સંસારના ભોગવિલાસોમાં ચોંટી ગયુ છે અને તેની પ્રાપ્તિ માટે નિરંતર-ત્વળખાં મારે છે, એટલે તમને શાંતિનો અનુભવ થતો નથી

તમે પ્રભુપૂજા કરો છો, માળા ફેરવો છો, તેમજ બીજી ક્રિયાઓ કરો છો, પણ ચિત્તની સ્થિતિ ડામાડોળ હોવાથી તેમાં તન્મયતા જામતી નથી અને પરિણામે તેનુ વાસ્તવિક ફળ પામી શકતા નથી

આટલુ પ્રસંગોચિત હવે પ્રસ્તુત વિષય પર આવીએ અને તેની વિચારણા કરીએ

સમ્યગ્દર્શન-સમ્યક્ત્વ એ આત્માનો ગુણ છે, તેમ જ્ઞાન પણ આત્માનો ગુણ છે અપેક્ષાવિશેષથી કહીએ તો એ આત્માનો પ્રધાન ગુણ છે, કારણ કે તેના વડે જ તે જડથી જુદો જણાઈ આવે છે એક જૈન મહર્ષિ જ્ઞાનનો મહિમા પ્રકાશતા જણાવે છે કે—

ગુણ અનંત આતમ તણા રે, મુખ્યપણે તિહાં દોય ।
તેમાં પણ જ્ઞાન જ વડુ રે, જિનથી દંસણ હોય ।

भवियण चित्त धरो,

मन-वच-काय अमायो रे, ज्ञान-भगति करो ॥

'આ વિશ્વની સઘળી વસ્તુઓ અનંતધર્માત્મક છે, તેમ આત્મા પણ અનંતધર્માત્મક છે. તેમાં બે ગુણોની મુખ્યતા છે : જ્ઞાન અને દર્શન. આ બે ગુણોમાં પણ જ્ઞાન મોટું છે, કારણ કે તેના વડે દર્શન અર્થાત્ સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે. માટે હે ભવ્યજનો ! મારી વાત તમે ધ્યાન પર લો અને દંભરહિત બની મન-વચન-કાયાથી જ્ઞાનની ઉપાસના કરો.'

આત્મા જ્ઞાનવડે પદાર્થને જાણે છે અને તેના પર શ્રદ્ધા કરે છે, એટલે જ્ઞાનને લીધે દર્શનની-સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે, એ વચનો યથાર્થ છે. જેને જ્ઞાન નથી, તેને કદી પણ સમ્યક્ત્વની પ્રાપ્તિ થતી નથી. ઘડાને, વસ્ત્રને કે થાંભલાને કદી પણ સમ્યક્ત્વ પ્રાપ્ત થાય ખરું ?

ज्ञाने चारित्रगुण वधे रे, ज्ञाने उद्योत सहाय ।

ज्ञाने थिविरपणुं लहे रे, आचारज उवज्झाय ।

भवियण चित्त धरो, मन०

મોક્ષની પ્રાપ્તિ માટે ચારિત્ર એ સહુથી નજીકનું કારણ છે. તેના ગુણો એટલે અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ વગેરે. તેની વૃદ્ધિ જ્ઞાનને લીધે જ થાય છે. જો જ્ઞાન ન હોય તો ચારિત્ર ફીકકું પડે, તેની બધી શોભા મારી જાય.

કલ્પના કરો કે એક માણસ જડપ્રાય: છે. તે જીવ

કોને કહેવાય ? અજીવ કોને કહેવાય ? અથવા પુણ્યની પ્રવૃત્તિ શી ? પાપની પ્રવૃત્તિ શી ? એ બીલકુલ જાણતો નથી, તો તે અહિંસાદિ ગુણોને પોતાના જીવનમા યથાર્થપણે ઉતારી શકશે ખરો ? 'મે અમુક વ્રતો લીધા છે, તેના લીધે મારુ અમુક કર્તવ્ય છે, તે માટે આ રીતે પાળવુ જોઈએ,' વગેરે વિચારો જ્ઞાન સિવાય આવે ખરા ? જો એ વિચાર જ ન આવે તો એ જીવનમા ખીલે શી રીતે ? જ્ઞાનીઓનો એ સર્વમાન્ય અભિપ્રાય છે કે 'જેનામા જ્ઞાન નથી, વિવેક નથી, તે કોઇ પણ પ્રકારની આધ્યાત્મિક પ્રગતિ કરી શકતો નથી '

'सद्दहमाणो जीवो वच्चइ अयरामर ठाण'—એવુ એક શાસ્ત્રવચન છે તેનો સામાન્ય અર્થ એ છે કે 'જીવાદિ તત્ત્વોમા શ્રદ્ધા રાખનાર જીવ અજરામર સ્થાનને પામે છે' આ પરથી કોઈ એમ સમજતુ હોય કે માત્ર તત્ત્વો પર શ્રદ્ધા રાખવાથી જ જીવ મોક્ષ પામે છે અને જ્ઞાનની કોઈ જરૂર નથી, તો એ સમજણ બરાબર નથી જે જીવ અભવ્ય છે, તેને કદી પણ સમ્યક્ત્વની સ્પર્શના થતી નથી, એટલે તે જીવાદિ તત્ત્વોમા શ્રદ્ધાવાન્ બનતો નથી, તેથી બધો કાળ ભોગો જતો નથી પરન્તુ ભવ્ય જીવને અમુક સમયે સમ્યક્ત્વની સ્પર્શના થાય છે, તેના લીધે તે જીવાદિ તત્ત્વોમા શ્રદ્ધાવાન્ બને છે, અને તે ઉપર મુક્તિમા જાય છે શ્રદ્ધા વગર મુક્તિમા જાય શકાતુ નથી, એમ કહેવાનો અર્થ આશય છે પરન્તુ મુક્તિમા જવા માટે તેને સમ્યક્ત્વ ઉપરાન્ત સમ્યગ્જ્ઞાન અને

સમ્યક્ચારિત્રની જરૂર પડે જ છે. જો આત્મા માત્ર સમ્યક્ત્વથી મોક્ષગામી બનતો હોય તો શાસ્ત્રકારો સમ્યગ્દર્શન જ્ઞાન–ચારિત્રાણિ મોક્ષમાર્ગઃ—એવું સૂત્ર કહે જ શા માટે ? એટલે દરેક વાક્યની અપેક્ષા સમજવાની આવશ્યકતા છે.

શાસ્ત્રવચનની અપેક્ષા સમજ્યા વિના તેના અર્થનો વિવાદ કરનારના હાલ બે પ્રવાસીઓ જેવા થાય છે.

## બે પ્રવાસીઓ

જૂના જમાનાની આ વાત છે કે જ્યારે ગામો પર ખૂબ ધાડો પડતી અને શૂરવીર માણસો તેનો પ્રાણના ભોગે પણ બચાવ કરતા. આ રીતે એક ગામ પર ધાડ પડી, ત્યારે એક વીર પુરુષે ગામનો બચાવ કરતાં પોતાની કાયાનું બલિદાન આપ્યુ. આથી ગામલોકોએ તેની સ્મૃતિ જાળવી રાખવા માટે ગામની ભાગોળે તેનું એક બાવલું ઊભું કર્યું અને તેના એક હાથમાં તરવાર તથા બીજા હાથમાં ઢાલ આપી. હવે એ ઢાલની એક બાજુ સોનાથી રસવામાં આવી અને બીજી બાજુ રૂપાથી રસવામાં આવી.

એક વાર બે પ્રવાસીઓ સામસામી દિશાસાંથી તે ગામની ભાગોળે આવી ચડ્યા અને પેલા બાવલાને જોઈ પોતપોતાનો અભિપ્રાય પ્રકટ કરવા લાગ્યા.

એકે કહ્યું : 'પરોપકાર માટે પ્રાણ પાથરવા એ બહુ મોટી વસ્તુ છે. તેથી હું આ પરોપકારી વીરને ધન્યવાદ અર્પું છું.'

બીજાએ કહ્યું : 'આ જગતમાં વીરતાની કદર કરનારા બહુ થોડા હોય છે. પરંતુ આ ગામના લોકોએ વીરતાની

કદર કરી વીર પુરુષનું બાવલું બેસાડ્યું, માટે હું તેમને સાબાશી આપું છું '

પહેલાએ કહ્યું 'આ બાવલું ઘણું સુંદર છે!'

બીજાએ કહ્યું 'બાવલા કરતા યે તેના હાથમા રહેલી તરવાર અને ઢાલ બહુ સુન્દર છે તેમા યે આ સોનાથી રસેલી ઢાલ તો ઘણી જ સુન્દર છે '

પહેલાએ કહ્યું 'એ! જરા સભાળીને બોલ! આ ઢાલ સોનાથી રસેલી નથી, પણ રૂપાથી રસેલી છે '

બીજાએ કહ્યું 'મારી આખે મને બરાબર દેખાય છે–અને હું જે જોઉં છું, તે જ બોલુ છું બાકી જેની આખો બરાબર કામ આપતી ન હોય, તે ગમે તેમ બોલે '

તરત જ પહેલો તાડૂક્યો 'અરે મૂર્ખ! તું મને આધળો કહે છે? આ ઢાલ રૂપાથી જ રસેલી છે તેને સોનાથી રસેલી કહેવી એ બેવકૂફાઈની હદ છે '

આમ વિવાદ કરતા બને જણ બાયો ચડાવી સામ સામા આવી ગયા એવામા ગામના કેટલાક ડાહ્યા માણસો ત્યા આવી પહોચ્યા તેમણે કહ્યું 'ઓ ભલા મુસાફરો! તમે શા માટે લડો છો?' પહેલાએ કહ્યું કે 'આ બેવકૂફ એમ કહે છે કે આ ઢાલ સોનાથી રસેલી છે ' બીજાએ કહ્યું કે 'આ આધળો એમ કહે છે કે આ ઢાલ રૂપાથી રસેલી છે '

ગામલોકોએ કહ્યું કે 'જો તમારે લડવાનુ કારણ આ જ હોય તો એમ કરો કે તમે બને એકબાજુના સ્થાને આવી જાઓ, એટલે સાચી સ્થિતિ સમજાઈ જશે '

બંને પ્રવાસીઓએ તેમ કર્યું, તો તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. આ ઢાલ તો સોનેરી પણ હતી અને રૂપેરી પણ હતી. આથી તેઓ શરમાઈ ગયા અને પોતપોતાનાં સ્થાને ચાલ્યા ગયા.

જૈન શાસ્ત્રો નિરપેક્ષ વચનવ્યવહારને જૂઠો ગણે છે અને સાપેક્ષ વચનવ્યવહારને સાચો ગણે છે. 'આ ઢાલ સોનેરી જ છે' એમ કહેવું એ નિરપેક્ષ વચનવ્યવહાર છે, કારણ કે તેમાં જ શબ્દના પ્રયોગવડે બીજી અપેક્ષાનો નિષેધ કરવામાં આવે છે. એ જ રીતે 'આ ઢાલ રૂપેરી છે' એમ કહેવું એ પણ નિરપેક્ષ વચનવ્યવહાર છે, કારણ કે તેમાં બીજી અપેક્ષાનો નિષેધ છે. અહીં એમ કહેવામાં આવે કે 'આ ઢાલ સોનેરી પણ છે અને રૂપેરી પણ છે' તો એ વચનવ્યવહાર સાચો છે, કારણ કે તેમાં બીજી અપેક્ષાઓને સ્થાન આપવામાં આવ્યું છે.

અપેક્ષાનું રહસ્ય બરાબર સમજવું હોય તેણે નયવાદનો તેમજ સ્યાદ્વાદનો અભ્યાસ કરવો જોઈએ. જૈન મહર્ષિઓએ આ વિષયનું ઘણું ઊંડું મંથન કરેલું છે અને તે માટે અનેક સ્વતંત્ર ગ્રંથોની રચના કરેલી છે; પરંતુ તમે તો પંચ-પ્રતિક્રમણ કે ચાર પ્રકરણોથી જ આગળ વધતા નથી, તો આ ગ્રંથો સુધી ક્યાંથી પહોંચો ? સર્વજ્ઞને માનનારા સામાન્ય જ્ઞાનથી પણ વંચિત રહે છે, એ શું ઓછું ખેદજનક છે ?

જ્ઞાનથી જેમ સમ્યક્ત્વની પ્રાપ્તિ અને ચારિત્રગુણોની વૃદ્ધિ થાય છે, તેમ શાસ્ત્રનો બોધ થવામાં સહાય મળે છે.

આ જગતમા અનેક શાસ્ત્રો વિદ્યમાન છે, પણ અજ્ઞાનીને તે શા કામના ? અહીં અજ્ઞાનીનો અર્થ અલ્પજ્ઞાની સમજવાનો છે, નહિ કે જ્ઞાનથી રહિત એવી સ્થિતિ તો કોઈ પણ જીવની કયારે પણ હોતી જ નથી તે નિગોદમા હોય છે, ત્યારે પણ અક્ષરનો અનતમો ભાગ તો ખુલ્લો જ હોય છે, અર્થાત્ તેને કઈક જ્ઞાન તો જરૂર હોય છે જો કઈ પણ જ્ઞાન ન હોય તો તેનામા અને જડમા ફેર શો ?

અજ્ઞાની રહેવુ એ મોટો દોષ છે તે અગે કોઈકે ઠીક જ કહ્યુ છે કે–

> अज्ञान खलु कष्ट, द्वेषादिभ्योऽपि सर्वदोषेभ्य ।
> अर्थं हितमहित वा, न वेत्ति येनावृत्तो जीव ॥

'દ્વેષ આદિ સર્વ દોષો કરતા અજ્ઞાન એ મોટો દોષ છે, કારણ કે તેનાથી આવૃત્ત થયેલો જીવ હિત કે અહિત જાણી શકતો નથી'

આજે જગતના તમામ બુદ્ધિમાન પુરુષો જ્ઞાનપ્રાપ્તિની હિમાયત કરી ગયા છે, કારણ કે જ્ઞાનવડે જ મનુષ્ય પોતાનો જીવન-વ્યવહાર સારી રીતે ચલાવી શકે છે અને જીવનમા પ્રગતિ સાધી શકે છે પરતુ જ્ઞાનપ્રાપ્તિ એમને એમ થઈ જતી નથી તે માટે સારો એવો પરિશ્રમ કરવો પડે છે અને કેટલાક કષ્ટો પણ સહન કરવા પડે છે જેઓ આ કષ્ટોથી કટાળીને એમ કહે છે કે–

> यथा जडेन मर्तव्य, बुधेनापि तथैव च ।
> उभयोर्मरण दृष्ट्वा, कण्ठशोष करोति क ॥

'જેમ જડ માણસોને મરવાનું હોય છે, તેમ વિદ્વાનોને –સુશિક્ષિત માણસોને પણ મરવાનું હોય છે. આમ બંનેને મરવાનું સમાન હોવાથી શાસ્ત્રોને કંઠસ્થ કરવાની કે લાંબું ભણવાની માથાકૂટ કોણ કરે ?'

તેમને અમે મૂર્ખાધિરાજ સમજીએ છીએ. જેમણે પરિશ્રમ કર્યો, કષ્ટ ઉઠાવ્યાં અને શાસ્ત્રોનો સારી રીતે અભ્યાસ કર્યો, તેઓ જ આ જગતમાં વિદ્વાન તરીકે પંકાયા અને અનેકના ઉપકારી બની શકયા. જેણે પરિશ્રમથી કંટાળીને વિદ્યાધ્યયન કર્યું નહિ, તે અભણ કે ગમારમાં ખપ્યા અને તેમણે કાગડા–કૂતરાની માફક માત્ર પોતાનું પેટ ભરીને દિવસો પૂરા કર્યા. એવાઓનાં જીવનનું કોઈ મહત્ત્વ ખરું ?

તમે તમારાં બાળકોને સારી રીતે ભણાવો અને હોશિયાર બનાવો, પણ તેની સાથે ધર્મનું જ્ઞાન પણ આપો. જો તેમને ધર્મનું જ્ઞાન આપ્યું હશે, તો જ તેઓ શાસ્ત્રોને મર્મ સમજી શકશે અને સર્વજ્ઞપ્રણીત તત્ત્વોમાં શ્રદ્ધાન્વિત થઈને પોતાનું જીવન સફળ કરી શકશે. પરંતુ તમે તો આજે વ્યાવહારિક શિક્ષણને ખૂબ મહત્ત્વ આપી રહ્યા છો અને ધાર્મિક શિક્ષણ પ્રત્યે ઉદાસીનતા દર્શાવી રહ્યા છો. વ્યાવહારિક શિક્ષણ આપવા માટે ફી–ટયુશન–પુસ્તકો વગેરેનો મહિને ઠીક ઠીક ખર્ચ કરો છો, તેનાં પ્રમાણમાં ધાર્મિક જ્ઞાન આપવા માટે કેટલો ખર્ચ કરો છો ? અરે ! નજીકમાં પાઠશાળા હોય અને મફત શિક્ષણ અપાતું હોય, તો પણ તમે તમારાં બાળકોને એ પાઠશાળામાં ભણવા માટે મોક-

લતા નથી ધાર્મિક શિક્ષણ પ્રત્યેની આ ઉપેક્ષા તમને કયા દોરી જશે, તેનુ ભાન છે ખરૂ ?

કેટલાક કહે છે કે 'છોકરો હાથથી ગયો, હવે તે કોઈનુ માનતો નથી, મવાલીઓ સાથે ફરે છે અને ન કરવાના ધધા કરે છે ' પરતુ તેને પ્રથમથી જ ધાર્મિક સસ્કારો–ધાર્મિક જ્ઞાન આપ્યુ હોત અને વિનયવિવેકના પાઠ પઢાવ્યા હોત તો આ દશા આવત ખરી ? તમે છોકરાઓ પ્રત્યે લાગણી બતાવી તેમને તમારો વારસો આપશો, પણ એ અજ્ઞાની, ઉદ્ધત, ઉચ્છૃખલ હશે, સારા સસ્કારોથી રહિત હશે, ધર્મભાવના વિનાનો હશે, તો એ વારસો કેટલો વખત ટકશે ? અને તેનુ પરિણામ શુ આવશે ? તેનો વિચાર કરો એના કરતા તમારા બાળકોને અત્યારથી જ સારા સસ્કારો પડે એવુ જ્ઞાન આપો, જેથી તેમનુ જીવન સસ્કારી બને અને તેઓ ધારેલી પ્રગતિ સાધી શકે

આચાર્ય અને ઉપાધ્યાયનુ પદ મોટુ છે, પણ તેમને સ્થવિર તો ત્યારે જ કહેવામા આવે છે કે જ્યારે તેઓ જ્ઞાનમા નિરતર વૃદ્ધિ કરતા રહી જ્ઞાનવૃદ્ધ બને, ગીતાર્થ બને

ઉક્ત જૈન મહર્ષિ જ્ઞાનનો મહિમા દર્શાવતા વિશેષમા કહે છે કે–

ज्ञानी श्वासोच्छ्वासमा रे, कठिण करम करे नाश ।
वह्नि जेम इधण दहे रे, क्षणमा ज्योति प्रकाश ॥
भवियण चित्त धरो, म०

કર્મ કોને કહેવાય ? તેમા કેવી શક્તિ હોય છે ? તેનો

બંધ કેટલા પ્રકારે પડે છે? તે ક્યારે-કેમ ઉદયમાં આવે છે? તેની નિર્જરા કેવી રીતે થાય છે? વગેરે બાબતો અમે કર્મની વ્યાખ્યાનમાળામાં વિસ્તારથી સમજાવી છે. જે કર્મો દૃઢતાથી બંધાયાં હોય, તે કઠિન કહેવાય. તેનો નાશ કરવાનું કામ સહેલું નહિ. નાશ કરતાં લાખો-ક્રોડો વર્ષ પણ લાગી જાય. પરંતુ આત્મા જ્ઞાની બને, પોતાની જ્ઞાન-શક્તિનો સુંદર વિકાસ કરે તો એ કઠિન કર્મોનો નાશ માત્ર શ્વાસોચ્છ્વાસ જેટલા અલ્પ સમયમાં જ કરી નાખે છે. જેમ અગ્નિ લાકડાંને સળગાવી દે છે અને તે થોડી વારમાં સળગી જાય છે, તેમ જ્ઞાની પોતાનાં કર્મોને સળગાવી દે છે અને તેનો ક્ષણ માત્રમાં જ નાશ થતાં આત્મજ્યોતિનો પૂર્ણ પ્રકાશ થાય છે.

એક જૈન મહાત્મા કહે છે:

भक्ष्याभक्ष्य न जे विण लहिये, पेय-अपेय विचार ।
कृत्य-अकृत्य न जे विण लहिये ज्ञान ते सकल आधार रे ॥
प्रथम ज्ञान ने पछे अहिसा, श्री सिद्धांते भाख्युं ।
ज्ञानने वंदो ज्ञान म निंदो, ज्ञानीए शिवसुख चाख्युं रे ॥

'જેના વિના ભક્ષ્ય-અભક્ષ્ય પદાર્થોની કે પેય-અપેય વસ્તુઓની ખબર પડતી નથી; વળી જેના વિના કૃત્ય અને અકૃત્ય એટલે કરવા યોગ્ય અને ન કરવા યોગ્ય કામો જાણી શકાતાં નથી, તેથી જ્ઞાન એ સકલ ધર્મક્રિયાનો આધાર છે.

પ્રથમ જ્ઞાન અને પછી અહિંસા-એવું શ્રી જિનેશ્વર દેવોએ આગમમાં ભાખ્યું છે, તેથી જ્ઞાનને વંદન કરો

અને તેની નિંદા ન કરો જે કોઈએ શિવસુખ ચાખ્યુ છે, તે જ્ઞાનના પ્રતાપે જ ચાખ્યું છે'

કોઈ એમ માનતુ હોય કે જૈન ધર્મનો જ્ઞાન પર બહુ ભાર નથી, તો એ ગભીર ભૂલ છે જૈન ધર્મ તો સ્પષ્ટ ઘોષણા કરીને કહે છે કે 'नाण-किरियाहिं मोक्खो- જ્ઞાન અને ક્રિયાથી જ મોક્ષ મળે છે' વળી તે જ્ઞાનને અજ્ઞાન અને સમ્મોહરૂપી અધકારનો નાશ કરનાર સૂર્ય માની તેને વારવાર નમસ્કાર કરે છે આ રહ્યા તેની પ્રતીતિ કરાવનારા શબ્દો 'अन्नाण-समोह-तमोहरस्स, नमो नमो नाण-दिवायरस्स ।

જૈન ધર્મનુ એ સ્પષ્ટ મતય છે કે-

पावाओ विणिवत्ती, पवत्तणा तह य कुसल-पक्खमि ।
विणयस्स य पडिवत्ती, तिन्नि वि नाणे समप्पिंति ॥

'પાપકાર્યોમાથી નિવૃત્તિ, કુશલ પક્ષમા પ્રવૃત્તિ અને વિનયની પ્રાપ્તિ એ ત્રણ જ્ઞાનથી જ થાય છે'

એટલે તેનો ભાર જ્ઞાન પર ઓછો કેમ હોઈ શકે? જૈન ધર્મ એમ માને છે કે જ્ઞાન બે પ્રકારનુ છે એક મિથ્યાજ્ઞાન અને બીજુ સમ્યગ્જ્ઞાન તેમા મિથ્યાજ્ઞાન સસાર સાગર તરવાનો ઉપાય બની શકતું નથી, જ્યારે સમ્યગ્જ્ઞાન સસારસાગર તરવાનો ઉપાય બની શકે છે અને તેથી દરેક મુમુક્ષુએ સમ્યગ્જ્ઞાનની આરાધના-ઉપાસના કરવી જોઈએ

મિથ્યાત્વીનુ જ્ઞાન તે મિથ્યાજ્ઞાન, એટલે અજ્ઞાન, અને

સમકિતીનું જ્ઞાન તે સમ્યગ્જ્ઞાન, એટલે જ્ઞાન. અહીં જ્ઞાનની જે પ્રશંસા કરવામાં આવી છે, તે આ સમ્યગ્જ્ઞાનની સમજવાની છે.

'જ્ઞાન તો પવિત્ર છે, તેના મિથ્યા અને સમ્યક્ એવા બે ભાગો કેમ હોઈ શકે ?' એવો પ્રશ્ન કેટલાક તરફથી પૂછાય છે. તેને અમે કહીએ છીએ કે પાણી પવિત્ર ગણાવા છતાં જ્યારે તે સર્પનાં મુખમાં પડે છે, ત્યારે શું અપવિત્ર કે ઝેરી બની જતું નથી ? તેજ સ્થિતિ અહીં સમજવાની છે. સારાં શાસ્ત્રો વાંચે તો પણ મિથ્યાત્વીને એ મિથ્યાત્વરૂપે પરિણામે છે અને મિથ્યાત્વીનાં શાસ્ત્રો વાંચે તો પણ સમકિતીને એ સમ્યકત્વરૂપે પરિણમે છે.

સમ્યગ્જ્ઞાનની વૃદ્ધિ થવા માટે શાસ્ત્રકારોએ આઠ પ્રકારનો જ્ઞાનાચાર બતાવ્યો છે :

काले विणए बहुमाणे, उवहाणे तह अनिण्हवणे ।
वंजण-अत्थ-तदुभये, अट्ठविहो नाणमायारो ॥

'જ્ઞાનાચાર કાલ, વિનય, બહુમાન, ઉપધાન, અનિહ્નવતા, વ્યંજનશુદ્ધિ, અર્થશુદ્ધિ અને તદુભયશુદ્ધિ એ આઠ પ્રકારનો છે.'

અહીં જ્ઞાન શબ્દથી શ્રુતજ્ઞાન સમજવાનું છે, કારણ કે અધ્યયન-અધ્યાપન તેનું જ સંભવે છે. સર્વજ્ઞ ભગવંતોએ તત્ત્વનું જે સ્વરૂપ બતાવ્યું છે, તેનો યથાર્થ બોધ, શ્રુતાભ્યાસ એટલે શાસ્ત્રનું પઠન-પાઠન કરવાથી જ થાય છે. શાસ્ત્રનાં પઠન-પાઠન માટે આપણે ત્યાં સ્વાધ્યાય શબ્દ પ્રચલિત છે.

સ્વાધ્યાય સાધુ અને શ્રાવક બનેને પોતપોતાની ભૂમિકા પ્રમાણે કરવાનો હોય છે ત્રીજા ધોરણનો વિદ્યાર્થી છઠ્ઠા કે સાતમા ધોરણના પુસ્તકો વાચવા માડે કે મેટ્રીકવાળો બી એ ના પુસ્તકો વાચવા માડે તો તેને સમજાય ખરા ? ધોરણસર અભ્યાસ કરવાથી જ શ્રુતાભ્યાસમા પ્રગતિ થાય છે

કાર્યસિદ્ધિ માટે કાલ પણ એક અગત્યનુ કારણ મનાય છે, એટલે કે અમુક કાર્ય અમુક સમયે કરવાથી જ સિદ્ધ થાય છે આ નિયમ સ્વાધ્યાયને પણ લાગુ પડે છે, એટલે સ્વાધ્યાય પણ અમુક કાલે-અમુક સમયે જ કરવો જોઈ એ જ્ઞાનાચારનો આ પ્રથમ પ્રકાર સમજવો

પ્રાત કાળ, મધ્યાહ્ન, સધ્યા અને મધ્યરાત્રિની બે બે ઘડીઓ-એક સધિ સમય પહેલાની અને એક સધિ સમય પછીની-સ્વાધ્યાયને માટે નિષિદ્ધ છે તે અગે શાસ્ત્રમા કહ્યુ છે કે 'પહેલી અને છેલ્લી સધ્યા સમયે, મધ્યાહ્નને અને અર્ધરાત્રિસમયે, એ ચાર સધ્યાઓ વખતે જે મનુષ્ય સ્વાધ્યાય કરે છે, તેણે આજ્ઞાદિકની વિરાધના કરી છે, એમ જાણવું '

લૌકિક શાસ્ત્રોમા કહ્યુ છે કે–

चत्वारि खलु कर्माणि, सन्ध्याकाले विवजयेत् ।
आहार मैथुन निद्रा, स्वाध्याय च विशेषत ॥

'સધ્યા સમયે ચાર કર્મોનો ત્યાગ કરવો આહાર, મૈથુન, નિદ્રા અને વિશેષત સ્વાધ્યાય ' કારણ કે સધ્યાકાળે આહાર કરવાથી વ્યાધિ ઉત્પન્ન થાય છે, મૈથુન કરવાથી

દુષ્ટ ગર્ભ ઉત્પન્ન થાય છે, નિદ્રા કરવાથી ધનનો નાશ થાય છે અને સ્વાધ્યાય કરવાથી મરણ થાય છે.

આ માન્યતામાં ગમે તેટલું તથ્ય હોય, પણ એ વાત સાચી છે કે પ્રાતઃકાળ–સાયકાળ વગેરે સંધ્યાસમયે સ્વાધ્યાય કરવાનો નહિ હોવાથી આવશ્યકાદિ ક્રિયાઓ માટે જોઈતો સમય મળી રહે છે.

જ્ઞાન આપનાર ગુણનો, જ્ઞાનીનો, જ્ઞાનાભ્યાસીનો, જ્ઞાનનો અને જ્ઞાનનાં ઉપકરણોનો વિનય કરવો એટલે કે તેમના પ્રત્યે શિષ્ટાચાર અને આદરની લાગણી રાખવી, એ વિનય નામનો બીજો જ્ઞાનાચાર છે.

જ્ઞાન આપનાર ગુરુનો વિનય દશ પ્રકારે કરવો ઘટે છે : (૧) ગુરુનો સત્કાર કરવો, (૨) ગુરુ આવ્યેથી ઊભા થવું, (૩) ગુરુને માન આપવું, (૪) ગુરુને બેસવા માટે આસન આપવું, (૫) ગુરુને આસન પાથરી આપવું, (૬) ગુરુને વંદન કરવું, (૭) ગુરુની સામે બે હાથ જોડીને ઊભા રહેવું, અને કહેવું કે મને શી આજ્ઞા છે ? (૮) ગુરુનાં મનનો અભિપ્રાય જાણીને તે પ્રમાણે વર્તવું, (૯) ગુરુ બેઠા હોય ત્યારે તેમના પગ દાબવા વગેરે સેવા કરવી અને (૧૦) ગુરુ ચાલતા હોય ત્યારે તેમની પાછળ ચાલવું.

આ રીતે ગુરુનો વિનય કરવાથી ગુરુ પ્રસન્ન થાય છે અને તે શાસ્ત્રોનાં ગૂઢ રહસ્યો સમજાવે છે. 'વિનય વિના વિદ્યા નહિ' એ ઉક્તિ પ્રસિદ્ધ છે. ભણાવનાર શિક્ષક પ્રત્યે વિનયભાવ હોવો જોઈએ, પરંતુ આજે વિદ્યાગુરુ પ્રત્યે કેવો

વર્તાવ થઈ રહ્યો છે? જમાનો ફરે તેમ શિષ્ટાચારમાં ફેરફાર થાય એ સભવિત છે, પરતુ તેમના પ્રત્યે અતરનો આદર તો હોવો જ જોઈએ ને? ગુરુની ખુરશી પર ટાંકણીઓ ખોસાય, ગુરુ બોર્ડ પર લખવા જાય કે પાછળથી ચાક ફેકાય કે બુટના અવાજ થાય, એ સસ્કારી પ્રજાને છાજતું નથી જ્યા ગુરુ પ્રત્યે આ જાતનુ વર્તન હોય, ત્યા વિદ્યા પણ કેવી મળે?

જ્ઞાનીનો વિનય પણ ગુરુની જેમ જ કરવાનો છે

જ્ઞાનાભ્યાસીનો વિનય ત્રણ પ્રકારે કરવો ઘટે છે (૧) જ્ઞાનાભ્યાસીને સારા શોધેલા પુસ્તકો આપવા આગળ જ્ઞાનાભ્યાસ હસ્તલિખિત પુસ્તકોને આધારે થતો કે જેમાં લહિયાના હાથે ભૂલો થવાનો વિશેષ સભવ રહેતો, એટલે તે પુસ્તકો શોધેલા આપવાનુ સૂચન છે (૨) જ્ઞાનાભ્યાસીને સૂત્ર અને અર્થની પરિપાટી યાને પ્રણાલિકા આપવી (૩) જ્ઞાનાભ્યાસીને આહાર અને ઉપાશ્રય આપવા

જો જ્ઞાનાભ્યાસીનો આ રીતે વિનય કરવામા આવે તો જ્ઞાનીઓની સખ્યા સારી રીતે વૃદ્ધિ પામે અને પરિણામે સમાજમા પણ જ્ઞાનનું પ્રમાણ વધે જે સમાજમા જ્ઞાનીનુ માન-સન્માન થાય છે, તે સમાજ થોડા વખતમા આગળ વધી પોતાની પ્રગતિ સાધી શકે છે

જ્ઞાનીનો વિનય આઠ પ્રકારનો કરવો ઘટે છે

(૧) ઉપધાન વગેરે વિધિ વડે સૂત્ર અને અર્થ ગ્રહણ કરવા તથા અભ્યાસ કરવો ઉપધાન બાબતમા વિશેષ વિવેચન આગળ કરીશુ

(૨) વિધિ પ્રમાણે બીજાને સૂત્ર અને અર્થ આપવો તથા તેમાં રહેલા અર્થની સારી રીતે ભાવના કરવી.

(૩) શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે સારી રીતે અનુષ્ઠાન કરવું

(૪) પોતે પુસ્તકો લખવાં.

(૫) બીજા પાસે પુસ્તકો લખાવવાં.

(૬) પુસ્તકોનું શોધન કરવું અર્થાત્ તેમાં જે ભૂલો રહી ગઈ હોય, તે સુધારવી.

(૭) વાસક્ષેપ, કર્પૂર વગેરે સુગંધી વસ્તુઓ વડે જ્ઞાનની પૂજા કરવી.

(૮ જ્ઞાનપંચમી વગેરેની તપશ્ચર્યા કરવી અને તેના અંતે શક્તિ મુજબ ઉદ્યાપન કરવું

જ્ઞાનોપકરણનો વિનય બે પ્રકારે કરવાનો છે: એક તો જ્ઞાનોપકરણ બને તેટલાં સારાં એકઠાં કરવાં અને બીજો તેના પ્રત્યે આદર રાખવો. પુસ્તકને ઠેબે લેવું કે પાટી પર થૂંક લગાડવું વગેરે જ્ઞાનોપકરણની આશાતના સૂચવે છે, માટે તેમાંથી બચવું.

જ્ઞાન આપનાર ગુરુ, જ્ઞાની વગેરે પ્રત્યે વિનયની જેમ બહુમાન દર્શાવવું, એ જ્ઞાનાચારનો ત્રીજો પ્રકાર છે. અહીં બહુમાનથી અંતરનો સદ્ભાવ કે ભારે આદર સમજવાનો છે. બાહ્ય વિનય હોય પણ અંતરનું બહુમાન ન હોય, તો પણ જ્ઞાનપ્રાપ્તિમાં આગળ વધી શકાતું નથી, તેથી જ શાસ્ત્રકાર ભગવંતોએ બહુમાનને જ્ઞાનાચારનો એક ખાસ પ્રકાર માનેલો છે.

શાસ્ત્રોમા વિનય અને બહુમાનની ચતુર્ભંગી બતાવી છે તે પણ તમારે લક્ષમા રાખવા જેવી છે

(૧) કોઈને વિનય હોય, પણ બહુમાન ન હોય

(૨) કોઈને બહુમાન હોય, પણ વિનય ન હોય

(૩) કોઈને વિનય પણ હોય અને બહુમાન પણ હોય

(૪) કોઈને વિનય પણ ન હોય અને બહુમાન પણ ન હોય

આમાથી પહેલો અને બીજો ભંગ મધ્યમ છે, ત્રીજો ઉત્કૃષ્ટ છે અને ચોથો કનિષ્ઠ છે

હવે જ્ઞાનાચારના ચોથા પ્રકાર ઉપધાન પર આવીએ શાસ્ત્રકારોએ ઉપધાન શબ્દની વ્યાખ્યા આ પ્રમાણે કરી છે 'उप-समीपे धीयते-क्रियते सूत्रादिकं येन तपसा तदुपधानम्-જે તપ વડે સૂત્રાદિક સમીપ કરાય તે ઉપધાન' આ પરથી તમે સમજી શકશો કે ઉપધાન એક પ્રકારનુ તપ છે અને તે સૂત્રાદિકને સમીપ કરવા માટે જ કરવામા આવે છે એટલે જે સૂત્રો અત્યાર સુધી દૂર હતા, જે સૂત્રોને ભણવા-ગણવાનો અધિકાર પ્રાપ્ત થયો ન હતો, તે આ ક્રિયાથી પ્રાપ્ત થાય છે

કેટલાક પૂછે છે કે 'ઉપધાનની ક્રિયા પ્રાચીનકાળમા હતી કે કેમ ?' તેનો ઉત્તર એ છે કે ઉપધાનની ક્રિયા પ્રાચીનકાળમા પણ હતી જ શ્રી સમવાયાગસૂત્ર, શ્રી ઉત્તરાધ્યયનસૂત્ર, શ્રી મહાનિશીથસૂત્ર વગેરેમા તેનો સ્પષ્ટ ઉલ્લેખ છે काले विणये बहुमाने એ ગાથા પણ પ્રાચીન છે

તેમાં જ્યારે ઉપધાનનો સ્પષ્ટ નિર્દેશ છે, ત્યારે તેની પ્રાચીનતા માટે શંકા ઉઠાવવાનું કોઈ કારણ નથી.

કેટલાક કહે છે કે ‘ નમસ્કારાદિ સૂત્રો જૈન કુટુંબોમાં નાનપણથી જ શીખવાય છે અને ઘણાખરાને કંઠસ્થ હોય છે, તો તેનાં ઉપધાન વહેવાની જરૂર શી ?’ તેનો ઉત્તર એ છે કે ‘આજે નાનપણથી જે સૂત્રો શિખવાય છે અને કંઠસ્થ કરાવવામાં આવે છે, તે સંસ્કારોનાં આરોપણરૂપ છે. તેથી શ્રાવકોએ જે ક્રિયા કરવાની છે, તેમાં તે પ્રવૃત્ત થઈ શકે છે, પરંતુ તેમણે એ સૂત્રો ગુરુ પાસેથી વિધિસર ગ્રહણ કરેલાં હોતાં નથી અને જે સૂત્રો ગુરુ પાસેથી વિધિસર ગ્રહણ કરેલાં હોતાં નથી, તે યોગ્યરૂપે પરિણમતાં નથી, તેથી એ સૂત્રો વિધિસર ગ્રહણ કરવા માટે ઉપધાન વહેવાં જરૂરી છે.

કેટલાક કહે છે કે ‘ ઉપધાનમાં દર વર્ષે લાખો રૂપિયાનો ધૂમાડો થાય છે, તેનું વાસ્તવિક ફળ તો કંઈ જ દેખાતું નથી, તો પછી ઉપધાન કરાવ્યે રાખવાનો અર્થ શો ?’ આનો ઉત્તર પણ આપવો જ જોઈએ. આજથી ચાલીશ–પચાસ વર્ષ પહેલાં ઉપધાનો બહુ ઓછાં થતાં, કારણ કે તે વખતે સાધુઓની સંખ્યા ઓછી હતી, એટલે તેનો પ્રચાર ઓછો હતો. હાલમાં સાધુઓની સંખ્યા વધી છે અને તેમના દ્વારા ઉપધાનનું માહાત્મ્ય ઘણા લોકોનાં સમજવામાં આવ્યું છે, એટલે દર વર્ષે જૂદાં જૂદાં શહેરોમાં ઉપધાનતપ કરાવવામાં આવે છે. આ ઉપધાનતપથી અનેક પ્રકારના લાભો

થાય છે તેમા પ્રથમ લાભ તો એ કે તેનાથી શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાનુ પાલન થય છે બીજો લાભ એ કે આઠા દિવસે ઉપવાસ, આયબિલ, એકાસણુ વગેરેની તપશ્ચર્યા એકધાગી કરવી હોય તો થઈ શકતી નથી, પણુ ઉપધાન કરવામા આવે તો ૨૧ ઉપવાસ, ૮ આયંબિલ અને ૧૮ એકાસણાની તપશ્ચર્યા એકધાગી થઈ શકે છે કે જે કર્મની મહા નિર્જગ કગ્નાર છે ત્રીજો લાભ એ કે ઉપધાનમા રોજ પોસહ કરવાનો હોવાથી મુનિજીવનની તુલના થાય છે ચોથો લાભ એ કે તેનાથી કાયા પરની માયા ઘટે છે અને તેથી આગળ પર અનેક પ્રકારની પાપપ્રવૃત્તિ કરતા અટકી જવાય છે પાચમો લાભ એ કે તેથી ઇદ્રિયોનો રોધ કરવાની તાલીમ મળે છે છઠ્ઠો લાભ એ કે તેનાથી કષાયનો સવર થાય છે સાતમો લાભ એ કે ધર્માારાધનની અભિલાષાથી એકત્ર થયેલી વ્યક્તિઓનો સત્સગ થાય છે અને તેથી ધર્મ ભાવનાની વૃદ્ધિ થાય છે આ રીતે બીજા પણુ ઘણા લાભો થાય છે તેથી તેના અગે જે ખર્ચ કરવામા આવે છે, તે દ્રવ્યનો સદુપયોગ છે, નહિ કે ધૂમાડો જેઓ ધર્મક્રિયાથી દૂર રહે છે અને તેના દ્વારા થતા અનેક પ્રકારના લાભોથી અજાણ્યા છે, તેઓ જ આ પ્રકાગ્ના પ્રશ્નો કરે છે અને કેટલાકની ધર્મશ્રદ્ધાને ડહોળી નાખે છે તેઓ જો વસ્તુસ્થિતિની ઊડાણમા ઉતરે અને જાતે બધી વસ્તુનુ નિરીક્ષણુ કરે તો તેમને સમજ પડે કે ઉપધાનતપ એ ધર્મભાવનાની વૃદ્ધિ કરનારુ કેવું સુન્દર અનુષ્ઠાન છે! ઉપધાનતપ કર્યા પછી અનેક પ્રકારના નવ નિયમો લેવાય છે અને તેથી પણુ જીવન પર ઘણી સારી અસર થાય છે

જેઓની બુદ્ધિ મંદ છે અથવા તો જેનું ચિત્ત શાસ્ત્રનાં પઠન–પાઠનમાં જલ્દી એકાગ્ર થઈ શકતું નથી, તેઓ ઉપધાન કરે તો તેમની બુદ્ધિમાં રહેલી જડતા દૂર થાય છે અને ચિત્ત જલ્દી એકાગ્ર થવા લાગે છે. આજ કારણે પ્રાચીન કાળથી ઉપધાન પર ખૂબ ભાર મૂકાતો આવ્યો છે અને આજે તેનો આટલો પ્રચાર છે. ઉપધાનની પાછળ જે ખર્ચ થાય છે તે સાધર્મિકની સેવામાં અને ઓચ્છવનો ખર્ચો પરમાત્માની ભક્તિમાં અને શાસનની પ્રભાવનામાં થાય છે. તે ખર્ચને ખોટો ખર્ચ ન કહેવાય. તે તો ધર્મનું અને પુણ્યાનુબંધી પુણ્યનું કારણ છે. જ્યારે દીવાલી આવે છે, ત્યારે દુકાનો શણગારવામાં અને લાઈટો વગેરે કરવામાં કેટલો ખર્ચ થાય છે? અને દુકાન શણગારે તેને ત્યાં લક્ષ્મી આવે એવો નિયમ નથી. લક્ષ્મી તો પુણ્યથી મળે છે, માટે પુણ્યના કામમાં ખર્ચ કરવો એ ખોટો ખર્ચો ન કહેવાય, પણ પાપના કામમાં ખર્ચો કરવો એ ખોટો ખર્ચો કહેવાય.

જ્ઞાન આપનાર ગુરુનો કે જ્ઞાનનો નિહ્નવ કરવો નહિ, અપલાપ કરવો નહિ, એ અનિહ્નવતા નામનો જ્ઞાનાચારનો પાંચમો પ્રકાર છે. વધારે સ્પષ્ટ કહીએ તો જ્ઞાન આપનાર ગુરુ જો અપ્રસિદ્ધ હોય કે જાતિથી રહિત હોય, તો પણ તેમને ગુરુ તરીકે કહેવા, પણ પોતાનું ગૌરવ વધારવાને બીજા કોઈ યુગપ્રધાનાદિક પુરુષનું નામ આપવું નહિ. વળી શ્રુત ભણ્યા હોઈએ, તેટલું જ કહેવું, પણ તેથી વત્તું કે ઓછું કહેવું નહિ.

ગુરુનો નિહ્નવ કરવામા લૌકિક શાસ્ત્રોએ પણ બહુ મોટુ પાપ માનેલુ છે તેઓ કહે છે કે–

एकाक्षरप्रदातार, यो गुरू नैव मन्यते ।
श्वानयोनि शत गत्वा, चाण्डालेष्वपि जायते ॥

'જે મનુષ્ય એક પણ અક્ષર આપનારને ગુરુ માનતો નથી, તે સો વાર કૂતરાની યોનિમા ઉત્પન્ન થઈને ચાડાલના કુલમા જન્મે છે'

વ્યજનશુદ્ધિ એ જ્ઞાનાચારનો છઠ્ઠો પ્રકાર છે અહીં વ્યજનશુદ્ધિથી શાસ્ત્રપાઠના અક્ષરોની શુદ્ધિ સમજવાની છે જો પાઠ અશુદ્ધ થાય, અર્થાત્ તેમાના કોઈ અક્ષરની હાનિ-વૃદ્ધિ થાય કે કાના, માત્રા, મીંડી વગેરેમા વધારો-ઘટાડો થાય તો પાઠ ફરી જાય અને તેના અર્થમા પણ મોટુ પરિવર્તન થઈ જાય આથી જ્ઞાનની મહા આશાતના થાય અને સર્વજ્ઞની આજ્ઞાનો ભગ વગેરે દોષો ઉત્પન્ન થાય તેથી શ્રુતાધ્યયન કરનારે સૂત્રપાઠ કરતી વખતે વ્યંજનશુદ્ધિ પર બરાબર લક્ષ આપવું જોઈએ

અર્થશુદ્ધિ એ જ્ઞાનાચારનો સાતમો પ્રકાર છે જ્ઞાન પ્રાપ્તિ માટે જેમ વ્યજનશુદ્ધિ જરૂરની છે, તેમ અર્થશુદ્ધિ પણ જરૂરની છે જો અર્થની શુદ્ધિ ન રહે તો અનર્થ થાય અને તેથી સ્વ પરને ભારે નુકશાન થાય 'અજ વડે યજ્ઞ કરવો' એ વાક્યમા અજનો અર્થ ત્રણ વર્ષ ઉપરાતની ડાંગર લેવાને બદલે બકરો લેવામાં આવે, તો ' હોમવાને

બદલે બકરાનું બલિદાન દેવાનો પ્રસંગ આવે અને એ ઘોર હિંસાનાં ફળરૂપે અનેક પ્રકારનાં દુઃખો ભોગવવાં પડે.

સૂત્રનો ઉચ્ચાર શુદ્ધ કરવો અને તેની સાથે તેનો અર્થ પણ શુદ્ધ વિચારવો, એ તદુભયશુદ્ધિ નામનો જ્ઞાનાચારનો આઠમો પ્રકાર છે.

જેઓ આ રીતે જ્ઞાનાચારનું પાલન કરે છે, તેમનાં સમ્યગ્જ્ઞાનની વૃદ્ધિ થાય છે અને પરિણામે તેઓ સમ્યક્-ચારિત્રધારી બની પોતાનું કલ્યાણ કરી શકે છે.

વિશેષ અવસરે કહેવાશે.



વ્યાખ્યાન પીસ્તાલીસમુ

# સમ્યક્ ચારિત્ર

[ ૧ ]

મહાનુભાવો !

ધર્મનો વ્યાખ્યાનપ્રવાહ આગળ વહેતો વહેતો રત્નત્રયી સુધી આવી પહોચ્યો છે અને તે સમ્યગ્દર્શન તથા સમ્યગ્જ્ઞાનને સ્પર્શી ચૂકયો છે આજે તે સમ્યક્ ચારિત્રને સ્પર્શવાનો છે આને એક મગલ અવસર સમજી તેમા તન્મય બનો

## ચારિત્રનો મહિમા

કેટલાક એમ માને છે કે અમે ઘણુ ભણ્યા, ઘણા શાસ્ત્રોના જાણકાર થયા, એટલે મહાન બની ગયા પરન્તુ મનુષ્યને ખરો મહાન બનાવનાર ચારિત્ર છે, એ ભૂલવાનુ નથી અહીં ચારિત્ર શબ્દથી સમ્યક્ ચારિત્ર સમજવાનુ છે, કારણ કે મિથ્યા ચારિત્ર મનુષ્યને મહાન બનાવી શકતું નથી આજ સુધીમા આ જગતમા જે મહાપુરુષો ગણાયા, તે સમ્યક્ ચારિત્રના પ્રતાપે જ ગણાયા સમ્યક્ ચારિત્ર અગે જૈન શાસ્ત્રકારોએ જે વચનો કહ્યા છે, તે વારવાર ચિંતન-મનન કરવા યોગ્ય છે સાભળો એ વચનો

' ઘણુ શ્રુત ભણેલો હોય, પણ ચારિત્રથી રહિત હોય

તો તેને અજ્ઞાની જ જાણવો, કારણ કે તેનું જ્ઞાન શૂન્ય ફળવાળું છે. અંધ મનુષ્ય આગળ લાખો ક્રોડો દીવાઓ પ્રકટાવ્યા હોય તો પણ તે શું કામના ? ચક્ષુવાળાને એક દીવો પણ ત્યાગ અને ગ્રહણ આદિ ક્રિયાના હેતુથી પ્રકાશક થાય છે, તેમ ચારિત્રવાળાને થોડું જ્ઞાન પણ પ્રકાશક થાય છે.'

'જેમ ચંદનનો ભાર વહન કરનારો ગધેડો તેના ભારનો જ ભાગી થાય છે, પણ તેની સુગંધનો ભાગી થતો નથી, તેમ ચારિત્રરહિત એવો જ્ઞાની પઠન-ગુણન-પરાવર્તન-ચિંતન આદિ જ્ઞાનનો ભાગી થાય છે, પરંતુ તેનાથી પ્રાપ્ત થનારી સદ્ગતિનો ભાગી થતો નથી.'

'જેમ વહાણનો નિર્યામક જ્ઞાનવાળો હોવા છતાં અનુકૂળ પવન વિના ઇચ્છિત બંદરે પહોચી શકતો નથી, તેમ જીવ પણ જ્ઞાની હોવા છતાં ચારિત્રરૂપી પવન વિના સિદ્ધિસ્થાનને પામી શકતો નથી.'

## ભવભ્રમણનો મહારોગ

'ઔષધથી રોગ મટે છે' એવી શ્રદ્ધા હોય, ઔષધના પ્રકાર તથા સેવનવિધિનું જ્ઞાન હોય; પણ ઔષધનું સેવન કરવામાં આવે નહિ, તો લાગુ પડેલો રોગ મટે ખરો ?

તમને ભવભ્રમણનો મહારોગ અનાદિકાળથી લાગુ પડ્યો છે અને તેનાં જ કારણે તમે જન્મ-જરા-રોગ-મૃત્યુનાં અકથ્ય દુઃખો સહન કરી રહ્યા છો. જો આ રોગ મટે તો તમારે ફરી જન્મ લેવો પડે નહિ અને જન્મના

અભાવે જરા, રોગ તથા મૃત્યુના દુ ખો સહન કરવા પડે નહિ એ સ્થિતિમા તો તમારે અક્ષય અનત સુખનો જ ઉપભોગ કરવાનો હોય, પણ આ ભવભ્રમણનો રોગ મટાડવા માટેનુ અકસીર ઔષધ ચારિત્ર છે, એ ભૂલશો નહિ

કોઈ એમ સમજતું હોય કે ચારિત્ર તો આપણી પાસે નથી, તે કયાથી લાવીએ ? તો એ સમજણ ભૂલ ભરેલી છે ચારિત્ર એ બહારની વસ્તુ નથી, પરતુ તમારી પોતાની વસ્તુ છે અને તે તમારી પાસે જ છે, તમારા અતરમા જ છૂપાયેલી છે

અહીં પ્રશ્ન થશે કે ' જો ચારિત્ર અમારા અતરમા છૂપાયેલુ હોય તો તે પ્રકટ કેમ થતું નથી ?' તેનો ઉત્તર એ છે કે 'ચારિત્ર તમારા અતરમા જ છૂપાયેલુ છે, પણ મોહનુ આવરણ આવી જવાને લીધે તે પ્રકટ થતું નથી સૂર્ય ઘણો તેજસ્વી છે, પણ તેની આડે વાદળીઓ આવી જાય છે, ત્યારે તેનુ તેજ આવરાઈ જાય છે, તેમ અહીં પણ સમજવું

## મોહ તમારો મ્હોટો શત્રુ છે

મોહ તમારો મ્હોટો શત્રુ છે અને તે તમારી અનેકવિધ ખરાબી કરે છે છતા તમે મોહને છોડતા નથી, એ કેટલુ આશ્ચર્યજનક છે ? શાસ્ત્રકારોએ મોહને અધકારની ઉપમા આપી છે તે બિલકુલ યથાર્થ છે માણસ ગમે તેવો ડાહ્યો હોય, જ્ઞાની હોય, પણ જ્યા મોહનો ઉદય થયો, મોહનુ આવરણ આવ્યુ કે તેનુ ડહાપણ ઢળાઈ જાય છે અને

જ્ઞાનનો પ્રકાશ સાવ ઝાંખો પડી જાય છે. આ સ્થિતિમાં તે ગમે તેવું અકૃત્ય કરે એમાં નવાઈ શી ?

માતા પુત્રની પાલક ગણાય, છતાં ચૂલણી રાણીએ પોતાના પુત્ર બ્રહ્મદત્તને જીવતો સળગાવી મૂકવાનું કાવતરું કર્યું, તેનું કારણ શું ? કારણ એ જ કે મોહના આવેશને લીધે તે દીર્ઘ રાજાના પ્રેમમાં પડી હતી અને પોતાનું ભાન ભૂલી હતી.

પિતા પુત્રનો રક્ષક ગણાય, છતાં કૃષ્ણરાજે પોતાના તમામ પુત્રોનાં અંગો છેદાવી નાખ્યાં હતાં, કારણ કે રાજ્યનો મોહ તેનાં મન પર સવાર થયો હતો.

સૂરિકંતાએ પોતાના પતિ પ્રદેશી રાજાને ઝેર આપ્યું અને કોણિકે પોતાના પુત્ર શ્રેણિક રાજાને લોહનાં પાંજરામાં પૂર્યો, એ બધી મોહની જ વિડંબના છે.

મોહના લીધે આત્મા પરપદાર્થને પોતાના માને છે અને મારી માતા, મારા પિતા, મારી પત્ની, મારા પુત્રો, મારી પુત્રી, મારું કુટુંબ, મારા સ્વજનો, મારી મિલકત, મારો પૈસો, એમ સર્વત્ર મારું મારું કરે છે. પરંતુ વાસ્તવમાં આમાંનું કંઈ પણ તેનું નથી. જો તેનું હોય તો તેની સાથે રહે, પણ આ બધું તો અહીં પડયું રહે છે અને આત્મા એકલો જ પરલોકમાં સીધાવે છે.

## ચારિત્રના બે પ્રકારો

ચારિત્ર બે પ્રકારનું છે : દેશવિરતિરૂપ અને સર્વ-વિરતિરૂપ. તેમાં દેશવિરતિરૂપ ચારિત્ર ગૃહસ્થને હોય છે

અને સર્વવિરતિરૂપ ચારિત્ર સાધુને હોય છે આ બન્ને ચારિત્રનો અહીં યથાક્રમ પરિચય આપીશુ

## દેશવિરતિ ચારિત્ર કેવા ગૃહસ્થને હોય છે ?

'દેશવિરતિ ચારિત્ર કેવા ગૃહસ્થને હોય છે ?' તે પ્રથમ જણાવીશું આ જગતમા ગૃહસ્થો ત્રણ પ્રકારના છે એક તો અસસ્કારી, બીજા સસ્કારી અને ત્રીજા ધર્મપરાયણ જેના જીવનમા કોઈ જાતનુ ધ્યેય નથી, જે યદૃચ્છા જીવન જીવે છે અને ગમે તેની સાથે ગમે તે રીતે વર્તે છે, તેને અસસ્કારી સમજવા આવા ગૃહસ્થો કનિષ્ઠ કોટિના ગણાય તે પોતાને મળેલો મહામોઘો માનવભવ અવશ્ય હારી જવાના

આવા અસસ્કારી ગૃહસ્થો સસ્કારી અને તે માટે મહાપુરુષોએ એક માર્ગ બતાવ્યો છે તેનુ અનુસરણ કરનારા માર્ગાનુસારી કે સસ્કારી ગણાય છે તેના પાત્રીશ નિયમો આ પ્રમાણે સમજવા

## માર્ગાનુસારીના પાત્રીશ નિયમો

(૧) વૈભવ ન્યાયથી મેળવવો

(૨) વિવાહ સમાન કુલ-આચારવાળા પણ અન્ય ગોત્રીથી કરવો

(૩) શિષ્ટાચારની પ્રશસા કરવી

(૪) છ અતરશત્રુઓનો ત્યાગ કરવો કામ, ક્રોધ, લોભ, માન, મદ અને હર્ષ એ છ અતરના શત્રુઓ છે

(૫) ઇદ્રિયોને કાબૂમા રાખવી

(૬) ઉપદ્રવવાળા સ્થાનનો ત્યાગ કરવો અહી ઉપ

દ્રવથી શત્રુની ચડાઇ, બળવો જાગવો, રોગચાળો ફાટી નીકળવો, દુકાળ પડવો, અતિવૃષ્ટિ થવી વગેરે ઉપદ્રવકારી ઘટનાઓ સમજવી.

(૭) સારા પડોશવાળાં અતિ પ્રકટ પણ નહિ અને અતિ ગુપ્ત પણ નહિ, એવા ઘણાં દ્વારો વિનાનાં ઘરમાં રહેવું.

સારા પાડોશમાં રહેતાં જીવન પર સારી અસર થાય છે અને ખરાબ પાડોશમાં રહેતાં જીવન પર ખરાબ અસર થાય છે. અતિ પ્રકટ એટલે રાજમાર્ગ ઉપર. ત્યાં ચોરી વગેરેનો ભય વિશેષ રહે છે. અને અતિ ગુપ્ત એટલે ગલી-કુંચીમાં. ત્યાં રહેતાં ગૃહની શોભા રહેતી નથી. માટે એવાં સ્થાને રહેવાનો નિષેધ કર્યો છે. ઘણાં દ્વારવાળાં ઘરમાં રહેતાં ધન અને કુલસ્ત્રીઓની રક્ષા થઈ શકતી નથી.

(૮) પાપથી ડરતાં રહેવું.

(૯) પ્રસિદ્ધ દેશાચાર પ્રમાણે વર્તવું.

(૧૦) કોઇનો અવર્ણવાદ બોલવો નહિ અર્થાત્ કોઈની નિંદા કરવી નહિ. રાજા વગેરેનો ખાસ કરીને અવર્ણવાદ બોલવો નહિ, કારણ કે તેથી સર્વનાશ થવાનો પ્રસંગ આવે છે.

(૧૧) ખર્ચ આવક પ્રમાણે રાખવો.

(૧૨) પોશાક વૈભવ પ્રમાણે રાખવો.

(૧૩) માતાપિતાની સેવા કરવી.

(૧૪) સંગ સદાચારી પુરુષોનો કરવો.

(૧૫) કરેલા ઉપકારને જાણવો. કોઇએ નાનો સરખો ઉપકાર કર્યો હોય તો પણ તેને ભૂલવો નહિ.

(૧૬) અજીર્ણ હોય તો જમવુ નહિ

(૧૭) અવસરે પ્રકૃતિને અનુકૂળ આશક્તિ વિના ભોજન કરવું

(૧૮) સારી વર્તણુકવાળા અને જ્ઞાનવૃદ્ધોની સેવા કરવી

(૧૯) નિંદ્ય કામમા પ્રવૃત્તિ કરવી નહિ જે કામ સમાજમા અધમ, હલકુ કે નિંદ્ય ગણાતું હોય તેમા પ્રવૃત્તિ કરવાથી પ્રતિષ્ઠાનો નાશ થાય છે અને પ્રતિષ્ઠનો નાશ થતા ક્રમશ સર્વનો નાશ થાય છે

(૨૦) જે ભરણપોષણ કરવા યોગ્ય હોય તેનુ ભરણ પોષણ કરવું માતા, પિતા, દાદા, દાદી, પત્ની, પુત્રાદિ પરિવાર તથા આશ્રયે રહેલા સગાવહાલા અને નોકરચાકર ભરણપોષણ કરવા યોગ્ય છે તેમા માતાપિતા, સતી સ્ત્રી અને પોતાના નિર્વાહની શક્તિ ન હોય તેવા પુત્રપુત્રીઓનું ભરણપોષણ તો કોઈ પણ ભોગે એટલે નોકરી, ચાકરી કે સામાન્ય ગણાતો હોય એવો ધધો કરીને પણ કરવું અને સ્થિતિ સારી હોય તો બીજા સગાવહાલાનુ પણ પોષણ કરવું અને અસહાય જ્ઞાતિજનોને પણ બનતી મદદ કરવી

(૨૧) દીર્ઘદર્શી થવું લાભાલાભનો પૂરતો વિચાર કર્યા વિના કોઇ પ્રવૃત્તિમા ઝપલાવવાથી ઘણુ મોટુ નુકશાન સહન કરવું પડે છે જ્યારે દીર્ઘદર્શીને પ્રાય વિપત્તિ આવતી નથી

(૨૨) રોજ ધર્મકથા સાભળવી

(૨૩) દયાળુ થવુ દયા એ ધર્મનુ મૂળ છે

(૨૪) બુદ્ધિના આઠ ગુણોનું સેવન કરવું. તે આ પ્રમાણે :

૧. શુશ્રૂષા એટલે તત્ત્વ સાંભળવાની ઈચ્છા. ૨. શ્રવણ એટલે તત્ત્વ સાંભળવું. ૩. ગ્રહણ એટલે સાંભળેલું ગ્રહણ કરવું. ૪. ધારણા એટલે ગ્રહણ કરેલાને ભૂલવું નહિ. ૫. ઉહ એટલે જે અર્થ ગ્રહણ કર્યો હોય તેની સંગતિ દાખલા દલીલપૂર્વક વિચારવી. ૬. અપોહ તે જ અર્થના અભાવમાં કેવી વિરુદ્ધ પરિસ્થિતિ હોય તે યુક્તિ–દૃષ્ટાન્તથી જોવું. ૭. ભ્રમાદિ દોષોથી રહિત અર્થનું જ્ઞાન મેળવવું. ૮. અર્થનો નિશ્ચિત બોધ કરવો આ આઠ ગુણોનું સેવન કરનારને તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થાય છે.

(૨૫) ગુણનો પક્ષપાત કરવો. અહીં ગુણ શબ્દથી ક્ષમા, નમ્રતા, સરલતા, સંતોષ, ઉદારતા, વાત્સલ્ય, ધૈર્ય, પવિત્રતા, સત્ય વગેરે સમજવા.

(૨૬) હમેશા અદુરાગ્રહી બનવું. પોતાની વાત ખોટી જણાય છતાં ન છોડવી એ દુરાગ્રહ કહેવાય છે.

(૨૭) વિશેષજ્ઞ થવું—એટલે કે દરેક વસ્તુના ગુણ–દોષ બરાબર સમજવા.

(૨૮) અતિથિ, સાધુ અને દીનજનોની યોગ્યતા પ્રમાણે સેવા કરવી.

(૨૯) પરસ્પર બાધા ન આવે એ રીતે ધર્મ, અર્થ અને કામ એ ત્રણ વર્ગને સેવવા.

(૩૦) દેશ અને કાળથી વિરુદ્ધ પરિચર્યાનો ત્યાગ કરવો.

(૩૧) બલાબલ વિચારીને કામ કરવું

(૩૨) લોકલાગણી ધ્યાનમા રાખીને વર્તવુ

(૩૩) પરોપકાર કરવામા કુશળ થવુ જે મનુષ્ય પોતાની શક્તિ પ્રમાણે કોઇના ઉપર નાનો કે મોટો ઉપકાર કરે છે, તેનુ જીવન ધન્ય ગણાય છે બાકીના મનુષ્યો કાગડા-કૂતરાની માફક માત્ર પોતાનુ પેટ ભરનારા હોઈ તેમની ગણના શેમા કરવી ? એ તમે જ કહો અહીં અમને સોરઠના એક લોકકવિએ કહેલો સોરઠો યાદ આવે છે

કરમા પહેરે કડા, પણ કર પર કર મેલે નહિ,
એને જાણવા મડા, સાચુ સોરઠિયો ભણે

(૩૪) લજ્જાવાન થવુ

(૩૫) મુખાકૃતિ સૌમ્ય રાખવી

## મધ્યમ અને ઉત્તમ કોટિના ગૃહસ્થો

સરકારી ગૃહસ્થો મધ્યમ કોટિના ગણાય છે તેઓ ધર્મ અર્થાત્ દેશવિરતિ ચારિત્ર સરળતાથી પામી શકે છે ખેતર ખેડાયેલુ હોય તો તેમા સારો પાક ઉતરે એ સહુ સમજી શકે એવી વાત છે

જે ગૃહસ્થો સમ્યકત્વયુક્ત શ્રાવકના બાર વ્રતો ધારણ કરે છે, તેને અહીં ધર્મપરાયણ એટલે દેશવિરતિ ચારિત્રવાળા સમજવાના છે આ ગૃહસ્થો ઉત્તમ કોટિના ગણાય છે અને તેઓ સર્વવિરતિ એટલે સાધુજીવનનો સરળતાથી સ્વીકાર કરી શકે છે

સમ્યકત્વયુક્ત શ્રાવકના બાર વ્રતો કેવા હોય છે, તે

અહીં ટુંકમાં જણાવીશું. ટુંકમાં એટલા માટે કે તેનું વિસ્તારથી વર્ણન કરવું હોય તો એક વ્યાખ્યાનમાળા જ યોજવી પડે અને હવે તેટલો સમય આપણી પાસે નથી.

સમ્યક્ત્વ હોય તો જ વ્રતો ટકે છે, એટલે સમ્યક્ત્વની ધારણા આવશ્યક છે.

## સમ્યક્ત્વની ધારણા

સમ્યક્ત્વ અને વ્રતો ગ્રહણ કરવાનો ખાસ વિધિ છે. તે ઉત્તમ ક્ષેત્રમાં, ઉત્તમ મુહૂર્તે, પરીક્ષિત શિષ્યને, પ્રભુજીની સમક્ષ કરાવવામાં આવે છે. તે વખતે સમ્યક્ત્વ ગ્રહણ કરનારને નીચે મુજબ પ્રતિજ્ઞા કરવાની હોય છે :

अरिहंतो-मह देवो, जावज्जीवं सुसाहुणो गुरुणं ।
जिणपन्नत्त तत्तं, इअ सम्मत्तं मए गहियं ॥

'આજથી મારે જાવજ્જીવ પર્યંત શ્રી અરિહંત એ જ દેવ, સુસાધુ એ જ ગુરુ અને કેવલી ભગવંતનું વચન એ જ તત્ત્વ અર્થાત્ ધર્મરૂપે માન્ય છે. ને સિવાય બીજા કોઈ દેવ ગુરુ–ધર્મને આદરું નહિ–સેવું નહિ. આ રીતે મેં સમ્યક્ત્વ દેવ, ગુરુ અને સંઘની સાક્ષીએ ગ્રહણ કર્યું છે.'

## બાર વ્રતોનાં નામ

શ્રાવકનાં બાર વ્રતોનાં નામ આગળ ગુણસ્થાનના વર્ણનપ્રસંગે ગણાવી ગયા છીએ, તો પણ અહીં દેશવિરતિ ચારિત્રનો ખાસ અધિકાર હોવાથી તેની ગણના પુનઃ કરાવીશું. મંત્રોચ્ચારમાં જેમ અમુક શબ્દો બે વાર બોલવાથી તેની શક્તિ વધે છે, તેમ નિત્ય ઉપયોગી વ્રતોનાં

નામ બીજી વાર લેવાથી તે વધારે પાકા થાય છે, અથવા વિસ્મૃતિ થઈ હોય તો તેનું અનુસંધાન થઈ જાય છે બાર વ્રતોના નામ આ પ્રમાણે સમજવા

(૧) સ્થૂલ-પ્રાણાતિપાતવિરમણ-વ્રત
(૨) સ્થૂલ-મૃષાવાદ-વિરમણ-વ્રત
(૩) સ્થૂલ-અદત્તાદાન-વિરમણ-વ્રત
(૪) સ્થૂલ-મૈથુન-વિરમણ-વ્રત
(૫) પરિગ્રહ-પરિમાણ-વ્રત
(૬) દિક્-પરિમાણ-વ્રત
(૭) ભોગોપભોગ-પરિમાણ-વ્રત
(૮) અનર્થદંડ-વિરમણ-વ્રત
(૯) સામાયિક-વ્રત
(૧૦) દેશાવકાશિક-વ્રત
(૧૧) પૌષધ-વ્રત
(૧૨) અતિથિસંવિભાગ-વ્રત

## વ્રતોના વિભાગો

આ બાર વ્રતોમાં પહેલા પાંચને અણુવ્રતો કહેવામાં આવે છે, કારણ કે તે મહાવ્રતની અપેક્ષાએ અણુ અર્થાત્ ઘણા નાના છે પછીના ત્રણને ગુણવ્રતો કહેવામાં આવે છે, કારણકે તે ચારિત્રના ગુણોની પુષ્ટિ કરનારા છે અને છેલ્લા ચારને શિક્ષાવ્રતો કહેવામાં આવે છે, કારણ કે તે આત્માને સાધુજીવનની શિક્ષા કે તાલીમ આપનારા છે એક અપેક્ષાએ શિક્ષાવ્રતો પણ ગુણવ્રતો જ છે, એટલે પાંચ અણુવ્રતો

સિવાયનાં બાકીનાં સાતે વ્રતોને ગુણવ્રતો માનવામાં પણ કંઈ હરકત નથી. આ દૃષ્ટિએ જ શાસ્ત્રોમાં કેટલીક જગાએ સાત ગુણવ્રતોનો ઉલ્લેખ આવે છે.

## પહેલું સ્થૂલ-પ્રાણાતિપાત-વિરમણ-વ્રત

જે વ્રતોમાં કંઈ છૂટછાટ ન હોય તે સૂક્ષ્મ અને જેમાં છૂટછાટો હોય તે સ્થૂલ. આ રીતે પાંચે અણુવ્રતોને સ્થૂલ કહેવામાં આવે છે.

પ્રાણાતિપાત એટલે હિંસા, તેમાંથી વિરમણ પામવાનું અર્થાત્ વિરમવાનું-અટકવાનું જે વ્રત તે પ્રાણાતિપાત-વિરમણ--વ્રત. આ વ્રતમાં સંકલ્પથી નિરપેક્ષપણે નિરપરાધી ત્રસ જીવની હિંસાનો ત્યાગ કરવામાં આવે છે. તેનો મર્મ થોડાં વિવેચનથી તમે સમજી શકશો.

આ જગતમાં જીવો બે પ્રકારના છે : ત્રસ અને સ્થાવર. તેમાં ગૃહસ્થો ત્રસ જીવની હિંસા છોડી શકે છે, પણ સ્થાવરની હિંસા સર્વાંશે છોડી શકતા નથી. અલબત્ત, તેની જયણા કરી શકે છે અને તે કરવી જ જોઈએ.

ત્રસ જીવોમાં કેટલાક નિરપરાધી હોય છે અને કેટલાક સાપરાધી હોય છે. જેણે કોઈ પણ પ્રકારનો અપરાધ એટલે ગુનો ન કર્યો હોય તે નિરપરાધી, અને જેણે કોઈ પણ પ્રકારનો અપરાધ ગુનો કર્યો હોય તે અપરાધી. કોઈ સ્ત્રી, બહેન, બેટી કે પુત્રપરિવાર પર હુમલો કરે, ગામ ભાંગે, ધર્મસ્થાનો લૂંટે કે તારાજ કરે તથા દેશ પર ચડાઈ કરે તે અપરાધી ગણાય. આવા સાપરાધીને ગૃહસ્થ તદ્દન જતો

કરી શકે નહિ, એટલે કે તેની સામે લડે અને તેને યોગ્ય શિક્ષા કરે તો પણ વ્રત ભાગે નહિ વ્રતધારી રાજાઓ, મંત્રીઓ તથા દંડનાયકો આ રીતે શત્રુઓ સામે લડયા છે અને તેમણે દેશ, સમાજ તથા ધર્મની રક્ષા કરી છે આ કારણે ગૃહસ્થોને નિરપરાધી ત્રસ જીવોની હિંસાનો ત્યાગ અને સાપરાધી ત્રસ જીવોની જયણા હોય છે

નિરપરાધી ત્રસ જીવોની હિંસા બે પ્રકારે થાય છે એક તો સંકલ્પથી એટલે ઇરાદાપૂર્વક અને બીજી આરંભથી એટલે જીવનની જરૂરીઆત માટે આ બે પ્રકારની હિંસામાથી ગૃહસ્થો સંકલ્પપૂર્વકની નિરપરાધી ત્રસ જીવની હિંસાનો ત્યાગ અને આરંભની જયણા કરી શકે છે

હવે નિરપરાધી ત્રસ જીવોની સંકલ્પપૂર્વકની હિંસા પણ બે પ્રકારે થાય છે એક નિરપેક્ષપણે અને બીજી સાપેક્ષપણે ખાસ કારણ વિના નિર્દય માર મારવો કે બીજી રીતે દુઃખ ઉપજાવવું, એ નિરપેક્ષપણે થતી હિંસા છે અને કારણવશાત્ તાડન-બધન વગેરે કરવું તે સાપેક્ષહિંસા છે ગૃહસ્થો આજીવિકા માટે ગાય, ભેંસ, ઘેટા, બકરા આદિ પશુઓને પાળે, તેને કારણવશાત્ તાડન-બધન કરવું પડે છે તે જ રીતે પુત્ર-પુત્રીઓને શિક્ષા આપવા માટે પણ તાડન-તર્જન વગેરે કરવું પડે છે તેથી ગૃહસ્થોને નિરપરાધી ત્રસ જીવોની સંકલ્પપૂર્વક નિરપેક્ષપણે થતી હિંસાનો ત્યાગ હોય છે અને સાપેક્ષપણે થતી હિંસાની જયણા હોય છે (યતના એટલે બને ત્યાં સુધી રક્ષણ કરવું )

સાધુઓની હિંસાને વીશ વસા ગણીએ તો આ

અહિંસા સવા વસો છે, અર્થાત્ સોળમા ભાગની છે; આમ છતાં તેનું પાલન ઘણું હિતાવહ છે. જે ગૃહસ્થ આ પ્રકારનું વ્રત લઈ તેનું યથાર્થ પાલન કરે છે, તેનાં હૃદયમાં સર્વ પ્રાણીઓને માટે દયાનો ઝરો અખંડ વહેતો રહે છે અને છેવટે તે વિશ્વના સર્વ પ્રાણીઓનો સાચો મિત્ર બની શકે છે.

ધર્મમાં અહિંસા ધર્મ મોટો છે, એટલે પ્રથમ વ્રત હિંસાત્યાગનું લેવાય છે. બીજાં બધાં વ્રતો આ અહિંસારૂપી વૃક્ષનાં ડાળી-ડાંખળાં છે, એમ કહીએ તો પણ ખોટું નથી. અહિંસા જીવનાં રક્ષણ અને પોષણને માટે છે.

## બીજું સ્થૂલ-મૃષાવાદ-વિરમણ-વ્રત

મૃષા વદવું તે મૃષાવાદ. તેમાંથી અટકવાનું જે સ્થૂલ વ્રત તે સ્થૂલ મૃષાવાદ-વિરમણ-વ્રત. તેમાં નીચેની પ્રતિજ્ઞા લેવામાં આવે છે. :

(૧) કન્યા કે વર સંબંધી ખોટું બોલવું નહિ.

(૨) ગાય, ભેંસ વગેરે જનાવરો સંબંધી ખોટું બોલવું નહિ.

(૩) જમીન, ખેતર વગેરે સંબંધી ખોટું બોલવું નહિ.

(૪) કોઈની થાપણ ઓળવવી નહિ.

(૫) કોર્ટ-કચેરીમાં કે પંચ-લવાદ સમક્ષ ખોટી સાક્ષી આપવી નહિ.

## ત્રીજું સ્થૂલ-અદત્તાદાન-વિરમણ-વ્રત

અદત્તાદાન એટલે ચોરી. તેનો ત્યાગ કરવાનું સ્થૂલ

વ્રત તે સ્થૂલ-અદત્તાદાન-વિરમણ-વ્રત આ વ્રત નીચે પ્રમાણે લેવામા આવે છે

(૧) કાઈના ઘર-દુકાનમા ખાતર પાડવુ નહિ
(૨) ગાંઠ છોડીને કે પેટી-પટારા ઉઘાડીને કોઈની વસ્તુ કાઢી લેવી નહિ
(૩) ધાડ પાડવી નહિ
(૪) તાળા પર કુચી કરીને એટલે તાળુ ઉઘાડીને કોઈની વસ્તુ કાઢી લેવી નહિ
(૫) પરાઈ વસ્તુને પોતાની કરી લેવી નહિ

ચોરેલો માલ રાખવો નહિ અને ચોરને ઉત્તેજન મળે તેવુ કઈ પણ કરવુ નહિ ચોરીનો માલ રાખવો કે ચોરને ઉત્તેજન આપવું એ પણ ચોરી જ છે, માટે આ વ્રત લેનારે તેનાથી બચવાનુ છે

## ચોથુ સ્થૂલ-મૈથુન-વિરમણ-વ્રત

આ વ્રતને સ્વદારા-સંતોષ-વ્રત પણ કહેવામા આવે છે સ્વદારા એટલે જેનો પંચની સાક્ષીએ હાથ ગ્રહણ કર્યો છે, તેવી સ્ત્રી તેનાથી સંતોષ માનવો એટલે પોતાની સ્ત્રી સિવાય મોટી તેટલી ભગિની એમ માનીને તેમના પ્રત્યે કદી પણ કુદૃષ્ટિ કરવી નહિ પરદારાગમન-વિરમણ-વ્રતમા કુવારી કન્યાઓ, વિધવાઓ, રખાતો વગેરેના ત્યાગનો સ્પષ્ટ સમાવેશ થતો નથી એટલે તેની સરખામણીમા સ્વદારા-સંતોષ-વ્રત ઘણુ મોટુ છે શ્રી હેમચદ્રાચાર્ય કહે છે કે જે પોતાની સ્ત્રીથી જ સંતુષ્ટ છે અને વિષયોમા વિરક્ત છે,

તે ગૃહસ્થ હોવાં છતાં પોતાના શીલથી સાધુના સરખો ગણાય છે.

આ વ્રતનો મહિમા જાણીતો છે, એટલે હાલ તેના પર વિશેષ વિવેચન કરતા નથી.

## પાંચમું પરિગ્રહ-પરિમાણ-વ્રત

પોતાના થકી ધન, ધાન્ય, ક્ષેત્ર, વાસ્તુ એટલે મકાન, રૂપું, સોનું, રાચરચીલું, દ્વિપદ એટલે નોકરચાકર અને ચતુષ્પદ એટલે ઢોરઢાંખર રાખવા, તે પરિગ્રહ કહેવાય છે. તેનું પરિમાણ કરવું એટલે તેની મર્યાદા બાંધવી. શાસ્ત્રકારો કહે છે કે 'જેમ ઘણા ભારથી ભરેલું મોટું વહાણ સમુદ્રમાં ડૂબી જાય છે, તેમ પરિગ્રહના મમત્વરૂપી ભારથી પ્રાણીઓ સંસારરૂપ સમુદ્રમાં ડૂબી જાય છે.' તેથી પરિગ્રહ જરૂર જેટલો જ રાખવો, પણ તેથી અધિક રાખવો નહિ. મનુષ્યો અનેકવિધ પાપો આ પરિગ્રહ માટે જ કરે છે, એટલે તેની મર્યાદા થાય તો પાપનું પ્રમાણ ઘટી જાય અને સંતોષનો ગુણ ખીલતો રહે.

## છઠ્ઠું દિક્-પરિમાણ-વ્રત

ગૃહસ્થ જીવનને સંતોષી બનાવવા માટે જેમ પરિગ્રહનું પરિમાણ આવશ્યક છે, તેમ દિક્ એટલે દિશાઓનું પરિમાણ પણ આવશ્યક છે. આ વ્રતમાં અમુક દિશામાં અમુક અંતરથી વધારે જવું નહિ, એવી પ્રતિજ્ઞા લેવાય છે.

## સાતમું ભોગોપભોગ-પરિમાણ-વ્રત

જે વસ્તુ એક વાર ભોગવાય તે ભોગ. જેમકે આહાર,

પાન, સ્નાન, ઉદ્વર્તન, વિલેપન, પુષ્પધારણ વગેરે, અને જે વસ્તુ વધારે વખત ભોગવાય તે ઉપભોગ જેમકે—વસ્ત્ર, આભૂષણ, શયન, આસન, વાહન વગેરે આ વ્રતથી ભોગ અને ઉપભોગની તમામ વસ્તુઓની મર્યાદા કરવામા આવે છે ભોગની વસ્તુમા આહારપાણી મુખ્ય છે તેમા બાવીશ અભક્ષ્યનો ત્યાગ કરવો જોઈએ અને બીજાની મર્યાદા કરવી જોઈએ બાવીશ અભક્ષ્યના નામો આ પ્રમાણે સમજવા –

| | |
|---|---|
| ૧ વડના ફળ | ૧૨ વિષ-ઝેર |
| ૨ પીંપળના ફળ | ૧૩ સર્વ પ્રકારની માટી |
| ૩ ઊંબરા | ૧૪ રાત્રિભોજન |
| ૪ અંજીર | ૧૫ બહુબીજ |
| ૫ કાકોદુબર | ૧૬ અનતકાય |
| ૬ દારૂ | ૧૭ બોળ અથાણા |
| ૭ માસ | ૧૮ ઘોલવડા |
| ૮ મધ | ૧૯ વતાક-રીંગણા |
| ૯ માખણ | ૨૦ અજાણ્યા ફળ-ફૂલ |
| ૧૦ હિમ અથવા બરફ | ૨૧ તુચ્છ ફળ |
| ૧૧ કરા | ૨૨ ચલિતરસ |

આ વ્રત ધારણ કરનારે કર્મ એટલે ધધા સબધમા પણ ઘણો વિવેક રાખવો પડે છે ખાસ કરીને જે ધધાઓમા ઘણી હિંસા થાય તેવો ધધો કરવો કલ્પતો નથી શાસ્ત્રોમા આવા ધધાઓને માટે કર્માદાન શબ્દનો પ્રયોગ કરવામા આવ્યો છે કર્માદાન પદર છે, તે આ પ્રમાણે (૧) અગા

રકર્મ એટલે જેમાં અગ્નિનું વિશેષ પ્રયોજન પડે તેવો ધંધો (૨) વનકર્મ એટલે વનસ્પતિઓને કાપીને વેચવાનો ધંધો. (૩) શકટકર્મ એટલે ગાડાં બનાવીને વેચવાનો ધંધો. (૪) ભાટકકર્મ એટલે પશુઓ વગેરે ભાડે આપવાનો ધંધો. (૫) સ્ફોટકકર્મ એટલે પૃથ્વ તથા પત્થરને ફોડવાનો ધંધો. (૬) દંતવાણિજ્ય એટલે હાથીદાંત વગેરેનો વેપાર. લાક્ષાવાણિજ્ય એટલે લાખ વગેરેનો વેપાર. (૮) રસવાણિજય એટલે દૂધ, દહીં, ઘી, તેલ વગેરેનો વેપાર. (૯) કેશવાણિજ્ય એટલે મનુષ્ય તથા પશુઓનો વેપાર. (૧૦) વિષવાણિજ્ય એટલે ઝેર અને ઝેરી પદાર્થોનો વ્યાપાર. (૧૧) યંત્રપીલનકર્મ એટલે અનાજ, બીયાં તથા ફળફૂલ પીલી આપવાનું કામ. (૧૨) નિર્લંછનકર્મ એટલે પશુઓનાં અંગોને છેદવા, ડામ દેવા વગેરેનું કામ. (૧૩) દવદાનકર્મ એટલે વન, ખેતર વગેરેમાં આગ લગાડવાનું કામ. (૧૪) જલશોષણકર્મ એટલે સરોવર, તળાવ તથા ધરા વગેરે સૂકવવાનું કામ અને (૧૫) અસતી-પોષણ એટલે કુલટા કે વ્યભિચારી સ્ત્રીઓને પોષવાનું કે હિંસક પ્રાણીઓને ઉછેરીને તેને વેચવાનુ કામ.

## આઠમું અનર્થદંડ-વિરમણ-વ્રત

જે હિંસા વિશિષ્ટ પ્રયોજન કે અનિવાર્ય કારણ વિના કરવામાં આવે તે અનર્થદંડ કહેવાય. તેમાંથી બચવાનું વ્રત તે અનર્થદંડ–વિરમણ–વ્રત. આ વ્રતમાં અપધ્યાન, પાપોપદેશ, હિંસ્રપ્રદાન અને પ્રમાદાચરણનો ત્યાગ કરવાનો હોય છે. અપધ્યાન એટલે આર્ત્ત તથા રૌદ્રધ્યાન, પાપોપદેશ એટલે

બીજાને પાપ કરવાની પ્રેરણા મળે તેવી સૂચના–સલાહ, હિંસપ્રદાન એટલે હિંસાકારી શસ્ત્રસાધન બીજાને આપવા અને પ્રમાદાચરણ એટલે નાટક, તમાશા, પશુઓના યુદ્ધ, ગંજીપા–મોગઠા વગેરેની રમત વગેરેમા ભાગ લેવો

## નવમુ સામાયિક–વ્રત

પાપવ્યાપાર અને દુર્ધ્યાનથી રહિત આત્માનો બે ઘડી–પ્રમાણ સમતાભાવ તે સામાયિક–વ્રત સામાયિક કરતી વખતે શ્રાવક સાધુની સમાન થાય છે, તેથી તેને બહુ વાર કરવાનો ઉપદેશ છે સામાયિક કરતી વખતે દશ મનના, દશ વચનના તથા બાર કાયાના દોષો ટાળવા જોઈએ, તો જ સામાયિક શુદ્ધ થયુ કહેવાય શુદ્ધ સામાયિકની કિંમત આ જગતના કોઈ પાર્થિવ પદાર્થથી થઈ શકતી નથી તેથી જ કહ્યુ છે કે–

> दिवसे दिवसे लक्खं, देइ सुवण्णस्स खंडिओ एगो ।
> इअरो पुण सामाइयं, करेइ न पहुप्पए तस्स ॥

'એક મનુષ્ય રોજ લાખ ખાંડી સોનાનુ દાન કરે અને બીજો મનુષ્ય એક સામાયિક કરે, તો પણ દાન દેનારો સામાયિક કરનારને પહોચે નહિ, અર્થાત્ તેના જેટલો લાભ મેળવે નહિ '

## દશમુ દેશાવકાશિક–વ્રત

વ્રતોમા રાખેલી સામાન્ય છૂટોનો દૈનિક જીવન પૂરતો સંકોચ કરવો તે દેશાવકાશિક વ્રત કહેવાય તેમા રોજ પ્રાત.કાળે નીચેની ચૌદ વસ્તુને લગતા નિયમો ધારવાના હોય છે (૧) વસ્તુ, (૨) દ્રવ્ય, (૩) વિકૃતિ–વિગઈ, (૪)

ઉપાનહ–જોડાં, (૫) તંબોલ, (૬) વસ્ત્ર, (૭) કુસુમ, (૮) વાહન, (૯) શયન–પલંગ–પથારી, (૧૦) વિલેપન, (૧૧) બ્રહ્મચર્ય, (૧૨) દિશા, (૧૩) સ્નાન અને (૧૪) ભોજન.

આખા દિવસમાં આઠ સામાયિક અને સવાર સાંજ પ્રતિક્રમણ એમ કુલ દશ સામાયિક કરવાથી દેશાવકાશિક કરવાનો વ્યવહાર આજે પ્રચલિત છે.

## અગિયારમું પોષધ-વ્રત

પર્વતિથિ વગેરેના દિવસે દેશથી અથવા સર્વથી આહાર, શરીરસત્કાર, ગૃહવ્યાપાર અને અબ્રહ્મચર્યનો ત્યાગ કરી આઠ પ્રહર કે ચાર પ્રહર સુધી સામાયિકની કરણી કરવી, તે પોષધ કહેવાય છે.

## બારમું અતિથિસંવિભાગ-વ્રત

ભક્તિપૂર્વક આહાર, વસ્ત્ર, પાત્ર વગેરેનું અતિથિને એટલે સાધુઓને દાન કરવું તે અતિથિસંવિભાગ વ્રત કહેવાય છે. સાધુઓને ભકિતપૂર્વકદાન આપવાથી ધન સાર્થવાહે તથા નયસારે સમકિત ઉપાર્જન કર્યું અને પરંપરાએ તીર્થંકર નામકર્મ બાંધ્યું તથા સંગમે બીજા ભવમાં શાલિભદ્ર બનીને અપૂર્વ રિદ્ધિસિદ્ધિ ભોગવી, એ વસ્તુ તમારા ખ્યાલમાં જ હશે

## શ્રાવકની દિનચર્યા

દેશવિરતિ ચારિત્રને ધારણ કરનાર ગૃહસ્થની દિનચર્યા કેવી હોય ? તેનું વર્ણન શાસ્ત્રકારોએ નવકારેણ વિબોહો એ પદથી શરૂ થતી ગાથામાં કર્યું છે, તે પણ અહીં જણાવી દઈએ.

શ્રાવકે પંચપરમેષ્ઠિનાં મંગલ સ્મરણપૂર્વક ચાર ઘડી

રાત બાકી રહે ત્યારે નિદ્રાનો ત્યાગ કરવો જોઈએ પછી ધર્મજાગરિકા કરવી જોઈએ, એટલે ધર્મ સબંધી વિચારણા કરવી જોઈએ ત્યાર બાદ રત્નત્રયીની શુદ્ધિ માટે ષડાવશ્યકરૂપ પ્રતિક્રમણ કરવુ જોઈએ તે કર્યા પછી ચૈત્યવદન કરવુ જોઈએ અને પચ્ચકખાણ લેવુ જોઈએ

પછી જિનભવને-જિનમદિરે જઈને ત્યા પુષ્પમાલા, ગધ વગેરે વડે જિનબિબોનો સત્કાર કરવો જોઈએ અને ત્યાથી ગુરુની પાસે જઈને તેમને વદન કરીને વિધિપૂર્વક પચ્ચકખાણુ લેવુ જોઈએ ત્યાર પછી તેમની આગળ ધર્મ શ્રવણ કરી, સુખશાતાની પૃચ્છા કરવી જોઈએ અને ભાત-પાણીનો લાભ આપવાની વિનતિ કરવી જોઈએ જો ગુરુ મહારાજને ઔષધ આદિનો ખપ હોય તો તે અગે ઉચિત કરવું જોઈએ ત્યાર પછી ભોજન કરી શકાય

પછી લૌકિક અને લોકોત્તર બને દષ્ટિએ અનિંદિત એવા વ્યવહારની સાધના કરી શકાય ત્યાર બાદ એટલે સાયકાળે સમયસર ભોજન કરી દિવસચરિમ પ્રત્યાખ્યાન વડે સવરને સારી રીતે ધારણ કરવો જોઈએ અને જિન બિબોની અર્ચા, ગુરુવદન, સામાયિક-પ્રતિક્રમણુ વગેરે ક્રિયાઓ કરવા જોઈએ

પછી સ્વાધ્યાય, સયમ, વૈયાવૃત્ય વગેરેથી પરિશ્રમિત થયેલા સાધુની પુષ્ટ આલબન રૂપ વિશ્રામણા કરવી જોઈએ અને નવકારચિંતન આદિ ઉચિત યોગોનુ અનુષ્ઠાન કરવુ જોઈએ ત્યાર પછી સ્વગૃહે પાછા ફરીને પોતાના પરિવારને

બોધદાયક કથાઓ તથા સુંદર સુભાષિતો વડે ધર્મનું સ્વરૂપ સમજાવવું જોઈએ, જેથી તે ધર્મભાવનાવાળો થાય. પછી વિધિપૂર્વક શયન કરવા માટે દેવ-ગુરુ વગેરે ચારનાં શરણ અંગીકાર કરવા જોઈએ.

આ વખતે મોહ પ્રત્યેની જુગુપ્સા વડે પ્રાયઃ અબ્રહ્મચર્યમાં વિરતિ રાખવી જોઈએ અને સ્ત્રીનાં અંગોપાંગોની અશુચિતા વગેરેનો વિચાર કરી તેનો ત્યાગ કરનાર મહાપુરુષોનું હૃદયથી બહુમાન કરવું જોઈએ.

પછી 'મારા ચારિત્રશીલ ધર્માચાર્ય ગુરુ આગળ ક્યારે દીક્ષા લઈશ?' એવો મનોરથ કરવો જોઈએ. ત્યાર બાદ નિદ્રાધીન થવું જોઈએ.

જેઓ આ પ્રકારની દિનચર્યા વડે પોતાનો દિવસ વ્યતીત કરે છે, તેનાં ચારિત્રનું ઉત્તમ પ્રકારે ઘડતર થાય છે.

આમાંથી આજે કેટલું થાય છે અને કેટલું નહિ? તે તમારી જાતને પૂછી જુઓ. શાસ્ત્રકારોએ જે નિયમો બતાવ્યા છે, તે તમારાં ભલાંને માટે છે; એટલે તેનો બની શકે તેટલો વધારે આદર કરો, એ અમારે ખાસ કહેવાનું છે.

સર્વવિરતિ ચારિત્રનું વર્ણન બાકી રહ્યું, તે અવસરે કહેવાશે.



વ્યાખ્યાન છેતાલીસમુ

## સમ્યક્ ચારિત્ર

[ ૨ ]

મહાનુભાવો !

આપણા પવિત્ર જિનાગમોમા કહ્યુ છે કે 'गारत्थेहिं सव्वेहिं साहवो सजमुत्तरा–સર્વ ગૃહસ્થો કરતા સાધુઓ સયમમા શ્રેષ્ઠ હોય છે' તાત્પર્ય કે એક ગૃહસ્થ ગમે તેટલુ ઊચુ ચારિત્ર ધરાવતો હોય તો પણ તે સામાન્ય સાધુની બરાબરી કરી શકતો નથી આથી સર્વવિરતિ ચારિત્ર કેટલુ ઊચુ છે ? તેનો ખ્યાલ તમને આવી શકશે

### સર્વવિરતિ ચારિત્રનો અધિકારી

'સર્વવિરતિ ચારિત્ર માટે કોણ અધિકારી ગણાય ?' એ સબધમા શાસ્ત્રોએ ઘણી ઊડી વિચારણા કરી છે, પરતુ તે બધાનો સાર એ છે કે જે આત્મા સસારની અસારતાને બરાબર સમજી ચૂક્યો હોય, ભવભ્રમણથી અત્યત ખેદ પામેલો હોય અને વિનયાદિગુણોથી યુક્ત હોય તેને સર્વવિરતિચારિત્રને યોગ્ય ગણવો

સર્વવિરતિચારિત્ર ધારણ કરનારને સાધુ, અણગાર, ભિક્ષુ, યતિ, સયતિ, પ્રવજિત, નિર્ગ્રંથ, વિરત, ક્ષાત, દાત, મુનિ, તપસ્વી, ઋષિ, યોગી, શ્રમણ વગેરે અનેક નામોથી ઓળખવામા આવે છે

સવવિરતિચારિત્ર અગીકાર કરતાં પ્રશ્નશુદ્ધિ, કાલશુદ્ધિ,

ક્ષેત્રશુદ્ધિ, દિશાશુદ્ધિ અને વંદનાશુદ્ધિ એમ પાંચ પ્રકારની શુદ્ધિ જાળવવાની હોય છે.

દીક્ષા લેવાની અભિલાષાથી કોઈ મુમુક્ષુ ગુરુ સમીપે આવે ત્યારે 'હે વત્સ ! તું કોણ છે ? કયાંથી આવ્યો ? તારા માતાપિતાનું નામ શું ? તારો ધાર્મિક અભ્યાસ કેટલો છે ? તને દીક્ષા લેવાનો ભાવ શાથી થયો ? તેં માતાપિતાની અનુમતિ લીધી છે કે કેમ ? તું દીક્ષાની જવાબદારી સમજે છે ખરો ?' વગેરે પ્રશ્નો પૂછીને જરૂરી માહિતી મેળવી લેવી તેને પ્રશ્નશુદ્ધિ કહે છે. જો આ પ્રશ્નના ઉત્તરો ઠીક ન મળે તો તેની વધારે તપાસ કરવી આવશ્યક ગણાય છે. અહીં નિમિત્તશાસ્ત્ર વગેરે દ્વારા પણ શિષ્યની પરીક્ષા કરવાનો વિધિ છે.

આ પરીક્ષામાં યોગ્ય જણાય તો તેને દીક્ષા દેવા માટે શુભ મુહૂર્ત જોવામાં આવે છે, તે કાલશુદ્ધિ સમજવી. ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ, ઉત્તરાફાલ્ગુની અને રોહિણી એ ચાર નક્ષત્રો દીક્ષા માટે બહુ સારાં ગણાય છે. બંને પક્ષની ચતુર્દશી, પૂનમ, આઠમ, નોમ, છઠ, ચોથ અને બારશ એ તિથિઓ દીક્ષા માટે વર્જ્ય છે, એટલે તે સિવાયની તિથિમાં દીક્ષા આપવી જોઈએ.

દીક્ષા સારાં સ્થાનમાં આપવી તે ક્ષેત્રશુદ્ધિ ગણાય. અહીં સારાં સ્થાનથી શેરડીનો વાઢ, ડાંગરનું ખેતર, સરોવરની પાળ, પુષ્પસહિત વનખંડ અર્થાત વાડી–બાગ–બગીચા–ઉદ્યાન, નદીનો કિનારો તથા જિનચૈત્ય સમજવાં.

દીક્ષા આપતી વખતે શિષ્યને પૂર્વાભિમુખ, ઉત્તરા-

ભિમુખ કે જે દિશામાં કેવલી ભગવંત વિચરતા હોય કે જિનચૈત્ય હોય તે દિશા તરફ મુખને રાખીને બેસાડવો તે દિશાશુદ્ધિ કહેવાય આજે સમવસરણની સામે દીક્ષા વિધિ કરવામાં આવે છે, તેનો હેતુ આ રીતે દિશાશુદ્ધિ સાચવવાનો છે

બાકી રહી વંદનાશુદ્ધિ તેમાં ચૈત્યવંદન-દેવવંદન, કાયોત્સર્ગ તથા વાસક્ષેપ, રજોહરણ અને વેશસમર્પણની ક્રિયા હોય છે

આ રીતે પાંચ પ્રકારની શુદ્ધિપૂર્વક મુમુક્ષુને દીક્ષા આપવામાં આવે છે તે વખતે ગુરુ તેને કરેમિ ભંતેનો પાઠ ઉચ્ચરાવે છે અને તેમાં સર્વ પાપના ત્રણ કરણ અને ત્રણ યોગે અર્થાત્ નવકોટિથી જાવ-જ્જીવના પચ્ચક્ખાણ કરાવે છે ત્યારબાદ અનુક્રમે વડી દીક્ષા વખતે પાંચ મહાવ્રતો ઉચ્ચરાવે છે અને છઠ્ઠું રાત્રિભોજન-વિરમણ-વ્રત પણ ધારણ કરાવે છે

## પહેલું મહાવ્રત

પહેલું મહાવ્રત પ્રાણાતિપાત-વિરમણ-વ્રત નામનું છે તેનાથી સૂક્ષ્મ-બાદર, સ્થાવર-ત્રસ સર્વ પ્રાણીઓની મન-વચન-કાયાથી હિંસા કરવી નહિ, કરાવવી નહિ તથા કરનારને સારો જાણવો નહિ, એવી પ્રતિજ્ઞા ગ્રહણ કરવામાં આવે છે આ આ મહાવ્રત સહુથી વધારે મહત્ત્વનું છે, એટલે તેને પ્રથમ ગ્રહણ કરાવવામાં આવે છે

સ્થાવર જીવોની હિંસાનો ત્યાગ કરવો એટલે પૃથ્વીકાય, અપ્કાય, તેજસ્કાય, વાયુકાય અને વનસ્પતિકાય એ કોઈની વિરાધના કરવી નહિ આવી પ્રતિજ્ઞાને લીધે સાધુ કોઈ પણ

પ્રકારની જમીન ખોદે નહિ; વાવ, તલાવ, કૂવા, સરોવર વગેરેમાં રહેલું, તેમજ વરસાદનું કાચું પાણી પીએ નહિ કે બરફનો ઉપયોગ કરે નહિ; ચકમક કે દીવાસળીનો ઉપયોગ કરીને યા બીજી રીતે અગ્નિ પ્રગટાવે નહિ, અગ્નિને સંકોરે નહિ, અગ્નિને સ્પર્શ પણ કરે નહિ. જ્યાં અગ્નિને જ સ્પર્શ કરે નહિ, ત્યાં ચૂલા સળગાવી રસોઈ તો કરે જ શાનાં ? રસોઈ કરતાં બધા સ્થાવર જીવોની વિરાધના થાય છે, એટલે સાધુ રસોઈ કરે નહિ. વળી તેઓ વીંઝણા વડે પવન ખાય નહિ કે કોઈ લીલોતરી તથા ધાન્યને અડે નહિ

ત્રસજીવોની હિંસાનો ત્યાગ હોવાને લીધે તેઓ કોઈ પણ પ્રવૃત્તિ એવી કરે નહિ કે જેમાં બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય તથા પંચેન્દ્રિય જીવોનો વધ થાય. સાધુએ ચાલતાં, બોલતાં, ખાતાંપીતાં, ઉઠતાં, બેસતાં, સૂતાં કોઈ પણ સૂક્ષ્મસ્થૂલ જીવની હિંસા ન થાય તે માટે ખૂબ કાળજી રાખવાની હોય છે અને તેથી જ રજોહરણ કે ઓઘો પોતાની પાસે રાખે છે. કોઈ જીવજંતુ નજરે પડે કે શરીર, વસ્ત્ર, પાત્ર વગેરે પર ચડ્યું હોય તો તેઓ આ રજોહરણની અતિ કોમળ દશીઓ વડે તેને કોઈ પ્રકારની ઈજા ન પહોંચે એ રીતે દૂર કરે છે.

## બીજું મહાવ્રત

બીજું મહાવ્રત મૃષાવાદ-વિરમણ-વ્રત નામનું છે. તેનાથી એવી પ્રતિજ્ઞા ગ્રહણ કરવામાં આવે છે કે ક્રોધ, લોભ, ભય કે હાસ્યથી કોઈ પણ પ્રકારનું અસત્ય બોલવું નહિ. બીજા

પાસે બોલાવવું નહિ કે બોલતાને સારો માનવો નહિ શ્રી દશવૈકાલિક સૂત્રમા કહ્યુ છે કે 'સમારના સર્વ સાધુપુરુષોએ મૃષાવાદની-અસત્યની નિંદા કરી છે અસત્ય સર્વ પ્રાણીઓને માટે અવિશ્વસનીય છે, અર્થાત્ અસત્ય બોલવાથી બધા પ્રાણીઓનો વિશ્વાસ હઠી જાય છે, તેથી તેનો સર્વથા ત્યાગ કરવો જોઈએ'

## ત્રીજુ મહાવ્રત

ત્રીજુ મહાવ્રત અદત્તાદાન-વિરમણ-વ્રત નામનુ છે તેનાથી એવી પ્રતિજ્ઞા ગ્રહણ કરવામા આવે છે કે ગામ, નગર કે અરણ્યમા થોડુ કે વધારે, નાનુ કે મોટુ, નિર્જીવ કે સજીવ જે કઈ માલીકે પોતાની રાજીખુશીથી આપેલુ ન હોય તેને ગ્રહણ કરીશ નહિ, બીજાની પાસે કરાવીશ નહિ કે ગ્રહણ કરતાને સારો માનીશ નહિ આ મહાવ્રતને લીધે સાધુ દાત ખોતરવાની સળી જોઈતી હોય તો પણ એમને એમ એટલે માલીકની રજા વિના લેતા નથી, તો બીજી વસ્તુની વાત જ ક્યા ?

## ચોથુ મહાવ્રત

ચોથુ મહાવ્રત મૈથુન-વિરમણ-વ્રત નામનુ છે તેનાથી એવી પ્રતિજ્ઞા ગ્રહણ કરવામા આવે છે કે દૈવી, માનુષિક કે પાશવિક કોઈ પણ પ્રકારનુ મૈથુન સેવીશ નહિ, સેવરાવીશ નહિ કે સેવતાને સારો માનીશ નહિ. આ ઘણુ દુષ્કર વ્રત છે તેથી જ પ્રશ્નવ્યાકરણસૂત્રમા કહ્યુ છે કે 'જેમ ગ્રહગણ, નક્ષત્ર ગણ અને તારાગણમા ચદ્ર પ્રધાન છે, તેમ

વિનય, શીલ, તપ, નિયમ આદિ ગુણસમૂહમાં બ્રહ્મચર્ય પ્રધાન છે.’

બ્રહ્મચર્યનાં રક્ષણ માટે શાસ્ત્રોમાં નવ વાડો કહેલી છે, તેનું સાધુ બરાબર પાલન કરે.

(૧) સ્ત્રી, પુરુષ અને નપુંસકની વસ્તીથી રહિત એકાંત વિશુદ્ધ સ્થાનમાં રહેવું.

(૨) કામકથા કરવી નહિ.

(૩) જે પાટ, આસન કે શયન પર સ્ત્રી બેઠેલી હોય ત્યાં બે ઘડી સુધી બેસવું નહિ.

(૪) રાગવશ થઈને સ્ત્રીઓનાં અંગોપાંગ જોવાં નહિ.

(૫) જ્યાં ભીંતને આંતરે સ્ત્રીપુરુષનું જોડું રહેતું હોય ત્યાં રહેવુ નહિ.

(૬) સ્ત્રી સાથે કરેલી પૂર્વક્રીડાનું સ્મરણ કરવું નહિ.

(૭) માદક આહારનો ત્યાગ કરવો.

(૮) લૂખોસૂકો આહાર પણ પ્રમાણ કરતાં વધારે લેવો નહિ.

(૯) શૃંગારલક્ષણા શરીરશોભાનો ત્યાગ કરવો, એટલે કે સ્નાન, વિલેપન, ઉદ્વર્તન, સુંદર વસ્ત્ર વગેરેનો ઉપયોગ કરવો નહિ.

શ્રી દશવૈકાલિક સૂત્રમાં એવી આજ્ઞા કરી છે કે ‘જેના હાથપગ છેદાયેલા હોય, નાકકાન કાપેલા હોય, એવી સ્ત્રી સો વર્ષની ડોસી હોય તો પણ સાધુપુરુષે તેનો સ્પર્શ કરવો નહિ.’

જૈન શ્રમણોની વસ્તીવાળા સ્થાનમા રાત્રે સ્ત્રીઓને પ્રવેશ કરવા દેવામા આવતો નથી, એ તમારા લક્ષમા હશેજ

## પાચમુ મહાવ્રત

પાચમુ મહાવ્રત પરિગ્રહ-વિરમણ-વ્રત નામનુ છે તેનાથી એવી પ્રતિજ્ઞા કરવામા આવે છે કે ' થોડી યા વધારે, નાની યા મોટી, સજીવ કે નિર્જીવ કોઈ પણ વસ્તુનો હુ સ્વય પરિગ્રહ કરીશ નહિ, બીજા પાસે કરાવીશ નહિ કે કરતાને સારો માનીશ નહિ આ મહાવ્રતને લીધે સાધુઓ કોઈ પણ મઠ કે મદિરની માલીકી ધરાવી શકે નહિ, તેમજ ધન, માલ, ખેતર, પાધર, વાડી, વઝીફા, હાટ, હવેલી કે ઢોરઢાખર યા રોકડ નાણુ કે ઝવેરાત પોતાના થકી રાખી શકે નહિ

સાધુઓ પોતાના જીવનનિર્વાહ માટે જે વસ્ત્ર, પાત્ર વગેરે રાખે છે, તેની ગણના પરિગ્રહમા થતી નથી, કારણ કે તે મમત્વબુદ્ધિથી નહિ પણ સયમના નિર્વાહ માટે જ રાખવામા આવે છે

## છઠ્ઠુ રાત્રિભોજન-વિરમણ-વ્રત

સર્વવિરતિ ચારિત્ર ગ્રહણ કરનારે પાચ મહાવ્રતો ઉપરાત છઠ્ઠુ રાત્રિભોજન-વિરમણ-વ્રત પણ અવશ્ય લેવાનુ હોય છે આ વ્રતથી યાવજ્જીવ સર્વ પ્રકારના રાત્રિભોજનનો ત્યાગ કરવામા આવે છે શ્રી દશવૈકાલિકસૂત્રમા કહ્યુ છે કે ' ધરતી પર કેટલાક ત્રસ અને સ્થાવર સૂક્ષ્મ જીવો

નિશ્ચિત રૂપે હોય છે. એ જીવોનાં શરીર રાત્રે દેખી શકાતાં નથી, તો ઈર્યાસમિતિપૂર્વક રાત્રે ગોચરી માટે શી રીતે જઈ શકાય? વળી પાણીને કારણે ધરતી ભીની રહે છે, તેના પર બીજ, કીડી, કીટ પણ પડેલા હોય છે. આ જીવોની હિંસામાંથી દિવસે બચવું પણ મુશ્કેલ હોય છે, ત્યારે રાત્રે તો બચાય જ ક્યાંથી? એટલે રાત્રે ચલાય શી રીતે? આ બધા દોષો જોઈને જ્ઞાતપુત્ર અર્થાત્ શ્રમણ ભગવાન મહાવીરે કહ્યું છે કે નિર્ગ્રંથ સર્વ પ્રકારના આહારનો રાત્રે ભોગ ન કરે.'

## અષ્ટ-પ્રવચન-માતા

ચારિત્રનાં પાલન તથા રક્ષણ માટે સાધુપુરુષે ઘણું કરવાનું હોય છે. તેમાં પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિની મુખ્યતા છે. શાસ્ત્રોમાં તેને અષ્ટ-પ્રવચન-માતા કહેવામાં આવી છે, કારણ કે તે મહાવ્રતસ્વરૂપ પ્રવચનનું પાલન તથા રક્ષણ કરવામાં માતા જેવું કામ કરે છે.

સમિતિનો અર્થ છે સમ્યક્ ક્રિયા અને ગુપ્તિનો અર્થ છે ગોપન ક્રિયા, અર્થાત્ નિગ્રહની ક્રિયા. પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિનાં નામો તો તમે જાણતા જ હશો.

પાંચ સમિતિમાં પહેલી ઈર્યાસમિતિ છે. તેનો અર્થ એ છે કે સાધુપુરુષે ખૂબ સાવધાનીથી ચાલવું. તેમાં નીચેના છ નિયમો પાળવાના હોય છે:

(૧) જ્ઞાન-દર્શન-ચારિત્રના હેતુથી ચાલવું, અન્ય હેતુથી નહિ.

(૨) દિવસ દરમિયાન ચાલવુ, રાત દરમિયાન નહિ આત્રા વગેરેના કારણે જવા આવવાની છૂટ

(૩) સારી અવરજવરવાળા માર્ગે પર ચાલવુ, પણ નવો માર્ગ કે જેમા સજીવ માટી વગેરેનો સભવ હોય ત્યા ચાલવુ નહિ

(૪) સારી રીતે જોઈને ચાલવુ

(૫) નજર નીચી રાખીને ચાર હાથ જેટલી ભૂમિનુ અવલોકન કરતા ચાલવુ નજર ઉચી રાખીને કે આડુ-અવળુ જોતા ચાલવુ નહિ

(૬) ઉપયોગપૂર્વક ચાલવું, વગર ઉપયોગે ચાલવું નહિ સાધુઓ એક સ્થળેથી બીજા સ્થળે જવા માટે કોઈ પણ વાહનનો ઉપયોગ કરતા નથી, કારણ કે તેથી ઇર્યા સમિતિના ચોથા, પાચમા અને છઠ્ઠા નિયમનો ભગ થાય છે

પાચ સમિતિમા બીજી ભાષાસમિતિ છે તેનો અર્થ એ છે કે સાધુપુરુષે ખૂબ સાવધાનીથી બોલવું તેમા નીચેના આઠ નિયમો પાળવાના હોય છે

(૧) ક્રોધથી બોલવુ નહિ
(૨) અભિમાનપૂર્વક બોલવુ નહિ
(૩) કપટથી બોલવુ નહિ
(૪) લોભથી બોલવુ નહિ
(૫) હાસ્યથી બોલવું નહિ
(૬) ભયથી બોલવું નહિ
(૭) વાક્ચાતુરીથી બોલવું નહિ
(૮) વિકથા કરવી નહિ

વળી સાધુને માટે એ સ્પષ્ટ આજ્ઞા છે કે તેણે અતિ કઠોર ભાષાનો ઉપયોગ કરવો નહિ. કોઈને બોલાવવા હોય તો મહાનુભાવ, મહાશય, દેવાનુપ્રિય આદિ મધુર શબ્દનો પ્રયોગ કરવો.

પાંચ સમિતિમાં ત્રીજી એષણાસમિતિ છે. તેનો અર્થ એ છે કે સાધુએ આહાર–પાણીની ગવેષણા કરતાં ખૂબ સાવધાની રાખવી. તે માટે ૪૨ દોષો વર્જવાના હોય છે.

સાધુ ક્ષત્રિય, વૈશ્ય, કૃષિકાર, ગોવાળ આદિ અતિરસ્કૃત અને અનિંદિત કુળમાં ગોચરી કરે, પણ ચક્રવર્તી, રાજા, ઠાકોર, રાજાના પાશવાન કે રાજાના સંબંધીઓને ત્યાં ગોચરી કરે નહિ. વળી કોઈ ગૃહસ્થનાં દ્વાર બંધ હોય તો ઉઘાડીને અંદર જાય નહિ કે જ્યાં ઘણા ભિક્ષુકો એકઠા થતા હોય ત્યાં પણ જાય નહિ. વર્ષા પડતી હોય, હિમ પડતું હોય, મહાવાયુ ચાલતો હોય કે સૂક્ષ્મ જંતુ ઉડી રહ્યા હોય, ત્યારે પણ સાધુ ગોચરી કરે નહિ, પણ પોતાનાં સ્થાનમાં બેસીને ધર્મધ્યાન તથા તપશ્ચર્યા કરે.

પાંચ સમિતિમાં ચોથી આદાન–નિક્ષેપ–સમિતિ છે. તેનો અર્થ એ છે કે સાધુ કોઈ પણ વસ્તુ લેતાં–મૂકતાં ખૂબ કાળજી રાખે અને જે વસ્તુનો નિત્ય ઉપયોગ હોય તેની વિધિસર પ્રમાર્જના કરે.

પાંચ સમિતિમાં છેલ્લી પારિષ્ઠાપનિકા–સમિતિ છે. તેનો અર્થ એ છે કે સાધુ મલ, મૂત્ર, શ્લેમ, થૂંક, કેશ કે બીજી પરઠવવા યોગ્ય વસ્તુ જીવજંતુરહિત, જ્યાં લીલોતરી

ન હોય એવી ભૂમિમા, સાવધાનીપૂર્વક પરઠવે ધર્મરુચિ અણગાર કડવી તુંબડીનુ શાક પરઠવવા ગયા, ત્યા પ્રથમ એક ટીપુ નીચે નાખતા તેની ગધથી આકર્ષાઈને ઘણી કીડીઓ આવી અને તેમને મરતી જોઈ, એટલે પોતાનુ ઉદર નિરવદ્ય સમજીને બધુ શાક તેમા પરઠવી દીધુ અને પોતાના પ્રાણનું બલિદાન આપ્યુ

ત્રણ ગુપ્તિમા પ્રથમ મનોગુપ્તિ છે તેનો અર્થ એ છે કે સાધુએ સરભ, સમારભ અને આરભમા પોતાના મનને પ્રવૃત્ત થવા દેવુ નહિ જે ક્રિયામા છકાયના જીવોની વિરાધના થતી હોય તેનો સકલ્પ કરવો એ સરભ છે, તેને માટે સાધનો એકઠા કરવા એ સમારભ છે અને પ્રયોગ કરવો એ આરભ છે આનો સાર એ છે કે સાધુએ કોઈ પણ હિંસક પ્રવૃત્તિ તરફ પોતાના મનને જવા દેવુ નહિ

ત્રણ ગુપ્તિમા બીજી વચનગુપ્તિ છે તેનો અર્થ એ કે સાધુએ સરભ, સમારભ અને આરભ માટે બોલવામા આવતા શબ્દોનો ઉપયોગ રાખવો, એટલે કે કોઈ વચનપ્રયોગ એવો ન કરવો કે જેથી સરભ, સમારભ કે આરભને ઉત્તેજન મળે

ત્રણ ગુપ્તિમા છેલ્લી કાયગુપ્તિ છે તેનો અર્થ એ છે કે ઊભા રહેતા, સૂતા, ખાટો પસાર કરતા તથા પાચે ઇદ્રિયોનો વ્યાપાર કરતા કાયાને સાવદ્ય યોગમા પ્રવર્તવા દેવી નહિ

## દશ પ્રકારનો યતિધર્મ

સાધુએ સર્વવિરતિચારિત્રના પાલન તથા વિકાસ માટે

દશ પ્રકારનો શ્રમણધર્મ કે યતિધર્મ પાળવાનો હોય છે. તે આ પ્રમાણે :

(૧) ક્ષાંતિ–ક્ષમા રાખવી. ક્રોધ કરવો નહિ.

(૨) માર્દવ–મૃદુતા રાખવી. અભિમાન કરવું નહિ.

(૩) આર્જવ–સરલતા રાખવી. કૂડકપટ કરવું નહિ.

(૪) મુક્તિ–સંતોષ રાખવો. લોભ કરવો નહિ.

(૫) તપ–યથાશક્તિ તપશ્ચર્યા કરવી. ખાસ કરીને ઈચ્છાઓનો નિરોધ કરવો.

(૬) સંયમ–ઈંદ્રિયો પર પૂરેપૂરો કાબૂ મેળવવો.

(૭) સત્ય–વસ્તુનું યથાસ્થિત કથન કરવું. અસત્ય કહેવું નહિ.

(૮) શૌચ–હૃદય પવિત્ર રાખવું. બધા જીવો સાથે અનુકૂળ વ્યવહાર કરવો.

(૯) અકિંચનતા–પોતાના થકી કંઈ રાખવું નહિ. ફક્કડ રહેવું.

(૧૦) બ્રહ્મચર્ય–બ્રહ્મચર્યનું મન, વચન, કાયાથી સારી રીતે પાલન કરવું.

## ષડાવશ્યક

સાધુએ સવાર અને સાંજ ષડાવશ્યકની ક્રિયા એટલે પ્રતિક્રમણ કરવું જરૂરી છે, કારણ કે તેથી વ્રતોનાં પાલનમાં કોઈ દોષ લાગ્યો હોય તો તેની શુદ્ધિ થાય છે અને તે માટે યોગ્ય પ્રાયશ્ચિત્ત લઈ પાછા નિર્મળ બનાય છે. ષડાવશ્યકમાં સામાયિક, ચતુર્વિંશતિસ્તવ, વંદન, પ્રતિક્રમણ,

કાયોત્સર્ગ અને પ્રત્યાખ્યાન એ છ આવશ્યક હોય છે આ આવશ્યકો આત્મશુદ્ધિ માટે ઘણા ઉપકારક છે અને તેથી તેને સર્વ ક્રિયાના સારરૂપ કહ્યા છે

સર્વવિરતિચારિત્રને ધારણ કરનારની સમજણ તથા ક્રિયા કેવી હોય ? તે મૃગાપુત્રની કથા દ્વારા કરીશું

## મૃગાપુત્રની કથા

સુગ્રીવ નામે રમણીય નગર હતું તેમા બલભદ્ર નામે રાજા હતો તેને મૃગાવતી રાણીથી બલશ્રી નામનો એક કુમાર ઉત્પન્ન થયો હતો પરંતુ લોકોમા તે મૃગાપુત્ર તરીકે પ્રસિદ્ધ થયો હતો

મૃગાપુત્ર મનોહર રમણીઓ સાથે પોતાના નદન નામના મહેલમા આનદપૂર્વક ક્રીડા કરતો હતો એક વખત તે મહેલના ગોખમા બેસીને નગરનુ નિરીક્ષણ કરી રહ્યો હતો, ત્યા ક્ષાન, દાત અને નિરારભી એવા એક સાધુપુરુષ તેના જોવામા આવ્યા તે ધારી ધારીને એમને જોવા લાગ્યો અને આખનુ એક પણ મટકુ માર્યા વિના તેમની સામે તાકી રહ્યો તેમ કરતા તેને એવો અધ્યવસાય થયો કે ' આવું સ્વરૂપ મે પહેલા ક્યાક જોયુ છે ' અને તેને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયુ આ જ્ઞાનને લીધે તેણે પોતાના પૂર્વભવો જોયા અને તેમા આદરેલુ સાધુપણું યાદ આવ્યુ તેથી ચારિત્ર પ્રત્યે પ્રેમ થયો અને વિષયો પ્રત્યે વૈરાગ્ય ઉદ્ભવ્યો

પછી તેણે માત પિતાની પાસે આવીને કહ્યુ કે ' હે

માતાપિતા! પૂર્વકાળમાં મેં પાંચ મહાવ્રતરૂપ સંયમધર્મ પાળેલો તેનું સ્મરણ થયું છે અને તેથી હું નરક, તિર્યંચ આદિ ગતિનાં અનેક દુઃખોથી ભરેલા સંસારસાગરમાંથી નિવૃત્ત થવાને ઈચ્છું છું, માટે મને આજ્ઞા આપો. હું સર્વવિરતિચારિત્રની દીક્ષા ગ્રહણ કરીશ.

હે માતાપિતા! કિંપાકફળની પેઠે નિરંતર કડવાં ફળ દેનારા અને એકાંત દુઃખની પરંપરાથી જ વીંટળાયેલા એવા ભોગો મેં ખૂબ ભોગવી લીધા છે. વળી આ શરીર અશુચિથી ઉત્પન્ન થયેલું હોઈ અપવિત્ર છે, તેમજ અનેક કષ્ટોનું કારણ અને ક્ષણભંગુર છે, તેથી તેમાં આસક્તિ રહી નથી. અહો! આખો સંસાર દુઃખમય છે અને તેમાં રહેલાં પ્રાણીઓ જન્મ–જરા–રોગ–મરણનાં દુઃખોથી પીલાઈ રહ્યાં છે!

હે માતાપિતા! ઘર બળતું હોય, ત્યારે તેનો માલીક અસાર વસ્તુઓને છોડી પહેલાં બહુમૂલ્ય વાળી વસ્તુઓ જ કાઢી લે છે, તેમ આ આખો લોક જરા અને મરણથી બળી રહ્યો છે. આપ મને આજ્ઞા આપો તો તેમાંથી તુચ્છ એવા કામભોગોને ત્યજી, કેવળ મારા આત્માને જ ઉગારી લઉં.'

તરુણ પુત્રની આ વાત સાંભળી માતાપિતાએ કહ્યું: 'હે પુત્ર! સાધુપણું ઘણું કઠિન છે. સાધુપુરુષને જીવનપર્યંત પ્રાણી માત્ર પર સમભાવ રાખવો પડે છે, શત્રુ અને મિત્ર બંનેને સમાન દૃષ્ટિએ જોવાના હોય છે. વળી હાલતાં, ચાલતાં, ખાતાં, એમ પ્રત્યેક ક્રિયામાં થતી સૂક્ષ્મ હિંસાથી વિરમવું પડે છે. આ સ્થિતિ ખરેખર ઘણી દુર્લભ છે.

સાધુને જીવનપર્યંત ભૂલેચૂકે પણ અસત્ય બોલવાનુ હોતું નથી સતત સાવધાન રહીને હિતકારી છતા સત્ય બોલવું એ ઘણુ કઠિન છે

સાધુને દાંત ખોતરવાની સળી પણ રાજીખુશીથી દીધા વિના લઈ શકાતી નથી તેવી રીતે દોષરહિત ભિક્ષા મેળવવી, એ પણ અતિ કઠિન છે

કામભોગોના રસને જાણનારાએ મૈથુનથી સાવ વિરક્ત રહેવુ એ કઈ સામાન્ય વાત નથી વળી સાધુપુરુષે ધન, ધાન્ય, દાસદાસાદિ કોઈ પણ વસ્તુનો પરિગ્રહ રાખવાનો હોતો નથી આ રીતે સર્વ વસ્તુઓનો ત્યાગ કરી મમતા રહિત થવુ એ પણ અતિ દુષ્કર છે

સાધુથી રાત્રે કોઈપણ પ્રકારનુ ભોજન કરી શકાતું નથી

હે પુત્ર ! તું સુકોમળ છે અને ભોગમા ડૂબેલો છે, તેથી સાધુપણુ પાળવાને સમર્થ નથી વેળુનો કોળિયો જેટલો નીરસ છે, તેટલો જ સયમ નીરસ છે તરવારની ધાર પર ચાલવાનુ જેટલુ કઠિન છે, તેટલુ જ તપશ્ચર્યાના માર્ગમા પ્રયાણ કરવાનુ કઠિન છે માટે હાલ તો ભોગ ભોગવ અને પછી ચારિત્રધર્મને ખુશીથી સ્વીકારજે'

માતાપિતાના આવા વચનો સાભળીને મૃગાપુત્રે કહ્યુ 'હે માતાપિતા ! આપનુ કહેવુ સત્ય છે, પણ નિઃસ્પૃહીને આ લોકમા કઈ અશક્ય નથી વળી આ સસારચક્રમા દુ ખ અને ભય ઉપજાવનારી શારીરિક અને માનસિક વેદનાઓ હું અનન્ત વાર સહન કરી ચૂક્યો છુ, માટે મને પ્રવ્રજ્યા લેવાની રજા આપો'

આ સાંભળી માતાપિતાએ કહ્યું : ‘હે પુત્ર! તારી ઇચ્છા હોય તો ભલે દીક્ષા લે, પરન્તુ ચારિત્ર ધર્મમાં દુઃખ પડચે એની પ્રતિક્રિયા થઈ શકશે નહિ, અર્થાત્ તેને હઠાવવાનો ઉપાય કરી શકાશે નહિ.’

મૃગાપુત્રે કહ્યું : ‘આપનું કહેવું સત્ય છે, પણ જંગલમાં પશુપક્ષીઓ વિચરતા હોય છે, તેને કંઈ પણ રોગ–આતંક આવતાં તેની પ્રતિક્રિયા કોણ કરે છે? જેમ જંગલમાં મૃગ એકલો સુખેથી વિહાર કરે છે, તેમ સંયમ અને તપશ્ચર્યા વડે હું એકાકી ચારિત્રધર્મમાં સુખપૂર્વક વિચરીશ.’

આ પ્રમાણે દૃઢ વૈરાગ્ય જોઇ માતાપિતાનાં હૃદય પીગળી ગયાં અને તેમણે કહ્યું : ‘હે પુત્ર! તને જેમ સુખ ઉપજે તેમ કર.’

માતાપિતાની અનુજ્ઞા મળતાં મહાન હાથી જેમ બખ્તરને ભેદી નાખે, તેમ તેણે સર્વ મમત્વને ભેદી નાખ્યું અને સમૃદ્ધિ, ધન, મિત્રો, સ્ત્રી, પુત્રો અને સ્વજનોનો ત્યાગ કર્યો.

હવે મૃગાપુત્ર મુનિ પાંચ મહાવ્રતો, પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિથી યુક્ત બનીને બાહ્ય તથા અભ્યંતર તપશ્ચર્યામાં ઉદ્યમવંત થયા તથા મમતા, અહંકાર અને આસક્તિને છોડી સમભાવે રહેવા લાગ્યા, પછી ધ્યાનનાં બળથી કષાયોનો નાશ કરીને પ્રશસ્ત શાસનમાં સ્થિર થયા.

આ પ્રમાણે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વિશુદ્ધ ભાવનાઓથી પોતાના આત્માને ભાવિત કરી, ઘણાં વર્ષો

સુધી ચારિત્ર પાળી, પ્રાંતે એક માસનું અણસણુ કરીને શ્રેષ્ઠ સિદ્ધિગતિ પામ્યા

તાત્પર્ય કે જે આત્મા વૈરાગ્યથી પૂરેપૂરો રંગાયેલો હોય અને મહાવ્રતો ધારણ કર્યા પછી તેનું યથાર્થ પાલન કરે, તેમજ પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ અને દશવિધ યતિધર્મને અનુસરે, તેનું સાધુપણું સાર્થક છે અને તેજ આખરે આ સંસારસમુદ્રનો પાર પામી શકે છે

## ઉપસંહાર

મહાનુભાવો! અહીં આત્મા, કર્મ અને ધર્મ આ ત્રણે વિષયોની વ્યાખ્યાનમાળા પૂર્ણ થાય છે આ ત્રણે વિષયો ઘણા ગંભીર છે અને તે જાણવા-સમજવાની ખાસ જરૂર છે અમે તો આ વ્યાખ્યાનમાળામાં તેની સંક્ષેપથી છણાવટ કરી છે, એટલે તે સંબંધમાં હજી સૂક્ષ્મ અને વિશેષ કેટલુંક જાણવાનું બાકી રહી જાય છે જેમકે—

(૧) બીજી અરૂપી વસ્તુને રૂપી વસ્તુ કંઈ પણ અસર કરતી નથી, તો અરૂપી એવા આત્માને અસર કેમ કરે છે?

(૨) સુખનું સ્વરૂપ શું? સુખ કોને કહેવાય?

(૩) ખૂબ અશાંતિ અને દુઃખના સમયમાં પણ સુખ શાંતિ કેવી રીતે મળે?

(૪) કુશલ અનુષ્ઠાનપ્રવૃત્તિથી પુણ્યાનુબંધી પુણ્ય બંધાય છે અને પૂર્વમાં બાંધેલા કર્મોની નિર્જરા પણ થાય છે, તો એક જ પ્રવૃત્તિ જે કર્મ બંધાવે છે, તે નિર્જરા કેવી રીતે કરી શકે?

(૫) આત્માનો એક સમયમાં એક જ ઉપયોગ હોય છે અને કર્મનો બંધ સમય-સમયમાં આયુષ્ય ન બાંધે ત્યારે સાતનો હોય છે અને સાતે કર્મની સ્થિતિ તથા રસ જૂદા જૂદા પડે છે, તો એક સમયના એક જ ઉપયોગથી જૂદા જૂદા કર્મો શી રીતે બંધાય ? અને જૂદી જૂદી સ્થિતિ તથા જૂદા જૂદા રસનું નિર્માણ કેવી રીતે થાય !

(૬) ધર્મ ભવાંતરે તો સારું ફલ આપે જ છે, પરંતુ વર્તમાનકાલમાં પણ ધર્મકરણી કરતી વખતે ઘણા લાભો થાય છે. જેમકે-તેટલા સમય સુધી પાપક્રિયાથી છૂટાય છે, જૂનાં કર્મોની નિર્જરા થાય છે અને નવું પુણ્યાનુબંધી પુણ્ય બંધાય છે તથા બંધાતાં પાપકર્મોનો બંધ ઢીલો પડે છે. આપણી ધર્મકરણી જોઈને બીજાને ધર્મકરણી કરવાનું દિલ થાય અને કુટુંબમાં ધર્મના સંસ્કારો પડે છે, વગેરે વગેરે. તે અવસરે કહેવાશે.

જેણે ધર્મની શુદ્ધ મને આરાધના કરી તે અનંત સુખ પામ્યા. તમે પણ ધર્મની આરાધના વડે અનંત સુખ પામો.

सर्वमङ्गलमाङ्गल्यं, सर्वकल्याणकारणम् ।
प्रधानं सर्वधर्माणां, जैनं जयति शासनम् ॥

卐